

गुणातीतोऽक्षरं ब्रह्म भगवान् पुरुषोत्तमः ।
जनो जानन्निदं सत्यं मुच्यते भवबन्धनात् ॥

प्रि यवस-अहमदाबाद

સ્વામી શ્રીજી

સર્વોપરી શુદ્ધ ઉપાસના પ્રવર્તક

પ્રગટ બ્રહ્મસ્વરૂપ

# સ્વામીશ્રી યજ્ઞપુરુષદાસજી

( બીજો ભાગ )

★

લેખક :

હર્ષદરાય ત્રિભુવનદાસ દવે

બી. કોમ.

★

પ્રકાશક :

શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી, પ્રમુખ

શ્રી અક્ષર પુરુષોત્તમ અર્થાત્ સ્વામિનારાયણ સંસ્થા,

બોચાસણ.

# અનુક્રમણિકા

## ખંડ ૪ થો

### ઉત્તર કાંડ



## ખંડ ૫ મો

### સમાધિ કાંડ





## ખંડ ૬ ઠ્ઠો

### આફ્રિકા વિભાગ





# सद्गुरु शरणाष्टकम्

वैराग्येण दृढेन बाल्यवयसि त्यक्त्वा गृहं बान्धवान्
अन्विष्टाच्चक्षुतोपिताच्च गुरुतो विज्ञानमासाद्य च ।
सद्बोधेन विमोचयस्यनुगतान् देशेमुमुक्षुनटन्
पूजार्हं प्रणमामि यज्ञपुरुषं शास्त्रप्रवीणं मुदा ॥ ॥१॥
शुश्रूषांकृतवान् गुरोरगणयन् प्राग्जेरुपाधीन् बहून्
सेवाया अचलव्रतं धृतयताभीतं न कस्मादपि ।
आज्ञांपालयतानुभूतमतुलं शारीरकष्टं गुरोः
पूजार्हं प्रणमामि यज्ञपुरुषं शास्त्रप्रवीणं मुदा ॥ ॥२॥
शास्त्रं जीवणरंगतः श्रुतवता वेदादिताभ्यां त्वया
साकार प्रकटेश्वराक्षरपतेरध्यापितोपासना ।
शास्त्रार्थाः विहिताः सभासु विजिताः वादैः प्रतिस्पर्धिनः
पूजार्हं प्रणमामि यज्ञपुरुषं शास्त्रप्रवीणं मुदा ॥ ॥३॥
कारुण्येन वसुंधरां हरिवरो युक्तोऽक्षरेणाययौ
आज्ञा श्रीहरिणा कृता प्रथयितुं भक्तिं हरेरीदृशीम् ।
आज्ञां पालयता दुराग्रहवतां सोढाः स्त्वयोपद्रवाः
पूजार्हं प्रणमामि यज्ञपुरुषं शास्त्रप्रवीणं मुदा ॥ ॥४॥
श्री बोचासणधाम रम्यसिकताः पूताः पदैः श्री हरेः
संकल्पो विहितस्त्वयाक्षरपतेः मूर्तिप्रतिष्ठापने ।
भक्तेभ्योऽक्षरमन्दिरं रचयता प्रौढं महो दर्शितम्
पूजार्हं प्रणमामि यज्ञपुरुषं शास्त्रप्रवीणं मुदा ॥ ॥५॥
श्रद्धायुक्त मुमुक्षुरस्यशरणं कुर्याद्भवत्सेवनां
संतापांस्त्रिविधान् निवार्य सकलान् भूयाद् भवान् शान्तिदः ।
देहो भक्त हितार्थमेव भवता ब्रह्मार्पितो धार्यते
पूजार्हं प्रणमामि यज्ञपुरुषं शास्त्रप्रवीणं मुदा ॥ ॥६॥

धर्मज्ञानविरागभक्तय इमे एकान्तिकानां गुणाः
चत्वारश्च भवन्ति पञ्चममिदं शुश्रूषणं श्रीहरेः ।
श्रेयस्कारिगुणाः हरेः मुनिवरं त्वां भूषयन्तेऽखिलाः
पूजार्हं प्रणमामि यज्ञपुरुषं शास्त्रप्रवीणं मुदा ॥ ॥७॥
यस्यस्मरणेन जनस्य मलिनाः चिन्ताः समूला गता
मोक्षेच्छोः शरणेन यस्य विरतं संसारचक्रंमहत् ।
भक्तो यस्य यशांसिदिक्षुदशसुस्तौतिप्रहर्षेणतं
पूजार्हं प्रणमामि यज्ञपुरुषं शास्त्रप्रवीणं मुदा ॥ ॥८॥

---

## સદ્‌ગુરુ શરણાષ્ટક

બાલ્યાવસ્થા છતાં કીધો ગૃહ કુટુંબી આદીના ત્યાગને,
શોધી સદ્‌ગુરુને પ્રસન્ન કરી, પામ્યા એથી વિજ્ઞાનને;
દ્યો છો મોક્ષ મુમુક્ષને ફરી ફરી, દેશાંતરે બોધથી,
એવા યજ્ઞપુરુષદાસ તમને પાયે નમું પ્રીતથી. (૧)
ગુરુવર્ય પ્રાગજી તણી કરી, સેવા ઉપાધી સહી,
રાખી ટેક સદા અવિચળ ગ્રહી, પરવા ન કોની કરી;
આજ્ઞા શ્રીગુરુની મહી તન કર્યું, ચૂરેચૂરા પ્રેમથી,
એવા યજ્ઞપુરુષદાસ તમને પાયે નમું પ્રીતથી. (૨)
જીવણ રંગ થકી વ્યાકરણ વેદાંતાદિ શાસ્ત્રો ભણ્યા,
શીખાવી વળી એહને પ્રગટની, સાકાર ઉપાસના;
શાસ્ત્રાર્થો કરી પંડિતો ભરી સભામાંહી જીત્યા વાદથી,
એવા યજ્ઞપુરુષદાસ તમને પાયે નમું પ્રીતથી. (૩)
શ્રીજી અક્ષર યુક્ત પૃથ્વી ઉપરે આવ્યા કરુણા કરી,
વાર્તા એહ ઉપાસનાની ઠરવા, આજ્ઞા હરિની ધરી,
તેમાં નિત્ય દુરાગ્રહી તણી સહી, ઉપાધીને મૌનથી,
એવા યજ્ઞપુરુષદાસ તમને પાયે નમુ પ્રીતથી. (૪)

શ્રી બોચાસણ ધામ છે રમણરેતી જ્યાં હરિ વિચર્યા,
ત્યાં સંકલ્પ કર્યા શ્રી અક્ષર પ્રભુની મૂર્તિઓ સ્થાપવા;
સ્થાપી પ્રૌઢ પ્રતાપ ભક્ત જનને, દેખાડીયો હર્ષથી,
એવા યજ્ઞપુરુષદાસ તમને પાયે નમું પ્રીતથી. (૫)

શ્રદ્ધાયુક્ત મુમુક્ષુ કોઈ શરણે આવી, કરે સેવના,
ટાળી તાપ ત્રિવિધ દોષ સઘળા શાંતિ દીયો છો સદા;
આ બ્રહ્માર્પણ દેહ ભક્ત અર્થે રાખ્યું કરી હર્ષથી,
એવા યજ્ઞપુરુષદાસ તમને પાયે નમું પ્રીતથી. (૬)

ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ એ એકાંતિકના છે ગુણો,
સેવા શ્રીહરિ તુલ્ય નિત્ય કરવા પંચે પુરા લક્ષણો;
છો આભુષિત સર્વ ગુણ હરિના, કલ્યાણકારા સદા,
એવા યજ્ઞપુરુષદાસ તમને પાયે નમું પ્રીતથી. (૭)

જેનું નામ રટયા થકી, મલિન સંકલ્પો સમૂળા ગયા,
જેને શરણ થયા પછી, ભવ તણા ફેરા વિરામી ગયા;
જેનું ગાન દશો દિશે હરિજનો ગાવે અતિ હર્ષથી,
એવા યજ્ઞપુરુષદાસ તમને પાયે નમું પ્રીતથી. (૮)



# ખંડ ૪ થો

## ઉત્તર કાંડ

तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम् ।
शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ॥
तत्र भागवतान्धर्मान् शिक्षेद्गुर्वात्मदैवतः ।
अमाययानुवृत्त्या यैस्तुष्येदात्मात्मदो हरिः ॥

—શ્રીમદ્ ભાગવત્ ૧૧-૩-૨૧, ૨૨.

**અર્થ :** જેને પોતાનું આત્યંતિક કલ્યાણ કરવું હોય તેને શબ્દબ્રહ્મ જે વેદ—જે કેવલ પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપનું જ વર્ણન કરે છે—તેમા નિષ્ણાત હોય, તથા પરબ્રહ્મ પરમાત્માનો અપરોક્ષ અનુભવ હોય અને પોતે અખંડ બ્રહ્મસ્થિતિમા રત રહી પરમાત્માનું ચિંતવન કરતા હોય, તેવા ગુરુનું શરણું લેવું જોઇએ. ગુરુને જ પોતાનો આત્મા અને પ્રગટ ગુરુરૂપ હરિ સમજી, તેમના સ્વરૂપમાં દિવ્ય બુદ્ધિ દૃઢ કરી, તેમની આજ્ઞાનું પાલન કરી, તેમની પાસેથી ભાગવત ધર્મનું રહસ્ય જાણવું. ભાગવત ધર્મ સિદ્ધ કરવાથી જ આત્મારૂપ થવાય છે અને ત્યારેજ શ્રીહરિની પ્રસન્નતા થાય છે.

× × ×

પૃથ્વી ઉપર શુદ્ધ અને સર્વોપરી ઉપાસનાની સ્થાપના થઈ ગઈ. સ્વામીશ્રી પોતાના આશ્રિતોને આ ઉપાસના સિદ્ધ કરવા માટે, બ્રહ્મરૂપ થઈ પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણનો અખંડ યોગ કરવા માટે, અનિવાર્ય એવા ભાગવત્ ધર્મના રહસ્યનો પ્રકાશ કરી, ધીરે ધીરે તે બ્રહ્મજ્ઞાનના માર્ગ ઉપર જ સૌને દોરવા લાગ્યા. શબ્દ બ્રહ્મ જે વેદ જે થકી બ્રહ્મનું જ્ઞાન થાય છે, અને બ્રહ્મ થકી પરબ્રહ્મનું જ્ઞાન થાય છે, તે બંને જ્ઞાનના અપરોક્ષાનુભવી નિષ્ણાત સદ્‌ગુરુની પ્રાપ્તિ વિના બ્રહ્મસ્થિતિ પમાયજ નહિ. એવા કર્ણધાર સ્વામીશ્રીની પાસે, તેમના આશ્રિતોની જીવનનૈયા ખરેખર સુરક્ષિત જ હતી !

× × ×

સ્વામીશ્રી રાજકોટના હરિભક્તો શેઠ હિરજીભાઈ તથા હરગોવિંદભાઈ, છગનભાઈ, શેઠ મોરારજીભાઈ વગેરેના આગ્રહથી શ્રાવણ શુદ ૫ ને દિવસે શ્રી કૃષ્ણજી અદાની દેહોત્સર્ગ તીથિનો સમૈયો કરવા, રાજકોટ પધાર્યા. અત્રે અદાશ્રીની દેરી – આજી નદીના તટ ઉપર – ના સ્થાન ઉપર અદ્‌ભુત ઉત્સવ કર્યો. અદાશ્રીના મંડળે પણ સ્વામીશ્રીની સેવા કરી રૂ. ૧૩૦૦) અક્ષર મંદિરની સેવામાં આપ્યા. સ્વામીશ્રી આ મંડળના ભાવથી અત્યંત રાજી થયા.

× × ×

સારંગપુરના હરિભક્તોને તથા સંતોને પણ દર્શનની ઘણી જ તાણ હતી. સ્વામીશ્રી સારંગપુર પધાર્યા, તે ખબર આજુબાજુના ગામોમાં મળ્યા. એટલે તુરત જ ઝમરાળા, કેરીયા, બગડ, ખસ, નાવડા વગેરે ગામોના હરિભક્તો દર્શને આવ્યા. ચકોર જેમ ચંદ્રના દર્શનથી શાંત થાય, તેમ સ્વામીશ્રીના દર્શનથી આ સૌ સંત હરિભક્તો પોતાના નયન તૃપ્ત કરી શાંતિ પામ્યા. સ્વામીશ્રીએ પણ તેમને વાતો કરી આનંદ કરાવ્યો. પછી ઘૂંમટનું કામ ચાલતુ કરાવી સ્વામીશ્રી ત્યાંથી સાધુ પ્રેમવતીદાસ, હરિજીવનદાસ* તથા ગોપીનાથદાસને લઈને આણંદ પધાર્યા.

**શરદ પૂર્ણિમાનો પ્રથમ સમૈયો**

મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીના જન્મોત્સવનો પ્રથમ સમૈયો આસો સુદ ૧૫નો શ્રી અક્ષરમંદિરમાં અતિ ધામધૂમ પૂર્વક ઉજવવાની તૈયારી કરી. આ પ્રસંગે ગુજરાતના તમામ હરિભક્તોને સ્વામીશ્રીએ ખાસ બોલાવ્યા. શરદ પૂનમની ચાંદનીમાં મંદિરના ચોગાનમાં મોટો શમિયાણો બાંધી, મહારાજ અને સ્વામીની મૂર્તિઓ

* ગુજરાતમા વડોદરા પાસે સેવાસ્ક્વા ગામમા પાટિદાર જ્ઞાતિમા આ પુરુષનો જન્મ સં. ૧૯૭૨ માં થયો હતો. ૧૫ વર્ષની નાની વયમા જ તેમના પિતાશ્રી છોટાભાઇ તેમને બોચાસણ સ્વામીશ્રી પાસે લઈ આવ્યા અને સ્વામીશ્રીને કહ્યુ, 'બાપા ! આ છોકરો તમને સોપ્યો.' સ્વામીશ્રીએ તેમને પોતાની સેવામા રાખ્યા અને ત્યારબાદ યોગ્ય સમયે દીક્ષા આપી હરિજીવનદાસ નામ પાડ્યું,

પધરાવી, જન્મની પાંચ આરતી જૂદા જૂદા સમયે કરી. ગોંડળ નરેશ તથા રાજ્યના તમામ અમલદારો ખાસ પધાર્યા હતા. રાજ્ય તરફથી ખાસ આ પ્રસંગને શોભાવવા સારુ બેન્ડ મોકલ્યું હતું. સ્વામીશ્રીના વરદ હસ્તે છેલ્લી આરતી થઈ અને ત્યારબાદ દૂધપૌવાનો પ્રસાદ વહેંચી ઉત્સવ પૂરો કર્યો. શ્રીઅક્ષરમંદિરના પ્રાણ સમાન સ્વામી જ્ઞાનજીવનદાસજી યોગી મહારાજનો ઉત્સાહ, આ સમૈયામાં અપૂર્વ હતો. પોતાને ત્યાં જ ઉત્સવ હોય અને આનંદ અને ઉત્સાહથી સેવામાં જોડાઇ જઇએ તેમ, યોગીજી મહારાજ આ પ્રસંગે અતિ વેગવાન પ્રવૃત્તિથી, સેવામાં જોડાઇ ગયા હતા. તમામ હરિભક્તોને બીજે દિવસે પ્રેમપૂર્વક જમાડી સમૈયો પૂરો કર્યો.

× × ×

જેઠ માસમાં ડાંગરામાં મહા મુક્તરાજ શ્રી પૂજાજી બાપુ ધામમાં ગયા. આથી સમગ્ર સત્સંગને ઘણીજ ખોટ પડી.

**પૂજાજી બાપુ ધામમાં પધાર્યા**

ગુજરાતના ઘણા ગામોમાં આ મુક્ત પુરુષે, શ્રીજી સ્વામીની સર્વોપરી શુદ્ધ નિષ્ઠા અનેકવાર વિચરણ કરી, પ્રવર્તાવી હતી અને સ્વામીશ્રીનો પણ યથાર્થ મહિમા સૌને સમજાવી તેમને વિષે જોડ્યા હતા.* સ્વામીશ્રી જાગા ભક્ત થકી આ જ્ઞાન સિદ્ધ કરી, મુક્તરાજ પૂજાજી ભાઇએ તે જ્ઞાનના પ્રવર્તન અર્થે જ પોતાનું જીવન કરી નાંખ્યું હતું. સ્વામીશ્રીના આ ઉપાસના પ્રવર્તન કાર્યમાં બાપુની સેવા અજોડ હતી. સત્સંગને આ ખોટ ખૂબજ સાલી. પરંતુ મુક્ત પુરુષો જતાં નથી, સદા એક અથવા બીજા સ્વરૂપે રહે છે, તે જ્ઞાનને અંતરમાં સૌએ ઉતાર્યું હોવાથી, સૌ શાંતિથી આ દુઃખ સહન કરી શકયા.

× × ×

* આજ વર્ષમાં સં. ૧૯૯૧ માં સ્વામીશ્રી સલાડ પધાર્યા ત્યારે મુક્તરાજ પૂજાજી બાપુ સાથે હતા. સલાડમા ઘેર ઘેર સ્વામીશ્રીની પધરામણી થઈ. તે વખતે મણિલાલ નાનાલાલ ભટ્ટને ઘેર પણ સ્વામીશ્રી પધાર્યા. તેમને પૂજાજી બાપુ થકી સત્સંગ થયો હતો. અહીં શ્રી પૂજાજી બાપુએ સૌને કહ્યું ' સ્વામીશ્રી તો ગુણાતીત જ્ઞાનના જ્ઞાનાચાર્ય છે. તે જો ન પધાર્યા હોત તો ગુણાતીત જ્ઞાન ખૂણિયું રહેત. ' આ પ્રમાણે સ્વામીશ્રીનો અપાર મહિમા સૌને બાપુએ સમજાવ્યો હતો.

સ્વામીશ્રીનું કાર્ય હવે પૂરા વેગથી ઊપડયું હતું. અક્ષર મંદિરનું નિશાન ગોંડળમાં પડયું. સ્વામીશ્રીનું સ્થાન હાથમાં આવી ગયું, મંદિર થઇ ગયું અને સ્વામી મહારાજ સાથે બેસી ગયા. ખૂબ જ પ્રચ્છન્ન રાખેલો પોતાનો પ્રતાપ પોતાના એક પછી એક કાર્યને લીધે, એકાંતિક ધર્મના પ્રવર્તનને લીધે, પૂર્ણપણે હવે પ્રકાશવા લાગ્યો. સ્વામીશ્રીનું સ્વરૂપ અગમ્ય હતું. છતાં સૌ સૌને પોતાની કક્ષા પ્રમાણે તે સ્વરૂપમાં અતિ અપાર પરપણું જણાવા લાગ્યું. મોટા પુરુષોને તો પોતાનો પ્રતાપ ઢાંકવા ઉપર જ તાન હોય છે. પરંતુ જ્યાં ખૂબ જ અંધારું હોય – માયા પૂર્ણ સ્વરૂપે પ્રગટ થઇ હોય – ત્યાં માયાને વિદારવા, તેમને વિશેષ પ્રકાશ ફેંકવો પડે. તેવે સમયે કેવળ તેમના તરફ જ દૃષ્ટિ રાખનાર ભક્તને ખબર પડી જાય કે પ્રકાશનો-પુંજ અહીં જ છે, નથી દેખાડતા એ એમની ઇચ્છા છે.

× × ×

સં. ૧૯૬૨ના ફાગણ માસનો ફુલદોલનો સમૈયો સ્વામીશ્રીએ સારંગપુરમાં કર્યો. સ્વામીશ્રીના પ્રૌઢ પ્રતાપથી આકર્ષાતા હરિભક્તોનો સમૂહ હવે દરેક સમૈયે વધતો જ જતો હતો. આ સમૈયામાં સ્વામીશ્રીએ ગ. અં. ૧૨ મું વચનામૃત વંચાવી, નિર્માનીપણે વર્તવાની અને હઠ, માન અને ઇર્ષ્યાનો ત્યાગ કરવાની વાત કરતાં કહ્યું:–

આ વચનામૃત સિદ્ધ નહિ થાય તો ઘેર ગયા સિવાય રહેવાશે નહિ

"શ્રીજી મહારાજે આ વચનામૃતમાં અત્યંત નિર્માનીપણે વર્તવાની સૌને આજ્ઞા કરી છે; ઉચ્ચ કુળનું, ધનનું, રૂપનું કે પંડિતાઇનું માન છોડીને, ભગવાનના ભક્તના દાસાનુદાસ થઇને જ રહેવું અને કોઇ પણ સત્સંગીનો અવગુણ આવવા દેવો જ નહિ. જો અવગુણ આવ્યો તો હડકાયા શ્વાનની પેઠે હડકવા લાગે અને આસુર ભાવ ધીરે ધીરે અંતરમાં પ્રવેશવા લાગે અને અંતે જીવનો નાશ થઇ જાય. માટે સંસારમાંથી નિઃસ્પૃહ થઇને, ભગવાનના ચરણારવિંદમાં પ્રીતિ રાખીને ભગવાનનું ભજન કર્યા કરવું. આ જે

વાત મહારાજે કરી છે તેને જે અંતરમાં રાખશે તેને કોઇ રીતે કલ્યાણના માર્ગમાં વિઘ્ન આવશે જ નહિ. એટલે જ આ વાત છે તે કરામત જેવી છે. માટે સૌ સંત, પાર્ષદ અને હરિભકતો, શ્રીજી મહારાજની આ સિધ્ધાંત વાત અંતરમાં ઉતારી લેજો. આ વચનામૃત જો સિધ્ધ નહિ થયું હોય તો પાંચ વર્ષે, દશ વર્ષે કે પચાસ વર્ષે પણ ઘેર ગયા સિવાય રહેવાશે નહિ. વળી જે હરિભકતને પણ આ વચનામૃત સિધ્ધ નહિ થયું હોય તો અંતે તેનો સત્સંગ રહેશે નહિ. માટે માન, દ્રોહ અને ઇર્ષ્યા એ ત્રણ જીવની ઘાત કરનારા છે.” આટલી વાત સ્વામીશ્રીએ કરી અને જેના અંતરમાં રજ, તમનાં કે ઇર્ષ્યા, માન વગેરેના જે જે સૂક્ષ્મ સંકલ્પો હતા, તે સર્વે ટાળી નાંખ્યા.

## શ્રીનગરમાં ઐતિહાસિક કથા પર્વ

સ્વામીશ્રીના પ્રભાવથી સંપૂર્ણ અંકિત થઇ, તેમને જ સમગ્ર જીવનનું ધ્યેય માની વર્તનારા શ્રીનગરના હરિભકતોએ, સ્વામીશ્રીને શ્રીનગરમાં એક માસ રાખી શ્રી સત્સંગિજીવનનું પારાયણ કરાવવા નક્કી કર્યું.

શહેર બહાર સાબરમતીના તટ ઉપર કાશીવિશ્વનાથના વિશાળ મંદિરમાં કથા સ્થળ ગોઠવ્યું. અહીં સુંદર સુશોભીત મંડપ બંધાવવાની તથા આ પારાયણ માટેની બીજી અપૂર્વ તૈયારીઓ શ્રીનરના સત્સંગ મંડળે આદરી દીધી. સં. ૧૯૯૨ ના અધિક ભાદરવા માસમાં કથાનો પ્રારંભ કરવાનું નક્કી કરી, દેશ દેશના હરિભક્તોને કંકોત્રીઓ લખી આમંત્રણ મોકલાવ્યા

સ્વામીશ્રી તેમના સંત મંડળ સાથે પધાર્યા. સૌને અભૂતપૂર્વ ઉત્સાહ હતો. સ્વામીશ્રીને પણ હવે પોતાના કાર્યને વિશેષ અને વિશેષ વેગ આપી, શ્રીજી સ્વામીની સર્વોપરી ઉપાસનાને બ્રહ્માંડમાં વહેતી મૂકવી હતી. સૌને મનમાં હતું કે આ પારાયણમાં અવનવા

દિવ્ય પ્રસંગે બનશે. આ વર્ષે વર્ષાદે ખૂબ ખેંચ્યું હતું. જેઠ, આષાઢ શ્રાવણ ગયા, છતાં વર્ષાદનું એક ટીપું પણ પડ્યું ન હતું. હરિભક્તોની પ્રાર્થના વર્ષાદ માટે ચાલુજ હતી. તેમના ખેતર સુકાતા હતા, ઢોર ઘાસ વિના ભૂખે મરતા હતા. આવા સમયે ધા નાખતા પોતાના ભાવિક હરિભક્તોને માટેજ, સમગ્ર પૃથ્વીમાં કાળ પોતાના ઘેરા કારમાં ઓળા પાથરવા પ્રયત્ન કરી રહ્યો હતો તેને પાછો પાડવા, સ્વામીશ્રીએ શ્રીનગરના હરિભક્તોને કહ્યું, 'તમો જો પારાયણ ગોઠવો તો મહારાજ વર્ષાદ જરૂર મોકલશે.' સ્વામીશ્રીની આ આજ્ઞા થવાથી આ પારાયણના પગરણ શરુ કર્યા. સૌને આશા હતી હવે વર્ષાદ જરૂર થશેજ. હરિભક્તોના જુથ દેશો દેશથી શ્રીનગર પારાયણ પ્રસંગે આવવા લાગ્યા.

અધિક ભાદરવા શુદી ૨ ને દિવસે કથાનો પ્રારંભ થયો. શાસ્ત્રી શ્રીજીસ્વરૂપદાસે કથાની શરૂઆત કરી. ધીરે ધીરે પ્રગલ્ભતા પામતા આ શાસ્ત્રીનો મીઠો કંઠ અને તેમાંથી ઝરતા ગીર્વાણ ગિરામાં શ્રીજીના પુનિત લીલા ચરિત્ર સાંભળીને, સૌને શાંતિ શાંતિ થઇ જતી. બે ત્રણ અધ્યાયો સ્વામીશ્રી પણ વાંચતા. ત્યારબાદ નારણજી મહારાજ શ્રીજીના લીલા ચરિત્રોની દિવ્ય વાતો કરતા.

સાંજે છ વાગે શ્રીમદ્ ભાગવતની કથા સ્વામીશ્રી વાંચતા. પછી પ્રોફેસર જેઠાલાલ સ્વામિનારાયણ 'શ્રી અક્ષર પુરુષોત્તમ ચરિત્તમ્' નામના પોતે રચેલા સંસ્કૃત ગ્રંથમાંથી થોડાક અધ્યાયો વાંચતા. ત્યારબાદ આરતી 'ધૂન્ય' કીર્તનો વગેરેની રમઝટથી અક્ષર ધામના દિવ્યાનંદનો આસ્વાદ સૌને આવતો.

અમદાવાદની વૈષ્ણવ જનતા પણ સ્વામીશ્રીના શ્રીમુખેથી શ્રીમદ્ ભાગવતની કથા સાંભળવા આવતી. સ્વામીશ્રીની દિવ્ય વાણી, તેમની દિવ્ય મૂર્તિ અને કથાનું દિવ્ય વાતાવરણ, આ બધા દિવ્ય પ્રસંગો, તેમના અંતરના ઊંડાણમાં સ્પર્શ કરી ગયા. સ્વામીશ્રી પણ ભગવાન કે તત્સ્વરૂપ સંતના સંબંધથી જ સર્વત્ર

દિવ્યતા પ્રસરે છે, એ ભાવને વિશેષ અને વિશેષ પ્રગટ કરતા. સ્વામીશ્રી કથાનું સૌને એવું સુખ આપવા લાગ્યા જેથી અક્ષરના આ પરમ સુખનો આસ્વાદ સૌને ચિરઃસ્મરણીય બની રહે.

જોગી દયાળુ છે

ધીરે ધીરે કથાનો રંગ પણ જામવા લાગ્યો. રોજને રોજ દેશાંતરના હરિભક્તો અને સંતો પધારતા. સ્વામીશ્રી તેમને વર્ષાદના સમાચાર પૂછતા ત્યારે તેઓ કહેતા, 'દયાળુ ! એક છાંટો ય વરસાદ કોઇ ઠેકાણે પડયો નથી. પશુ, પક્ષી, મનુષ્ય આજે તરફડે છે અને શું થશે તેનો કોઇ વિચાર કરી શકતું નથી. આપ દયા કરો તો કાંઇક થાય.' ત્યારે સ્વામીશ્રી પણ એટલીજ ગંભીરતાપૂર્વક કહેતા, 'તમે જોગીને વાત કરો. એ દયાળુ છે તે જરૂર મહારાજને અરજી કરશે'. બધા જ્યારે જોગી મહારાજ પાસે જતા ત્યારે તેઓ હસીને કહેતા, 'બધું સ્વામીના હાથમાં છે. પણ આપણે ધૂન્ય કરીએ તો સ્વામી વરસાદ વરસાવશે.' એમ અખંડ ધૂન્ય જોગી મહારાજ કરાવતાં. કથાના આ દિવ્ય આનંદમાં વર્ષાદનું દુઃખ સૌ ભૂલી જતા.

ભાદરવા સુદી ૧૫ નો દિવસ આવ્યો. હરિભક્તોની ભીડ થવા માંડી. સ્વામીશ્રીને વરસાદ માટે અરજી સૌ કરવા લાગ્યા. સ્વામીશ્રી તો ગંભીરતાપૂર્વક એટલું જ કહેતા, 'બધું સ્વામીશ્રીજીની ઇચ્છા મુજબ થાય છે. આ વર્ષે વૃષ્ટિ થવાની જ નથી. પરંતુ તમો સૌ ધૂન્ય કરો છો તેથી મહારાજ વરસાદ મોકલશે.' પછી સમાધિ-વાળા સાધુ ધર્મસ્વરૂપદાસને બોલાવી સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'તમો સમાધિમાં જાઓ અને મહારાજને વિનતિ કરો કે વરસાદ મોકલે.'

ધર્મસ્વરૂપદાસ સમાધિમાં ગયા અને મહારાજ તથા સ્વામીને વરસાદ માટે બહુ પ્રાર્થના કરવા લાગ્યા. એટલે મહારાજે તેમને કહ્યું, 'સ્વામી શાસ્ત્રીજી મહારાજ તમારા બ્રહ્માંડમાં સૌને ભજન કરાવી પૃથ્વીનો ભાર ઉતારે છે. માટે વરસાદ વિના કોઇ દુઃખી

થવાનું નથી. તમે ચિંતા ન કરશો. સ્વામીને જઈને કહો કે વરસાદ થશે.' એમ કહી પ્રસાદીના બે પેંડા આપ્યા.

ધર્મસ્વરૂપદાસના આ સંદેશાથી સૌ રાજી થયા. તે જ દિવસે સાંજે આકાશમાં વાદળાનો ભરાવો થયો અને થોડા વખતમાં તો વરસાદની શરૂઆત થઈ. સૌને ધર્મસ્વરૂપદાસની વાતમાં વિશ્વાસ આવ્યો. બે ત્રણ દિવસ સુધી આ પ્રમાણે વરસાદ વરસ્યો. પણ સૌને લાગ્યું કે હજુ મન મૂકીને વરસાદ વરસતો નથી.

ત્રીજે દિવસે સ્વામીશ્રીએ સવારની સભા વખતે જ ધર્મસ્વરૂપને સમાધિમાં મોકલ્યા. આજે વરસાદ બંધ પડી ગયો હતો. ધર્મસ્વરૂપદાસ સમાધિમાં ગયા અને મહારાજને ખૂબજ પ્રાર્થના કરી કહ્યું, 'દયાળુ ! વર્ષાદ તો થયો પણ જોઈએ તેવો થતો નથી. મનુષ્ય, પશુ, પંખી સર્વે પીડાય છે તો હવે દયા કરો.' મહારાજે હસીને તેમને કહ્યું, 'તમે જાઓ, સભામાં જઈને સૌને કહો કે ખૂબ વરસાદ આજથી જ થશે.' એમ કહીને મહારાજે ધર્મસ્વરૂપદાસના ખોળામાં, સાત શેર ઘીથી તરબોળ તાજા ગરમ મગજનો પ્રસાદ નાંખ્યો. સૌ સભાજનોએ તે જોયું. આવો ખુલ્લો પ્રતાપ ! આવું અદ્દભુત ઐશ્વર્ય ! આ સ્વામીશ્રી એ કેવળ સાધુ જ છે કે કાંઈક વિશેષ ? આવા આવા અનેક વિચારો સભામાં બેઠેલા સર્વેજનોને આવવા લાગ્યા.

એટલામાં તો એક પછી એક દિવ્યતાના પ્રસંગો બનતા ગયા.

**મેઘપતિ ઈંદ્ર સ્વામીશ્રીની પૂજા કરે છે.**

તેજ વખતે સભામાં આવતો બે સૂંઢવાળો ઐરાવત હાથી સમાધિવાળા બે ત્રણ હરિભક્તોને દેખાયો. લાંગણોજના ગણેશ ભક્ત તથા બીજા એક મણીભાઈ જાગ્રત અવસ્થામાં જ આ દૃશ્ય અનિમીષ દૃષ્ટિએ જોઈ રહ્યા. તેમની દૃષ્ટિની સ્થિરતા જોઈ, સર્વને એમ લાગ્યું કે તેમને કાંઈક દર્શન થતા લાગે છે. હાથી સભામાં આવીને ઊભો. તેમાંથી શ્રીજી મહારાજ, મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી, અનાદિ મહામુક્ત શ્રી ગોપાળાનંદ સ્વામી,

અનાદિ મહામુક્ત શ્રી ભગતજી મહારાજ, ઊતર્યા. સાથે મેઘપતિ ઇન્દ્ર પણ હતા. ઇન્દ્રે નીચે ઉતરી કથા વાંચતા સ્વામીશ્રીની પૂજા કરી. સ્વામીશ્રી પણ કથા વાંચતા જાય, ઘડીક મોં ફેરવી અટકે, હસે, એવી ચેષ્ટા કરે, પણ બાહ્ય દૃષ્ટિવાળાને શું સમજણ પડે ?

પછી એ પાંચે દિવ્યમૂર્તિઓ સ્ત્રીઓની સભા તરફ ગઈ. અત્રે મુક્તાત્મા જેઠીબાને સમાધિ થઇ હતી. તેમના ખોળામાં લગભગ દોઢ શેર પાસાદાર સાકરનો પ્રસાદ મહારાજે નાંખ્યો. આ પ્રસાદ આપી વળી પુરુષોની સભામાં આવ્યા અને ધર્મસ્વરૂપને કહ્યું, 'આ મેઘપતિ ઇન્દ્ર આવ્યા છે તો હવે વરસાદની ખાધ નહિ રહે.' એટલું કહી એ પાંચે મૂર્તિઓ ઇન્દ્રના ઐરાવત ઉપર બેસી આકાશમાં અદૃશ્ય થઇ ગઇ ! એ વખતે એક કુંભારનો છોકરો શાહપુર દરવાજા બહારથી આ દૃશ્ય જોતો જોતો સભામાં આવ્યો હતો, અને ઇંદ્રે પૂજા કરી, સ્ત્રીઓની સભામાં સર્વે ગયા, વળી અહીં આવ્યા અને પાછા જાય છે, તે સર્વે અલૌકિક દૃશ્ય જોઇ બોલી ઊઠયો, 'જુઓ જુઓ આ હાથી ઉપર પાંચ જણા હીરા મોતીના શણગાર પહેરી કેવા જાય છે ?' સભામાં સૌને આ સાંભળી આશ્ચર્ય થયું. ત્યાં ધર્મસ્વરૂપ જાગ્રત થયા. તેમણે આ સર્વે હકીકત કહી. પછી મણીલાલભાઇએ પણ કહ્યું અને લાંગણોજના ગણેશ ભક્તે પણ સર્વે વાત કરી. સર્વેને અત્યંત આશ્ચર્ય થયું. સાત શેર ઘીથી નીતરતા મગજનો પ્રસાદ, દોઢ શેર સાકરનો પ્રસાદ, મહારાજ પધાર્યાની પ્રતીતિ સૌને થઇ ! ધીરે ધીરે આકાશમાં વાદળા છવાવા લાગ્યા. થોડીવારમાં તો સર્વત્ર અંધારુ થઇ ગયું અને સભામાં દીવા કરવા પડયા. વિજળીના કડાકા સંભળાવા લાગ્યા અને ગાજવીજ સાથે મૂશળધાર વર્ષાદ શરુ થઇ ગયો. મેઘરાજના આ મિજાજથી સૌને લાગ્યું કે આ વર્ષાદના પૂર હવે સર્વત્ર શાંતિ પ્રસારી દેશે !

સમાધિના આ દિવ્ય પ્રસંગે, શ્રીજી મહારાજનું ઐરાવત હાથી ઉપર દિવ્ય આગમન, આ દિવ્ય દર્શન, મેઘપતિ ઇંદ્રે સ્વામીશ્રીની

કરેલી પૂજા અને વરસાદ હવે પૂર રેલાવશે એ વચન, ત્યાર પછી તુરત જ શરુ થએલો ધોધમાર વર્ષાદ, આ બધા પ્રસંગો ખરેખર અલૌકિક હતા. સૌને સત્યદર્શન કરાવે તેવા હતા. આ સમાચાર વિજળીની ત્વરાથી સમગ્ર શહેરમાં પ્રસરી ગયા. સ્વામીશ્રીના દર્શન માટે બીજે દિવસે અમદાવાદની જનતા ઊમટી.

ગુણાતીત જ્ઞાન સબીજ છે

આ કથાના સુખમાં અત્યંત દિવ્યતાનો અનુભવ કરી, સ્વામીશ્રી એક સર્વોપરી સંત છે એવી ભાવના કેળવી, તે સ્વરૂપ પાસે પોતાની જ્ઞાન પિપાસા સંતોષાશે તેવા આશયથી, કથામાં રોજ આવતા જૂનાગઢ દેશના ગુણાતીત જ્ઞાનના અભ્યાસી, મુક્તાત્મા શ્રી અર્જુનભાઈ રણછોડભાઈ ચાવડા, સ્વામીશ્રીના પ્રસંગથી, અહીં ભગવાન પ્રગટ છે એવી પ્રતીતિ પામ્યા. જૂનાગઢના સમર્થ સંતો સ્વામી નારણદાસજી, સ્વામી ત્યાગવલ્લભદાસજી તથા પીપલાણાના જોગી સ્વામી ધર્મપ્રસાદદાસજીનો સમાગમ કરી, ગુણાતીત જ્ઞાન નિર્બીજ નથી પણ સબીજ છે, એ સત્ય તેમણે તારવી લીધું હતું. મહારાજ સત્સંગમાં અખંડ પ્રગટ છે એવું સૂત્ર સમજનાર ભક્તરાજ શ્રી અર્જુનભાઈ સૂક્ષ્મ દૃષ્ટિવાળા હોઈ, સામાન્યની વાતો તો અંતરમાં પેસવા દેતા જ નહિ. પીપલાણાના જોગી સ્વામી ધર્મપ્રસાદદાસજીએ તેમને ભગવાનનું પ્રગટપણું સમજાવ્યું હતું. પરંતુ તે કથન ઉપર તેમને સમર્થન જોઈતું હતું, કોઈ અનુભવી પુરુષની સાક્ષી તેઓ શોધતા હતા.

એક વખત ગોંડળમાં જૂના મંદિરમાં સ્વામી નારણદાસજીના મંડળનો વારો હતો. એ અરસામાં અર્જુનભાઇ ગોંડળમાં કાંઇ કામ પ્રસંગે ગયા હતા. તે વખતે સભામાં કથા પ્રસંગે ગ. પ્ર. ૬૨ મું વચનામૃત વંચાતુ હતું. તે વચનામૃત ઉપરથી અર્જુનભાઇએ તેમને પ્રશ્ન પૂછયો, 'સ્વામી ! સત્ય શૌચાદિક કલ્યાણકારી ગુણ જો સંતમાં આવે તો તે સંત ભગવાનનું સ્વરૂપ ગણાય કે નહિ ?' સ્વામી

નારણદાસજીએ આ પ્રશ્નનો ગંભીરપણે, ધીરેથી ઉત્તર આપ્યો. 'એવા કલ્યાણકારી ગુણ જે સત્પુરુષમાં હોય તો તે સત્પુરુષ ભગવાનનું સ્વરૂપ જરૂર ગણાય.' પછી તે ઉપર લગભગ અર્ધો કલાક સુધી ગ. પ્ર. ૨૭, ગ. અં. ૨૬ વગેરે વચનામૃતોની વાત કરી. અર્જુનભાઈને આ શબ્દોથી નિશ્ચય થઈ ગયો. સ્વામી નારણદાસજી અલૌકિક સ્થિતિવાળા સંત હતા. પૂર્વાશ્રમમાં અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીએ તેમને આશીર્વાદ આપ્યા હતા કે 'આ ભગત તો અનુભવી થશે અનુભવી.' આવા અનુભવી સંતના વચનથી અર્જુનભાઈને સંતોષ થયો. ત્યારબાદ ઘણા વર્ષે તેમને અમદાવાદ આવવાનું થયું.

શ્રીનગરમાં સ્વામીશ્રીના મુખકમળથી કથા સાંભળી, આ દિવ્ય પ્રસંગો સાક્ષાત્ જોઈ, કથાના સુખની દિવ્યતાનો અનુભવ કરી, અર્જુનભાઈને થયું 'નક્કી આ પુરુષ ભગવાનનું સાક્ષાત્ સ્વરૂપ છે'. તેમણે સ્વામીશ્રીને આ પ્રસંગે કેટલાક પ્રશ્નો પૂછ્યા અને સ્વામીશ્રીએ તેમનું અંતર પકડી તેના ખુલાસા કર્યા. પછી સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'મારે તમને પાંચ સાત વચનામૃતો ભણાવવાં છે. માટે બોચાસણ સમૈયે આવજો.' અર્જુનભાઈ તો સ્વામીશ્રીની આ પ્રકારની દૃષ્ટિથી ખૂબ જ રાજી થયા અને પોતાનું અહોભાગ્ય માની સ્વામીશ્રીનું સાન્નિધ્ય સેવવા આતુર બન્યા.

શ્રીનગરની એક માસની આ દિવ્ય કથા પૂર્ણ થઈ. પૂર્ણાહુતિનો અપૂર્વ યજ્ઞવિધિ અને ત્યારબાદ ગ્રંથની નગરયાત્રા, સંપૂર્ણ શોભા સાથે નીકળી. સ્વામીશ્રી બે ઘોડાની બગીમાં, સ્વામી નિર્ગુણદાસજી સાથે બિરાજમાન થયા હતા. અક્ષરપુરુષદાસજીએ સ્વામીશ્રીના શિર પર છત્ર ધરી રાખ્યું હતું. યોગીજી મહારાજ ચમ્મર ઢોળતા હતા. પાછળ સંતો અને હરિભક્તો કીર્તનો અને જયનાદો બોલાવતા હતા. સર્વેની પાછળ સ્ત્રીઓ ચાંદીના કળશ લઈને મંગળ ગીતો ગાતી ગ્રંથને શિર ઉપર ધરીને ચાલતી હતી. શ્રીનગરની ભાવિક જનતા આ અલૌકિક દિવ્ય દર્શનથી, આનંદ પામી,

જીવનના આ પ્રસંગને જ અમૂલ્ય ધન સમો માની, અટારીએથી, ઝરૂખેથી, છેવટે ઊંચા ઝાડ ઉપર ચઢીને પણ દર્શન કરતી હતી. નગરયાત્રા ભવ્યતાથી પૂરી થઇ અને સૌ ઉતારે આવ્યા. આ પ્રમાણે શ્રીનગરની આ અતિ અદ્‌ભુત પારાયણ અદ્‌ભુતતાથી પૂરી થઇ.

આ પારાયણમાં કોઠારી બણુભાઇ, ખેંગારજીભાઇ, મનસુખરામ મિસ્રી, નંદુલાલ શેઠ, બકરીપોળવાળા અંબાલાલભાઇ, બહેચરભાઇ વગેરે શ્રીનગરના મુક્ત મંડળે અપૂર્વ સેવા કરી. ભંડારની સેવામાં બકરીપોળ મંડળના ચુનીભાઇ તથા મોહનલાલ ધ્યાની બન્ને હતા. એક મહિનો તમામ મહેમાનોની અવિરતપણે સેવા કરી, આ મુક્તોએ સ્વામીશ્રીજી પ્રત્યે તેમની નિષ્ઠા, અને ભક્તિભાવ પ્રગટ કર્યો હતો.

આ પારાયણની દિવ્યતા, સ્વામીશ્રીનો અદ્‌ભુત પ્રતાપ અને શ્રીનગરના હરિભક્તોને સત્સંગ પ્રત્યે અત્યંત દિવ્ય ભાવ, આવો અદ્‌ભુત સત્સંગ જોઇ જુદા જુદા દેશના ઘણા હરિભક્તો, મુમુક્ષુઓ આ સત્સંગમાં આવ્યા અને સ્વામીશ્રીના આશ્રિત થયા. રકનપરના અંબારામ ભગત જેઓ ગુરુ મગન ભગતના શિષ્ય હતા, તેઓ પણ આ પારાયણમાં આવ્યા હતા. તે ઉપરાંત કર્જીસણથી કચરાભાઇ માસ્તર, સાંતેજથી શંકર ભગત વગેરે આવ્યા હતા. શંકર ભગત તેમની સાથે ચાલાસણના રવજીભાઇને* સ્વામીશ્રીના દર્શન માટે લઇ આવ્યા હતા. રવજીભાઇ સ્વભાવે અતિશય નમ્ર, નિર્માની અને જગત તરફ ઉદાસીન વૃત્તિવાળા હતા. રકનપરના અંબારામ ભગતના પ્રસંગથી તેમને સ્વામિનારાયણ સંપ્રદાયની મહત્તા અને તેનું અતિ ગહન તત્ત્વજ્ઞાન સમજાયું. તેમાં વળી કર્જીસણના કચરાભાઇ, ચાલાસણમાં રહેતા હતા તેમની પાસે, વચનામૃતના ગ્રંથનું અધ્યયન કર્યું. તેમાંથી સમજાયું કે પ્રગટ ભગવાનના સંબંધથી જ મોક્ષ થાય છે. વળી ભગવાન કે તેમના સાક્ષાત્ સંબંધવાળા સંત પૃથ્વી ઉપર

* પાછળથી સ્વામી સંતવલ્લભદાસજી.

અખંડ વિચરણ કરતા જ હોય છે. કચરાભાઈએ તેમને સમજાવ્યું કે એવા ભગવાનના સંબંધવાળા તો આજે સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજ છે. તેથી સ્વામીશ્રીના દર્શનની તેમને તાલાવેલી અંતરમાં જાગી અને અંબારામ ભગત તથા શંકર ભગત સાથે અમદાવાદ પારાયણમાં આવ્યા. અહીં આવી સ્વામીશ્રીના દર્શન કર્યા અને પ્રતીતિ થઈ કે આ પુરુષ પાસે અદ્‌ભુત શક્તિ છે. એમ ઓળખી વિચાર કરી લીધો કે, જગતના ફંદામાં ન પડતા તેમની પાસે જ સદા રહેવું. સ્વામીશ્રીએ પણ તેમને ઓળખી લીધાં. તેમના સામું એક મધુરું સ્મિત કરી ફક્ત એટલું જ બોલ્યા, 'તમે તો અમારા છો, જૂના છો.' રવજીભાઈ આ શબ્દોનો મર્મ સમજ્યા, પરંતુ તે વખતે કાંઈ બોલી શક્યા નહિ.

પછી સ્વામીશ્રીની આજ્ઞા લઈ ત્યાંથી શંકર ભગત સાથે સોરઠની પંચતીર્થિ કરવા રવજીભાઈ નીકળ્યા. સોરઠની પંચતીર્થિ કરી ગોંડળ આવ્યા. અત્રે જોગી મહારાજ બિરાજતા હતા. તેમણે પૃચ્છ્યું. 'ત્યાગી થશો ?' આ સંતવર્યમાં પણ કંઈક અદ્‌ભુત જાદુ તેમને જણાયું. પ્રેમનો પ્રવાહ છોડતી તેમની આંખો, સ્મિત ભર્યું મુખ, અને પ્રથમ પ્રશ્ન જ ત્યાગી થવાનો પૂછ્યો, એટલે તેમના હૈયામાં જાણે જગત જ નથી અને એક મહારાજ જ છે, તે વાતની તેમને પ્રતીતિ થઈ. તેઓ સમજી ગયા કે આ સાધુ તો કેવળ સંસારનો ત્યાગ કરાવી ભગવાન જ આપવા માગે છે. તેમણે સમય વર્તી તુરત જ હા કહી દીધી. જોગી મહારાજ રાજી થયા. શંકર ભગત પણ રવજીભાઈની રુચિ સમજી, તેમને ગોંડળ રાખી પોતાને ઘેર ગયા.*

× × ×

* બાળપણથીજ વૈરાગ્ય અને નીતિમય જીવનના સિદ્ધાંતોને અનુસરવાનું રવજીભાઈના સ્વભાવમાં હતું. કપાસ ફોલવાની એક ધડી તેમણે એક વણિક અને પટેલના સૈયારા કપાસમાથી લીધી હતી. તેમની માતા કાલા ફોલે અને પોતે મદદ કરાવે. એક રાત્રે પટેલ ભાગીદાર તેમને ઘેર આવ્યો અને કહ્યું 'તમારી ધડી મને આપી દો. હું વેચી નાંખીશ અને તમને અર્ધો ભાગ આપીશ. વળી અમારા ચોપડામાં પણ તમારી ધડી જમે કરીશ.' આ

સં. ૧૯૯૩ ના કાર્તિક પૂર્ણિમાના સમૈયા ઉપર સ્વામીશ્રી બોચાસણ પધાર્યા. અમદાવાદની પારાયણનો અદ્ભુત પ્રતાપ દેશમાં સર્વત્ર પ્રસરી ગયો હતો. આ સમૈયામાં પણ હજારો મુમુક્ષુઓ આવ્યા હતા.

સાચા સત્સંગનું સ્થાન સ્વામીશ્રી

કથા પ્રસંગમાં સ્વામીશ્રીએ ગ. મ. ૧૦[1] મું વચનામૃત સમજાવતા વાત કરીઃ—

પરાભક્તિનું સ્વરૂપ

" દેવતાઓએ અને દાનવોએ જ્યારે સમુદ્ર મંથન કર્યું ત્યારે સમુદ્રમાંથી લક્ષ્મીજી નિસર્યા. પછી લક્ષ્મીજીએ હાથમાં વરમાળા લઈને વિચાર કર્યો કે વરવા યોગ્ય કોણ છે ? તો તેને હું વરું. પછી જ્યાં તપાસીને જોયું તો જેમાં રૂપ તેમાં રૂડા ગુણ નહિ અને જેમાં કાંઈક ગુણ તેમાં રૂપ નહિ. એવી રીતે ઘણાકને વિષે મોટા કલંક દીઠા. પછી દેવતા માત્ર તથા દૈત્ય માત્ર તેને કલંકના ભર્યા દેખીને, સર્વ ગુણે કરીને સંપૂર્ણ અને સર્વ દોષે રહિત અને સર્વ સુખના નિધાન એવા એક ભગવાનને જ દીઠા. ત્યારે લક્ષ્મીજીને ભગવાનને વિષે દૃઢ ભક્તિ થઈ.

---

સાંભળી રવજીભાઈએ કહ્યું 'મારે એવો ચોરીનો ભાગ જોઈતો નથી. માટે ઘડી હું વેચવા માટે નહિ આપું.'

વળી તેમના કુટુંબીઓએ તેમનું લગ્ન કરવાનું નક્કી કર્યું ત્યારે તેમણે કહ્યું 'મારે સંસાર કરવોજ નથી માટે એ ખરચ મારા માટે કરશો નહિ'. પોતે પોતાના વેપારમાંથી રકમ બચાવી, ચાલાસણમાં હરિમંદિર કરાવ્યું તેથી તેમના મોટાભાઈએ કહ્યું 'રકમ કેમ બધી વાપરી નાખી ?' એટલે તેમણે કહ્યું 'મારી કમાએલી રકમ સંસારના કામમા વપરાય તો મને દોષ લાગે. માટે મેં મંદિર બનાવવામાં વાપરી નાખી'. તેમના ભાઈને આથી સંતોષ થયો અને પોતાના ભાઈને સંસારથી વિરક્ત થએલા જોઈ, અંતરમાં ખૂબ રાજી થયા.

આવા આવા ઘણા પ્રસંગો તેમની સંસાર પ્રત્યેની અનાસક્તિ અને પ્રભુમાં પ્રીતિ બતાવે છે.

૧ શ્રી અર્જુનભાઈને ઉદ્દેશીને, ખરા ખપવાળા મુમુક્ષુઓ માટે જ, સ્વામીશ્રીએ પરાભક્તિનું સ્વરૂપ આ પ્રસંગે સમજાવ્યું.

પછી અતિ પ્રેમે કરીને ભગવાનને વરમાળા પહેરાવીને ભગવાનને વર્યા. એમ કલ્યાણકારી ગુણને જાણીને, પ્રગટ ભગવાનને ઓળખીને, તેમનો અનન્ય આશ્રય કરવો એજ ભક્તિ." સભામાં બેઠેલા અર્જુનભાઇ આ રહસ્ય સમજી ગયા. ગ. પ્ર. ૬૨ વચનામૃત પ્રમાણે ભગવાનના ઓગણચાલીસ કલ્યાણકારી ગુણ આજે આ સંતવર્યમાં સાક્ષાત્ પ્રગટ છે, એવો તેમને દૃઢ નિશ્ચય થઇ ગયો. તેમણે સ્વામીશ્રીને વરમાળા પહેરાવી દીધી. શ્રીજી મહારાજને જેમ બુદ્ધિશાળી ગમતા તેમ સ્વામીશ્રી પણ બુદ્ધિવાળાની પરીક્ષા તુરતજ કરી લેતા. સાનમાં સમજી જાય તેવાની પાસે ઝાઝું ભાષ્ય કદાપિ ન કરતાં. અર્જુનભાઇને પોતે દૃષ્ટિમાં લીધા. ગુણાતીત જ્ઞાનના જાણકાર આ ભક્તરાજને આટલા વર્ષની તપશ્ચર્યાને અંતે, સાચી વસ્તુ પ્રાપ્ત થયાનો અતિશય આનંદ થયો.

× × ×

માગશર માસમાં યોગીજી મહારાજને સારણગાંઠનું ઓપરેશન કરવાનું હોવાથી સ્વામીશ્રી ગોંડળ પધાર્યા. શેઠ હિરજીભાઇ તથા રાજકોટના ઝવેરભાઇ વગેરે સ્વામીશ્રી પાસે આવ્યા. રાજકોટની હોસ્પિટલમાં જુદી ઓરડી રાખી સંપૂર્ણ મર્યાદા જળવાય એવી વ્યવસ્થા કરી, નિષ્ણાત અંગ્રેજ ડોકટર પાસે યોગીજી મહારાજની સારણગાંઠનું ઓપરેશન કરાવવાની તમામ વ્યવસ્થા કરી લીધી છે, તે સમાચાર તેમણે સ્વામીશ્રીને આપ્યા. આથી સ્વામીશ્રી રાજી થયા અને યોગીજી મહારાજને રાજકોટ તેમની સાથે મોકલ્યા. સાથે સેવામાં મોહન ભગત તથા કંથારીયાના રાણા દાજી બાપુ તથા ભાવનગરના શેઠ પ્રભુદાસભાઇને પણ મોકલ્યા. સ્વામીશ્રી દૂધવટીનો પ્રયોગ કરતા હોવાથી ગોંડળમાં રોકાયા. ઓપરેશન વખતે પોતે હાજર રહેશે તેમ સૌને કહ્યું.

ઓપરેશનને આગલે દિવસે સ્વામીશ્રી રાજકોટ પધાર્યા. મંદિરમાં આવી દર્શન કરી સીધા હોસ્પિટલમાં યોગીજી મહારાજને દર્શન દેવા પધાર્યા. યોગીજી મહારાજ સ્વામીશ્રીનાં દર્શન કરી

અત્યંત રાજી થયા. સ્વામીશ્રીને પણ આ સંતવર્યની સાથે જ રહેવું સદા ગમતું. તેમની પાસે બેસી સ્વામીશ્રીએ મહારાજ અને સ્વામીના ઘણા પ્રસંગોની વાતો કરી. જેમ મહારાજ અને સ્વામી પોતાના સમયમાં જેવા હતા તેવા ઘણાને ન ઓળખાયા, તેમ જ આ બન્ને સ્વરૂપોને પણ સામાન્ય રીતે સૌ–સ્વામીશ્રીને એક મોટા પ્રતાપી સંત છે, અને યોગીજી મહારાજ સારા વૈરાગ્યવાન સાધુ છે–તેમ સમજતા. પરંતુ મહારાજ અને સ્વામીના પ્રસંગોની વાતો કરતા સ્વામીશ્રી, અને તે વાતોને તીવ્ર શ્રદ્ધા અને વેગથી સાંભળતા, યોગીજી મહારાજ, સ્વામીશ્રીના પળે પળે અનિમીષ દૃષ્ટિએ દર્શન કરતા, આવો ભક્તિ ભાવ જેણે નિહાળ્યો હોય, તેને એ બે સ્વરૂપનો પરભાવ કાંઇક જણાય. આ બન્ને સ્વરૂપો જેમ છે તેમ નથી ઓળખી શકાતા તે જ મૂળ માયાનુ આવરણ કહેવાય !

ઑપરેશનના દિવસે સ્વામીશ્રીએ હૉસ્પિટલમાં જવા માટે ગાડી મંગાવી. ગાડી આવતા વાર થઇ એટલે સ્વામીશ્રી આકુળા થઇ ગયા અને એકદમ માથે રૂમાલ બાંધી જોડિયા સાધુને લઇને હૉસ્પિટલ જવા ઊપડયા. અત્રે હૉસ્પિટલમાં યોગીજી મહારાજને 'ઑપરેશન થીએટર'માં લઇ જવા 'સ્ટ્રેચર' આવી. યોગીજી મહારાજની ઇચ્છા સ્વામીશ્રીના દર્શન કરીનેજ 'ઑપરેશન થીએટર' માં જવાની હતી. પણ કાંઇ સ્ટ્રેચરવાળા રોકાય ! તેમણે તો ઉતાવળ કરી. યોગીજી મહારાજ આંખો મીંચી સ્વામીશ્રીની મૂર્તિમાં જોડાઇ ગયા. એટલેજ સ્વામીશ્રીને પણ મંદિરમાંથી ઉતાવળ કરી નીકળવું પડ્યું હશે ! સ્વામીશ્રી ચાલતા હોસ્પીટલ જતા હતા ત્યાં રસ્તામાંજ ગાડી મળી, તેમાં બિરાજ્યા અને હોસ્પિટલ પહોંચ્યાં. યોગીજી મહારાજને સ્ટ્રેચરમાં 'ઓપરેશન થીએટર'માં લઇ જતા હતા. સ્ટ્રેચરવાળા ઊભા રહ્યા. યોગીજી મહારાજ બેઠા થયા અને સ્વામીશ્રીના દર્શન કર્યાં. સ્વામીશ્રીએ તેમને માથે બે હાથ મૂકયા અને આશીર્વાદ આપ્યા. પછી સ્વામીશ્રી દવાખાનામાં રાખેલ ઓરડીએ આવ્યા.

બે કલાકે ઑપરેશન પૂરું થયું. યોગીજી મહારાજને સ્ટ્રેચરમાં પાછા લઇ આવવામાં આવ્યા. અત્રે સ્વામીશ્રી વાતો કરતા હતા. શેઠ હિરજીભાઇ, મોરારજીભાઇ, ઝવેરચંદભાઇ, રાણા દાજીભાઇ, શેઠ પ્રભુદાસ, ખકરીપોળવાળા અંબાલાલ છગનલાલ ભગત, મોહન ભગત તથા અન્ય સત્સંગીઓ સેવામાં આવી ગયા હતા. યોગીજી મહારાજને ખાટલા ઉપર સુવાર્યા. પરંતુ 'ક્લોરોફોર્મ' ની અસર તેમને હજુ ઉતરી ન હતી. સૌ રાહ જોતા હતા કે ક્યારે યોગીજી મહારાજ જાગે. પરંતુ તેવા કોઇ ચિહ્ન જણાયા નહિ. એટલે સૌ ગભરાયા. મોટા ડોકટરને બોલાવ્યો. તે પણ હજુ સુધી યોગીજી મહારાજને શુદ્ધિ ન આવી એટલે મુઝાયો. હિરજીભાઇએ તેમને કહ્યું, 'આ સાધુ અમારી સાર્વજનિક મૂડી છે, માટે ખરાબર ધ્યાન રાખો' પછી સ્વામીશ્રીએ સૌને કહ્યું, 'તમે દિલગીર ન થાઓ. સૌ ધૂન્ય કરો. હમણા જાગશે.' ડોકટર પણ કાંડે ઘડિયાળ જોતો ઊભો રહ્યો. ખરાબર બે કલાકમાં પાંચ મિનિટ બાકી હતી ત્યારે યોગી મહારાજે માથુ ફેરવ્યું અને આંખો ઉઘાડી. સામે જ સ્વામીશ્રીની દિવ્ય મૂર્તિના દર્શન થયા. સ્વામીશ્રી ઊભા હતા અને એક દૃષ્ટિએ યોગીજી મહારાજ સામું જ જોઇ રહ્યા હતા. યોગીજી મહારાજ જાગ્રત થતાં-જ પ્રથમ આ શબ્દો બોલ્યા, 'સ્વામીને દૂધ પાયું ?' અહો ! લૌકિક દૃષ્ટિએ સુષુપ્તિ અવસ્થાને પામેલ આ સંતવર્ય, સુષુપ્તિમાં પણ સ્વામીશ્રીના સ્વરૂપનું કેવું અનુસંધાન રાખતા હતા ! આ તે સુષુપ્તિ અવસ્થા કે ગુણાતીત અવસ્થા ! કેવળ સ્વામીશ્રીના જ સ્વરૂપમાં તન્મય અને તેમાં જ સંલગ્ન ! આ તે કયા પ્રકારની યોગ [સાધના ?

આ યોગીવર લૌતિક દૃષ્ટિવાળાને પોતાનામાં અવસ્થાના ભેદ દેખાડે છે અને છતાં આ પ્રસંગથી સૂક્ષ્મ દૃષ્ટિવાળાને તો તે અવસ્થાથી પર કેવળ સ્વામીશ્રીની મૂર્તિમાંજ તેમનું અખંડ જોડાણ છે તે દેખાયા વગર રહેતું નથી. સ્વામીશ્રી તે અરસામાં શેરડી અને દૂધના પ્રયોગ

ઉપર હતા. એટલે તેમને દૂધ આપવાની પોતાની સેવા, પોતાનો અંગત હક્ક, તે આજે તેમને ન મળ્યો. છતાં પણ એ સેવાની વિસ્મૃતિ તેમને શી રીતે થઈ શકે ? પછી સ્વામીશ્રી માટે મોસંબીનો રસ ગોરધન ભગત લાવ્યા. ત્યારબાદ યોગીજી મહારાજે મોસંબીનો રસ પીધો.

આ પ્રસંગે શેઠ હિરજીભાઈએ યોગીજી મહારાજની સેવા તત્પરતાથી ઉઠાવી અને તમામ ખર્ચ પોતે આપ્યો. થોડો વખત દવાખાનામાં યોગીજી મહારાજ રહ્યા અને સાધારણ આરામ થયો એટલે અદાશ્રીની દેરીએ જઈને રહ્યા. અહીં લગભગ એક માસ પોતે રહ્યા અને કથાવાર્તા કરી હરિભક્તોને અપાર સુખ આપ્યું. રાજકોટના, હરિભક્તોએ પણ અપૂર્વ શ્રધ્ધાથી ખૂબ સેવા કરી. યોગીજી મહારાજને થોડા સમયે આરામ થઈ ગયો અને તેઓ ગોંડળ અક્ષર મંદિરે પધાર્યા.

× × ×

અમદાવાદના શ્રી શાંતિલાલ જેઠાલાલ સ્વામિનારાયણે, અમદાવાદની ટયુટોરીયલ હાઈસ્કુલના મુખ્ય આચાર્ય શ્રી વિનાયકરાવ ત્રિવેદી પાસેથી, સ્વામીશ્રીનો અદ્દભુત મહિમા સાંભળ્યો. વિનાયકરાવને વર્ષોથી નિદ્રા આવતી ન હતી. સ્વામીશ્રીના આશીર્વચનથી, વચનામૃત વાંચવાથી, તેમને નિદ્રા આવવા લાગી અને વર્ષોનું અસાધ્ય દર્દ દૂર થયું. સ્વામીશ્રીના આવા અપાર ઐશ્વર્યની વાત સાંભળી, તેમને વિચાર થયો કે સ્વામીશ્રીના આશીર્વાદ મળે તો તેમના પિતાશ્રી પણ અસાધ્ય રોગથી મુક્ત થાય.

તેમના પિતાશ્રી જેઠાલાલ ચિમનલાલ સ્વામિનારાયણ અને ૧૯૨૧ ની સાલ સુધી ગુજરાત કોલેજમાં ગણિતના પ્રાધ્યાપક હતા. નાગપુર કોંગ્રેસ અધિવેશનમાં સરકારનો ત્રિવિધ બહિષ્કાર કરવાનો ઠરાવ થયો. તે ઠરાવ અનુસાર જેઠાલાલભાઈએ તેમના આ ઉચ્ચ હોદ્દાનું રાજીનામું આપી દીધું. બાદ થોડા વર્ષો પછી લેજીસ્લેટીવ

કાઉન્સીલના બાર વર્ષ સુધી સભ્ય રહ્યા. તે દરમ્યાન અમદાવાદમાં હિંદુ મિશનના પ્રમુખ પણ રહ્યા અને હિંદુ સભાનુ કાર્ય પણ કર્યું. તેઓના વિચારોમાં આર્ય સમાજના સંસ્કારની પૂરી અસર હતી. વળી રાજકીય ક્ષેત્રે પણ સેવા કરવાની ધગશ અપૂર્વ હતી. એટલે ખેડૂતોની મહેસૂલમાં વધારો થયો તે રદ કરાવવા તેમણે વિરમગામ તાલુકામાં પણ ઘણીજ મહેનત કરી અને તેમાં સફળ થયા. પછી સને ૧૯૩૧ માં ધરાસણાના સત્યાગ્રહમાં પાછા જેલમાં ગયા. આમ ગામોગામ ફરવામાં અને ઘણા વર્ષોના જેલવાસથી તેમને મધુપ્રમેહનું દર્દ થયું. ત્યારબાદ કેટલીક સાંસારિક ઉપાધિને લઇને તેમનું શરીર તદ્દન ખલાસ થઇ ગયું અને કંપવા શરુ થયો. આ અસાધ્ય ઉપાધિ આવી. કુટુંબમાં તમામને ખૂબજ ચિંતા થવા લાગી. તેમાં વળી શાંતિલાલભાઇ તો મોટા પુત્ર હોવાથી તેમની જવાબદારી વધી ગઇ.

સ્વામીશ્રીનો મહિમા સાંભળી, તેઓ અમદાવાદ પાસે નાયકા, જ્યાં સ્વામીશ્રી બિરાજતા હતા, ત્યાં ગયા. સ્વામીશ્રીના દર્શનથીજ તેમને શાંતિ થઇ ગઇ. પિતાશ્રી સંબંધી તેમણે તમામ હકીકત સ્વામીશ્રીને કહી. એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'શ્રીજી મહારાજ સારું કરી દેશે. તમો હમણાં અમારી સાથે ફરો!' થોડા દિવસ સ્વામીશ્રી સાથે ગામડામાં ફરી, શાંતિલાલભાઈ સ્વામીશ્રી સાથે અમદાવાદ આવ્યા.

અમદાવાદ આવ્યા પછી સ્વામીશ્રીની તેમને ઘેર પધરામણી કરી. સ્વામીશ્રીએ પ્રોફેસર તરફ દૃષ્ટિ કરી, વર્તમાન ધરાવ્યા અને કહ્યું *'જેવી તમે દેશ સેવા કરી છે તેવી સત્સંગ સેવા કરો તો મહારાજ* સારું કરે' એમ કહી શ્રી અક્ષર પુરુષોત્તમ ચરિત્ર રચવાની તેમને આજ્ઞા કરી. માંડ માંડ બોલી શકાય, ઊભા પણ ન થઇ શકાય અને કલમ પણ પકડી ન શકાય, એ સ્થિતિમાં અક્ષર પુરુષોત્તમ ચરિત્રનો સંસ્કૃત ગ્રંથ શી રીતે થઇ શકે? પરંતુ સ્વામીશ્રીએ તેમને કહ્યું 'તમે હા કહો અને મહારાજ બધું સારું કરી દેશે!' પ્રોફેસરે હા કહી અને સ્વામીશ્રીએ રાજી થઈ આશીર્વાદ આપ્યો!

સ્વામીશ્રીના આશીર્વાદથી ચમત્કાર થયો. ફક્ત અઢાર દિવસમાંજ પ્રોફેસરના શરીરમાં ફેરફાર થઈ ગયો. વીસ રતલ વજન વધ્યું અને સારું ચાલવા લાગ્યા. મહારાજની પ્રેરણાથી શ્લોકોની પરંપરા તેમના અંતરમાં આવવા લાગી. આમ થોડા દિવસો પછી અક્ષર પુરુષોત્તમ ચરિત્રનો ગ્રંથ લખાવા લાગ્યો. થોડા દિવસ પછી એસ. એલ. ડી. આર્ટ્સ કોલેજમાં તેમની પ્રોફેસર તરીકેની નિમણુંક થઈ. આ રીતે આર્થિક સ્થિતિ પણ સુધરવા લાગી. સ્વામીશ્રીના આશીર્વાદથી તેમના જીવનમાં જે ચમત્કારી ફેરફાર થયો તેનો ગ્રંથમાં ઉલ્લેખ કરતાં પ્રોફેસર લખે છે:

व्याप्तोद्यो मम पार्थिवीं तनुलतां शोकान्धकारो घन :
सोऽस्तं संप्रतियात एव कृपया विश्वेशितुस्ते प्रभोः ।
क्रोधो नाशमुपैति शत्रु सदृशो हर्षश्च संजायते
संपश्यामि समस्त दिक्षुरुचिरं तेजः प्रमोदोद्भवम् ॥

× × ×

જળઝિલણીનો સમૈયો સ્વામીશ્રીએ સારંગપુરમાં કર્યો. આ સમૈયે ભાવનગરથી મુક્તરાજ કુબેરભાઈ તથા શેઠ પ્રભુદાસભાઈ, કાનજીભાઈ વગેરે મંડળ આવ્યું હતું. તેમણે સ્વામીશ્રીને ખાસ વિનતિ કરી, 'આપ ભાવનગર પધારો.' સ્વામીશ્રીએ કહ્યું, 'મારાથી તો હાલમાં આવી શકાય તેમ નથી. પરંતુ આ જોગી મહારાજને તમારી બહુ જ ખેંચ છે એટલે મોકલીએ.' આથી સર્વ મંડળ અત્યંત રાજી થયું. જોગી મહારાજ જેવા ગુણાતીત સ્વરૂપ સત્પુરુષ પોતાને આંગણે પધારે તેથી બીજું રૂડું શું હોઈ શકે?

જોગી મહારાજ સ્વામીશ્રીની આજ્ઞાથી શ્રાદ્ધ પક્ષમાં ભાવનગર પધાર્યા. મુક્તરાજ કુબેરભાઈને ઘેર ઉતારો કર્યો. ભાવનગરના

* અર્થ : મારા પાર્થિવ દેહમાં જે ગાઢો શોકરૂપ અંધકાર વ્યાપી રહ્યો હતો તે વિશ્વના ઈશ્વર તમો પ્રભુની કૃપાથી હવે અસ્ત થઈ ગયો છે. દુશ્મન જેવો ક્રોધ નાશ પામે છે અને હર્ષ થાય છે. હર્ષથી ઉદ્‌ભવેલું સુંદર તેજ હું બધી દીશામાં જોઉં છું.

મંડળને આ સમાચાર મળ્યા એટલે રાત્રે કુબેરભાઈને ઘેર સભા ચિક્કાર થઈ. જોગી મહારાજની દિવ્ય મધુર વાણી, જાણે અર્જુનનું બાણ, શિખંડીનું નહિ, એમ એક ધારાની અનેક ધારા થઈ, અનેકના અંતરમાં પ્રવેશ કરતી, સચ્ચિદાનંદ બ્રહ્મના સુખનો આસ્વાદ કરાવી દેતી હતી. મુક્તરાજ કુબેરભાઈ પણ વાતોનો પ્રવાહ છોડી સૌને રંગી દેતા. આમ ભાવનગરમાં બ્રહ્માનંદનો રસ જોગી મહારાજે વહેવડાવ્યો. સ્વામીશ્રીના આ અતિ ઉત્તમ પંક્તિના સંતવર્યને જોઈ ને સૌને સ્વામીશ્રીની મહત્તાનો ખ્યાલ આવ્યો.

**આપ સાક્ષાત ગુણાતીત સ્વરૂપ છો**

ભાદરવા વદી ૧૪ને દિવસે શેઠ શ્રી જયંતિલાલ છોટાલાલ પટેલને ઘેર યોગીજી મહારાજ તથા સંત મંડળને જમવાનું આમંત્રણ હતું. તેમના માતુશ્રી મુક્તાત્મા કસ્તુરબા તથા મામા શેઠ શ્રી પ્રભુદાસભાઈ બન્નેને સ્વામીશ્રી પ્રત્યે અપાર હેત અને નિષ્ઠા હતા. કસ્તુરબાના બન્ને પુત્રો જયંતિલાલભાઈ તથા ચીમનલાલભાઈ સ્વામીશ્રીમાં અનન્યભાવે જોડાઈ ગયા હતા. આજે તેમના પિતાનું શ્રાદ્ધ હતું. આવો સુભગ અવસર ક્યાંથી પ્રાપ્ત થાય ! મુક્તાત્મા કુબેરભાઈ તથા સમગ્ર ભાવનગર મંડળને આમંત્રણ આપ્યું હતું. જોગી મહારાજની અનન્ય ભક્તિથી મહારાજ અને સ્વામી તેમને વશ છે, તેથી શેઠ શ્રી પ્રભુદાસભાઈ તથા મુક્તરાજ કુબેરભાઈ વગેરેએ જોગી મહારાજને પ્રાર્થના કરી, 'આપ સાક્ષાત્ અક્ષર સ્વરૂપ ગુણાતીતરૂપ પધાર્યા છો તો આપને હાથે શ્રીજીમહારાજ અને સ્વામી થાળ જમે તેમ પ્રાર્થના કરો.' જોગી મહારાજે હસીને કહ્યું, 'મહારાજને પ્રાર્થના કરીએ. જરૂર સાક્ષાત્ થાળ જમશે.'

થાળમાં ખાંડના દસ લાડુ, દાળ, ભાત, બે શાક, ભજિયાં વગેરે મૂકયા હતા અને ચાંદીના બે કટોરા પાણીના ભર્યા હતા. ઠાકોરજી પાસે થાળ મૂકીને જોગી મહારાજ, પડદો બંધ કરી 'અવિનાશી આવો રે' તથા 'જમો થાળ જીવન જાઉં વારી' અને 'મારે ઘેર આવજો છોગલાધારી' એ ત્રણ થાળ બોલ્યા. અર્ધો કલાક થયો અને

પછી પડદો ઉપાડયો તો થાળમાં પાંચ લાડુ, શાક, ભજિયા, દાળ ભાત વગેરે ઓછા થયા અને પાણીના બે કટોરા પણ ખાલી થઈ ગયા. આવો અદ્‌ભુત પ્રતાપ જોઈને સૌને આજે સત્સંગમાં મહારાજ અને સ્વામીનું અખંડ પ્રગટપણું છે, તેમ સમજાયું. જોગી મહારાજ ભાવનગરમાં ત્યારબાદ થોડા દિવસો રોકાઈ સારંગપુર પધાર્યા અને પછી સ્વામીશ્રી સાથે ગોંડળ પધાર્યા.

× × ×

ગોંડળમાં શરદપૂનમનો સમૈયો, ગોંડળનરેશ શ્રી ભગવત્‌સિંહજી ધામમાં જવાથી, સાદાઈથી ઊજવ્યો. ગુજરાત તથા સૌરાષ્ટ્રના ઘણા હરિભક્તો આવ્યા હતા. પરંતુ રાજ્યમાં શોક હોવાથી ધામધૂમ ઓછી કરી ઉત્સવ ઊજવી લીધો.

આજે આપણને આ સાક્ષાત્ દર્શન થાય છે

બીજે દિવસે સવારે સૌ જમીને વિદાય લેવા લાગ્યા. અમદાવાદથી આવેલા મુક્તરાજ અર્જુનભાઈ પણ સ્વામીશ્રીની રજા લેવા આવ્યા. સ્વામીશ્રી તે વખતે ભંડારમાં બિરાજતા હતા. અર્જુનભાઈએ સ્વામીશ્રીને દંડવત્ કર્યા. પછી સ્વામીશ્રીએ તેમને પાસે બેસાર્યા. આજુબાજુ બીજું કોઈ હતું નહિ. સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'સમૈયો કેવો સારો થયો? આજે તો આપણે ત્યાં મહારાજ પ્રગટ છે.' એટલું કહીને પછી બોલ્યા, "અર્જુનભાઈ! વૃન્દાવનના લક્ષ્મીચંદ શેઠે મહારાજને કહેવરાવ્યું, 'હે મહારાજ! તમો તમારા પાંચસો પરમહંસોને લઈને અત્રે મને દર્શન દેવા પધારો અને જવા આવવાનું જે ખર્ચ થશે તે હું આપીશ.' મહારાજને આ સંદેશો સંતોએ આપ્યો ત્યારે મહારાજે તેમને કહ્યું, 'આ જન્મમાં તેમને આ મૂર્તિના દર્શન થાય તેવો યોગ નથી.' ત્યારબાદ લક્ષ્મીચંદ શેઠે મહારાજની થોડો વખત રાહ જોઈ. પરંતુ મહારાજ ન પધાર્યા એટલે તે પોતે ઘોડી ઉપર બેસી ગુજરાતમાં આવવા નીકળ્યા. રસ્તામાં ઘોડીને ઠેસ વાગી અને પડી ગઈ અને લક્ષ્મીચંદ શેઠનું મૃત્યુ થયું. આમ

તેમને મહારાજના દર્શનનો યોગ ન થયો અને આજ આપણને આ સાક્ષાત્ દર્શન થાય છે તે આપણા કેવા મહ્‌ભાગ્ય !" અર્જુનભાઈ સ્વામીશ્રીના આ મર્મવાક્યમાં જે વાત સમજવાની હતી તે સમજી ગયા. ગ. પ્ર. ૬૨ ના વચનામૃત ઉપરથી લક્ષણ મેળવી અમદાવાદમાં સ્વામીશ્રીનું સ્વરૂપ સમજ્યા, ગ. મ. ૧૦ વચનામૃત સ્વામીશ્રીના શ્રીમુખે સાંભળી બોચાસણમાં તે સ્વરૂપને જ સર્વે ગુણે સંપન્ન, સર્વ સુખના નિધિ અને સર્વ દોષે રહિત સમજી વરમાળા પહેરાવી, અને આજે ગોંડળમાં સ્વામીશ્રીએ સાક્ષાત્ સ્વરૂપાદ્વૈતનો ભાવ સમજાવી કળશ ચઢાવી દીધો. અર્જુનભાઈ તો કૃતકૃત્ય થઈ ગયા !

× × ×

**મહારાજ અને સ્વામીના નામની દવા**

સંવત ૧૯૯૪ ના અન્નકટનો સમયે સારંગપુર કર્યો. આજ અરસામાં ભાવનગરથી શેઠ શ્રી પ્રભુદાસભાઈ પેટમાં વાયુનો ગોળો ચઢવાથી બહુજ બીમાર થઈ ગયા છે, તેવો તાર આવવાથી સ્વામીશ્રી ભાવનગર પધાર્યા. પ્રભુદાસ શેઠનું દર્દ ગંભીર હતું. ગોળો ચઢે ત્યારે બે માણસો પુષ્કળ ગરમ તેલ તેમના પેટ ઉપર માલિસ કરતાં. પરંતુ કાંઈ તેથી તેમને રાહત મળતી નહિ. આથી તેમને અશક્તિ ઘણી આવી ગઈ. સખત દુઃખાવાથી તેમને રાત્રે એક માસથી ઊંઘ પણ આવતી નહિ. આ પ્રમાણે લગભગ એક માસ વીતી ગયો. પ્રભુદાસભાઈ બહુજ કંટાળી ગયા. હવે કાં તો આ દર્દની પીડામાંથી મુક્ત થવાય અથવા તો મહારાજ ધામમાં લઈ જાય. તે સિવાય બીજો કોઈ વિચાર તેઓ કરી શકતા નહિ. છેવટે થાકીને તેમણે સ્વામીશ્રીને ભાવનગર તેડાવ્યા. સ્વામીશ્રી પ્રભુદાસ શેઠને દર્શન આપી ત્રીજે માળે પોતાને માટે રાખેલ ઉતારે પધાર્યા. શેઠને સ્વામીશ્રીના દર્શનથી અત્યંત શાંતિ થઈ ગઈ. પરંતુ થોડીવારે પાછો વાયુનો ગોળો ભયંકર ચઢયો. સ્વામીશ્રીને ખબર આપ્યા. સ્વામીશ્રી નીચે પધાર્યા અને શેઠની પાસે બેસી પેટ ઉપર હાથ ફેરવી ' હે મહારાજ ! હે સ્વામી !

ભયંકર દર્દ થાય છે, મટાડી દો ' એમ પ્રાર્થના કરી. થોડી વારે ગોળો ઓછો થવા લાગ્યો. દર્દ બંધ પડ્યું. સ્વામીશ્રીએ પછી સૌને કહ્યું ' હવે દવા વગેરે તમામ ઉપાયો બંધ કરી દેજો. એક મહારાજ અને સ્વામીનું નામ તે આપણી દવા. હવે દુઃખ રહેશે નહિ. તમો સૌ ધીરજ રાખો. મહારાજ અને સ્વામી બંને તમારી રક્ષામાં છે. માટે હવે તમને તદ્દન સારું થઈ જશે ' સ્વામીશ્રી આશીર્વાદ આપી ઉપર ગયા.

ભાવનગરની સત્સંગ જનતા સ્વામીશ્રીના દર્શન અને સમાગમ માટે કસ્તુરબાના આલીશાન મકાનમાં રાત્રે આવવા લાગી. કથા, વાર્તા, કીર્તન અને ધૂન્યથી વાતાવરણ અનોખું થઈ ગયું. એક મહિનાની દુઃખ અને દેહની વિષાદમય સ્થિતિ આજે બ્રહ્માનંદમાં પરિવર્તન પામી ગઈ. રાત્રે સાડા બાર સુધી આ પ્રમાણે કથા વાર્તા, ભજન કસ્તુરબાને ઘેર ચાલવા લાગ્યા.

દિવ્ય દર્શન

એ હતી કાર્તિક સુદ ૧૩ ની સુભગ રાત્રી. સૌ સ્વામીશ્રીના દર્શન અને સમાગમનું સુખ લઈ એક વાગે ઘેર ગયા. સ્વામીશ્રીના આશીર્વાદથી શેઠનું દર્દ ઓછું થઈ ગયું હતું. આજે એક માસના ઉજાગરા પછી ઘરના સ્વજનો નિદ્રાવશ થઈ ગયા. શેઠ પણ પોતાના વચલા ઓરડામાં ખાટલા ઉપર શ્વેત ચાદર ઓઢીને સૂતા હતા. સામે જ સ્વામીશ્રીએ આપેલા મહારાજની દિવ્ય મૂર્તિના દર્શન કરી મનોમન ખૂબ પ્રાર્થના કરતા હતા, 'હે મહારાજ ! કાં તો દર્દ મટાડો અગર ધામમાં લઈ જાઓ.' બરાબર રાત્રીના ત્રણનો સમય થયો હશે. ત્યાં એકાએક તેમના ઓરડાની અંદરથી વાસેલી સાંકળ આપો આપ ઊઘડી ગઈ અને આખો ઓરડો તેજ તેજ તેજથી ભરાઈ ગયો. તે શીતળ શાંત તેજમાંથી ત્રણ દિવ્ય મૂર્તિનાં તેમને દર્શન થયા. પૂર્ણ પુરુષોત્તમ શ્રી સહજાનંદજી મહારાજ, અનાદિ મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી અને સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજ ! આ અદ્‌ભુત દિવ્ય સ્વરૂપોના દર્શનથી શેઠ

તો આનંદમાં અવાચક્ બની ગયા. તેમના ખાટલા પાસે આવી સર્વે ઊભા રહ્યા. પછી મહારાજે શેઠને પૂછ્યું, 'ભક્તરાજ! શું હિંમત હારી ગયા કે?' એટલું કહીને મહારાજ ખાટલા પાસે પડેલી આરામ ખુરશી ઉપર બિરાજ્યા અને ગુણાતીતાનંદ સ્વામી તથા સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજ બાજુમાં ઊભા રહ્યા. ફરી મહારાજે પૂછ્યું, 'કેમ બહુ ઢીલા થઈ ગયા?' આમ મહારાજ મંદમંદ હસતા જાય અને પોતાની અમીભરી દૃષ્ટિથી શેઠ સામું જોતા જાય.

પછી મહારાજે સ્વામીને આજ્ઞા કરી, 'શેઠના પેટ ઉપર હાથ ફેરવો' એટલે સ્વામીએ શેઠના પેટ ઉપર હાથ ફેરવી પૂછ્યું, 'અહીં દુઃખે છે?' વળી બીજી જગ્યાએ હાથ ફેરવી પૂછ્યું 'અહીં દુઃખે છે?' એમ જ્યાં સ્વામી હાથ ફેરવે ત્યાં દુઃખાવો મટી જાય. આખા પેટ ઉપર ત્રણ વાર સ્વામીએ હાથ ફેરવ્યો અને પછી પેટ ઉપર ગોળાકારમાં હાથ ફેરવ્યો. એટલે તુરતજ શેઠને એકદમ શાંતિ થઈ ગઈ! જાણે દર્દ નિર્મૂળ થઈ ગયું હોય તેમ તેમને જણાયું. પછી મહારાજે તેમને કહ્યું, 'આ વખતે ગોંડળ અક્ષર મંદિરનો અન્નકૂટનો સમૈયો થોડો મોડો કરવાનો છે તો તમો ગોંડળ જજો અને ઠાકોરજીના થાળની અન્નકૂટની પ્રસાદી જમજો એટલે સારું થઈ જશે.' પછી મહારાજે હસતા હસતા પૂછ્યું 'અમે હવે જઈએ?' ત્યારે શેઠે હાથ જોડી ગદ્‌ગદ્ કંઠે સ્તુતિ કરી, 'દયાળુ! આપ પધાર્યા, અક્ષર મૂર્તિ સ્વામી પધાર્યા અને સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજ પણ દિવ્ય દેહે સાથે પધાર્યા. પરંતુ અમારું વૈષ્ણવનું કુટુંબ તે આપ આમ દયા કરીને આવ્યા અને મને રોગમુક્ત કર્યો તે વાત બીજા શી રીતે જાણશે? માટે કાંઈક પ્રસાદી અને નિશાની આપો.'

શેઠની આ વિનતિ સાંભળી મહારાજે ગુણાતીતાનંદ સ્વામીને કહ્યું, 'ચંદનની અર્ચા કરો.' એટલે સ્વામીએ શેઠના કપાળમાં તિલક અને ચાંદલો કર્યો અને તેમના કપાળમાં સુગંધીમાન ચંદનની અર્ચા

કરી. પછી સ્વામીએ તેમના બે હાથ છંટકાર્યા, તેથી તે અતિ મધુર દિવ્ય ચંદનના છાંટણા શેઠની સફેદ ચાદર ઉપર, ખાટલા ઉપર, અને નીચે જમીન ઉપર પુષ્કળ પ્રમાણમાં પડયા. પછી એ ત્રણે દિવ્ય સ્વરૂપો જવા તૈયાર થયા.

પરંતુ શેઠે ફરી વિનતિ કરી, 'મહારાજ! હજુ કાંઈક પ્રસાદી આપો. મને સંતોષ થયો નથી.' એટલે મહારાજે સ્વામીને ફરી કહ્યું, 'ભીંત ઉપર ચંદનના છાપા કરો.' એટલે સ્વામીએ તેમની ભીંત ઉપર ચંદનના છાપા[1] કર્યા અને પછી એ ત્રણે સ્વરૂપો જવા લાગ્યા. ત્યારે શેઠે એકદમ જોરથી સૌને બૂમ પાડી, 'છોકરાઓ! જાગો, જાગો, આ મહારાજ અને સ્વામી પધાર્યા છે, દર્શન કરી લ્યો.'

શેઠના આ અવાજથી ઘરનાં સૌ જાગી ગયા. ત્યાં તો મઘ મઘ મહેકતી ચંદનની સુગંધથી કાંઈક અલૌકિક આશ્ચર્ય બન્યું હોવું જોઈએ એમ સૌને લાગ્યું. શેઠે સર્વને બનેલી તમામ હકીકત કહી. સૌએ ચંદન જોયું, ચાદરમાં, ખાટલામાં, નીચે લાદી ઉપર. સ્વામીશ્રી પણ ઉપરથી એકદમ પધાર્યા. શેઠશ્રીએ સ્વામીશ્રીના ચરણ કમળમાં પડીને ગદ્‌ગદ્ કંઠે સ્તુતિ કરી, 'દયાળુ! મારા ઉપર અનહદ કૃપા કરી. મને આજે આપે ઉગાર્યો, મારી રક્ષા કરી, હવે નહિ છોડું.' સ્વામીશ્રીએ તેમને ઊઠાડયા, માથે હાથ ફેરવ્યો. પછી શેઠે તમામ વાત કહી. એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'હું તો કાંઈ જાણતો નથી. આ તો મહારાજ અને સ્વામીએ દયા કરી તમને રોગમુક્ત કરવા અલૌકિક દિવ્ય દર્શન દીધા..' એમ કહી પછી તમામ પ્રસાદીનું ચંદન, નીચે પડેલું, સ્વામીશ્રીએ લેવરાવી લીધું અને ચંદનના

૧ આ છાપા હજુ પણ ખારના દરવાજે આવેલા કસ્તુરબાના મકાનમાં છે. બન્ને હાથના ચોકખા છાપા સુંદર દેખાય છે. તે સુરેખ જળવાય એટલા માટે તે ઉપર કાચની 'ફ્રેઈમ' જડી દીધી છે,

છાંટણાવાળી પ્રસાદીની ચાદર[1] કાચથી મઢાવી રાખી મૂકવા સૂચના કરી.

આ પ્રમાણે પ્રભુદાસ શેઠની અલૌકિક રક્ષા કરી સુખિયા કરી, સ્વામીશ્રી ત્યાંથી સીધા બોચાસણ કાર્તિક સુદ ૧૫ નો સમૈયો કરવા પધાર્યા. પ્રભુદાસ શેઠ બીજે જ દિવસે એક મહિનાની ભયંકર માંદગી અને ઉપવાસ હોવા છતાં, જાણે સશક્ત હોય તેમ મોટરમાં બેસી ગોંડળ અન્નકૂટનો સમૈયો કરવા પોતાના કુટુંબ સાથે ગયા.

## શ્રીનગરનું સત્સંગ મંડળ

**અણમૂલા રત્નની પ્રાપ્તિ**

શ્રીનગરનું સત્સંગ મંડળ ધીરે ધીરે જામતું હતું. સ્વામીશ્રીને વિષે અત્યંત આત્મબુદ્ધિવાળા શ્રીનગરના સત્સંગીઓ વિદ્યાનુરાગી અને બુદ્ધિશાળી હોવાથી સ્વામીશ્રી જ્યારે જ્યારે શ્રીનગરમાં પધારતા ત્યારે શાસ્ત્રમાંથી અનેક પ્રસંગો કાઢી તેઓ સ્વામીશ્રી પાસે સમજતા. સ્વામીશ્રી પણ તેમની બુદ્ધિને પોષણ મળે એવા ઘણા પ્રસંગો રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, મધ્વાચાર્ય, નિંબાર્ક વગેરેના તત્વજ્ઞાનના, તેમજ તેમની ભક્તિના અનેક પ્રસંગો, વળી પૂર્વના બીજા ભક્તોના આખ્યાનો, મહારાજના સમયના ભક્તોના પ્રસંગો ઉપર વાત કરતા. સ્વામીશ્રીની વાતોમાં બ્રહ્મ અને પરબ્રહ્મના સનાતન સત્ય સિધ્ધાંતનું રહસ્ય સમજવા મળતું, તેમજ પ્રગટ ભગવાનના સંબંધથી જ આત્યંતિક મોક્ષ થાય છે, તે સત્ય પણ સમજાતું.

પ્રોફેસર જેઠાલાલ સ્વામીનારાયણને તો એકજ લગનિ હતી, આ સ્વામીશ્રીને ઓળખો. સ્વામીશ્રી દ્વારા મુમુક્ષુ અને દૈવી જીવો માટે આજે કલ્યાણનું દ્વાર ખુલ્લું છે. સ્વામીશ્રી પ્રત્યેનો તેમનો આ સર્વોપરી નિશ્ચય અને શ્રીજી મહારાજનો સર્વોપરી મહિમા તેઓ આ રીતે વ્યક્ત કરતાઃ-

---

૧ આ ચાદર પણ શેઠશ્રીના કુટુંબમા સચવાએલી છે.

સ્વામિનારાયણ બોલ મનવા સ્વામિનારાયણ બોલ,
નિશદિન જપ તું સ્વામિનારાયણ, અમૂલ્ય મંત્ર અણમોલ....મનવા
અંતરના ઊંડા ગૂઢ પડદા, અખંડ જાપથી ખોલ....મનવા
વિષય વાસના ભસ્મ કર તું, નભે નહિ જરા પોલ....મનવા
મનુષ્ય જન્મ તુજ એળે જશે તો, તારું રહેશે શું તોલ....મનવા
સાચા સંતનું શરણું લઇ લે, નહિ તો રહેશે ન મૂલ....મનવા
યજ્ઞપુરુષમાં શ્રીજી બિરાજે, કહું છું પીટીને ઢોલ....મનવા
મોક્ષનું દ્વાર તે સ્વામીજી સાચા, દે છે મુક્તિનો કોલ....મનવા
લઈને તે સંતનો આશ્રય, કરો અક્ષરમાં કિલ્લોલ....મનવા

તેમાં ખાસ કરીને 'યજ્ઞપુરુષમાં શ્રીજી બિરાજે કહું છું પીટીને ઢોલ' એ શબ્દો તેઓ સભામાં ઢોલ પીટીને કહેતા. અતિશય શૂરવીર પ્રકૃતિના આ ભક્તરાજ સાચી વાતમાં કોઈથી દબાતા નહિ. સ્વામીશ્રીની પ્રાપ્તિ એ એક પરમ ચિંતામણીની પ્રાપ્તિ તુલ્ય તેમને મનાઇ ગયું હતું. એટલે જે જે તેમના સંબંધમાં આવતા તેમને તેઓ સ્વામીશ્રીના પ્રસંગમાં લાવતા.

તેમની પાસે અમોઘ શસ્ત્ર હતું મુક્તાત્મા શ્રી જેઠીબાની અલૌકિક સમાધિનું. સ્વામીશ્રીને વિષે અનન્ય નિષ્ઠાવાળા જેઠીબાને સ્વામીશ્રીની કૃપાથી સમાધિ થતી અને શ્રીજી મહારાજ અને સ્વામી જાણે તેમને ઘેર, તેમની ભક્તિને વશ થઈને અખંડ પ્રગટ હોય, તેવું સાક્ષાત્ અક્ષરધામના દિવ્ય સુખનું તેમને ઘેર વાતાવરણ હતું. કોઈપણ હરિભક્ત ગમે તે ઉપાધિમાં હોય, સંકલ્પ લઈને આવ્યો હોય, પ્રશ્ન પૂછવો હોય, તેં લમામનું નિરાકરણ, મહારાજ જેઠીબા દ્વારા આપતા અને સૌને સંતોષ પમાડતા. પ્રોફેસરનું આ અમોઘ શસ્ત્ર હતું. ગમે તે દુઃખિયાને, ઉપાધિવાળાને તેઓ જેઠીબા પાસે લઈ આવતા. સમાધિ દ્વારા તેનો ખુલાસો અપાવી, સંતોષ પમાડી, સ્વામીશ્રીની કૃપાથી જ આ બધું થાય છે, એવો મહિમા કહી સ્વામીશ્રીના પ્રસંગમાં મૂકી દેતા.

આ રીતે તેઓએ જાણીતા કોંગ્રેસ કાર્યકર શ્રી શંકરલાલ બેંકર, શ્રી કિશોરલાલ મશરૂવાલા, મજૂર મહાજનના મહામંત્રી શ્રી ગુલઝારીલાલ નંદા, લેબર કમીશ્નર શ્રી આયંગર, ગુજરાત કોલેજના પ્રિન્સિપાલ શ્રી. હિરાલાલ કાજી, પ્રોફેસર દાવર, પ્રોફેસર એસ. એમ. શાહ, પોલેન્ડવાસી શ્રી. મોરીસ ફ્રીડમેન્ (સ્વામી ભારતાનંદ), શેઠ અંબાલાલ સારાભાઈ, શેઠ મંગળદાસ ગિરધરદાસ, તેમના પુત્ર મદનમોહનભાઈ, શ્રી. વી. ટી. દેહેજીઆ આઈ. સી. એસ., શેઠ ચીમનલાલ ગિરધરદાસના પુત્ર બાબુભાઈ, શ્રી. વસંતરાય પંડ્યા, શ્રી. કલ્યાણરાય વ્રજરાય દેસાઈ, શ્રી. બાપાલાલ દલાલ, એમ. એ., ટી. ડી. (લંડન) શ્રી. ત્રિકમલાલ દલાલ, (એન્જીનીયર), શ્રી. આસરપોટા (એન્જીનીયર) વગેરેને સ્વામીશ્રીના પ્રસંગોમાં તેઓ લાવ્યા.* પરંતુ આ બધામાંથી અત્યંત તીવ્ર મુમુક્ષુ અને ઉચ્ચ સંસ્કારવાળા શ્રી. ગુલઝારીલાલ નંદા સમગ્ર સત્સંગ સમુદાયને એક અણમૂલા રત્ન સમાન પ્રાપ્ત થઈ ગયા !

× × ×

**અક્ષર મંદિરમાં પારાયણ**

સં. ૧૯૯૪ના ભાદરવા માસમાં શ્રી અક્ષર મંદિર ગોંડળમાં શ્રી સોમેશ્વર પીઠવાએ સત્સંગિજીવનના બીજા અને ત્રીજા પ્રકરણની પારાયણ ગોઠવી. અક્ષર મંદિર જેવું અનાદિ બ્રહ્મનું પ્રગટસ્થાન, આ દિવ્ય કથાનો પ્રસંગ, સ્વામીશ્રીની અમૃતઝરતી પરાવાણી અને શ્રી યોગીજી મહારાજની આ સ્થાનનું મહાત્મ્ય સૂચવતી અદ્ભુત વાતો, એટલે સર્વત્ર દિવ્ય આનંદ તો હોય જ !

સોરઠ, ગોહિલવાડ, ઝાલાવાડ અને અમદાવાદ તથા ચરોતરમાંથી હરિભક્તોના જૂથ આવવા લાગ્યા. એક બે દિવસમાં મંદિર ચિકાર ભરાઇ ગયું. યોગીજી મહારાજને આનંદ અને ઉત્સાહનો

*આ પ્રસંગોની વિગતવાર હકીકત માટે જુઓ 'સમાધિ પ્રકરણ'

પાર ન હતો. જેમ હરિભક્તોનો સમૂહ વિશેષ તેમ તેમનો આનંદ પણ વિશેષ. આવા પ્રસંગો ક્યાંથી? આવા હરિભક્તો ક્યાંથી? એમ અખંડ અહોહો પણાના ભાવમાં સૌની સેવામાં તેઓ તત્પર જ રહેતા. સેવા અને ભક્તિના આદર્શસમ તેમની હૃદયંગમ મૂર્તિ દરેકને આકર્ષતી, તેમના અમીઝરતા નયનકટાક્ષ સૌના અંતરમાં પ્રવેશ કરી, સેવા અને પ્રેમના અનેરા પાઠ શીખવતા. આવા યોગીજી મહારાજ, સૌના સખા, મિત્ર અને ઉપદેષ્ટા હોવા છતાં આવા સમયે સૌના સેવક બની જતા. તેમની આ વિશિષ્ટ પ્રકારની ભાવનાથી જ તેઓ સત્સંગમાં-માતાના અનન્ય પ્રેમની મૂર્તિ સમાન-સૌના હૃદયમાં અંકિત થઇ ગયા છે.

આ સ્થાનમાં સ્વામીશ્રીએ એક વિશિષ્ટ પ્રથા શરુ કરી હતી. રોજ બ્રાહ્મમુહૂર્તમાં નિત્ય કર્મથી પરવારી, સૌ સંત હરિભક્તો અક્ષરદેરીમાં દર્શન અને પ્રદક્ષિણા માટે તૈયાર થઇ જતા. સ્વામીશ્રી અત્રે પૂજા કરતા. યોગીજી મહારાજ પણ દેરીમાં પૂજા આરતી કરતા. તેમાં સૌ ઉત્સાહપૂર્વક ભાગ લેતા. ત્યારબાદ મંગળા આરતી પછી શણગાર આરતી સુધી દેરીના દિવ્ય સ્થાનમાં કથા થતી અને સ્વામીશ્રી પ્રસંગોચિત સુંદર વાતો કરતા, યોગીજી મહારાજ પ્રભાતિ પદો ગાતા. કોઇ કોઇ વખત શ્રીજીની મૂર્તિના વર્ણનના રાઘવદાસના પ્રભાતિ પદો બોલતા. આ રીતે સભામાં બેઠેલા તમામને આ લોકનું ભાન ભૂલાવી, શ્રીજીના સાક્ષાત્ સાન્નિધ્યનો અનુભવ કરાવી દેતા. ખરેખર! આ સ્થાનની દિવ્યતા અને સ્વામીશ્રીની અલૌકિકતા અવર્ણનીયજ રહેશે.

**ભગવાનદાસને દિવ્ય દર્શન**

આ પારાયણની પૂર્ણાહુતિને દિવસે એક અલૌકિક દિવ્ય પ્રસંગ બની ગયો. પૂનાથી એક તદ્દન નવા હરિભક્ત ભગવાનદાસભાઈ સ્વામીશ્રીનો અદ્‌ભુત મહિમા તથા અક્ષર મંદિરની દિવ્યતાની વાતો સાંભળી, આ પ્રસંગે અહીં આવ્યા હતા. આ સાક્ષાત્ સ્થાન જોઇ તથા સ્વામીશ્રીના દર્શન કરી તેમને શાંતિ થઈ ગઈ.

પછી ઠાકોરજી પાસે જઈ તેમણે બે સંકલ્પો કર્યા. પૂનામાં હરિમંદિર થાય અને મહારાજના તેમને દર્શન થાય. ગદ્ગદ્ કંઠે તેમણે મહારાજ અને સ્વામીને પોતાના આ બે સંકલ્પો પૂરા કરવા મનોમન પ્રાર્થના કરી. સાથે સાથે તેમણે વ્રત લીધું કે જો શ્રીજીના દર્શન થાય અને પૂનાના મંદિર માટે સ્વામીશ્રી આશીર્વાદ આપે તો જ જમવું, નહિ તો ઉપવાસ કરવા.

કથાના સ્થાન તરીકે ગોઠવેલો વિશાળ શમિયાણો પૂર્ણાહુતિના દિવસે હરિભક્તોથી ચિકાર ભરાઈ ગયો હતો. શ્રી સોમેશ્વર પીઠવા આગલી હરોળમાં બેઠા હતા. તેમની બાજુમાં અમદાવાદના ગિરધરભાઈ પટેલ હતા અને તેમની બાજુમાં ભગવાનદાસ બેઠા હતા. સ્વામીશ્રી વ્યાસપીઠ ઉપર બિરાજમાન થઈ કથા વાંચતા હતા. ચંદનની અર્ચાથી શોભતું સ્વામીશ્રીનું ભવ્યકપોલ, સુગંધી પુષ્પના અનેક હારોથી દેદીપ્યમાન ભવ્ય વક્ષઃસ્થળ, પગ ઉપર પગ ચઢાવી, જમણા હાથમાં ગ્રંથનું પાનુ રાખી વાંચતા અને ડાબો હાથ જમણા પગની પાનીએ અખંડ ફેરવતા, કોઈ કોઈ વખત કથામાં આવતા પ્રસંગો, હાથ વડે અનેક પ્રકારે નિર્દેશ કરી સચોટ સમજાવતા, સ્વામીશ્રી અત્યંત શોભાયમાન દેખાતા હતા. સૌ હરિભક્તો એક ચિત્તે સ્વામીશ્રીની મૂર્તિમાં જોડાઈ ગયા હતા.

અચાનક ભગવાનદાસની દૃષ્ટિ સ્વામીશ્રીની મૂર્તિમાં સ્થિર થઈ ગઈ. થોડીવારે તેઓએ બાજુમાં બેઠેલા ગિરધરભાઇને કહ્યું, 'આ કથા સાક્ષાત્ શ્રીજી મહારાજ વાંચે છે. અચિયાન વસ્ત્ર પહેર્યા છે, માથે કસુંબી શેલાનો પાઘ શોભે છે, પગમાં સોનાના તોડા છે, હાથમાં તથા કંઠમાં અનેક પ્રકારના આભૂષણો ધારણ કર્યા છે. શ્રીજી મહારાજ સ્વયં વ્યાસપીઠ ઉપર બેસીને આ કથા વાંચે છે.' પછી ગિરધરભાઇએ આંખો ચોળી જોયુ પણ તેમને તો સ્વામીશ્રી જ દેખાયા એટલે તેમણે ભગવાનદાસને કહ્યું, 'અહીં તો સ્વામીશ્રી કથા વાંચે છે, મહારાજ કાંઈ દેખાતા નથી.' પછી ભગવાનદાસે

ઊભા થઇને સર્વે હરિભક્તોને કહ્યું, 'ભાઇઓ ! સાંભળો. આ કથા વાંચવાની શરૂઆત સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજે કરી હતી. મને તેમના દર્શન કરતાં ચિત્તની વૃત્તિઓ સ્થિર થઈ ગઈ અને તેમના સ્વરૂપને બદલે વ્યાસપીઠ ઉપર સાક્ષાત્ શ્રીજી મહારાજ-અમદાવાદના નરનારાયણ મંદિરના સભામંડપમાં બિરાજતા ઘનશ્યામ મહારાજ–કથા વાંચતા દેખાય છે. હજુ પણ મહારાજનાં જ દર્શન મને થાય છે. માટે આજે સત્સંગમાં સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજ દ્વારે શ્રીજી મહારાજ અખંડ પ્રગટ છે, એમ સૌ નિશ્ચય માનજો. મારો આ સંકલ્પ હતો અને તે સ્વામીશ્રીજીએ આજે પૂરો કર્યો છે.' એટલું કહીને તેઓ બેસી ગયા. સૌ અવાચક્ બની આશ્ચર્યમય રીતે આ હકીકત સાંભળી રહ્યા. સ્વામીશ્રીની અતિ અપાર દિવ્યતાની, આ પ્રસંગથી સૌના અંતઃકરણમાં ઊંડી છાપ પડી.

કથાની પૂર્ણાહુતિ બાદ તેઓ સ્વામીશ્રી પાસે આવ્યા. સ્વામીશ્રીએ તેમની સર્વ હકીકત સાંભળી આશીર્વાદ આપ્યા અને પછી માથે હાથ ફેરવી હસતા હસતા કહ્યું, 'મહારાજે તમારો સંકલ્પ પૂરો કર્યો છે. માટે હવે જમી લ્યો અને આવું અનશન વ્રત લેવાનો નિયમ હવે પછી ન રાખશો.' એમ કહી તેમના ત્રણ દિવસના ઉપવાસ છોડાવ્યા.

આ પ્રમાણે આ પારાયણમાં આવો અદ્‌ભુત ચમત્કાર શ્રીજી મહારાજે સ્વામીશ્રીમાં રહીને સૌને બતાવ્યો અને પોતે આજે સત્સંગમાં અખંડ બિરાજમાન છે, એવી દૃઢ પ્રતીતિ સૌને કરાવી. આ દિવ્ય સુખની સ્મૃતિ કરતા, કૃત કૃત્યતા અનુભવતા, સૌ હરિભક્તો પોત પોતાને ઘેર ગયા. પીઠવા સાહેબને પણ અતિ અપાર આનંદ થયો. તેમણે આવું જ્ઞાનસત્ર યોજ્યું તો સ્વામીશ્રીનું સાચું સ્વરૂપ સૌને ઓળખાયું. નાતાલની રજાઓમાં સારંગપુરમાં ફરી પારાયણ કરાવવાનો ગૂઢ સંકલ્પ અહીં સાક્ષાત્ સ્થાનમાં તેમણે કરી લીધો.

× × ×

- ધનતેરશે સ્વામીશ્રીએ, અમદાવાદમાં શ્રી વસંતરાય શિવરામ પંડયાના વિશાળ બંગલામાં શ્રી અક્ષર અને પુરુષોત્તમની મૂર્તિની પ્રતિષ્ઠાવિધિ અત્યંત ધામધૂમથી કરી. પાશ્ચિમાત્ય ઢબે રહેનાર આ બ્રાહ્મણ ભક્તને સત્સંગના આવા અંતરંગ રંગથી રંગવા, એ સાધારણ વ્યક્તિનું કામ ન હતું. પરંતુ સ્વામીશ્રી માટે એ કઠિન ન હતું. વસંતરાયભાઈને બંગલે સૌ જમ્યા અને બપોરે સ્વામીશ્રી આંબલીવાળી પોળમાં ઉતારે પધાર્યા.

નિશ્ચયની વાત એ છેલ્લી વાત

અત્રે સ્વામીશ્રી બે દિવસ રહ્યા તે દરમ્યાન ઉપાસના દઢ કરી શ્રીજીનો સર્વોપરી નિશ્ચય કરવા ઉપર જ તાન રાખ્યું, એ સિદ્ધાંત સ્પષ્ટ સમજાવતા તેમણે કહ્યું, "ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચયની, મહારાજના પુરુષોત્તમપણાના નિશ્ચયની વાત, એ છેલ્લી વાત છે. મુક્તાનંદ સ્વામીને આવો સર્વોપરી નિશ્ચય ૨૮ વર્ષ પછી થયો. આજે આ જન્મે જો આ શબ્દો પડશે તો સંસ્કાર થશે અને આવતા જન્મે ફળશે."

"એકવાર શ્રીજી મહારાજ મોડી રાત્રે ઊઠયા અને મોટા મોટા નંદ સાધુઓને પોતાની પાસે બોલાવ્યા અને પછી પોતાના સર્વોપરી અવતારીપણાની વાત કરવા માંડી. સૌ એકચિત્તે સાંભળવા લાગ્યા. મહારાજે આવી સર્વોપરી વાતો કરી ત્યારે એક વિદ્વાન સાધુ બોલી ઊઠયા, 'આમ સમજીએ તો સત્સંગિજીવન ખોટો પડે.' એટલે મહારાજે તેમને પૂછયું, 'સંત્સંગિજીવન કોનો કરેલ છે?' ત્યારે તે સાધુએ હાથ જોડી કહ્યું, 'મહારાજ એ તો આપનો કરેલ છે.' ત્યારે મહારાજે તેમને કહ્યું, 'સત્સંગિજીવનમાં આવી સર્વોપરી વાત ન હોય તો તમારે એ વાત ન માનવી. પણ બીજાને તો હું કહું છું તેમ માનવા દ્યો.' આ ઉપરથી શ્રીજી

જેનો બલીષ્ટ સંસ્કાર હોય છે તેને આ નિષ્ઠા થાય છે

મહારાજનું શું રહસ્ય છે તે આપણને સમજાય છે. આવી પુરુષોત્તમપણાની વાત ગ્રંથમાં લખી હોય તો પણ પોતાની મેળે સમજાતી નથી. ભગવાનના સ્વરૂપના અપરોક્ષાનુભવી સત્પુરુષ થકી જ પુરુષોત્તમપણાની આ વાત સમજાય છે. માટે મોટા પુરુષનો સંગ નિરંતર કરવો. એમ કરવાથી સંશયગ્રંથિ તૂટી જાય છે."

"પહેલા તો ઘણા એમ સમજતા કે મહારાજને અવતાર જેવા સમજ્યા એટલે જાણે બહુ જ સમજી લીધું. પરંતુ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીએ તથા અનાદિ મહામુક્ત ગોપાળાનંદ સ્વામીએ મહારાજના સર્વોપરી સ્વરૂપના અદ્ભુત પ્રતાપની વાતો બહાર પાડી, ત્યારે સૌને ખબર પડી. આ વાતોથી કદાચ જગતને નવાઈ લાગતી હશે કે શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, તે આચાર્યો કહેવાય છે, જ્યારે સહજાનંદ સ્વામીને રામકૃષ્ણાદિક અવતારના પણ અવતારી સૌ કહે છે. પરંતુ જેના બલિષ્ઠ સંસ્કાર છે તેને આ નિષ્ઠા બેસતાં વાર લાગતી નથી."

**પ્રગટની ઉપાસનાથી જ મોક્ષ થાય છે**

સ્વામિનારાયણ ભગવાનના પ્રગટ સ્વરૂપની ઉપાસના અને તે સ્વરૂપની ભક્તિ કરવાથીજ મોક્ષ થાય છે. તે ઉપર કેટલીક વાતો કરતા સ્વામીશ્રીએ કહ્યું "પ્રગટ ભગવાનની ઉપાસના દેવો તથા ઈશ્વરના ભક્તો કરે, તેમાં તેમની સહાનુભૂતિ છે. રણછોડજીમાં શ્રદ્ધાવાળા આણંદના એક ભક્તને રણછોડજીના દર્શન થયા અને કલ્યાણ માંગ્યું ત્યારે રણછોડજીએ કહ્યું. 'સ્વામિનારાયણ પ્રગટ ભગવાન છે તેમનો આશ્રય કરવાથી કલ્યાણ થશે.' તેજ પ્રમાણે ૨૦ વર્ષથી ગણપતિની એકધારી ઉપાસના કરનાર માંડવીના વ્યંકટેશ્વર નામના બ્રાહ્મણ ભક્તને ગણપતિએ દર્શન દીધા અને કહ્યું, 'જો મોક્ષનો ખપ હોય તો પ્રગટ ભગવાન જે સ્વામિનારાયણ તેમના આચાર્ય શ્રી વિહારિલાલજી મહારાજ પાસે વર્તમાન ધરાવી સત્સંગી થાઓ તો મોક્ષ થશે."

પછી સ્વામીશ્રીએ આ પ્રસંગે ઘણા નવા હરિભક્તોને વર્તમાન ધરાવી, દારુ, માટી, ચોરી, અવેરી અને વટલવું નહિ તથા વટલાવવું નહિ એ નિયમ સમજાવ્યા અને કહ્યું, 'અભક્ષ્ય વસ્તુ તો લેવી જ નહિ. દવામાં પણ એવી અજાણી વસ્તુ આવતી હોય તો ન લેવી. દાક્તરની દવા ખાનાર કોઈ ૨૦૦ વર્ષ જીવ્યા હોય તેવું જાણ્યું નથી. માટે નિયમ ધર્મ શુદ્ધ પાળવા.

નારદ, પરાશર અને પ્રહ્‌લાદની પંક્તિમાં ભળ્યા છે

બીજે દિવસે સવારે કોંગ્રેસ કાર્યકર્તા અને મજૂર મહાજનના મંત્રી શ્રી. ગુલઝારીલાલ નંદાજી સ્વામીશ્રીના દર્શને આવ્યા. તેમને ઉદ્દેશીને સ્વામીશ્રીએ વાત કરી ' આ જગતમાં સહનશીલતા, બ્રહ્મચર્ય અને સત્ય એ ગુણોથી મહાત્મા બનાય છે. ગાંધીજી પણ આથીજ આગળ આવ્યા. ક્રાઈસ્ટ પણ આવા ગુણોથી જ પ્રભુના પયગંબર બન્યા. પરંતુ મહારાજનો પ્રતાપ જરા વિચારીને જોઇએ તો ખબર પડે કે ક્રાઈસ્ટ જેવા તો ૫૦૦ નંદો* કર્યા અને ગાંધીજી જેવા સત્ય, બ્રહ્મચર્ય અને તિતિક્ષાના ગુણોવાળા ૧૦ લાખ હરિભક્તો કર્યા. બીજી વાત તો બાજુએ રહી પણ આટલું જ જો સમજાય તો મહારાજ સાક્ષાત્ ભગવાન છે તેમ મનાય."

સં. ૧૯૯૫ના માગશર માસમાં સારંગપુર સત્સંગિજીવનની કથા શ્રી સોમેશ્વર ગિરધરદાસ પીઠવા તરફ કરી, ત્યાંથી સીધા સ્વામીશ્રી ગોરીયાદ પધાર્યા. અત્રેના હરિભકત કોઠારી રણછોડભાઇ તથા મગનભાઇ, મણીભાઇ, જેઠાભાઇ, ભાઇલાલભાઇ, શિવાભાઇ વગેરેએ સ્વામી નીલકંઠદાસજીનો સમાગમ કર્યો હતો. નીલકંઠદાસ સ્વામીની ઉચ્ચ સાધુતા ત્યાગની પરાકાષ્ટા અને વાતો કરવાની છટાથી તેઓ મુગ્ધ થઇ ગયા હતા. નીલકંઠ સ્વામીએ સ્વામીશ્રીનો અદ્‌ભુત મહિમા તેમને સૌને સમજાવ્યો હતો. સ્વામીશ્રી તેમને આ પ્રસંગે કથાવાર્તા, દર્શન સમાગમનું, સારુ સુખ આપ્યું.

* પરમહંસ પંક્તિના તેમના નામને છેડે 'નંદ' શબ્દ આવે એટલે 'નંદો' કહેવાતા.

## મુંબઈમાં સત્સંગ વિકાસની શરુઆત

મુંબઈમાં હરિભક્તોનું જુથ ધીરે ધીરે જામતું હતું. શેઠ સુખલાલ જરીવાલા, ઠાસરાવાળા શેઠ ચુનીલાલ જર્મનસીલ્વરવાળા, શાંતિલાલ ત્રિવેદી (એડવોકેટ) શેઠ ગોરધનભાઈ હાથીભાઈ, બાલુભાઈ ટી. દેસાઈ (એડવોકેટ), સુંદરજી ભવાન મિસ્ત્રી, રાવ જેસંગલાલ બારોટ, શેઠ ભગવાનદાસ, જસભાઈ અમીન વગેરે સ્વામીશ્રી અત્રે પધાર્યા એટલે અત્યંત રાજી થયા. સ્વામીશ્રીનો ઉતારો શેઠ ચુનીલાલ જર્મનસીલ્વરવાળાના વિશાળ મકાનમાં રાખવામાં આવ્યો હતો.

શ્રી ગુલઝારીલાલ નંદા, જેઓ આ સમયે મુંબઈના મુખ્ય પ્રધાન શ્રી બાલા સાહેબ ખેરના પાર્લામેન્ટરી સેક્રેટરી અને પ્રોહીબીશન કમીશનર તરીકે નિમાયા હતા, તેઓ પણ સ્વામીશ્રીના સમાગમ માટે રોજ આવતા. સ્વામીશ્રી તેમની અતિ તીવ્ર મુમુક્ષુતા નિહાળી તેમને સંબોધીને પ્રસંગોપાત આત્મા પરમાત્માની રહસ્યમય વાતો કરતા કહેતાઃ

ધર્મનું ફળ જ્ઞાન છે. જ્ઞાનનું ફળ વિજ્ઞાન છે

'આત્મા અને પરમાત્માનું જ્ઞાન પામવું અને અનેકને પમાડવું તે મોટામાં મોટી સેવા છે. જ્ઞાન અને વૈરાગ્ય એ ભક્ત અને ભગવાન વચ્ચેના અંતરાય ટાળવાની તલવાર છે. એ સત્સંગથી પ્રાપ્ત થાય છે. એ થયા પછી જ ભગવાનના સાન્નિધ્યમાં રહેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. ભગવાનની ઉપાસના કરવાથી તથા મોટા સંતને ઓળખવાથી જ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ પ્રાપ્ત થાય છે. ધર્મનું ફળ જ્ઞાન છે, જ્ઞાનનું ફળ વિજ્ઞાન છે."

" જેમ ઝીણા કણવાળા ડુંડા ખાંડવાથી તેમાંથી દાણા નીકળે છે, તેમ અતિ ઉત્તમ અને ઝીણી દેખાતી ભગવાનના સંબંધવાળી ભક્તિ હોય તો તેમાથી મુદ્દાની વસ્તુ.પ્રાપ્ત થાય છે. જ્યારે મનથી કલ્પેલા

મોટા દેખાતા કણ વિનાના ખાલી ડૂંડા ખાંડીએ તો તેમાંથી કાંઇ નીકળતું નથી. જેમ વંધ્યા ગાય સેવાથી દૂધ અને ઘીની પ્રાપ્તિ થતી જ નથી અને ઊલટું છાણ વાસીદું ચૂથવું પડે છે, તેમ એવા ભકિત વગરના ગમે તેવા મોટા દેખાતા હોય પણ તેમના સંબંધથી તો ઊલટી છાણવાસીદા રૂપ પંચવિષયની વાસના વિશેષ અને વિશેષ દઢ થાય છે. માટે જ વ્યાસ અને વાલ્મીકિ જેવા આર્ષદષ્ટિવાળા મોટા પુરુષોએ જે નિર્ણય કરી આપ્યો છે તે જ ઉત્તમ છે. તેવી ભક્તિ કરીને મોટા પુરુષને ઓળખી તેમનામાં હેત કરી, સેવા ભકિત કાયમ રાખો તો પ્રભુના સાન્નિધ્યમાં વધુ અને વધુ અવાય. ખરો જો ઇશક હોય તો તેમાં ભગવાન વિઘ્ન આવતા દેતા નથી.''

માળા અને ધ્યાનનું શું ફળ?

સ્વામીશ્રીની આવી અદ્દ્ભુત વાતો એકાગ્ર વૃત્તિથી શ્રી નંદાજી સાંભળી સ્થિર થઇ જતા. તેમની તીવ્ર મુમુક્ષુતા જોઇ સ્વામીશ્રી પણ તેઓ જ્યારે જ્યારે આવતા ત્યારે આવાજ પ્રસંગો કાઢતા. સાધક જ્યારે સાધન દશામાંથી પસાર થતો હોય ત્યારે તેની સાધનાનો અંત આવ્યો ક્યારે ગણાય, તે જાણવાની ઉત્સુકતાથી તેમણે સ્વામીશ્રીને આવા એક પ્રસંગે હાથ જોડી પ્રશ્ન પૂછયો.

'સ્વામીજી! માળા કરીએ, ધ્યાન કરીએ તે બધું શું થાય ત્યારે સફળ થયું ગણાય?' સ્વામીશ્રીએ ખૂબજ કરુણામય દષ્ટિથી ઉત્તર આપતાં કહ્યું 'આ લોકમાંથી વૃત્તિ ઊખડી ભગવાનના સ્વરૂપમાં વૃત્તિ રહેવા માંડે ત્યારે એ સાધનાનું ફળ પ્રાપ્ત થયું જાણવું. એ સિદ્ધ કરવા માટે વૈરાગ્ય અને અભ્યાસ * પણ સાથે સાથે જોઇએ. માળા અને ધ્યાન એ ભગવાનમાં વૃત્તિ રાખવાનો અભ્યાસ કહેવાય. માળા અને ધ્યાન કરતાં ભગવાન સિવાય બીજી વસ્તુના ઘાટ થાય ત્યારે તેનું નાશવંતપણું વિચારવું, તેનું નામ

* अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥ ગીતા ૬-૩૫

વૈરાગ્ય કહેવાય. વળી તમામ પદાર્થમાંથી વૃત્તિ તોડી એક ભગવાનના સ્વરૂપમાં વૃત્તિ રાખવી તેવા અભ્યાસથી ધીરે ધીરે શાંતિ થઈ જાય.'

ધ્યાનનું ફળ શાંતિ કે તેથી કાંઇ વિશેષ?

'શાંતિ તો થાય છે પરંતુ તે શાંતિ એ જ ધ્યાનનું ફળ છે કે એથી કાંઈ વિશેષ પણ છે?' નંદાજી પ્રશ્નની પરંપરાથી પોતાની સાધનાનો સરળ માર્ગ શોધતા હતા. સ્વામીશ્રી પણ તેઓ આ સાધના માર્ગમાં આગળ વધે તેમ તેમના એક પછી એક પ્રશ્નના ઉત્તર સરળતાપૂર્વક આપ્યે જતા હતા. સભાવૃન્દને પણ આ જ્ઞાન પ્રસંગમાં અત્યંત રસ પડતો હતો. સ્વામીશ્રીએ કહ્યું, એથી તો ઘણું વિશેષ છે. ધ્યાન અને ભજન સિદ્ધ થાય ત્યાર પછી એ પ્રયાસ મોળો પડી જાય, અને જ્ઞાનનો આત્મામાં પ્રકાશ થાય. તેમાં મહારાજના સાક્ષાત્ દર્શન થાય. તેજ અંતિમ ફળ સાક્ષાત્કારની સ્થિતિ!'

આત્માનો સાક્ષાત કાર એ શું? પરમાત્માનો સાક્ષાત્કાર એ શું?

સ્વામીશ્રીની આ છેલ્લી સ્થિતિની વાત સાંભળી નંદાજીને મુઝવણ ઊભી થઈ. તેમણે પૂછ્યું, 'આત્માનો સાક્ષાત્કાર અને પરમાત્માનો સાક્ષાત્કાર એ એકજ છે કે જુદા છે?' આત્મા એ જ પરમાત્મા છે. એવી લોકપ્રચલિત માન્યતાવાળા દરેકને આ આત્મા અને પરમાત્માની વાત નવીન દેખાતી. સ્વામીશ્રી હવે સ્પષ્ટતાપૂર્વક આ વાત સમજાવવા લાગ્યા. 'જીવ છે તે માયા વેષ્ટિત છે. તે માયાના ગુણ અને ભાવથી રહિત થાય અને તેનું શુદ્ધ તેજોમય સ્વરૂપ દેખાય ત્યારે આત્માનો સાક્ષાત્કાર થયો કહેવાય. આત્માનો પ્રકાશ દરેક સાધકને તેની સાધનાના પ્રમાણમાં જુદો જુદો દેખાય છે. ઇંદ્રિયો અને અંતઃકરણના ગોલકની શુદ્ધિના પ્રમાણમાં આત્માનું તેજ તથા પ્રકાશ દેખાય છે. જેમ કાચની પોલી પૂતળી હોય અને

તેમાં તેજ ભર્યું હોય તે પૂતળીના અવયવ હોય તે પ્રમાણે તેમાં ભરેલું તેજ દેખાય. તેથી કોઈ આત્માના પ્રકાશને દીવાની જ્યોત જેવો, કોઈ મશાલ જેવો, કોઈ સૂર્ય જેવો એ પ્રમાણે જુદા જુદા દેખાતા આત્માના પ્રકાશ વર્ણવે. પણ તેને સમ્યક્ આત્મદર્શન કહેવાય નહિ. મોવાળાના અગ્રભાગના સો કટકા કરીએ તેના સોમા ભાગ જેવું જીવનું સ્વરૂપ છે. પરંતુ તે અતિ સૂક્ષ્મ સ્વરૂપ, ભક્તિ અને ઉપાસનાથી જ્યારે ભગવાનની દયા થાય છે, ત્યારે અતિશય પ્રમાણે રહિત બ્રહ્મસ્વરૂપ–અક્ષરરૂપ બને છે. તેને સમ્યક્ આત્મદર્શન કહેવાય. તે આત્માના–અક્ષરના–પ્રકાશમાં અતિ દિવ્ય તેજોમય ભગવાનની મૂર્તિના અખંડ સુખમય દર્શન થાય ત્યારે તેને પરમાત્માનો સાક્ષાત્કાર કહેવાય.'

ઉપાસનાથી તત્કાળ ફળ મળે છે.

સ્વામીશ્રીના આ ઉત્તરથી નંદાજીને આત્મા અને પરમાત્માના બે જુદા સ્વરૂપોનું રહસ્ય સમજાયું, છતાં પણ સાકાર ઉપાસનાની અનિવાર્યતાની શુદ્ધ સમજણ તેમને ન હોવાથી તેમણે પોતાની મુઝવણની વિશેષ ચોખવટ કરવા ફરી પ્રશ્ન પૂછયો, 'સ્વામિનારાયણ ભગવાનની મૂર્તિ અથવા તો અન્ય બીજી કોઇ અવતારાદિકની 'મૂર્તિ' જ ધ્યાન માટે શા માટે રાખવી ? સ્વામીશ્રીએ કહ્યું, 'મૂર્તિ રાખવાથી તાત્કાલિક ફળ મળે છે, ભગવાનના સ્વરૂપમાં એકાગ્રતા થાય છે અને તે સ્વરૂપમા પ્રેમ થાય છે, તેમાં વૃત્તિ ચોંટે છે અને છેવટે સાક્ષાત્કાર થાય છે ?' આ પ્રમાણે તેમને સંતોષ પમાડી સ્વામીશ્રીએ ગ. પ્ર. ૨૩ મું વચનામૃત વંચાવી, 'ત્રણ દેહથી પર અને ચૈતન્યરૂપ એવું પોતાનું સ્વરૂપ માની તે સ્વરૂપમાં ભગવાનની મૂર્તિને ધારી ભગવાનનું ભજન જો કરીએ તો જ સ્થિતિ થાય અને એવી રીતની સ્થિતિ ન થઈ હોય ત્યાં સુધી એ ભક્તને માથે વિઘ્ન છે.' એ આદિક ઘણી વાતો આત્મામાં સ્થિતિ કરી ભગવાનનું ભજન કરવાની તથા પરમાત્મામાં વૃત્તિ કેમ રાખવી તે ઉપર કરી. નંદાજી આ અતિ જ્ઞાન ગહન પ્રસંગથી અને અંતરમાં

સોંસરા ઊતરી જાય તેવા સ્વામીશ્રીના સચોટ ઉત્તરથી, અતિશય આનંદ પામી પોતાના સ્થાને ગયા.

બીજે દિવસે સ્વામીશ્રી, અમદાવાદથી સાથે આવેલા ટ્યુટોરીઅલ હાઇસ્કૂલના પ્રિન્સિપાલ શ્રી વિનાયકરાવ ત્રિવેદીના સંબંધી શ્રી દુલેરાય પંડયાને (ધી નેશનલ ગ્રામોફોન રેકોર્ડ મેન્યુફેક્ચરીંગ કું. લી. ના મેનેજીંગ ડીરેક્ટર) ઘેર જમવા પધાર્યા. મૂર્તિઓ, મંદિરો તથા ધર્મ વગેરે આજના વિજ્ઞાન સાથે સુસંગત નથી એમ શ્રી. દુલેરાય પંડયા માનતા હતા. આન્તરાભ્યાસ થી જ સર્વ સિધ્ધ થાય છે એટલે બહારના આડંબર અને દેખાવની જરૂર નથી, એમ તેઓ સમજતા. સ્વામીશ્રી જેવા વિદ્વાન અને પરત્માત્મ સ્વરૂપના અનુભવી પુરુષ પોતાને ઘેર પધાર્યા છે તો આ કહેવાતા વૈજ્ઞાનિક યુગની વિચાર શ્રેણીઓ તથા બીજી બાજુ સનાતન સિધ્ધાંતો તે બેમાં શું સાચું છે, તે અંગે તેઓ સ્વામીશ્રીને પ્રશ્નો પૂછવા માગતા હતા. સાચી હકીકત જાણવાની તેમની જિજ્ઞાસાથી સ્વામીશ્રી રાજી થયા અને કહ્યું, 'ખુશીથી પૂછો.'

તેમણે પ્રથમ પ્રશ્ન પૂછયો, 'હરિનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જો ને ! તેનો અર્થ શો છે ?' સાચી શૂરવીરતા એટલે શું તે સમજાવતા સ્વામીશ્રીએ કહ્યું, 'વિષયના માર્ગથી ઇંદ્રિયોને દબાવવી તેમાં શૂરવીરપણું જોઇએ. ધર્મ, નિયમ, તપ, ભક્તિ વગેરેમાં મનને પરોવીએ તો ઇંદ્રિયો અંતઃકરણ થરથર ધ્રૂજે તે જ જીવનું શૂરવીરપણું છે. ઇંદ્રિયો એ જ જીવનાં દુશ્મન છે કારણ કે ઇંદ્રિયો વિષયમાં પ્રવર્તે અને અંતે લક્ષચોરાશીમાં નાંખે. તે ઇંદ્રિયોને જો જીતે તો તે ઇંદ્રિયો મિત્ર બની જાય છે.'

**પ્રભુ અંતરમાં છે તો પછી બહારનો દેખાવ શા માટે?**

ઇંદ્રિયો જીતવાની વાત તો સાદી સીધી સમજાય તેવી છે, પરંતુ પ્રભુ ભજવામાં શું વિશેષતા છે તે તે સંબંધી તેમણે બીજો પ્રશ્ન પૂછયો, 'પ્રભુ અંતરમાં તો છે તો પછી બહારના દેખાવથી શું ?'

'પ્રભુ અંતરમાં તો છે પણ તેનો સાક્ષાત્કાર તો ગુરુ કરાવે છે.' એમ સમજાવી સ્વામીશ્રી બોલ્યા :

यावद्बहिः स्थितो वन्हिः प्रकटोऽतर्विशेन्नहि ।
तावदन्तः स्थितोऽप्येपनदारू दहनक्षमः ॥१॥

તેમ જ

एवं सर्वगतो विष्णु. प्रकटश्चेन्नतद्विशेत् ।
तावन्नलीयते सर्वमिति कृष्णः समुद्यमः ॥

એટલે કે સર્વાંતર્યામી વિષ્ણુ ભગવાન તે સર્વ જીવને વિષે રહ્યા જ છે, પણ જ્યાં સુધી પૃથ્વી ઉપર મનુષ્યાકૃતિ ધારીને પ્રગટ થઈને દર્શન ન આપે અને તેમના સ્વરૂપનું સાક્ષાત્ જ્ઞાન અંતરમાં ન થાય, ત્યાં સુધી એ અંતર્યામી ભગવાને કરીને એ ભક્તના અનાદિ અજ્ઞાનનો નાશ થતો નથી. માટે સત્પુરુષના શરણે જવું એ જ હરિનો મારગ છે, એ જ કલ્યાણનું દ્વાર છે. કારણ કે સત્પુરુષ માયાથી મુકાવીને ભગવાનને પમાડે છે. મન તો વિષયમાં જ પ્રવર્તેલું રહે છે, તેને તેમાંથી છોડી ભગવાનમાં પ્રીતિ કરાવે–યોગ કરાવે, તે ઉત્તમ ગુરુનું કામ છે. માટે તેવા ગુરુ પાસે જવું તે જ હરિનો માર્ગ છે. જેટલા સૃષ્ટિમાં સાધન છે તે સર્વે મનને જીતવા માટે કામે લગાડીએ તો પણ મન હાથ રહે તેવું નથી. સદ્ગુરુ મળ્યા વિના તેનું રાજ ટળે તેવું નથી. સાચા ગુરુ હોય તો તે અષાઢી મેઘ વર્ષે છે તેમ જ્ઞાનવૃષ્ટિ કરી, અનેક રીતે ભગવાનનું માહાત્મ્ય સમજાવી, ગમે તેવા કઠણ અંતઃકરણને પીગળાવી ભક્તિમય કરી પ્રભુમાં રત બનાવી દે છે.'

અર્થ : જ્યા સુધી બહારનો અગ્નિ કાષ્ટમા પ્રવેશ કરે નહિ ત્યા સુધી કાષ્ટમાં રહેલો અગ્નિ કાષ્ટને પ્રજ્વલિત કરી શકતો નથી.

બીજે દિવસે નંદાજી ફરી આવ્યા. તેમના માતુશ્રી અતિશય બીમાર હોવાથી આજ રાત્રે તેમને પંજાબ જવાનું હતું. છતાં રોજના નિયમ પ્રમાણે સ્વામીશ્રીના દર્શન અને સમાગમનો લાભ લેવા તેઓ આવી પહોંચ્યા. તેમનામાં ઉત્તમ પ્રકારની મુમુક્ષુતા નિહાળી, સ્વામીશ્રી તેમને અનુલક્ષીને ભગવાનની ઉપાસના નિશ્ચય, આશ્રય વગેરે મુદ્દા ઉપર વાતો કરતા. આ પ્રસંગે પણ એવીજ વાતો સ્વામીશ્રીએ શરુ કરીઃ—

સ્વામિનારાયણ ભગવાનના અનન્ય આશ્રયથીજ મોક્ષ થાય છે.

'ભગવાનનો તત્ત્વે સહિત આશ્રય કરવાની ખાસ જરૂર છે. તેવો આશ્રય હોય તો આવરદા ન હોય તો બીજે જન્મે પણ ભગવાન પોતાનો યોગ આપે, તપ, ત્યાગ ઓછા વધતા થાય તેની બહુ ફિકર નહિ, પરંતુ અનેક જીવોને બ્રહ્મરૂપ કરવા ભગવાન પોતે કૃપા કરી આ લોકમાં પધાર્યા તેજ આ સ્વામિનારાયણ ભગવાન છે, તેમ સમજી તેમનો આશ્રય કરવો. સ્વામિનારાયણ ભગવાનના સંતના શબ્દે કરીને એકાંતિકપણું પામી, મોક્ષ પામવામાં સ્વામિનારાયણ ભગવાનનો અનન્ય આશ્રય જ મદદ કરે છે.'

એટલી વાત કરી સ્વામીશ્રીએ પોતાની વાત કરી 'હું ૧૫ વર્ષની ઉમરે ત્યાગી થયો હતો. મારા ગુરુ વિજ્ઞાનાનંદ સ્વામી શ્રીજી મહારાજ સાથે રહેલા અને મહારાજનો અપાર મહિમા તેમણે જાતે જોયો હતો અને અનુભવ્યો હતો. શાસ્ત્રોમાં તો અનેક વાતો કહી છે પણ આ તો પોતાના અનુભવની વાત છે. મારા ગુરુ થકી જ શ્રીજી મહારાજના ભગવાનપણાની અને સર્વોપરીપણાની વાત મેં નકકી કરી છે. શ્રીજી મહારાજે અનેકને અવતારાદિકના દર્શન કરાવ્યા હતા. મારા ગુરુ પાસેથી આ બધા પ્રસંગો સાંભળ્યા છે.

"વળી મહામુકતરાજ ભગતજી મહારાજનો મને સંબંધ થયો, તેઓ અતિ અદ્‌ભુત સિધ્ધદશાવાળા અપરોક્ષાનુભવી પુરુષ

હતા. તેમનો આ બધો પ્રતાપ છે. તેમનાથી સમજેલી તમામ વાત સિધ્ધ કરી તે તમામ વાતના સારરૂપ આ વાત તમારા ઉપર મને અત્યંત હેત થાય છે એટલે કહું છું કે સ્વામિનારાયણ ભગવાન તે તમામ અવતારના કારણ છે તેવો તમો નિશ્ચય કરો, તમામ વાતની સિધ્ધિનું કારણ આ નિશ્ચય છે. આ બીજ છે. એ હશે તો વૃક્ષ થશે પરંતુ બીજ જ જો ન વાવ્યું હોય અને પછી ગમે તેટલું પાણી પાય તો પણ વૃક્ષ ઊગે નહિ. માટે પ્રગટ ભગવાનમાં નિષ્ઠા એ જ કલ્યાણ રૂપ વૃક્ષના બીજરૂપ છે. માટે આ વાત કરશો તો તમામ વાત હાથ આવશે.

ધીરે ધીરે આ વાતના રહસ્યને અંતરમાં ઉતારનાર નંદાજીને સ્વામીશ્રીએ આજે સ્પષ્ટ વાતો કરી. સ્વામિનારાયણ ભગવાન છે, વળી સર્વોપરી છે, એ તો ઠીક પણ પ્રગટ છે એટલે શું? અંતરમાં ઘોળાતો આ પ્રશ્ન તેમણે સ્વામીશ્રીને પૂછી દીધો, તેમનાથી પૂછાઇ ગયો, 'પ્રગટ ભગવાન એટલે શું ?'

સંત પણ ભગવાનનું સ્વરૂપ કહેવાય

"ભગવાનનો અવતાર પૃથ્વી ઉપર હોય ત્યારે તે પ્રગટ કહેવાય અને ભગવાન અંતરધાન થાય ત્યારે તેમના સાક્ષાત્કારવાળા સંત હોય અને ભગવાનને સર્વે પ્રકારે અંગઅંગમાં ધારણ કરી રહ્યા હોય તેવા સંત તે પણ ભગવાનનું સ્વરૂપ કહેવાય. કારણ કે તેમના દ્વારે મુમુક્ષુ ભગવાનનો સાક્ષાત્ સંબંધ પામી શકે છે. કહેવત છે કે 'કાં મેઘે કાં ત્રેયે, એટલે કે કાં 'મે' થી અન્ન પાકે કાં 'ત્રે'થી એટલે પૃથ્વીમાંથી પાણી નીકળી અન્ન પકાવે. તેમ ભગવાન એ 'મે' ને ઠેકાણે છે અને તેમના અખંડ સંબંધવાળા સંત તે 'ત્રે' ને ઠેકાણે છે"

એટલી વાત કરીને પછી સ્વામીશ્રીએ કહ્યું, 'ગમે તેવા તપસ્વી ત્યાગી કે વૈરાગ્યવાન હોય, પરંતુ ભગવાનની કર્તાપણાની નિષ્ઠા ન હોય તો દેશકાળાદિકે કરીને તે અધઃપતન પામે છે. જ્યારે

ભગવાનમાં નિષ્ઠાવાળા હોય તે માયાના તમામ વિઘ્નને તરી જઇને ભગવાનના ધામને પામે છે. કારણ સર્વ સમર્થ જે ભગવાન તેમનો તેમને આશ્રય છે. માટે આવા મોટા જે સંત તેમની કૃપાની ખાસ જરૂર છે અને તે કૃપા આવી અનન્ય નિષ્ઠાથી થાય છે. માટે આજે અમોએ કહ્યો તેવો શ્રીજી મહારાજનો નિશ્ચય કરી, માતુશ્રીનાં દર્શને જાઓ. તમારા જવાથી તેમને શાંતિ થશે.'

અત્યંત સંજીવિનીસમ આ ઉપદેશામૃતનું પાન કરી નંદાજી ગદ્ ગદ્ થઈ ગયા. સ્વામીશ્રીના ચરણકમળમાં તેમણે માથું મૂકયુ અને થોડી ક્ષણો તો ઊઠી શકયા નહિ. સ્વામીશ્રીએ તેમને આશીર્વાદ આપ્યા. પછી તેઓ તેમના ઉતારે ગયા.

**બધુ કરજો પણ સટ્ટો તો કરશોજ નહિ**

આ વખતે શ્રી વિનાયકરાવના બનેવી અમુભાઈ મણીલાલ વોરા પણ સ્વામીશ્રીના દર્શને ઘણીવાર આવતા. તેઓ વિદ્વાન હતા, બહુશ્રુત હતા. સ્વામીશ્રીમાં તેમને અદ્વિતીયતા જણાઈ, એટલુંજ નહિ પરંતુ તેમને લાગ્યું કે બ્રહ્મચર્યના ઓજસથી દીપતું સ્વામીશ્રીનું ભવ્ય મુખારવિંદ, પ્રતિભાના પુંજ વેરતું સૌને આકર્ષતું હતું. સ્વામીશ્રીની આંખોમાં દિપ્તિ હતી, મેષોન્મેષ દૃષ્ટિથી એ આંખો સામે કોઈની દૃષ્ટિ સ્થિર થઈ શકતી ન હતી. છતાં કરુણા અને પ્રેમ વર્ષાવતી તે આંખો સામું દૃષ્ટિ માંડીને સૌ જોઈ રહેવા પ્રયત્ન કરતા. સ્વામીશ્રી પણ એવા અનન્ય પ્રેમી ભક્તોની દૃષ્ટિમાં પોતાની દૃષ્ટિ પરોવી તેમને નિર્વિષયી બનાવી દેતા. રોજ દર્શને આવતા, અમુભાઈને સ્વામીશ્રીએ કહ્યું 'બીજું બધું કરજો પણ સટ્ટો ન કરશો.'

આ પ્રમાણે સ્વામીશ્રી મુંબઈના હરિભક્તોને લગભગ ૧૫-૨૦ દિવસ દર્શન સમાગમનું સુખ આપી, બોચાસણ સમૈયો કરવા પધાર્યા.

× × ×

અધિક શ્રાવણ માસમાં અમદાવાદમાં શ્રી સત્સંગિ જીવનની પારાયણ ગોઠવી. કાશીવિશ્વનાથનું મંદિર પારાયણના સ્થાન માટે રોકી લીધું. લગભગ ૨૦૦૦ હરિભક્તો આ પારાયણના પ્રસંગે આવી ગયા. સર્વને માટે તમામ પ્રકારની ઉત્તમ સગવડ શ્રીનગરના સત્સંગ મંડળે કરી રાખી.

વહેલી સવારે યોગીજી મનારાજ સૌ સંત મંડળી સાથે સાબરમતિ નદીમાં સ્નાન કરવા 'સ્વામિનારાયણ'ની ધૂન્ય કરતા જતા બ્રાહ્મ મુહૂર્તમાં સંતોના આ મંત્રોચ્ચારથી જાણે, પુરાણકાળના ઋષિ મુનિઓના બ્રાહ્મ મુહૂર્તમાં થતા વેદોચ્ચારનો પ્રતિધ્વનિ આજે સંભળાઇ રહ્યો હોય એમ કાળના આવરણને ભેદી, સૌ સત્યયુગની ઝાંખી કરતા.

સવારના પાંચથી શરુ થતો આ કાર્યક્રમ રાત્રીના લગભગ બાર સુધી પહોંચતો. તેમાં અખંડ કથા, વાતો, ધૂન્ય ભજન ચાલુ જ રહેતા. બાર પછી પણ સ્વામીશ્રીના ઢાલિયા પાસે, સ્વામી નિર્ગુણદાસજીના આસને, જુદા જુદા સંતોના આસને, હરિભક્તોના જૂથ જામતાં અને આ બ્રહ્મરસની જાણે તૃપ્તિ જ ન હોય તેમ એકચિત્તે સૌ વાતો સાંભળ્યા જ કરતા. આ લોકની વિસ્મૃતિ કરી સેવા અને સમાગમનેજ આ હરિભક્તોએ જીવનમંત્ર બનાવી દીધો હતો. આ રીતે લગભગ એક માસ સુધી આ જ્ઞાનસત્ર અમદાવાદમાં ચાલ્યો. મોહનલાલ ધ્યાની, કોઠારી બબુભાઈ વગેરેની ઉત્તમ સેવા જોઈ સર્વેને થયું કે અક્ષરધામમાંથી આ સેવા કરવા જ આ મુક્તો અહીં આવ્યા છે નહિ તો આ દેહે આવી સેવા બને નહિ.

સ્વામીશ્રીનો ઉતારો બબુભાઈની મેડી ઉપર હતો. સાંકડા દાદર ઉપર મર્યાદા જાળવીને ચઢવું અને ઉતરવું સંતો માટે મુશ્કેલ હતું. એક વખત જોગી મહારાજનો પગથિયા ઉપરથી પગ લપસ્યો, પાછળ આવતા સ્વામીશ્રીએ તેમનો હાથ પકડી

લીધો અને જોગી મહારાજ પડતા રહી ગયા. પછી નીચે ઉતરીને સ્વામીશ્રીએ કહ્યું, 'અહો ! આ જોગી જેવા સાધુને આવું દુઃખ હોય ? હવે ઉતારો સારો થાય તો સારું' આમ જોગી મહારાજના દુઃખે દુઃખી અને સુખે સુખી રહેતા સ્વામીશ્રી, જોગી મહારાજના સંબંધથી જ જાણે શાંતિ અનુભવતા હોય તેમ, જોગી મહારાજ તરફ જ અખંડ દૃષ્ટિ રાખતા. જ્યારે એક વખત નિર્ગુણદાસ સ્વામીએ કહ્યું. 'માથાની પાઘડી ભટકાય એવું નીચું આ ઘર છે અને સ્વામીશ્રીને નીચું વળવું પડે છે તો હવે હવેલીની પોળમાં ભાઇશંકર સોલીસીટરને ઘેર ઉતારો રાખીએ' ત્યારે સ્વામીશ્રીએ કહ્યું 'શ્રીજી મહારાજ આનાં કરતાં ય નાના ઘરમાં રહેતા. માટે આપણે તો આ અક્ષરધામ છે, અને આ મુક્તાં પણ અક્ષરધામના છે.

કથાની પૂર્ણાહુતિ બાદ સ્વામીશ્રી અમદાવાદથી સીધા સારંગપુર પધાર્યા. અત્રે ઘુંમટની પદ્મશિલા તથા કળશનું મુહૂર્ત સોમેશ્વર પીઠવા પાસે નારણજી મહારાજે વિધિપૂર્વક કરાવ્યું. તે વિધિ પતાવી સોમેશ્વર પીઠવાને આ સુવર્ણ કળશની સેવા કરવા માટે આશીર્વાદ આપી સ્વામીશ્રી ત્યાંથી ગોંડળ પધાર્યા.

**સર્વોપરી ઉપાસના તથા ભારતીય સંસ્કૃતિનું દિગ્દર્શન**

સં. ૧૯૯૬ના કાર્તિક શુદિ ૧૫ નો સમૈયો બોચાસણમાં દર વર્ષની માફક અતિ અદ્‌ભુત ભરાયો. આ પ્રસંગે સ્વામીશ્રીએ વાતોનો મેઘ વર્ષાવી સૌને તરબોળ કરી દીધા. શ્રીજી મહારાજનું સર્વોપરી સ્વરૂપ સમજવું, નિયમ ધર્મ પાળવા અને સત્સંગ કરવો, એ રહસ્ય ઉપર સુદાસરની વાત કરી અને પછી શ્રીજી સ્થાપિત ભક્તિ માર્ગ ઉપર વાત કરતા સ્વામીશ્રીએ કહ્યું "ભક્તિનો માર્ગ જ આવો રસભર્યો છે જે રોજને રોજ અનુભવવા છતાં પણ વિશેષ અને વિશેષ નવીન જણાયા જ કરે, તેવો અદ્‌ભુત ભક્તિરસ છે. શ્રીજી મહારાજે આ પૃથ્વી ઉપર પધારીને જે પ્રતાપ જણાવ્યો

તેમજ આજ પણ સત્સંગમાં પ્રગટ રહીને જે પ્રતાપ જણાવે છે, તેથી સૌને એમ જણાય છે કે આવો ધર્મ કોઇએ સ્થાપ્યો નથી. તમામ આચાર્યોએ જે પ્રતિપાદન કર્યું છે અને તમામ શાસ્ત્રોમાંથી જે યોગ્ય હતું તે મહારાજે ગ્રહણ કર્યું. જૈન ધર્મના અહિંસા તથા બ્રહ્મચર્ય, વલ્લભાચાર્યની ભક્તિ, મંદિરો, સેવા, શંકરાચાર્યનો વૈરાગ્ય તથા આત્મજ્ઞાન અને રામાનુજાચાર્યની ઉપાસના વગેરેનો સમન્વય કરી, મહારાજે સૌને રોચક બને તેમ તે શાસ્ત્રોના નિચોડરૂપ સિદ્ધાંત પ્રવર્તાવી દીધો. આત્મ-દર્શનવાળા દેહ મૂકે ત્યારે ષટ્ચક્રને ભેદીને પોતાની સમજણ પ્રમાણે આત્મા માટે પ્રાપ્તિ મેળવે. જ્યારે રામકૃષ્ણાદિક ભગવાનના અવતાર પ્રગટ થયા ત્યારે તેમણે પોતાના ધામના દર્શન પોતાના ભક્તોને કરાવ્યા, દાવાનળ પી ગયા, વરુણ-વાયુ, અગ્નિ વગેરે પ્રત્યક્ષ આવી પૂજા કરી તે નંદરાજાએ પ્રત્યક્ષ જોયું. એટલે નંદને થયું કે ગર્ગાચાર્ય કહેતા કે આ ભગવાનના અવતાર છે તે સત્ય છે. તેમને ધામ જોવાનું મન થયું ત્યારે ભગવાને એકવાર બતાવ્યું પણ ખરું.'

'પરંતુ મહારાજ તો તે સર્વ અવતારના અવતારી પૂર્ણ પુરુષોત્તમ ભગવાન ! તેમણે લોજમાં પાંચસો પાંચસો જણાને સમાધિ કરાવી જુદા જુદા ધામના અને તે ધામના અધિપતિના દર્શન કરાવ્યા અને છેવટે પોતાનું સર્વોપરી અક્ષર ધામ પણ દેખાડયું. આજે પણ એવો પ્રગટ પ્રતાપ મહારાજ સમાધિ દ્વારા અનંતને બતાવે છે. અત્યારે સમાધિ સંબંધી પ્રોફેસર શાહે જે પ્રત્યક્ષ નિહાળ્યુ તે વાત કરી* તે ઉપરથી તેમને પણ આવો અનુભવ મહારાજે કરાવ્યો તે દેખાઈ આવે છે. મહારાજ શું કરે છે ? ગુણાતીત મંડળ દ્વારા કેવી રીતે સત્સંગ પ્રવર્તાવે છે ? તે આજે આપણે જોઇ શકીએ છીએ '.

'આવા શ્રીહરિ પરમાત્મા આપણને મળ્યા, ઓળખાયા. તેમની ઉપાસના, ભકિત અને તેમના સર્વોપરી સ્વરૂપનું જ્ઞાન કરવું

---

*જુઓ 'સમાધિ કાંડ'

જોઈએ. તે જ અહીં થાય છે. તો આવા સમૈયા કરવા અને સત્સંગનો લાભ લેવો, તે જ મનુષ્યદેહનું કર્તવ્ય છે. અહીં આ સ્થાનમાં જે કંઇ સેવા થઇ જાય તે સેવાનું ફળ સર્વોપરી છે.'

'ગુલઝારીલાલ નંદા સારંગપુર ઠાકોરજીનાં દર્શને આવ્યા ત્યારે તેમણે એક વાત કરી કે હજુ હિંદમાંથી વર્ણાશ્રમ ધર્મની છાપ ગઈ નથી. એટલે મેં તેમને કહ્યું, 'તે કદી નહિ જાય. બૌદ્ધ ધર્મે વર્ણાશ્રમ ધર્મ તોડયા તો તેનું પરિણામ શું આવ્યું ? જગતમાં જેટલો અનાચાર, જેટલું અજિતેંદ્રિયપણું. પંચવિષયમાં આસક્તિ, દૈહિક સ્વાર્થ, આ બધાનું ખંડન ન થાય તો શું પરિણામ આવે? બૌદ્ધધર્મે શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલા વર્તનના નિયમ તોડયા તો તેમાં મા, બહેન, દીકરીનો પણ વિવેક ન રહ્યો, અને ભીષણ અનાચાર પ્રવર્ત્યો. તેનું ખંડન કરવા શંકર સ્વામી પ્રગટ થયા. માટે આપણે તેમાં ન પડવું. આપણે તો આજે મહારાજ પ્રગટ છે, સત્પુરુષ પ્રગટ છે તો તેમાં જીવનું કામ નીકળી જાય તેમ છે. માટે શ્રધ્ધા અને આસક્તિ રાખી સમૈયે આવવું.' આ પ્રમાણે અલૌકિક સિધ્ધાંતની વાતો સ્વામીશ્રીએ રાત્રીના લગભગ ૯ વાગ્યા સુધી કરી સૌને મુગ્ધ કરી દીધાં.

× × ×

**શ્રીનગરમાં ઉત્સવોની પરંપરા**

શ્રીનગરના સત્સંગ મંડળને તો સ્વામીશ્રીના સમાગમની તૃપ્તિ જ ન હતી. એટલે એક પછી એક જ્ઞાનસત્રો યોજવા લાગ્યા. નાતાલની રજા આવી અને સોમેશ્વર પીઠવાએ અહીં પારાયણ યોજી. વ્યવસ્થિત રીતે સ્થપાએલ શ્રીનગરના સત્સંગ મંડળમાં પ્રોફેસર જેઠાલાલ સ્વામિનારાયણ પ્રેરક વ્યક્તિ તરીકે પ્રમુખ હતા. શ્રી. શંકરલાલ છગનલાલ ઠાકર, શુદ્ધ વેદાંતના સંસ્કારવાળા અને કર્મકાંડી વિદ્વાન અને પવિત્ર બ્રાહ્મણ પણ સ્વામીશ્રીના પ્રસંગમાં આવી, સત્સંગી બની ગયા હતા. બ્રહ્મ પરબ્રહ્મના આ

દિવ્ય સિધ્ધાંતોનું સનાતન સ્વરૂપ અંતરમાં ઉતારી જીવનનું ધ્યેય હવે બ્રહ્મરૂપ થવામાંજ તેમણે ફેરવી નાખ્યું હતું. તેઓ આ મંડળના મંત્રી હતા. સાથે શ્રી અર્જુનભાઇ રણછોડભાઇ ચાવડા મદદનીશ મંત્રી હતા. આ પ્રમાણે શ્રીનગરનું મંડળ સ્વામીશ્રીના પ્રસંગથી ખૂબજ ઉત્સાહમાં હતું. તેથીજ આવા જ્ઞાનસત્રો તેઓ વારંવાર યોજતા.

સ્વામીશ્રીનો સિધ્ધાંત તો શુધ્ધ જ્ઞાનદાન આપવાનો હતો. તેથી આ આ પ્રસંગે સત્સંગિજીવનના માહાત્મ્યના ગ્રંથનો પ્રારંભ કરતાં તેમણે કહ્યું:—

જ્ઞાન અને ઉપદેશના વચનો અંતરમાં ઉતારો

"ઘણાય વિદ્વાનો તો થાય છે પરંતુ ભણી ભણીને બહુ જ વિદ્વાન થાય તે પણ જો સંપ્રદાયના ગ્રંથથી સંપ્રદાયનો સાચો શુધ્ધ સિધ્ધાંત સમજ્યા ન હોય તો પછી જુદે રસ્તે ચઢી જાય છે. માટે આ વખતે તો જ્ઞાનના અને ઉપદેશના જ અધ્યાયો વાંચવા છે, જેથી કાંઇક ઊંડા ઉતરાય અને સંપ્રદાયનો જે આવો સિધ્ધાંત તે બધાને સમજાય. નહિ તો ઘણા લોકો આપણી મતિને ભ્રમિત કરી નાખે. કેટલાક કહે છે, 'તમારો સંપ્રદાય સુકીભર અને વળી ભક્તિરસ પ્રધાન છે, તે થોડો કાળ ટકશે. પણ ક્યાં હરદ્વાર, ઋષિકેશ, કાશી! ક્યાં ત્યાંના સંન્યાસીઓ! ક્યાં તેમનું જ્ઞાન!' આવું આવું સાંભળી અનેક મુમુક્ષુઓ પણ, આવા ગ્રંથમાંથી સંપ્રદાયનો શુધ્ધ સિધ્ધાંત બરાબર સમજ્યા ન હોય તો, ભ્રમિત થઈ જાય છે. અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી કહેતા, 'હાથી વડનાં લાકડાં ખાય અને કીડીઓ સાકર ખાય.' તેમ જગતના માન મોટપમાં જેનું અંતર ગળી જાય તેને અંતે લાકડાં જ ખાવાના મળે છે. વળી મહારાજ કહેતા 'સાધુ બધા વિદ્વાન થાય છે તેમણે પણ વાસુદેવ માહાત્મ્ય તથા ગીતા ઉપરનું રામાનુજ ભાષ્ય, એ બે ભણ્યા સિવાય કથા ન

કરવી.' કારણ બીજાં અનેક શાસ્રો ભણીને કથા કરવા જાય તો પણ આપણા સંપ્રદાયના સિધ્ધાંતની વાત હાથમાં ન આવે."

"શ્રીજી મહારાજ પાસે એકવાર એક ગામના હરિભકતોએ કોઇ સાધુને કથા કરવા મોકલવા પ્રાર્થના કરી. ત્યારે મહારાજે કૌમુદિ ભણેલા વિદ્વાનોને પડતા મૂકીને અમારા ગુરુ વિજ્ઞાનાનંદ સ્વામીને કથા કરવા મોકલ્યા. વિજ્ઞાનાનંદ સ્વામી ચંદન ઘસીને મહારાજ પાસે લાવ્યા. મહારાજના ચરણારવિંદ ઉપર તે ચંદન ચોપડી તેમણે પોતાની છાતીમાં મહારાજના ચરણારવિંદની છાપ લીધી: વીસ દિવસની કથા દરમ્યાન ચરણારવિંદ જતનપૂર્વક તેમણે સાચવી રાખ્યા. નહાય તો પણ ચરણારવિંદની છાપ બગડવા ન દે. કથા દરમ્યાન આ ચરણારવિંદના અખંડ દર્શન કરતા જાય અને કથા કરે. ભગવાન સાકાર, સર્વોપરી, સર્વકર્તા છે અને તે ભગવાન શ્રીજી મહારાજ છે. વળી બ્રહ્મચર્ય, મહારાજની આજ્ઞાનું અભંગ પાલન વગેરે નિયમો, આ સિદ્ધાંત વાતો તેમની કથામાં તેમણે સૌને સમજાવી દીધી. શ્રીજીના પ્રવર્તાવેલા આ તમામ સિદ્ધાંતો છે અને આમાંની કોઈ વાત સત્સંગિજીવનના ગ્રંથમાં મહારાજે અધૂરી રાખી નથી. માટે આ સિદ્ધાંત જીવમાં ઉતારી સૌ એકાગ્ર થઈ ને આ કથા સાંભળજો." આ પ્રમાણે ખૂબજ સિદ્ધાંતિક પ્રવચન શ્રીજીમહારાજનું સ્વરૂપ, સંપ્રદાયનું બંધારણ તથા નિયમ, ધર્મ વગેરે ઉપર સ્વામીશ્રીએ કર્યું.

આમ સાત દિવસનો આ પ્રસંગ રોજ નવનવી દિવ્ય પ્રાસાદિક વાતોથી દિવ્યતાપૂર્વક યોજાયો. રોજ રાત્રે આરતી બાદ પૂજ્ય થાય. તેમાં કેટલાકને સમાધિ પણ થાય અને જુદા જુદા ધામના દર્શન પણ થાય. સ્વામીશ્રીએ તો જાણે ઐશ્વર્ય પ્રતાપનો સમુદ્ર રેલાવ્યો હોય તેમ આખું શ્રીનગર શહેર ચકડોળે ચઢાવ્યુ. કેટલાક વિદ્વાનો, વિચારકો, ગાંધીજીના તત્ત્વજ્ઞાનના ઉપાસકો પણ, આ પ્રસંગે સ્વામીશ્રીના પરિચયમાં આવ્યા અને સ્વામીશ્રીના પરમભગવત્સ્વરૂપ ભાવની છાપ હૃદયમાં અંકિત કરીને ગયા.

## મુંબઈમાં સત્સંગના વધતા વહેણ

પોષ વદીમાં સ્વામીશ્રી લાકડાની ખરીદી માટે વલસાડ પધાર્યા. તે કામ પૂરું કરી દહાણું જવા ગાડીએ બેઠા. સ્વામી નિર્ગુણદાસજી તથા યોગીજી મહારાજ બંનેને મુંબઈ આવવાનું હતું. નિર્ગુણદાસ સ્વામીએ સ્વામીશ્રીને વિનતિ કરી, 'આપ પણ મુંબઈ પધારો તો સારું. સુખલાલભાઈનો આપને તેડાવવાનો આગ્રહપૂર્વકનો તાર છે. અમારા જવાથી તેમને સંતોષ નહિ થાય.' સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, 'જોઈશું, દહાણુ સ્ટેશને દેવીચંદભાઈ તેડવા આવે તો દહાણુ ઉતરવું નહિ તો સીધા મુંબઈ જઈશું !' સ્વામીશ્રીની ભક્તવત્સલતા કંઈ છાની રહે તેમ ન હતું. દહાણુના મારવાડી હરિભક્ત દેવીચંદભાઈ મુંબઈ ગયા હતા એટલે દહાણુ સ્ટેશને કોઈ સામું આવ્યું નહિ. સ્વામીશ્રી તેથી સીધા મુંબઈ પધાર્યા.

ગોવિંદાશ્રમ મીઠાઈવાળાના મકાનમાં સ્વામીશ્રીનો ઉતારો રાખ્યો હતો. મુંબઈમાં સાંખ્યયોગી રામાબાઈના ઘેર સ્ત્રીઓની સભામાં શ્રી સત્સંગિજીવનની કથા બેસાડી હતી. સમાધીવાળા શ્રી મણીબેન કથા વાંચતા હતા. તે પ્રસંગે તેમની સાથે અમદાવાદથી સમાધિનિષ્ઠ બહેનો હસમુખબહેન, રાધાબહેન, મધુબહેન વગેરે આવ્યા હતા. રોજ રાત્રે સ્ત્રીઓની સભામાં મહારાજ તેમને સમાધિમાં દર્શન દે, અક્ષરધામ બતાવે, વિવિધ પ્રકારની પ્રસાદી આપે, ગોલોકમાં દૂધ પાય. આવી રીતે અનેક દિવ્ય ચમત્કારો રોજ હજારોની સભામાં સૌને જણાય. આથી સ્વામીશ્રીનો અદ્‌ભુત પ્રતાપ અને મહિમા સૌને સમજાયો. એટલે જ સ્વામીશ્રીને મુંબઈ તેડાવવાનો સૌએ અતિ આગ્રહ કર્યો હતો. બરોબર કથાની પૂર્ણાહુતિના પ્રસંગે જ સ્વામીશ્રી મુંબઈ પધાર્યા. સૌના આનંદનો પાર ન રહ્યો.

આ પ્રસંગનું એક શુભ પરિણામ એ આવ્યું કે ગોવિંદનિવાસમાં રહેતા ગોવિંદાશ્રમ મીઠાઈવાળાના કુટુંબીઓ

ચંદ્રકાન્તભાઈ, પ્રવીણભાઈ, ત્રિવેણીબહેન, કૃષ્ણાબહેન તથા સ્વામિનારાયણ સંપ્રદાયના જૂના સત્સંગીઓ[1] પણ જેમણે સત્સંગ લગભગ વિસારી જ દીધેલો, તે હવે કુટુંબના ભાઈઓ, નાનુભાઈ, મોહપતરામભાઈ, ભગવતરાય અને મને પણ સ્વામીશ્રીનો યોગ થઈ ગયો. આમ ઘસાઈ ગએલા સત્સંગના સંસ્કાર એકદમ ઉદય થઈ ગયા.

---

૧ સૌરાષ્ટ્રમા ભાવનગર રાજ્યના તાબાનુ દીહોર ગામ છે. આ ગામમાં શ્રીજી-મહારાજ વનવિચરણ કરતા પધાર્યા હતા અને ગામ વચ્ચે ચોરાના પગથિયે બિરાજ્યા હતા. ગામમા ત્રગવપંથી બ્રાહ્મણો, વૈષ્ણવ વણિકો, ઠક્કર અને ભાવસારોની વસતિ હતી. મહારાજના દર્શનથી સૌને સંસ્કાર થયા

ત્યારબાદ કેટલાક વર્ષો પછી સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામી તેમના મંડળ સાથે આ ગામમા પધાર્યા. તે વખતે ગામના અગ્રગણ્ય ભાવિકો તેમના દર્શને આવ્યા હવે કુટુંબના વડિલ અને ગામમા પ્રતિષ્ઠિત ગણાતા, લવજીભાઈ પણ પોતાની સાથે પોતાના એકના એક પુત્ર વલજીને લઈને આવ્યા કપાળમા ત્રિપુંડ, હાથમા રુદ્રાક્ષની-માળા અને મુખમા 'નમ શિવાય' એ જાપ જપતા લવજીભાઈ ૭૫ થી ૮૦ વર્ષની અવસ્થાના, દેખાવે પુષ્ટ, નાર્ઈશ્વર્ય ધર્મમા સપૂર્ણ, વ્યવહારે સુખી અને ગામના વડિલ અને સલાહકાર જેવા ગણાતા હતા. ગોપાળાનંદ સ્વામીને તેમણે નમસ્કાર કર્યા. સ્વામીએ પણ તેમના ઉપર એક સૂક્ષ્મ દૃષ્ટિ કરી, સભામા અગ્રસ્થાને બેસાર્યા સાથેના પુત્રે પણ સ્વામીના ચરણકમળમા માથુ મૂક્યુ. સ્વામિનારાયણ ભગવાનનો મહિમા સ્વામીના શ્રીમુખે સાંભળી તથા સ્વામીની દિવ્ય પ્રતિભા નિહાળી, લવજીભાઈએ સ્વામીને પૂછ્યુ, 'સ્વામીજી! મને બધા ફરી લગ્ન કરવા આગ્રહ કરે છે. મારી ઈચ્છા તો નથીજ, પરતુ આપની તે બાબતમા શી આજ્ઞા છે?' સ્વામીજીએ તેમના તરફ જોઈ પૂછ્યું 'પુત્ર છે?' તેમણે કહ્યુ 'હા, આ દીકરો પાચ વરસનો થયો છે.' એટલે સ્વામીજીએ તે પુત્ર ઉપર દૃષ્ટિ કરીને પૂછ્યુ 'નામ શુ રાખ્યું છે?' લવજીભાઈએ કહ્યુ 'વેલજી' એટલે સ્વામીજીએ વેલજીના માથે હાથ મૂકી આશીર્વાદ આપતા કહ્યું 'ફરી લગ્ન કરવા જરૂર નથી. જાઓ વેલજીનો વેલો થશે!'

વેલજીભાઈના કુટુંબનો વિસ્તાર વેલા જેવો જ થયો. તેમના ત્રીજા પુત્ર ભાઈ-શંકરભાઈના પુત્ર ત્રિભુવનદાસના પાચ પુત્રો, જ્યેષ્ઠારામ, દુર્ગાપ્રસાદ (નાનુભાઈ) મહિપતરામ, ભગવતરાય અને હર્ષદરાય. ભાઈશંકરભાઈનું આખું કુટુંબ ચુસ્ત સત્સંગી. તેમના પુત્ર ત્રિભુવનદાસભાઈએ પણ વારસાગત મળેલો તે સત્સંગ જાળવ્યો. પરંતુ પ્રપૌત્રોએ તે વિસારી દીવો છતા વારસામા મળેલા સત્સંગના સંસ્કારથી તે પુત્રોનો સત્સંગ આ પ્રસંગથી ઉદય થઈ ગયો, અને ગોપાળાનંદ સ્વામીના આશીર્વાદથી તેના ઝાડ થયા!!

આ કુટુંબના ભગવતરાયભાઇ, 'સ્વામિનારાયણ પ્રકાશ' નું માસિક વાંચતા, તેમાં સમાધિનો ઉલ્લેખ હતો, તેથી સમાધિના દર્શન કરવા, ખાસ અમદાવાદ બાશ્રી જેઠીબાને ઘેર ગયા. ત્યાં દિવ્ય સમાધિના દર્શનથીજ સ્વામીશ્રી એક અતિ મહાન ઇશ્વરી વિભૂતિ છે, એવો તેમને નિશ્ચય થયો અને ત્યાંથી સીધાજ સારંગપુર સ્વામીશ્રીના દર્શને ગયા. અત્રે સ્વામીશ્રીના દર્શન કરતાંજ તેમને સ્વામીશ્રીમાં શ્રીજીના અખંડ સંબંધનો અનુભવ થયો. ઘણા વર્ષના અસહ્ય વિયોગનો જાણે આજે એકાએક અંત આવી ગયો હોય તેમ, આ પ્રથમ દર્શનથીજ સ્વામીશ્રીના ચરણકમળ ઉપર પ્રેમના અશ્રુજળનો અભિષેક તેમણે કર્યો. બ્રહ્મના પરમ સુખના દિવ્યાનંદનો તેમણે અહીં અનુભવ કર્યો!

ભગવતરાયે મુંબઇ આવી તેમને થએલા આ દિવ્ય અનુભવની વાત મને તેમજ નાનુભાઇ, મહિપતરામભાઈ વગેરેને કરી. સ્વામીશ્રી મુંબઈ પધારવાના છે તે સમાચાર પણ તેમણે અમને આપ્યા. મારી તબિયત તે અરસામાં અત્યંત ખરાબ હતી. ખાસ કરીને જે દિવસે સ્વામીશ્રી પધાર્યા તે દિવસે તો અસહ્ય માથાનો તથા પેટનો દુઃખાવો હતો. વળી તાવ પણ હતો, પરંતુ કોણ જાણે શાથી પણ સ્વામીશ્રીના દર્શનનું જબ્બર આકર્ષણ થયું! સત્સંગના સંસ્કારજ નહિ, એ વિષય જ નહિ, જીવનમંત્ર ફક્ત સાહિત્ય અને કલા, અને એજ તત્ત્વજ્ઞાનમાં અખંડ રાચતું. કલ્પનાના અતિ ઉત્તુંગ શિખરો પરથી જગતની માપણી કરતું, સાહિત્ય અને કલા વિહોણા માનવીને શિંગડા અને પૂછડા વગરના પ્રાણી સમ ગણતું મારું મન, એકાએક આ દિશામાં કઈ રીતે આકર્ષાયું, તેની કાંઇ સમજ તે વખતે તો મને ન જ પડી. સત્સંગ થયા પછી જ સમજાયું કે એ તો પૂર્વ સંસ્કારનુંજ બળ!

**દિવ્ય યુગની ઝાંખી**

સ્વામીશ્રીના દર્શન કરવા હું ગોવિંદ નિવાસમાં પહોંચી ગયો. પહેલા માળના વિશાળ દિવાનખાનામાં સ્વામીશ્રી, યોગીજી મહારાજ અને નિર્ગુણદાસ સ્વામી, ત્રણે વિભૂતિઓ બિરાજમાન હતી. મને કોઈની ઓળખાણ

જ નહિ. છતાં સત્સંગની પ્રથા અનુસાર મેં ત્રણ ચાર દંડવત્ કર્યા. વચમાં ગાદી ઉપર બિરાજેલા આ વૃદ્ધ સંત જ સ્વામીશ્રી હશે, એમ અનુમાન કરી, પ્રથમ તેમને પગે લાગ્યો અને પછી બીજા સંતોને પગે લાગી દૂર જઇને બેઠો. પરંતુ સ્વામીશ્રીએ મારા ઉપર દૂર બેઠા દૃષ્ટિ કરી; એ દૃષ્ટિમાં નિઃસીમ કરુણા અને પ્રેમ હતા. અનંતતાની જૂની ઓળખાણથી જાણે કોઈ મને બોલાવતું હોય, તેવો ભાવ મને એ દૃષ્ટિમાં જણાયો. એ દૃષ્ટિ માત્રથી જ મારા શરીરનો રોગ તત્ક્ષણ તો અદૃશ્ય થઈ ગયો. તાઝગી અનુભવી. આટલા જ પ્રસંગથી અંતરમાં અનિર્વચનીય શાંતિનો મેં અનુભવ કર્યો. સાચા સત્પુરુષના પ્રસંગથી આવા અનુભવો થાય છે એવો મને કાંઈ ખ્યાલ નહિ, છતાં સ્વામીશ્રીની અતિ અપાર મહત્તા અંતરમાં સોંસરી ઊતરી ગઇ. આ કોઇ સાધુ નથી કે વચનસિદ્ધ પુરુષ નથી. કોઈ અતિ મહાન ઈશ્વરી વિભૂતિના સ્વામીશ્રીના સ્વરૂપમાં મને દર્શન થયા. અંતરના ઊંડાણમાં કોઈ જાણે કહેતું હોય, 'અહીંજ બેસી રહે,' એવા દિવ્ય વાતાવરણમાં હું મારું ભાન ભૂલી ગયો. સ્વામીશ્રીની અનિમીષ દૃષ્ટિને ઝીલવાની મારી શક્તિ ન હતી. તેમણે તો એ દૃષ્ટિમાં પ્રેમનો પ્રવાહ છોડયો હતો. પરંતુ મેં મારી આંખ નીચી ઢાળી દીધી.

**त्वमेव सर्वं मम देव देव।**

થોડીવારે સ્વામીશ્રીએ મને પાસે બોલાવ્યો. હું તેમની નજીક ગયો. તેમણે પ્રેમથી, વહાલથી મારા આખા શરીરે હાથ ફેરવ્યો. એ સ્પર્શમાં આ દેહ અને મન સાથે વણાએલા માયિક તત્ત્વોને છૂટા પાડવાનું જાદુ હોય તેમ મને લાગ્યું. સ્વામીશ્રીના આ સ્પર્શથી મને દિવ્ય આનંદનો અનુભવ થયો. તેમણે મને પૂછયું, 'તબિયત કેમ છે?' મારી ખરાબ તબિયતનો ખ્યાલ એમને શી રીતે આવ્યો તે મને સમજાયું નહિ. પરંતુ અહીં એ જાતના વિચારને સ્થાન જ ન હતું. એક પછી એક

દિવ્ય અનુભવની પરંપરા શરુ થઇ ગઇ હતી. મેં સ્પષ્ટ ઉત્તર હાથ જોડીને આપ્યો, 'અત્યાર સુધી, અહીં આવ્યો ત્યાં સુધી, તબિયત ખરાબ હતી. આ ક્ષણથી હવે સારી છે.' ફરી તેમણે મને કહ્યું, 'તબિયત સુધારવા કયાંઇ હવાફેર કરવા જવાની જરૂર નથી. અહીં જ મહારાજ મટાડી દેશે.' આ બીજા શબ્દોથી તેમણે મારા જીવાત્માને તેમની નજીક વધારે અને વધારે ખેંચ્યો. સ્વામીશ્રી મારા મનોભાવ શી રીતે સમજી ગયા તે મને ન સમજાયું. તે જ અરસામાં હું એક બે માસ હવાફેર માટે બહાર જવાનો વિચાર કરતો હતો. સ્વામીશ્રીનું આજ્ઞાવચન મેં શિરે ચઢાવ્યું અને તે જ ક્ષણે હવાફેરનો વિચાર અંતરમાં માંડી વાળ્યો.

એટલામાં ભગવતરાય આવ્યા. તેમણે મારી ઓળખાણ સ્વામીશ્રીને આપી. ત્યારે સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, 'અમે એમને ઓળખીએ છીએ, અમારી ઓળખાણ જૂની છે.' આ શબ્દોનો મર્મ મને ન સમજાયો. પરંતુ ત્યાર પછીના સત્સંગના અનુભવથી મને સમજાયું કે જરૂર સ્વામીશ્રી સાથેની મારી ઓળખાણ જૂની હોવી જોઈએ, નહિ તો એક બે જન્મના સંસ્કારોથી આવી અતિ મહાન દિવ્ય વિભૂતિનો પ્રસંગ ન જ થાય. ધીરે ધીરે નાનુભાઈ, મહિપતભાઇ પણ આવ્યા. સ્વામીશ્રીએ એવી જ જૂની ઓળખાણથી તેમને પણ આશીર્વાદ આપ્યા. અમને બધાને એમ થઇ ગયું કે વિખૂટા પડેલા અંતરના સ્વજનનો આજે ભેટો થઈ ગયો. એ દિવ્ય મિલનનો પ્રસંગ જીવનમાં ચિરકાળ રહે તેવી અંતરમાં પ્રાર્થના કરતો, હું સ્વામીશ્રી પ્રત્યે દૃષ્ટિ કરી મનમાં ગણગણવા લાગ્યો :—

त्वमेव माता च पिता त्वमेव ।
त्वमेव बंधुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव ।
त्वमेव सर्वं मम देव देव ॥

સ્વામીશ્રી મુંબઈમાં બે ત્રણ દિવસ રોકાયા.

મુંબઈમાં સત્સંગ મંડળ વકીલ શાંતિલાલ ત્રિવેદીના પ્રમુખસ્થાને સ્થાપી, સ્વામીશ્રી ગુજરાત તરફ પધાર્યા. એ દિવ્ય દર્શન, એ દિવ્ય વાતો, યોગીજી મહારાજનું 'માણકીએ ચઢયા રે મોહન વનમાળી' તથા 'શી કહું શોભા સ્વામિનારાયણની નિરખી ઠરે છાતી' એ ઘેરા રાગના નાદ બ્રહ્મના શબ્દો, નિર્ગુણદાસ સ્વામીની વચનામૃતની એકધારી દિવ્ય વાતો, અંતરમાં એ બધું ગુંજવા લાગ્યું. મનમાં એમ થવા લાગ્યું 'હવે ફરી આ અનુભવ ક્યારે થશે ?

આશ્ચર્યોની પરંપરા

ત્યારબાદ ત્રણ ચાર દિવસે મારે લગ્ન પ્રસંગે ભાવનગર જવાનું થયું. રસ્તામાં સારંગપુર રોડ સ્ટેશન આવ્યું. સારંગપુરમાં સ્વામીશ્રીએ ભવ્ય મંદિર બાંધ્યું છે, એવી મુંબઈમાં સાંભળેલી વાતથી, હું મારી નાનકડી બેગ લઈ આ 'પ્લેગ' સ્ટેશને ઉતરી ગયો. ગાડી તો મને આ સ્ટેશને એકલો મૂકી ચાલી ગઈ. હું ઉતર્યો. વિચાર કરવા લાગ્યો, 'સારંગપુરનું મંદિર અહીંથી કેટલું દૂર હશે ?' એટલામાં સ્ટેશન માસ્તર મારી પાસેથી નીકળ્યા. મને જોઇ તેમણે પૂછ્યું, 'તમારે કયાં જવું છે ?' મેં કહ્યું, 'સારંગપુરમાં મોટું મંદિર થયું છે ત્યાં દર્શને જવું છે.' તેમણે તુરતજ કહ્યું, 'તે તો અહીંથી લગભગ ત્રણ ગાઉ દૂર છે અને એકલા ત્યાં જઇ શકાય એવું નથી. રસ્તે બીક જેવું છે. વળી વાહન પણ મળે તેમ નથી.' મને થયું, 'હવે શું કરવું ? આ નિર્જન સ્ટેશનમાં કયાં બેસવું અને કેમ વખત પસાર કરવો?' મનમાં થયું કે શ્રદ્ધા જરા વધારે પડતી થઇ ગઇ. હું તો ત્યાં સ્થિર ઊભો રહ્યો. એટલામાં કાંઇક આશ્ચર્ય થયું. માસ્તર પાછા ફર્યા અને મારી પાસે આવી હું કોણ છું, ન્યાત શી છે, કયાંથી આવું છું વગેરે પૂછ્યું. મેં તે બધા પ્રશ્નોના તેમને ઉત્તર આપ્યા ત્યારે તેમણે શોધી કાઢયું કે અમે કુટુંબી થઇએ છીએ. મને તેમણે પ્રેમથી કહ્યું, 'ચાલો મારા ક્વૉર્ટર્સમાં; એક રાત રહેજો અને આવતી કાલે ભાવનગર જજો.' મને શાંતિ થઇ ગઇ. હું તેમની સાથે ગયો.

અત્રે આવી હાથ પગ ધોઇ અમે વાતો કરતા હતા ત્યાં એક માણસ આવ્યો અને માસ્તરને પૂછ્યું, 'માસ્તર સાહેબ ! કોઇ

સારંગપુરનું પેસેન્જર છે ?' માસ્તરને આ પ્રશ્નથી આશ્ચર્ય થયું. તેમણે મને કહ્યું, 'હર્ષદભાઈ ! જરૂર તમારા સ્વામીશ્રી ચમત્કારી જણાય છે. હું અહીં લગભગ છ વર્ષથી કામ કરું છું. પણ ચૂનાના ટ્રાફિક સિવાય અહીં કોઈ દિવસ એક ચકલું યે ફરક્યું નથી.' તેમણે તે માણસને પૂછ્યું, 'સારંગપુર લઈ જવાનું શું લઈશ ?' તેણે કહ્યું, 'સાહેબ આઠ આના આપજો.' આઠ આનામાં ત્રણ ગાઉ ! આ પણ આશ્ચર્યોની પરંપરાનો અનુભવ હતો. હું તૈયાર થઈ ગયો અને બેગ લઈ નાનકડા એક્કામાં બેસી ગયો. માસ્તરનો ઉપકાર માની 'ફરી મળીશું' એમ કહી વિદાય લઈ, હું સારંગપુરને રસ્તે પડયો.

રસ્તામાં વિચાર આવ્યો કે મુંબઈમાં ઘણા એવી વાત કરતા હતા કે સ્વામીશ્રી અનેકને દિવ્ય સ્વરૂપે દર્શન દે છે. મને પણ એમ સંકલ્પ થયો, 'સારંગપુરમાં, કાં દિવ્ય સ્વરૂપે કાં સ્થૂળ સ્વરૂપે પણ સ્વામીશ્રીના મને દર્શન થાય તો સારું.' પછી તો એ સંકલ્પ દૃઢ થયો, અને નક્કી કરી લીધું. 'ગમે તે સ્વરૂપે પણ જો સ્વામીશ્રીના દર્શન સારંગપુરમાં થાય તો જ ત્યાં જમવું નહિ તો બીજે દિવસે ભાવનગર જઈને જમવું.' એમ વિચારમાં અને વિચારમાં સારંગપુરનું મંદિર આવી ગયું. દરવાજામાં દાખલ થતાંજ વૃધ્ધ કોઠારી સામા આવ્યા અને મને પૂછ્યું, 'કયાંનાં મે'માન ?' મેં કહ્યું, 'મુંબઈથી આવું છું.' એટલે તેમણે મને તુરતજ કહ્યું, 'તમારા માટે જ સ્વામીશ્રી ગઈકાલે પધાર્યા, નહિ તો મંગળવારે આવવાના હતા.' આ સમાચારથી મારા આનંદનો પાર ન રહ્યો. અહો ! આટલી બધી ભક્તવત્સલતા ! ચકલી સારૂ બ્રહ્માંડ બોળતા હશે તે સત્ય મને અત્યારે સમજાયું. મને કહ્યું, 'તમે નાહીને પરવારી લ્યો. સ્વામીશ્રી પોઢી ગયા છે અને લગભગ ત્રણ વાગે જાગશે.' હું તુરતજ પરવારી ગયો. એટલામાં ત્રણ થઈ ગયા અને કોઠારી હરિકૃષ્ણદાસ મને સ્વામીશ્રી પાસે લઈ ગયા,

*તમારો સંકલ્પ બહુજ બળવાન હતો*

રંગમંડપની બાજુની પ્રદક્ષિણામાં કોઠારના ભંડક જેવા શિતળ ઓરડામાં સ્વામીશ્રી ખાટલા ઉપર મોં ધોઈ પાણી પીને બેઠા હતા. હું પાસે ગયો, દંડવત્ કર્યા. મને જોઈ સ્વામીશ્રી એકદમ ઊભા થઈ ગયા અને પૃછ્યું, 'તમે ક્યાંથી ?' મેં હાથ જોડી કહ્યું, 'બાપા ! ભાવનગર જતો હતો તે સારંગપુરનું પાટિયું વાંચી ઉતરી ગયો અને અહીં આવ્યો.' આટલા જ અલ્પ પ્રસંગમાં અહીં દર્શન કરવા આવવા જેટલી મારી શ્રધ્ધા જોઈ, સ્વામીશ્રી બહુ જ રાજી થયા. મને વહાલથી ભેટયા અને મારો હાથ પકડી ખાટલા પાસે બેસાર્યો. પછી હસીને મારા માથે હાથ ફેરવતા મને પૂછ્યું, 'હવે તો જમશોને ?' અહો ! મેં નહિ જમવાનું વ્રત લીધું હતું તે પણ સ્વામીશ્રી જાણી ગયા ! મેં હાથ જોડી કહ્યું, 'હા' પછી તેમણે મને વહાલથી કહ્યું, 'તમારો સંકલ્પ બહુ જ બળવાન હતો એટલે મહારાજે તમારા માટે અગાઉથી અમને અહીં મોકલ્યા. પણ હવે પછી આવું વ્રત ન લેવું. ભગવાન અને તેમના સંબંધવાળા મોટા પુરુષ તો સ્વતંત્ર છે તે કોઈ વખત આપણા મનોરથ પૂરા કરે અને કોઈ વખત ન પણ કરે'.... એમ ઘણી વાતો કરી. પછી મારો હાથ પકડી ઉપર દર્શને પધાર્યા. મને બધી મૂર્તિઓની ઓળખાણ આપી. પછી નીચે આવ્યા. મંદિરનો નવો થતો સભા મંડપ, વાડી વગેરે તમામ જગ્યાએ મારો હાથ પકડી પધાર્યા, બધું મને બતાવ્યું, બધી સમજ પાડી, કેમ જાણે આ બધા સાથે મારે અતિ નિકટનો પરિચય સાધવાનો ન હોય !

પછી ભંડારમાં લઈ ગયા. મગજના ત્રણ લાડુ પડિયામાં આપ્યા. અથાણું આપ્યું, પાણીનો લોટો ભરી દીધો અને પછી પોતે સામે બિરાજ્યા અને મને કહ્યું, 'આ જમી જાઓ. રાત્રે બ્રહ્મચારી પાસે ખીચડી કરાવીશું.' પરંતુ મારા માટે તો આટલું પણ ઘણું હતું. 'આટલું મારાથી નહિ જમી શકાય,' એમ મેં જ્યારે કહ્યું ત્યારે તેમણે કહ્યું, 'આજે રોગ કાઢવો છે, જમી જાઓ અને સાંજે

ખીચડી જમાડવી છે, માટે શંકા ન કરશો ' હું તો તેમના વિશ્વાસે ત્રણ લાડુ જમી ગયો, દૂધ પીધું. જમીને બહાર નીકળ્યો એટલે તુરત જ તેમણે ઘઉંના પોંકની પ્રસાદી ખોબો ભરી આપી. તે પણ ખાઈ ગયો. રાત્રે ફરી ખીચડી, બાજરાનો રોટલો, શાક, દૂધ વગેરે ખૂબ ખવરાવ્યું. પછી તેમની મઢુલીમાં ભગતજી મહારાજના જીવન ચરિત્રની કથા વંચાતી હતી, ત્યાં બેઠો. કથામાં પણ એવો જ આનંદ આવ્યો. સમજણ તો કંઇ ન પડી પરંતુ ' યજ્ઞપુરુષદાસ ' એ નામ વારંવાર આવતું એટલે મને થયું કે સ્વામીશ્રીના જ પ્રસંગોની વાત લાગે છે. રાત્રે બાર વાગ્યે ચેષ્ટા કરી સૂતો. આ અતિઅપાર બ્રહ્મના આનંદ અને પ્રકાશમાં સવારનો સૂર્યનો પ્રકાશ ઝાંખો પડી ગયો અને લગભગ આઠ વાગે હું ઊઠ્યો. મેં નક્કી કરેલા બ્રાહ્મ મુહૂર્તનો આ સમય અહીં પણ મારી ટેવ મુજબ મેં જાળવ્યો તેથી હું શરમીંદો બની ગયો. પ્રભુ સ્તવન અને પ્રભુ પ્રાર્થનાનો અવિરત ક્રમ જ્યાં ચાલુ છે, જ્યાં यस्यां जागर्ति संयमी ત્યાં મારા જેવાને या निशा सर्व भूतानाम् જેવું રહ્યું, તેથી અજ્ઞાનતાનો ઓપ હજુ ઉતર્યો નથી. એ સત્ય મને સમજાયું. નિત્યકર્મથી પરવારી સ્વામીશ્રીના દર્શન કર્યા. મારે મેઇલમાં જવાનું હતું એટલે થાળ જલદી કરાવી, મને જમાડી, આશીર્વાદ આપી, મંદિરની ઘોડાગાડીમાં બોટાદ રવાના કરી દીધો.

## ખિલારામાં અપૂર્વ પારાયણ

મારવાડમાં ખિલારા સ્ટેટના ઠાકોર શ્રી હરિસિંહજી સાથે રાણા દાજીભાઇની કુંવરી રાજકુંવરબાના લગ્ન થયાં હતા. તેમના કુંવર નરેન્દ્રકુંમારને સ્વામીશ્રીને પગે લગાડવાની માનતા પ્રસંગે, સંતમંડળને ખિલારા તેડાવી, સ્વામીશ્રી પાસે શ્રીમદ્ ભાગવતની સાત દિવસની કથા કરાવવાનું તેમણે નક્કી કર્યું હતું. સ્વામીશ્રી અમદાવાદથી ફાગણ વદી ૩ ના દિવસે સંતવર્ય શ્રી નિર્ગુણદાસજી સ્વામી, સ્વામી શ્રી જ્ઞાનજીવનદાસજી, શાસ્ત્રી શ્રીજીસ્વરૂપદાસજી ધર્મસ્વરૂપદાસજી, હરિજીવનદાસજી, ગોપીનાથદાસજી, પ્રભુજીવન

દાસજી વગેરે મંડળ તથા દાડમાવાળા નારણજી મહારાજ, મુક્તરાજ આશાભાઈ, અમદાવાદથી પ્રિન્સીપાલ વિનાયકરાવ ત્રિવેદી, આણંદથી મોતીભાઈ ભગવાનદાસ, મોતીભાઈ નાથાભાઈ, સમાધિનિષ્ઠ પોપટલાલ વગેરે મંડળને લઈ ને, બિલારા પધાર્યા.

અત્રે રાજમહેલમાં સ્વામીશ્રી અને સંત મંડળ તથા હરિભક્તોને ઉતારો આપ્યો. સંતો તથા મહેમાનોની તમામ પ્રકારની રજવાડી સગવડતા સાચવી, આટલા દૂર પ્રદેશમાં પણ સ્વામીશ્રી તથા તેમના ભક્તોનું કેટલું માહાત્મ્ય દીવાન સાહેબને અંતરમાં ઊતર્યું છે, તેની પ્રતીતિ ત્યાંનાં કર્મચારીઓએ સૌને કરાવી દીધી.

ફાગણ વદી ૫ થી શ્રીમદ્ ભાગવતની કથા સ્વામીશ્રીએ શરુ કરી. કુંવરશ્રી નરેન્દ્રસિંહજીએ સ્વામીશ્રીની તથા ગ્રંથની પૂજા આરતી કરી અને પછી કથાનો પ્રારંભ થયો.

રોજ રાત્રે સ્વામીશ્રી જ્ઞાનજીવનદાસજી 'સ્વામીની વાતુ'ની કથા વાંચતા. નિર્ગુણદાસ સ્વામી વચનામૃત ઉપર રહસ્યપૂર્ણ વાતો કરતા અને નારણજી મહારાજ શ્રીજીના દિવ્ય લીલા ચરિત્રોની વાતોથી સભાને રંજન કરી દેતા. આ પ્રમાણે સાતદિવસનો જ્ઞાનામૃતનો અવિરત પ્રવાહ શરુ થયો.

શ્રીજી મહારાજ અહીંની સભામાં સ્વામીશ્રી દ્વારા પ્રગટ છે તેની પ્રતીતિ, બે મારવાડી વૈષ્ણવ ભક્તોને રાત્રે ધૂન્ય સમયે સંમાધિ થઈ, તેથી સૌને થઇ. પોતાના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ અને તેમના દિવ્ય ગોલોક ધામના તથા અક્ષરધામમાં પોતાના દિવ્ય સ્વરૂપના દર્શન, આ બે ભક્તોને થયા અને તેથી તેઓ તો જાણે કૃતકૃત્ય થઇ ગયા હોય તેમ, સ્વામીશ્રીના ચરણકમળમાં વારંવાર નમસ્કાર કરવા લાગ્યા. તેમને પ્રતીતિ થઈ કે જરૂર સ્વામીશ્રી પોતે જ સ્વયં ઇશ્વરાવતાર છે. નહિ તો આટલા વર્ષોની ભક્તિ છતાં જે સ્વરૂપની ઝાંખીની પણ કલ્પના ન થઇ શકે, તે સાક્ષાત

સ્વરૂપ અને તેમના ધામનાં દર્શન, એક ક્ષણ માત્રનાં સ્વામીશ્રી શી રીતે કરાવી શકે ? સ્વામીશ્રી પણ તેમનો ભાવ સમજી તેમના ઉપર અત્યંત રાજી થયા.

આવા અલૌકિક દિવ્ય પ્રસંગોના અનુભવમાં કથાના લગભગ છ દિવસ પૂરા થઈ ગયા. બીજે દિવસે પૂર્ણાહુતિ હતી. રાજકુંવરબાને મનમાં સંકલ્પ રહી ગયો કે દીવાન સાહેબે સ્વામીશ્રીની પૂજા અને આરતી કર્યા નહિ. રોજ કુંવર પાસે જ પૂજા કરાવી, પણ પોતે ન કરી. દીવાન સાહેબ માતાના ઉપાસક હતા. परधर्मो भयावह એ ગીતા સૂત્રને તેના સાચા સ્વરૂપમાં ન સમજતાં*, પોતે જે ઉપાસના કરતા, તેથી જુદી ઉપાસના તે પરધર્મ ગણાય, એવી સામાન્ય સમજણ દીવાન સાહેબને હતી. તેથી હજુ સુધી તેમણે સ્વામીશ્રીની પૂજા કરી ન હતી. પરંતુ રાજકુંવરબાનો સંકલ્પ દૃઢ હતો અને સ્વામીશ્રીનો ધ્યેય પણ શુભ સંકલ્પો પૂરા કરવાનો હતો. દીવાન સાહેબને પોતાનો સંબંધ થયો છે તો સર્વોપરી ઉપાસનાની ઉચ્ચ ભૂમિકા ઉપર તેમને લઈ જવા, એ સ્વામીશ્રીનો ઉદ્દેશ હતો.

**તમારે ઘેર તો સર્વોપરી સ્વામિનારાયણ ભગવાન સાક્ષાત પધાર્યા છે**

તે જ રાત્રે દીવાન સાહેબને લગભગ બે વાગે પોતાના શયનાગારમાં અતિ અપાર દિવ્ય પ્રકાશમાં દિવ્ય દર્શન થયા. ભર નિદ્રામાંથી દીવાન સાહેબ જાણે વિજળીનો ઝાટકો વાગ્યો હોય તેમ, અચાનક જાગી ગયા અને આવો શીતળ તેજનો પ્રવાહ ક્યાંથી આવ્યો તે જોવા આજુબાજુ જોયું. તે પ્રકાશમાં શ્રીજી મહારાજ ગુણાતીતાનંદ સ્વામી, ગોપાળાનંદ

---

* નિવૃત્તિ પરાયણ થઈ અતિ દુષ્કર જ્ઞાનયોગ જેનાથી સિદ્ધ ન થઈ શકે તેને ગાહર્સ્થ્યના ધર્મમા રહી, પોતાની સાધના કરવી. એમ કરતા મૃત્યુ થાય તો તે આવકારદાયક છે. કારણ કે બીજા જન્મમાં તે પ્રવૃત્તિ ચાલુ રહે, પરંતુ જ્ઞાન યોગ જેને દુષ્કર હોય એવા સાધક માટે ભયાવહ જ છે.

સ્વામી તથા સ્વામીશ્રીની દિવ્ય, અતિ તેજોમય, શાંત, મંદ મંદ હસતી, મૂર્તિના દર્શન થયા. દીવાન સાહેબ તો આ દર્શનથી ગદ્ ગદ્ થઈ ગયા. હર્ષના ભાવથી એક શબ્દ પણ બોલી શકયા નહિ; ફકત બે હાથ જોડી દીધા. સ્વામીશ્રીએ તેમને ધીર ગંભીર સ્વરે કહ્યું, ' દીવાન સાહેબ ! તમારે ઘેર તો સર્વોપરી શ્રી સ્વામિનારાયણ ભગવાન સાક્ષાત્ પધાર્યા છે. માટે તેમના લાડિલા સંતની આવતી કાલે પૂજા કરી, સ્વામિનારાયણ ભગવાનની પૂજાનો લાભ લઈ લેજો. ' આટલું કહી સ્વામીશ્રી તથા ત્રણે સ્વરૂપો અદશ્ય થઈ ગયા. તેજ બધું સ્વામીશ્રીની મૂર્તિમાં સમાઈ ગયું. દીવાન સાહેબની નિદ્રા ઊડી ગઈ. આનંદના ઓઘ અંતરમાં ઉછાળા મારવા લાગ્યા. કયારે સવાર પડે અને સ્વામીશ્રીના દર્શન અને પૂજાનો લાભ લઉં, એવા વિચારો આવવા લાગ્યા.

બીજે દિવસે સવારે કથાની શરૂઆત થતાં પહેલાં દીવાન સાહેબ ચંદન તથા ફુલહાર વગેરે તૈયાર કરાવી આવી પહોંચ્યા. સ્વામીશ્રી વ્યાસપીઠ ઉપર બિરાજમાન થયા હતા. દીવાન સાહેબે સ્વામીશ્રીની પૂજાની શરૂઆત કરી એટલે સ્વામીશ્રી તેમના સામું જોઇ મંદ મંદ હસવા લાગ્યા. દીવાન સાહેબ તે મર્મ સમજી ગયા અને પછી પૂજા આરતી બાદ તેમણે સભાજનોને, મહારાજે પોતાને રાત્રે જે દિવ્ય દર્શન દીધાં, અને સ્વામિનારાયણ ભગવાન આજે આ સભામાં પ્રત્યક્ષપણે બિરાજમાન છે, તે સર્વ હકીકત કહી. સૌને કહ્યું, 'આજે આ સ્વામીશ્રી દ્વારા સ્વામિનારાયણ ભગવાન પ્રગટ છે અને હું આજથી તેમનું શરણું સ્વીકારું છું. ' દીવાન સાહેબના આ પરિવર્તનથી સભાજનોને અને ખાસ કરીને આજુબાજુના રજવાડાના મારવાડી પ્રજાજનો જે આ સભામાં હતા, તેમને સ્વામીશ્રીનો અપૂર્વ મહિમા સમજાયો.

ફાગણ વદી નવમીને દિવસે દીવાન સાહેબે સ્વામીશ્રી તથા સર્વે સંત અને હરિભક્ત મંડળની રાજમહેલમાં પધરામણી કરી. અત્રે

સ્વામીશ્રી તથા સર્વે સંતો અને હરિભક્તોને ચાલવાના માર્ગ ઉપર સુંદર જરિયાની રેશમી વસ્ત્રો પાથરી દીધાં હતાં. સ્વામીશ્રીએ તે વસ્ત્રો ઉપર પગ મૂકવાની ના કહી, છતાં દીવાન સાહેબનો અતિ આગ્રહ હતો. તેમણે એકજ શબ્દ કહ્યો 'આપ તો સ્વામિનારાયણ ભગવાનનું સાક્ષાત્ સ્વરૂપ છો માટે આપને બાધ નથી, મને આજે પાવન કરો.' તેમનો ભક્તિભાવ જોઈ સ્વામીશ્રીએ તેમની વિનતિ સ્વીકારી. રાત્રીના દર્શનનું રહસ્ય દીવાન સાહેબના અંતરમાં ઉતરી ગયું હતું. સ્વામીશ્રીની ષોડશોપચારે તેમણે પૂજા કરી, સર્વે સંતોની પૂજા કરી, અને પછી સર્વેને ધોતિયાં ઓઢાડયાં. હરિભક્તોને દરેકને ગરમ શાલ ભેટ આપી, નારણજી મહારાજને પણ સારી દક્ષિણા આપી રાજી કર્યા. આમ સર્વની, પ્રગટ ભગવાનના ભક્તો સમજી, મહિમાપૂર્વક સેવા કરી. સ્વામીશ્રી પણ તેમના ઉપર અત્યંત રાજી થયા અને આશીર્વાદ આપ્યો 'તમારો સત્સંગ ઉત્તરોત્તર વધતો જશે,' દીવાન સાહેબે પણ સ્વામીશ્રીના ચરણકમળ પકડી એ જ પ્રાર્થના કરી, 'મહારાજ! આપ અખંડ દયાદૃષ્ટિ રાખજો.' આ પ્રમાણે બિલારાની પારાયણનો દિવ્ય પ્રસંગ ન ધારેલી દિવ્યતાથી ઉજવાઈ ગયો અને સૌ સત્સંગીઓ દીવાન સાહેબ તથા રાજકુંવરબા અને રાણા દાજીબાપુના અત્યંત દિવ્ય ભાવની ચિરઃસ્મૃતિ લઈ સૌ ઘેર ગયા.

## અટલાદરાનો અટલ આદર

બોચાસણના કહગભાઈનો ખ્યાલ આપે તેવા અટલાદરાના મથુરભાઈ હતા. તેમના ગામમાં નાનકડું હરિમંદિર હતું. તેમાં રણછોડ ભક્ત પાર્ષદ રહેતા હતા. મથુરભાઈ તેમને ઘણી વખત કહેતા કે 'ભગત! આવા નાના મંદિરમાં બેમી રહ્યા છો તે મોટું મંદિર કરો. અમારા ગામની શોભા વધે!' મથુરભાઈ મંદિર કરવાની વાત કરે તે તો આશ્ચર્ય કહેવાય! પરંતુ તેમનો જીવ અતિશય સંસ્કારી હતો. તેમના પ્રારબ્ધમાં હજુ ભક્તિનો મહાન યોગ હતો. મોટા પુરુષ તેમને આંગણે પધારવાના હતા. તેમની સૂચનાથી રણછોડ ભક્તે જગ્યા જોઈ પાંચ ખંડનું મંદિર આદર્યું

અને પાયા ખોદી પાયા પૂરાવ્યા. પણ પછી શું ? કામ અટક્યું. પૈસા નહિ અને કામ શોભે એવી રીતે પાર પાડનાર કોઈ સમર્થ વ્યક્તિ પણ નહિ. મથુરભાઈ વારંવાર ભગતને બનાવે 'ભગત ! થઈ રહ્યું મંદિર તમારાથી. એ તો જબરા પુરુષ જોઈએ.' રણછોડ ભક્તે તુરતજ કહ્યું, 'એવા જબરા પુરુષ તો અત્યારે આખા સંપ્રદાયમાં સ્વામીશ્રી યજ્ઞપુરુષદાસજી છે, તે જો ધારે તો તમો રાજી થાવ તેવું મંદિર કરી દે !' મથુરભાઈની આંખો ચમકી. શાસ્ત્રીજી મહારાજ કોણ છે તે તેમણે રણછોડ ભક્તને પૂછ્યું. રણછોડ ભક્તે સ્વામીશ્રીના અદ્‌ભુત મહિમાની વાતો કરી. મથુરભાઈનું હૈયુ નાચી ઊઠ્યું. તેમને આતુરતા થઈ કે ગમે તે રીતે આ પુરુષને અટલાદરા તેડી લાવવા.

તે અરસામાં સ્વામીશ્રી, સાધુ ધર્મપ્રિયદાસ સાથે ચાણસદ બિરાજતા હતા. મથુરભાઈને આ સમાચાર મળ્યા. તેઓ ચાણસદ આવ્યા અને સ્વામીશ્રીને અટલાદરા પધારવા વિનતિ કરી. સ્વામીશ્રી તેમનો ભાવ અને પૂર્વ સંસ્કારનું બળ જોઈ, તેમની સાથે અટલાદરા પધાર્યા. સ્વામીશ્રીના દર્શને મથુરભાઈના પુત્ર પ્રાગભાઈ તથા મોતીભાઈ, જેઠાભાઈ, ડાહ્યાભાઈ વગેરે આવ્યા. સ્વામીશ્રીએ પાયા પૂરેલ જગ્યા જોઈ અને કહ્યું, 'આના ઉપર તો એકજ શિખર થાય. ત્રણ શિખરનું મંદિર કરવું હોય તો નવ ખંડ કરવા જોઇએ અને સડક ઉપર જગ્યા જોઇએ.' પછી સ્વામીશ્રીએ કહ્યું, 'અહીં શ્રીજી મહારાજના સમયમાં મૂળી મેતર અને કૃષ્ણ માળી રહેતા હતા. તેમને ઘેર મહારાજ પધાર્યા હતા. તે પ્રસાદીની જગ્યાએ આપણે મંદિર કરીએ !' એમ કહી સડકના કાંઠે ગોંદરાની જગ્યા હતી તે બતાવી. મથુરભાઇએ સ્વામીશ્રીને કહ્યું 'આપ આ જગ્યાએ જો મંદિર કરો તો મારી સારામાં સારી જમીન તમો માંગો એટલી આપું.' સ્વામીશ્રીએ તેમનું અંતઃકરણ પકડી લીધું હતું. એ પ્રેમની પકડમાંથી બહાર નીકળવાની મથુરભાઈની તાકાત ન હતી. આમ આ જગ્યાએ હરિજન વાસ હતો તે કાઢી, તેમને નવા ઘર કરી આપી, આ જગ્યાની માંગણી કરવાનું નક્કી કર્યું.

મથુરભાઇના આ પરિવર્તનની પશ્ચાત્ ભૂમિકામાં તેમના પત્ની મહા મુક્તરાજ સૌ. કાશીબા હતા. સ્વામિનારાયણ ભગવાનના અનન્ય ઉપાસક મુક્તાત્મા કાશીબા મહારાજને રોજ પ્રાર્થના કરતા, 'મહારાજ ! આમને સત્સંગી કરો અને એમના દ્વારા જ મારે ઘેર અખંડ રહો.' દાદાખાચરના પત્ની મુક્તરાજ જસુબાએ મહારાજ પાસે વર માંગેલ:—

'મારે ઘેર રહે સંત સામટા, નિત્ય ગુણ ગોવિંદના ગાય,....
માગું વર નાથજી

વાડી ખેતર ગામ ગરાસને, મારી સંપત્તિ તમ અર્થે થાય....
માગું વર નાથજી !

મોટું મંદિર બંધાવો મારે આંગણે, મારો પૂરો મનોરથ આજ....
માગું વર નાથજી.

તેમાં મૂર્તિ પધરાવો વાસુદેવની,[1] નિત્ય આનંદ ઓચ્છવ થાય
માગું વર નાથજી.

મારે ઘેર રહો ઘનશ્યામજી,[2] તમને સેવીએ સૌ મળી સાથ....
માગું વર નાથજી.

તેજ પ્રમાણે કાશીબાની પ્રાર્થના હતી. એ મનોરથ પૂરા કરવાની તેમની માગણી હતી. મથુરભાઈમાં પરિવર્તન થાય અને તેઓ દઢ સત્સંગી થાય. બીજું મહારાજ તેમને આંગણે અખંડ રહે એટલે સાધુ હરિભક્તોનો સદા અખાડો જામે. તેમની આ પ્રાર્થના ફળી. અટલાદરામાં અક્ષર પુરુષોત્તમ મહારાજના મંદિરનું નિર્માણ થયું.

× × ×

× ૧અક્ષર; ૨. પુરુષોત્તમ.

વૈશાખ માસમાં મુંબઈમાં શ્રી શાંતિલાલ હરિલાલ ત્રિવેદીને પારાયણ કરાવવાનો ઘણા વર્ષનો સંકલ્પ હતો. આ પ્રસંગથી મુંબઈમાં સત્સંગ મંડળ વિશેષ વધશે તે હેતુથી, સ્વામીશ્રીએ તેમની ભાવપૂર્વકની વિનતિ સાંભળી, મુંબઈ આવવાનું સ્વીકાર્યું.

મુંબઈમાં જ્ઞાનામૃતનો ઉત્સવ

ભૂલેશ્વરમાં 'ભગવાન કલ્યાણની વાડી' માં આ કથા પ્રસંગ યોજ્યો. આ કાર્યમાં શેઠ ભગવાનદાસભાઈ, શેઠ સુખલાલ જરીવાલા, સુંદરજીભાઈ મિસ્ત્રી, અમુભાઈ વોરા, ભગવતરાય દવે તથા જેસંગભાઈ બ્રહ્મભટ્ટ અને જેઠાલાલ ત્રીવેદી વગેરેનો અપૂર્વ સાથ હતો. સત્સંગિજીવનની કથા ઉપરાંત નિર્ગુણદાસ સ્વામીની દિવ્ય વાતો, નારણજી મહારાજનું 'ભટવદરમાં મહારાજે કરાવેલ દાદાખાચરના લગ્નનું પ્રાસંગિક આખ્યાન,' પ્રોફેસર સ્વામિનારાયણનું 'શ્રી અક્ષર પુરુષોત્તમ ચરિતમ્', સમાધિનિષ્ઠ પોપટભાઈને થતી દિવ્ય સમાધિ, તેમાં આવતી દિવ્ય પ્રસાદી, શંકર કવિના બુલંદ અવાજે થતાં ભજનો, આવી આવી રસભરપુર સામગ્રીમાં, આ કથાના સાત દિવસ કેમ પૂરા થઈ ગયા તેની તો કોઈને સમજણ જ ન પડી. આ કથામાં અખંડ રસ લઈ શ્રદ્ધાપૂર્વક સાંભળનારાઓમાં શ્રી શંકરલાલ જોરાભાઈ અમીન, શ્રી મોરેશ્વરભાઈ, શ્રી બાલુભાઈ ટી. દેસાઈ (એડવોકેટ), શેઠ રામજી કેશવજી, શેઠ દામોદરભાઈ, શેઠ ગોવર્ધનભાઈ હાથીભાઈ, અમીન ભાઈલાલભાઈ દાજીભાઈ ( મે. એલેંબીક કેમીકલ કું. ના મેનેજીંગ ડીરેક્ટર ), શેઠ માણેકચંદભાઈ, શેઠ નરોત્તમભાઈ, છગનભાઈ નારણભાઈ પટેલ વગેરે ઘણા હતા. મુંબઈના આંગણે આવો દિવ્ય કથા પ્રસંગ હજુ સુધી ઊજવાયો જ નથી, એમ સૌ મુક્તકંઠે પ્રસંશા કરતા. સ્વામીશ્રીના સંબંધ માત્રથી જ કેટલી દિવ્યતા પ્રસરી જાય છે, જગતનો ભાવ કયાં અલોપ થઈ જાય છે, તે સૌ વિચારવા લાગ્યા.

પૂર્ણાહુતિ બાદ ધરમપુરના મહારાજા, જેઓ ખાસ આ પ્રસંગ માટેજ ધરમપુરથી પધાર્યા હતા, તેમણે પોતાને બંગલે સ્વામીશ્રીની પધરામણી કરી. પ્રોફેસર સ્વામિનારાયણ, પ્રિન્સીપાલ વિનાયકરાવ ત્રિવેદી તથા સમાધિનિષ્ઠ પોપટભાઈ પણ સાથે હતા. અત્રે પોપટભાઇને સમાધિ થઈ અને મહારાજે સાકરની દિવ્ય પ્રસાદી તેમને આપી. મહારાજાએ આ ચમત્કાર જોયો અને સ્વામીશ્રીની મોટપ તેમના અંતરમાં ઉતરી ગઇ. તેમણે સ્વામીશ્રીને પ્રાર્થના કરી, 'આપ ધરમપુર પધારો અને ત્યાં પારાયણનો પ્રસંગ ગોઠવો.' સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'આપનો ભાવ છે તે મહારાજ એવો પ્રસંગ જરૂર લાવશે.' પછી મહારાજાને આશીર્વાદ આપી સ્વામીશ્રી ઉતારે પધાર્યા. બીજે દિવસે પોતાના સંતમંડળને લઇને સ્વામીશ્રી મુંબઈથી સીધા અટલાદરા પધાર્યા. આ પરાયણથી મુંબઇ સત્સંગ મંડળના પાયા દઢ થઈ ગયા. યોગીજી મહારાજની આજ્ઞા થવાથી દર રવિવારે સાંજે ૬ થી ૮ ગોવિંદ નિવાસમાં સભા કરવાનું સૌએ નક્કી કર્યું. વળી રવિવારની સભામાં સૌને પ્રેરણા મળે તે માટે યોગીજી મહારાજે અને સ્વામી નિર્ગુણદાસજીએ પત્રો લખવાનું કબૂલ કર્યું. મુંબઈ મંડળ ઉપર સ્વામીશ્રીની દૃષ્ટિ પડી ગઇ !

× × ×

જળઝિલણીનો સમૈયો સારંગપુરમા ધામધૂમથી થયો. બીજે દિવસે બારશના પારણા કરવા સ્વામીશ્રી જૂના ભંડારમાં જમવા પધાર્યા, ત્યારે તેમની સાથે પાંચ સાત સંતો પણ હતા. સ્વામીશ્રી જમતા જાય અને પોતાના પત્તરમાંથી પ્રસાદી સાથે બેઠેલા સંતોને આપતા જાય. તે વખતે સંતવલ્લભદાસ સ્વામી સૌને પીરસતા હતા. તપ, ત્યાગની મૂર્તિ સમાન આ સંતવર્ય, વિચારશીલ, જ્ઞાનગહન અને શ્રીજી મહારાજનું રહસ્ય તથા હૃદગત અભિપ્રાયના યથાર્થ જાણકાર અને સ્વામીશ્રી વિષે પણ મહારાજના પ્રગટ સ્વરૂપની અનન્ય નિષ્ઠાવાળા છે. આ પ્રસંગે સ્વામીશ્રીને હસતા હસતા તેમણે

અંક મુદ્દાનો પ્રશ્ન પૂછયો, "સ્વામીબાપા ! એક તલના અર્ધા દાણાની પ્રસાદીમાંથી ૮૪ વૈષ્ણવ થયા. વળી ભગતજી મહારાજને સ્વામીએ ધાણીના ગાંગડાની પ્રસાદી આપી ત્યારે ભગતજી મહારાજે સ્વામીને પૂછયું, 'ખરા રાજીપાની છે કે સર્વેને આપી તેવી છે ?' ત્યારે સ્વામીએ કહ્યું, 'ખરા રાજીપાની છે.' પછી તેમાંથી પાંચ ગાંગડા મુખમાં મેલીને ભગતજીએ પૂછયું, 'સ્વામી ! મારા કામ, ક્રોધ, લોભ, સ્વાદ અને માન બળી ગયા ?' ત્યારે સ્વામીએ હસતા હસતા કહ્યું, 'હા, બળી ગયા.' તેમ આજે આપ તો પત્તર ભરી ભરીને પ્રસાદી આપો છો તો પણ દોષ કેમ ટળતા નથી ?" ત્યારે સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, "એ તો લેનારની અને આપનારની ભાવના ઉપર ફળ મળે છે." એટલું કહીને ચળુ કરીને પછી બોલ્યા, "મુક્તાનંદ સ્વામીએ મહારાજને પ્રશ્ન પૂછયો કે 'ભગવાનના દર્શનનો, નામસ્મરણનો, સ્પર્શનો મહિમા તે ભગવાનના ભક્તને અર્થે છે કે સર્વ જીવના સારુ છે ?'[1] ત્યારે શ્રીજી મહારાજે કહ્યું, 'દર્શનાદિકનો મહિમા તો બીજી રીતનો છે. સૌ સામાન્ય રીતે દર્શન કરે છે તેનું તો બીજબળ થાય છે અને મહિમાએ સહિત, મને સહિત જે દર્શન કરે છે તે બીજી રીતનું થાય છે.' ભાગવતમાં ગોપીઓના વચન છે, 'હે ભગવાન ! તમારા ચરણારવિંદનો સ્પર્શ કર્યો તે દિવસથી જગતના સર્વે સુખ ખારા ઝેર જેવા થઈ ગયા છે.' એવો દર્શનનો જો મહિમા સમજાયો હોય તો એ ભગવાનના એક નિમીષમાત્રના દર્શન ઉપર અનંતકોટિ બ્રહ્માંડના જે વિષયસુખ તે વારીફેરીને નાંખી દઇએ.[2] વળી એ ભગવાનનું સુખ જેણે એક ક્ષણ માત્ર ભોગવ્યું હોય તો પણ જાણે હજારો વર્ષ પર્યંત એ સુખ ભોગવ્યું હોય[3] તેમ એ મહિમાવાળા ભક્તને જણાય છે. ભગવાનના જ્ઞાન ભક્તિના સુખનો પોતાના જીવમાં એકવાર યથાર્થ અનુભવ થયો હોય તો તેની તેને ક્યારેય પણ વિસ્મૃતિ થાય નહિ.[4] માટે જેમ પાંડવના ઘરમાં ગૂઢ પરબ્રહ્મ મનુષ્યરૂપે બિરાજતા હતા, તેમ આજે આપણે પણ

૧. સા. ૫; ૨. સા. ૧; ૩. વર ૬; ૪. છે. ૩૭

મહારાજ પ્રત્યક્ષ બિરાજમાન છે. તે સ્વરૂપનો મહિમા ધામમાં બિરાજેલી દિવ્ય મૂર્તિના જેવો જ જ્યારે જણાય ત્યારે દર્શન, સ્પર્શ કે પ્રસાદીનું ફળ તત્કાળ મળે. માટે ચિંતામણીમાં ખોટ નથી પરંતુ ચિંતવનારની આળસથી ખોટ રહી જાય છે. એ ખોટ ટાળી નાંખવી." આવી અતિ ગહન અને મુદ્દાની વાત કરી, સ્વામીશ્રી સંતસ્વામી સામી એક અર્થસૂચક દૃષ્ટિ નાંખી હસ્યા અને પછી ઊઠ્યા. પ્રગટ સ્વરૂપના આવા મહિમાની અતિ રહસ્યની વાત જો અંતરમાં ઝિલી શકાય તો જ એકાંતિકની સ્થિતિ સિદ્ધ થાય અને એ પ્રગટ મૂર્તિમાંથી પંચે ઇંદ્રિયોને એક કાળાવિચ્છિન્ન મળતા સુખનો અનુભવ સાક્ષાત્ થઈ શકે !

× × ×

સં. ૧૯૯૭ ની કાર્તિકી પૂર્ણિમાનો સમૈયો બોચાસણમાં અદ્ભુત ભરાયો.

**અંગ્રેજ સરકારની જીત ચોક્કસ છે**

આ સમયમાં અંગ્રેજ સરકારના જર્મની સાથેના બીજા વિશ્વવિગ્રહના ભયંકર સમાચારો રોજ આવ્યા કરતા હતા. ફ્રાન્સનું પતન થયું હતું અને અને ઇંગ્લેંડ ઉપરની ચઢાઈ હાથવેંતમાં હતી. રશિયા ઉપરનું આક્રમણ જર્મનોએ પૂરા જોરથી શરુ કર્યું હતું. રશિયાની રોજ થતી પીછેહઠથી અંગ્રેજોની નજીકના જ ભવિષ્યમાં નિશ્ચિત હાર સૌને દેખાતી હતી. આ વિનાશક પ્રસંગની ભયંકરતામાં કદાચ ભારત સંડોવાય તો શું થશે, એવી દહેશત સૌના મનમાં પેસી ગઈ હતી.

સ્વામીશ્રીએ સવારના કથા પ્રસંગમાં આશરાના બળ ઉપર વાત કરી સૌને નિર્ભય રહેવાનું કહ્યું અને વરદાન આપ્યું કે 'મહારાજનો જેને અનન્ય આશ્રય હશે તેને કાંઈ દુઃખ નહિ આવે. ભારત આ વિગ્રહમાં સંડોવાશે નહિ, અને અંતે અંગ્રેજની જીત જ થશે.' સ્વામીશ્રીના આ શબ્દોથી સૌની શાંતિ થઈ.

× × ×

આજ અરસામાં સત્સંગમાં નવા આવેલ પરમ વૈષ્ણવ ભક્તરાજ શ્રી ચંપકલાલ બેંકરનો અત્યુત્તમ ઉત્સાહ અને સ્વામીશ્રી પ્રત્યેની અનન્ય ભક્તિનિષ્ઠાથી, શ્રીનગરના સત્સંગ મંડળમાં વિજળીના વેગે બળ આવી ગયું. અતિ વિદ્વાન, સ્વભાવે અતિશય નમ્ર અને કોમળ પ્રકૃતિના શ્રી ચંપકભાઈ બેંકર, સાચા સત્પુરુષની શોધમાં હતા. તેમના મિત્ર શ્રી વસંતરાય પંડ્યાએ તેમને સ્વામીશ્રીનો સંબંધ કરાવ્યો. ભાગવત, ગીતા, ઉપનિષત્ અને બ્રહ્મ સૂત્રોનું રહસ્ય દરેક આચાર્યોના ભાષ્યો વાંચી સમજનાર, ચંપકભાઈએ સ્વામીશ્રીના પ્રથમ દર્શને સંકલ્પ કર્યો કે જો મધ્વાચાર્યના સિદ્ધાંત ઉપર સ્વામીશ્રી વાતો કરે તો હું તેમને સાચા સત્પુરુષ માનું. સ્વામીશ્રીએ તેમનો સંકલ્પ જાણી મધ્વના સિધ્ધાંતો તેમને સમજાવ્યા, અને રામાનુજનો સિધ્ધાંત સર્વગ્રાહ્ય છે તે પણ સમજાવ્યું. આ પ્રથમ પ્રસંગથીજ તેમને દઢ નિશ્ચય થઈ ગયો કે બ્રાહ્મી સ્થિતિવાળા સાચા સત્પુરુષ આજે આ સ્વામીશ્રી છે.

ભાગવતના અતિ ઉત્તમ અભ્યાસી અને વક્તા શાસ્ત્રી વિશ્વનાથભાઈને પણ, સ્વામીશ્રીની બ્રહ્મસ્થિતિ તથા ભાગવત્ અને સત્સંગિજીવનના ગહન તત્વજ્ઞાનના સ્વામીશ્રીના સચોટ નિરૂપણથી, સ્વામીશ્રી પ્રત્યે અત્યંત ભાવ થઈ ગયો. તે ઉપરાંત ગુજરાત કોલેજના અંગ્રેજીના પ્રાધ્યાપક ફીરોઝ દાવર તથા ખુશરૂ લાહેર વગેરે વિદ્વાન જનતાને પણ સ્વામીશ્રીના સંબંધથી આ સત્સંગ પ્રત્યે અત્યંત ભાવ થયો.

× × ×

**અત્યંત વ્યાવહારિક પ્રવૃત્તિ એ મોક્ષ માર્ગમાં વિઘ્નરૂપ છે**

પોષ માસમાં રઢુમાં મોતીભાઈ ભગવાનદાસે સમૈયો કર્યો. આણંદ, નડિયાદ વગેરે ગામોના ઘણા હરિભક્તો આ પ્રસંગે રઢુ આવ્યા. અમદાવાદથી શેઠ શ્રી ચંપકભાઈ બેંકર, શ્રી ગુલઝારીલાલ નંદા, શ્રી વસંતરાય પંડ્યા, શ્રી શંકરલાલ ઠાકર વગેરે, ત્રણ મોટરો લઈ, રઢુ સવારના આવ્યા.

ચંપકભાઈએ સ્વામીશ્રીને અમદાવાદથી લાવેલ સુંદર ગુલાબનો હાર પહેરાવ્યો. સ્વામીશ્રીની રીત એવી કે કોઇ પણ હાર પહેરાવે કે તુરત જ કંઠમાંથી કાઢી પહેરાવનારને પ્રસાદીનો કરી આપી દે. પણ આ હાર સ્વામીશ્રીએ થોડીવાર કંઠમાં રાખ્યો અને પછી કાઢી ખીલીએ ભરાવી રાખવા કહ્યું. ચંપકભાઈને સંકલ્પ થયો કે સ્વામીશ્રી જો હાર તેમને આપે તો શાંતિ થાય. પણ એ મનોરથ તે વખતે તો પૂરો ન થયો.

સ્વામીશ્રીએ તે વખતે, સમાગમથી જ સત્સંગ દૃઢ થાય અને સત્પુરુષનો મહિમા અપાર અને અપાર સમજાય, એવી કેટલીક મુદ્દાની વાતો કરી. અત્યંત વ્યાવહારિક પ્રવૃત્તિ એ મોક્ષમાર્ગમાં વિઘ્નરૂપ છે, એ સૂત્ર સમજાવ્યુ. પછી લગભગ બાર વાગે 'વાસુદેવ હરે' થયા એટલે સૌ જમવા ઊઠ્યા. ચાર વાગે શ્રીનગરથી આવેલા હરિભક્તો શ્રીનગર તરફ સ્વામીશ્રીની રજા લઈ વિદાય થયા.

લગભગ છ વાગે સૌ શ્રીનગર પહોંચ્યા. ત્યારે શંકરલાલભાઈએ સૌને કહ્યું, 'આજે આપણે ઘેર ધૂન્ય ભજન તથા સમાધિનો કાર્યક્રમ છે. માટે દર્શન કરીને પછી જ સૌ ઘેર જાઓ.' તેમની આ વાત સાંભળી સૌ સીધા તેમને ઘેર ગયા.

અત્રે સમાધિનિષ્ઠ બા મણીબા તથા હસમુખ બહેન, મધુ બહેન, રાધા બહેન તથા મણીબહેન પીઠવા વગેરે બહેનોને સમાધિ થઈ હતી અને મહારાજ સાથે અલૌકિક દિવ્ય આનંદ કરી દિવ્ય ભાષામાં વાતો કરતા હતા. આ બધા હરિભક્તો આવ્યા પછી થોડીવારમાં મણીબહેન પીઠવાને પ્રસાદીમાં અલૌકિક ફુલનો હાર આવ્યો. મહારાજે સમાધિમાંજ તેમને કહ્યું, 'આ હાર ચંપકભાઇને આપજો. તેમનો સંકલ્પ છે.' એટલું કહી તે હાર ચંપકભાઇને આપ્યો. હાર જોઇ ચંપકભાઇને થયું, 'અહો! આ તો આજે જ રઢુમાં સ્વામીશ્રીને પહેરાવ્યો હતો તેજ હાર!

તે વખતે સ્વામીશ્રીએ ન આપ્યો અને અહીં સમાધિ દ્વારા આપીને મારો સંકલ્પ સિદ્ધ કર્યો'. તેમના આનંદનો પાર ન રહ્યો.

× × ×

ફાગણ સુદ ૨ થી સારંગપુરમાં અમદાવાદના શેઠ શ્રી ચંદુલાલભાઈ તરફથી શ્રી સત્સંગિજીવનના ૨–૩ પ્રકરણની પારાયણ ગોઠવાઈ. આ પ્રસંગે અમદાવાદથી શ્રી ગુલઝારીલાલ નંદા ખાસ નિવૃત્તિ લઈને સ્વામીશ્રીના સમાગમનો લાભ લેવા આવ્યા હતા. પંદર દિવસનો આ કથા પ્રસંગ સારંગપુર જેવા સુમંદિરે ઘ્રક્ષર ધામ તુલ્યે । અક્ષરધામ તુલ્ય સાક્ષાત્ સ્થાનમાં ઉજવાય અને સ્વામીશ્રીના દર્શન અને સમાગમનો લાભ મળે, એટલે સત્સંગીઓની પણ અસાધારણ ભીડ જામી.

આ કથા પ્રસંગે સ્વામીશ્રીએ સુદ્દાના ગ્નાન પ્રસંગો ઉપર નિરૂપણ કરી સત્સંગ શબ્દનો અર્થ સમજાવતા વાત કરી, 'સત્ એવા જે ભગવાન તથા સત્ એવા સત્ પુરુષ તથા સત્ એવો જે એકાંતિક ધર્મ, તે ત્રણેનું પ્રતિપાદન કરતું સત્ એવું જે શાસ્ત્ર એ ચારેનો સંગ તેનું નામ સત્સંગ કહેવાય. પરંતુ કેવળ તિલક ચાંદલો કરે અને કંઠી ધારણ કરે તેને સત્સંગ કહેવાય નહિ,' તે ઉપર સત્સંગિજીવનમાંથી સુદ્દાના શ્લોક ઉપર નિરૂપણ કર્યું કેઃ–

**સત્સંગ એટલે શું ?**

पुंसां गुणाश्च दोषाश्च सदसत्सङ्गतोऽपि हि ।
स्युस्तत्सङ्गः सतां कार्यो नासतां तु मुमुक्षुभिः ॥*

—સત્સંગિજીવન ૨–૧૪

'હવે એવા સત્પુરુષો જે લક્ષણે ઓળખાય તે લક્ષણો સમજાવતાં મહારાજ કહે છે કે :—

* અર્થ : મુમુક્ષુઓમાં શુભ ગુણો સત્સંગથી જ આવે છે અને કુસંગથી દોષો આવે છે. માટે સદા સત્પુરુષોનોજ સમાગમ કરવો. પરંતુ અસત્ પુરુષોનો સમાગમ તો કરવો જ નહિ.

येषां त्रीण्यवदातानि विद्या योनिश्च कर्म च ।
सतस्तानेव सेवेत परीक्ष्य मतिमान्नरः ॥ ૨-૧૭

'જેમને બ્રહ્મ પરબ્રહ્મના સાકાર સર્વોપરી સ્વરૂપો સંબંધી શુદ્ધ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઈ હોય તથા જેમની ઉત્પત્તિ અને કર્મ શુધ્ધ હોય, તેવા પુરુષો જ સત્પુરુષ છે અને સમાગમ કરવા યોગ્ય છે. તેમને લક્ષણે કરીને ઓળખીને બુધ્ધિમાન પુરુષોએ તેમનો જ સમાગમ કરવો. સર્વ માયિકભાવ ટાળી, આવા સત્પુરુષનું સ્વરૂપ તત્વે સહિત ઓળખી, માહાત્મ્યજ્ઞાને સહિત જો એવા પુરુષમાં પ્રીતિ કરે, તોજ યથાર્થ સત્સંગ થાય.'

'આ પ્રકારનો સત્સંગ કરવામાં મુમુક્ષુઓએ સદા પોત પોતાના નિયમનું પાલન અણિશુધ્ધ કરવું જોઇએ, તો જ સત્ પુરુષના સમાગમની સિદ્ધિ થાય. તે કહ્યું છેઃ-

नियमानां हि दृश्यन्ते समृद्धाः फलसिद्धयः ।*
तथा विनियमानां च घोरा व्यापत्तयो भुवि ॥ ૨-૧૧

કથા દરમ્યાન બીજા પ્રસંગમાં સ્વરૂપાદ્વૈતના અધ્યાયમાંથી પણ

**સ્વરૂપાદ્વૈત એટલે શું?**

સ્વરૂપાદ્વૈત એટલે શું તે સમજાવતા સ્વામીશ્રીએ કહ્યું, 'પ્રથમ તો ક્ષર અક્ષરથી પર પુરુષોત્તમ ભગવાન છે તે સદા સાકાર છે, દિવ્ય છે અને સર્વોપરી છે. તે સ્વરૂપનો મહિમા એમ સમજવો કે અનંત કોટિ મુક્તોનું તેજ અક્ષરના એક રોમમાં સમાઈ જાય છે. અને અક્ષરનું અનંતગણું તેજ પુરુષોત્તમ ભગવાનના એક રોમમાં

*અર્થ: નિયમધારી પુરુષોને જ ફળસિદ્ધિની સમૃદ્ધિ મળે છે અને નિયમ વિનાના પુરુષોને ઘોર આપત્તિઓ સહન કરવી પડે છે. માટે બુદ્ધિમાન પુરુષોએ નિયમોનો ત્યાગ કદાપિ ન કરવો.

સમાઈ જાય છે. આવી રીતે પુરુષોત્તમ નારાયણનો મહિમા સમજી, તે જ સ્વરૂપ આજે પૃથ્વી ઉપર મનુષ્યાકારે વિચરણ કરે છે અને તે બન્ને સ્વરૂપો એક જ છે પણ ભિન્ન નથી, એમ જ્યારે યથાર્થ સમજાય ત્યારે સ્વરૂપાદ્વૈતનું જ્ઞાન થયું કહેવાય. એવી રીતે એ પુરુષોત્તમ નારાયણના સ્વરૂપને યથાર્થ સમજવું ને તે સર્વોપરી સ્વરૂપના સગુણ અને નિર્ગુણ ઐશ્વર્ય યથાર્થ રીતે જાણવા. એ સગુણ નિર્ગુણ ઐશ્વર્યના ધારક પૂર્ણ પુરુષોત્તમ ભગવાન પોતાના અક્ષરધામમાં સદા દિવ્ય સાકાર સ્વરૂપે વિરાજમાન છે અને ત્યાં બેઠા થકા જ અહીં દેખાય છે અને અહીં બિરાજ્યા થકા જ અક્ષરધામમાં પણ બિરાજમાન છે, અને તમો સૌ મુક્તો તથા પાર્ષદો મનુષ્ય જેવા જણાઓ છો પણ દિવ્ય છો. તે કહ્યું છે કેઃ–

दिव्यं कृष्णस्य रूपं भवति च सततं
तस्य लोकोऽपि दिव्यो ।

दिव्या भोगाश्च भोगान्यपि च भगवत
स्तस्य दिव्यानि सन्ति ॥

दिव्या वै पार्षदाश्च प्रकटितनूतनोः
शक्तयस्तस्य दिव्या ।

दिव्या भक्ताश्च सर्वे जगति यदुपतेः
सन्ति दिव्याः क्रियाश्च॥*

—સત્સંગજીવન ૩–૨૯–૧૪૩

આ રીતે ભગવાનના સ્વરૂપને સદા દિવ્ય જાણીને જે ભક્ત એમ સમજે છે કેઃ–

* અર્થ : ભગવાનનું સ્વરૂપ સદા દિવ્ય છે. તેમનો લોક, ભોગ અને ભોગ્ય વસ્તુઓ સર્વે દિવ્ય છે. તેમના પાર્ષદો દિવ્ય છે તેમની શક્તિઓ પણ દિવ્ય છે, તેમજ તેમના સર્વે ભક્તો અને ક્રિયા પણ દિવ્ય જ છે.

इत्थं निर्दोषरूपं सकलगुणगणालङ्कृतं दिव्य मूर्तिं
ज्ञात्वा श्री वासुदेवं भजत भुवि सदा मुक्तये मो मदीयाः।
एकस्मिन्नद्वितीये भगवति च परब्रह्मणि द्वैतबुद्धिः
कर्तव्या नैव तस्मिन्नणुरपि च कुधी. सच्चिदानंद रूपे॥

—સત્સંગિજીવન ૩-૨૬-૧૪

મહારાજ કહે છે કે 'આ પ્રકારે હે મુક્તાનંદ આદી મુનિઓ! અક્ષરધામમાં રહેલા ભગવાનના સ્વરૂપમાં અને આ પૃથ્વી ઉપર નરાકૃતિ ધારણ કરેલા સ્વરૂપમાં સદા અદ્વૈતભાવ રાખવો. તે બે સ્વરૂપને વિષે ભેદબુદ્ધિ અણુ પણ રાખવી જ નહિ કારણ કે તે બે સ્વરૂપ નથી પણ એક જ છે અને તે પરબ્રહ્મ ભગવાન સદા સચ્ચિદાનંદ રૂપ જ છે.' આવા જે પુરુષોત્તમ ભગવાન તેમના સ્વરૂપને વિષે સદા દિવ્ય સાકાર અને સર્વોપરીપણાનો ભાવ બેસે ત્યારે સ્વરૂપનિષ્ઠા દૃઢ થઈ કહેવાય. મનુષ્યરૂપ વિચરણ કરતું સ્વરૂપ અને ધામનું સ્વરૂપ બન્ને એક જ છે, એમ સમજાય ત્યારે તે સ્વરૂપને વિષે સદા દિવ્ય અને સાકાર સ્વરૂપનો ભાવ સમજાયો કહેવાય.' આ પ્રમાણે શ્રીજીમહારાજના સ્વરૂપને જેમ છે તેમ સમજવાની મુદ્દાની વાતો સ્વામીશ્રીએ આ પ્રસંગે કરી.

**મુક્તોને ઘરેણાં તથા વસ્ત્રો શા માટે પહેરાવવા?**

આ કથા દરમ્યાન એક પ્રસંગે બોટાદના શેઠ ગોવિંદજી કલ્યાણજીએ સ્વામીશ્રીને પ્રશ્ન પૂછયો, 'મુક્તોનો મહિમા શાસ્ત્રોમાં ઘણો કહ્યો છે પણ આ આ લોકમાં આવ્યા એટલે મનુષ્ય તરીકે જ ઓળખાય. તેવા મુક્તોની મૂર્તિ પધરાવાય તેમાં બાધ નહિ પરંતુ તે સાધુના વેષમાં હતા એટલે તેમને જરિયાન વસ્ત્ર, ઘરેણા કેમ પહેરાવાય?' તે પ્રશ્નનો ઉત્તર સ્વામીશ્રીએ આપતાં સમજાવ્યું :—

"અક્ષર તથા અનાદિ મુક્તો મહારાજ સાથે પૃથ્વી ઉપર પધાર્યા છે. તે વાત શ્રીજીમહારાજે સ્પષ્ટ રીતે વચનામૃતમાં કહી છે, 'ભગવાન જીવના કલ્યાણને અર્થે જ્યારે મૂર્તિ ધારણ કરે છે ત્યારે પોતાનું જે અક્ષર ધામ અને ચૈતન્યમૂર્તિ એવા જે પાર્ષદ તે સહિત જ પધારે છે પણ એ બીજાના દેખ્યામાં આવે નહિ.'[1] માટે જેમ ભગવાન અનાદિ છે, તેમ ભગવાનના મુક્તો પણ અનાદિ છે. પરંતુ જેમ નટની માયા સાધારણ મનુષ્યને કળ્યામાં આવતી નથી તેમ જ ભગવાનની યોગમાયા પણ કોઈના કળ્યામાં આવે નહિ. અને તેથી ભગવાનનું સ્વરૂપ તથા તેમના અનાદિ મુક્તોનું સ્વરૂપ પણ યથાર્થ ઓળખાય નહિ. તેમનામાં મનુષ્યભાવ આવે છે તે તો આપણને એવી અલૌકિક દિવ્ય દૃષ્ટિ થઈ નથી એટલે આવે છે. પરંતુ તે ભગવાન અને તેમના અનાદિ મુક્તો જે મહારાજ સાથે જ આવ્યા છે, અને જેમનામાંથી કેટલાક ગૃહસ્થાશ્રમમાં રહ્યા છે, અને કેટલાક ત્યાગી થઈને રહ્યા છે, તે સર્વે દિવ્ય જ છે. તે વાત તો તેનેજ સમજ્યામાં આવે છે કે જેને એવી દૃઢ પ્રતીતિ હોય કે આત્યંતિક પ્રલય થાય છે ત્યારે પણ ભગવાન કે ભગવાનના ભક્ત સદા દિવ્ય સાકારરૂપે કરીને અક્ષરધામને વિષે દિવ્ય ભોગને ભોગવતા થકા રહે છે, અને તે ભગવાનનું રૂપ અને ભગવાનના ભક્તના રૂપ તે અનંત સૂર્ય, ચંદ્રના પ્રકાશ સરખાં પ્રકાશે યુક્ત છે.[2] એટલેજ ભગવાન જીવોના કલ્યાણને અર્થે પોતાની સર્વ શક્તિઓ ઐશ્વર્ય અને પાર્ષદ તેણે સહિત થકાજ મનુષ્ય જેવા થાય છે. માટે એ અનાદિ મુક્તો અક્ષરધામના દિવ્ય સ્વરૂપોજ છે અને તેમનામાં ત્યાગી, ગૃહી, એવા મનુષ્યભાવ પરઠવા તે અજ્ઞાન છે, તે તો સદા દિવ્ય ચૈતન્ય સ્વરૂપો જ છે."

શ્રીજીમહારાજે તેથી જ કહ્યું છે, 'ભગવાન અને ઉત્તમ લક્ષણવાળા જે સંત તેની અતિ પ્રેમે કરીને સરખી સેવા જે કરે તો તે કનિષ્ઠ ભક્ત હોય અને તે બે જન્મે અથવા ચાર જન્મે તથા

૧. ગ. પ્ર. ૭૧. ૨. પં. ૭

દશ જન્મે કે સો જન્મે કરીને ઉત્તમ જેવો થનારો હોય તે આ ને આ જન્મે કરીને ઉત્તમ ભક્ત થાય છે એવું ભગવાનને તે ભગવાનના ભક્ત તેની સરખી સેવા કર્યાનું ફળ છે.'[1]

આ પ્રમાણે સ્વામીશ્રીએ વિસ્તારથી વાત કરી, અનાદિ ભક્તોનો મહિમા સમજાવ્યો અને ભગવાનની સાથે તેમનું ભજન, પૂજન એ અનાદિની રીત છે, તે સિદ્ધાંત યથાર્થ સમજાવ્યો. સ્વામીશ્રીના આ શાસ્ત્રોક્ત ઉત્તરથી ગોવિંદજી શેઠ પણ રાજી થયા.

**ભક્તિ સિવાય મન જીતવાનું બીજું કોઇ સાધન નથી**

તે જ દિવસે શ્રી નિર્ગુણદાસ સ્વામીએ પણ મન જીતવા ઉપર સુંદર વાતો સા. ૧ લું તથા છે. ૮–૯ વચનામૃતો વંચાવી કરી અને કહ્યું, 'હું જ્યારે ૧૯૫૩ માં મુંબઈ મંદિરમાં કોઠારી હતો ત્યારે અનાદિ મહામુક્ત શ્રી પ્રાગજી ભક્તે મને લખ્યુ હતું જે નવધા ભક્તિમાં મન રાખે તો મન અધર્મના ઘાટ ઘડે નહિ. માટે ભક્તિ સિવાય મન જીતવાનું બીજું કોઇ સાધન મહારાજે બતાવ્યું નથી.'

ત્યારે બોટાદવાળા ઉદ્ધવજીભાઈએ પ્રશ્ન પૂછયો, 'મન જીત્યું કયારે કહેવાય ?'

એટલે નિર્ગુણદાસ સ્વામીએ હસતા હસતા કહ્યું, 'ભગવાન કે સત્પુરુષમાં નિર્દોષબુદ્ધિ થવામાં 'મન આડું' આવે છે. પણ તેમાં જો તર્ક વિતર્ક ન થાય તો મન જીત્યું કહેવાય. મન અધર્મના ઘાટ ન ઘડે તેનો ઉપાય આ એકજ છે. અન્ય ક્ષેત્રે જો પાપ કર્યું હોય તો તે સંતના તીર્થરૂપી ક્ષેત્રમાં બળી જાય, પરંતુ સંતના સ્વરૂપ સંબંધી જો પાપ કર્યું હોય તો તે વજ્રલેપ થાય છે. માટે ભગવાનના એકાંતિક સંતમાં તર્ક વિતર્ક કે દોષ બુદ્ધિ હોય ત્યાં સુધી મન જીત્યું ન જાણવું. તે ઉપર ગ. મ. ૧૪

---

૧ વર. ૫

અને વર. ૧ લું વિચારવું. જેમ આંબો તે આંબો જ અને લીમડો તે લીમડો જ છે એમ દૃઢ નિશ્ચય થયો છે તે કોઇનો ટાળ્યો પણ ટળતો નથી, તેજ રીતે ભગવાન કે એવા એકાંતિક સત્પુરુષને વિષે એવો નિરુત્થાન નિશ્ચય થાય ત્યારે મન જીત્યું કહેવાય. ભગતજી કહેતા કે દેહ હોય ત્યાં સુધી દેહના ભાવ જણાય, પણ આપણી વૃત્તિ કયાં છે તેનો તપાસ કરી બીજે કોઇ ઠેકાણે વૃત્તિ સ્થિર થઈ હોય, અને યથાર્થ ઓળખ્યા સિવાય કલ્યાણની ભાવના ત્યાં કરી હોય તે ટાળી નાંખી, પ્રગટ ભગવાન કે તેમના સંબંધવાળા સત્પુરુષને વિષે વૃત્તિ જોડવી, તે જ જ્ઞાન અને તે જ યોગ છે.'

અનાદિ ભક્ત ગુણાતીત

એટલી વાત કરી ત્યાં સ્વામીશ્રી પધાર્યા. પછી તેમણે પણ આ પ્રસંગે વાત કરતા કહ્યું, 'સંપ્રદાયની રૂઢિ યથાર્થ સમજવી અને પ્રત્યક્ષ ભગવાન અને પ્રત્યક્ષ સંતનો મહિમા જેમ છે તેમ જાણવો. મહારાજે ભગવાન અને ભગવાનના ભક્તના પક્ષની વાત વચનામૃતમાં પાને પાને કરી છે. ભગવાનનો તો પક્ષ સૌને છે પણ ભક્તનો–અનાદિ ભક્ત જે અક્ષર–ગુણાતીતાનંદ સ્વામી, તેમનો પક્ષ રાખવો કઠણ છે. અત્યારે અનાદિ મૂળ અક્ષર ગુણાતીતાનંદ સ્વામીની મૂર્તિ પધરાવી તેની ઉપાધિ છે; માટે તેમનો પક્ષ રાખવો, તેમાં ભળવું તે જ પક્ષ રાખ્યો ગણાય. આપણે સૌ એ કાર્યમાં મંડ્યા છીએ તો મહારાજ અઢળક ઢળ્યા છે અને સત્સંગ દિનપ્રતિદિન વધતો જાય છે. મહારાજે તો દેશકાળ જોઇને કાર્ય કર્યું પણ સિદ્ધાંત તો धर्मस्त्याज्यो न कैश्चित् એ શ્લોકમાં કહી દીધો છે. એવા સત્પુરુષને સેવવાની આજ્ઞા કરી છે. કારણ કે મહારાજનો જેમ છે તેમ મહિમા તો એવા સાક્ષાત્ સંબંધવાળા સત્પુરુષ થકી જ સમજાય છે.'

'અનાદિ મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીની જેમ છે તેમ ઓળખાણ આપણને થઇ તો મહારાજનું સ્વરૂપ પણ જેમ છે તેમ સમજાયું. તેથીજ મહારાજના સિદ્ધાંત અનુસાર ધામ, ધામી અને મુક્તની મૂર્તિઓ આપણે અહીં પધરાવી છે. તેથી આ સારંગપુર સાક્ષાત્ અક્ષર ધામ તુલ્ય છે. પ્રાર્થના અષ્ટકમાં પણ જેઠાલાલ પ્રોફેસરે सदैव सारंगपुरस्य रम्ये सुमंदिरेऽक्षरधाम तुल्ये। એ મહારાજની પ્રેરણાથી લખી દીધું છે. માટે દરેક નિષ્ઠાવાળા સંતહરિભક્તે આ અષ્ટક કંઠે કરી લેવું અને આરતી પછી રોજ બોલવું." એટલી વાત કરીને આ અષ્ટક આરતી પછી બોલવાની પ્રથા પાડવાની નિર્ગુણદાસ સ્વામી તથા યોગીજી મહારાજને આજ્ઞા કરી અને કહ્યું 'જે આ અષ્ટક કંઠે નહિ કરે તેને એટલી નિષ્ટામાં ખામી રહેશે, એમ જાણવું.' એટલી વાત કરીને સ્વામીશ્રી ઊઠયા અને સભા વિસર્જન કરી.

**સારંગપુર-સાક્ષાત અક્ષર ધામ તુલ્ય**

પૂર્ણાહુતિ કરી સ્વામીશ્રી ગઢપુર પધાર્યા. અહીં આયરના ચોરા પાસે હરિમંદિર કરવા મોની હરસુરભાઈના* ઘર લીધા હતા. આ મંદિરમાં શ્રી અક્ષર પુરુષોત્તમ મહારાજની પટની મૂર્તિની પ્રતિષ્ઠા કરવાની હતી. સ્વામીશ્રીના વરદ હસ્તે આ પ્રતિષ્ઠા નારણજી મહારાજે વિધિપૂર્વક કરાવી. આ પ્રસંગે ચંદુલાલભાઈ તરફથી રસોઈ રાખવામાં આવી હતી અને તમામ સંઘ તથા ગઢપુરના પણ કેટલાક સત્સંગીઓને આમંત્રણ આપવામાં આવ્યું હતું. આ રીતે આ પ્રસંગથી જ ગઢપુરમાં દત્તાત્રય ધાર ઉપર ભવિષ્યમાં થનાર શ્રી અક્ષર પુરુષોત્તમ મહારાજના ભવ્ય મંદિરના પાયા નંખાયા. વિરોધિઓનો વિરોધ, સ્વામીશ્રીનો વધતો જતો

**ગઢપુરમાં હરિ મંદિરની સ્થાપના**

* હરસુરભાઈના પત્નીને સ્વામીશ્રીના આશીર્વાદ મળ્યા હતા કે તમારે ઘેર મંદિર થશે.

પ્રતાપ જોઈ, ફક્ત બોલવામાં અને ધૂળ, ઢેફાં ઉડાવવામાં જ દેખાયો. મિસ્ત્રી હરિભાઈ તથા રામાનંદી મહંત કેશવદાસ મહારાજ અને કામદાર માવજીભાઈએ આ પ્રસંગે તમામ સંઘની ઉત્તમ સેવા કરી હતી.

× × ×

મુંબઈમાં દિવ્ય સુખની લહાણ

વૈશાખ માસમાં મુંબઈના સત્સંગ મંડળે સ્વામીશ્રીને તેડાવી પારાયણ કરાવવાનું નક્કી કર્યું. આ પ્રસંગે પ્રોફેસર સ્વામિનારાયણ તથા શંકરલાલભાઈ, નિર્ગુણદાસ સ્વામી વગેરે આગળથી પધાર્યા હતા. પારાયણનું સ્થળ ઠાકોરદ્વાર ઉપર આવેલ શેઠ શિવનારાયણ નેમાણીની આલીશાન વાડીમાં નક્કી કર્યું હતું.

માગશર માસમાં અમદાવાદના પારાયણમાં, વસંત પંચમીના સ્વામીશ્રીના જન્મઉત્સવ ઉપર બોચાસણમાં, ફાગણ માસની સારંગપુરની પારાયણમાં, ચૈત્રી સમૈયે બોચાસણમાં, નાતાલની રજાઓમાં સ્વામીશ્રી સાથે ગામડાંમાં, આમ એકે એક પ્રસંગે સ્વામીશ્રીના સમાગમમાં મુંબઈનું મંડળ દેખાતું હતું. એટલુંજ નહિ પરંતુ પ્રેમ અને ઉત્સાહમાં ઉત્તરોત્તર વધતું જતું હતું. સ્વામીશ્રી તથા નિર્ગુણદાસ સ્વામી અને યોગીજી મહારાજની પ્રેરણા સદા મળ્યા કરતી. નિર્ગુણદાસ સ્વામી અવિરત જ્ઞાન પ્રસાદીના પત્રો લખતા. યોગીજી મહારાજ દર રવિવારે સભામાં નિયમિત વંચાય તેવા પ્રેરક પત્રો, વચનામૃત અને સ્વામીની વાતોના મુદ્દા સાથે, અચૂક લખતા, અને સ્વામીશ્રી વૃત્તિ દ્વારે સેવતા. આ પ્રેરણા અને બળથી હવે પછી મુંબઈમાં જ દર વર્ષે સ્વામીશ્રીના સમાગમનો લાભ સૌને મળે તેમ નક્કી કર્યું અને પારાયણનો પ્રસંગ ઉપસ્થિત કર્યો.

આ કથા પ્રસંગે નિર્ગુણદાસ સ્વામી તથા યોગીજી મહારાજ, પ્રગટ સ્વરૂપની પ્રાપ્તિ અને તેમાં સર્વાંશે જોડાવાથી જ

અત્યંતિક મુક્તિની પ્રાપ્ત થાય છે, એ મુદ્દા ઉપર ઘણીજ વાતો કરતા. સ્વામીશ્રી પણ રાત્રિના અગિયાર પછી સ્નાન કરીને નીરવ શાંતિમાં, પુરાણી હરિવલ્લભદાસ, હરિજીવનદાસ તથા બીજા સંતો અને શંકરલાલભાઇ, ભગવતરાય વગેરેના અમારા નાનકડા સમૂહમાં, ભગતજી મહારાજના દિવ્ય લીલા પ્રસંગોની અદ્‌ભુત વાતો કરતા. તેમાં સ્વામીશ્રીના કેટલાક જીવન પ્રસંગો પણ આવી જતા. સ્વામી અક્ષર છે તે પ્રસંગોની જૂની જૂની વાતો પણ આવી જતી. આમ સ્વામીશ્રીના એકધારા કથા પ્રવાહમાં રાત્રીના બે ત્રણ ક્યાં વાગી જતાં તેની સમજ પડતી ન હતી. એક કલાક સૂઇએ ત્યાં યોગીજી મહારાજ જાગે અને તેમની સેવામાં પાછા જોડાઇ જઇએ. સ્ત્રીઓમાં ત્રીવેણી બહેન, કૃષ્ણા બહેન, સુકન્યા બહેન, જશવંતી બહેન, મણી બહેન, શાંતા બહેન, રૂક્ષ્મણી બહેન, ભાનુ બહેન, ઇન્દુ બહેન, વગેરે સવાર સાંજ સેવામાં એકધારા લાગી રહેતા. સ્વામીશ્રીના દર્શન અને વાતોના લોભમાં જમવાનું કે દેહનું કાંઇ ભાન તેમને રહેતું નહિ. ગોપિકાઓની પ્રેમભક્તિની દિવ્ય દશાવાળા આ સૌ બની ગયા હતા. શેઠ ભગવાનદાસભાઇ રસોડાની સેવામાં અખંડ રહેતા. જેશંગભાઇ પધરામણીની સેવામાં સ્વામીશ્રી સાથે જ ફરતા. શાંતિલાલ વકીલ તથા નાનુભાઇ દવે વ્યવસ્થામાં રહેતા. આમ અમારા મંડળની એક રુચિ અને સહૃદભાવથી, આ પ્રસંગ અપૂર્વ રીતે ઊજવાઇ ગયો.

**સ્વામિનારાયણ ભગવાન પ્રત્યેની ભક્તિ ક્યારે સિદ્ધ થાય**

પૂર્ણાહુતિને દિવસે જાહેર સભા રાવ બહાદુર મગનલાલ દલપતરામ ખખ્ખરના પ્રમુખપણા નીચે યોજી. તે પ્રસંગે પ્રોફેસર સ્વામિનારાયણે તથા શંકરલાલભાઇએ સુંદર પ્રવચન કર્યા. સ્વામીશ્રીએ પણ સ્વામિનારાયણ ભગવાનનું શુદ્ધ તત્ત્વજ્ઞાન, બ્રહ્મ અને પરબ્રહ્મના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન, તે વિષય

ઉપર મનનીય પ્રવચન કરતાં કહ્યું, " શ્રીજી મહારાજ અક્ષરધામ, અક્ષરધામના મુક્ત તથા સમગ્ર ઐશ્વર્ય લઇને આ પૃથ્વી ઉપર પધાર્યા. પોતે છપૈયામાં પ્રગટ થઇ, ૧૧ વર્ષ ઘેર રહી, ૮ વર્ષ વનમાં વિચરી લોજમાં આવી રામાનંદ સ્વામીના શિષ્ય થઇને રહ્યા. ત્યારપછી ધર્મધૂરા હાથમાં લીધી અને સાધુ ત્યાગી માટે નિષ્કામ શુદ્ધિ અને ધર્મામૃત પ્રવર્તાવ્યા અને પંચવર્તમાન સાધુ પાસે પળાવ્યા. "

" એ પંચવર્તમાન પાળવાની રીત વિક્તિએ સહિત મહારાજે બતાવી. પ્રથમ વસ્તુ વિચાર રાખવો એટલે દેહનું ભાન ભૂલી ભગવાન પરાયણ થઇ જવું અને ભગવાન પરાયણ વૃત્તિ રાખવી. પંચવર્તમાને યુક્ત સાધુ, જેમની વૃત્તિ ભગવાન પરાયણ હોય, તેમનેજ એકાંતિક સંત કહેવાય. તે સંતે આશરેલો ધર્મ તેને એકાંતિક ધર્મ કહેવાય. પુરુષોત્તમ નારાયણ પોતે જ્યારે પ્રગટ થાય છે ત્યારે એવો એકાંતિક ધર્મ પ્રવર્તાવે છે અને ત્યારપછી એમના એકાંતિક સંત દ્વારા એ ધર્મ પ્રવર્તે છે. "

" દેહનું ભાન ભૂલી ભગવાન પરાયણ થવું એ બહુ મોટી વાત છે.દેહને અમુક વસ્તુ જોઇએ લાલનપાલન જોઇએ,'જેવું તેવું ન ચલાવી શકાય, એવો જે હોય તે ગમે તેટલી ભક્તિ કરે, કથા કરે; વાતો કરે પણ તે સર્વ નિરર્થક છે. દેહનું ભાન ન ભૂલાય ત્યાં સુધી પંચવિષયમાંથી આસક્તિ ટળે નહિ અને એવી આસક્તિ જો ન ટળી હોય તો મુક્તાનંદ સ્વામી જેવા જો પંચવિષયનું ખંડન કરે તો શસ્ત્રે કરીને તેમનું માથું કાપી નાખે, એવો દ્રોહ કરે. "

" મુમુક્ષુએ કોઇપણ આકાર સામે ન જોવું અને કોઈની ક્રિયા સામું ન જોવું અને કોઈના પણ દોષ તરફ વૃત્તિ રાખવી નહિ. જેના આકારે કે જેની ક્રિયા સામે જોવાનું છે તે તો પ્રત્યક્ષ નયનગોચર વર્તે છે, માટે ભગવાન કે ભગવાનના સંતમાં જ વૃત્તિ રાખવી, "

"એકાંતિક સ્થિતિ પ્રાપ્ત કરવા માટે ભગવાનનો માહાત્મ્ય જ્ઞાને સહિત નિશ્ચય જોઇએ. ભગવાનની પ્રસન્નતા અર્થે લોકલાજ, ધન, કુટુંબ વગેરેનો ત્યાગ કરે અને ધર્મ પણ તેમાં આડે આવે તો ધર્મનો પણ ત્યાગ કરે. યુધિષ્ઠર ધર્મનો ત્યાગ કરી શકયા નહિ, દશરથ લોકલાજનો ત્યાગ કરી શકયા નહિ અને ભીષ્મ શાસ્ત્રની મર્યાદા લોપી શકયા નહિ. શાસ્ત્રમાંથી પોતાની જાતે ધર્મનું રહસ્ય સમજી ભગવાનને ભગવાન જાણ્યા છતાં, તેમની છાતીમાં ભીષ્મે બાણ માર્યાં. પછી લોહીથી ખરડાએલી ભગવાનની મૂર્તિનું ધ્યાન કરવા લાગ્યા. પરંતુ ગુણાતીતાનંદ સ્વામીએ તો કહી દીધું 'બળી તારી સ્તુતિ, અને બળ્યું તારું ધ્યાન; સાચો ભક્ત હોય તે તો ભગવાનના સંબંધ સારુ આ બધાયનો ત્યાગ કરે. ગોપીઓએ શ્રી કૃષ્ણ માટે લોકલાજ, ધર્મ, કુટુંબ બધાયનો ત્યાગ કર્યો. તેથી ભગવાને પણ તેમને પોતાની અલૌકિક મૂર્તિનું દિવ્ય સુખ આપ્યું. આવી રીતે ગોપીઓના જેવી ભક્તિ હોય તો જ ભગવાનનો સંબંધ થાય. ઉધ્ધવજી આવા મોટા જ્ઞાની હતા છતાં ગોપીઓનો શ્રીકૃષ્ણ પ્રત્યેનો પ્રેમ જોઈ, ગોપીઓની ચરણરજ જેનાં ઉપર પડે તે વૃક્ષ, વેલી, લતાનો અવતાર વૃંદાવનમાં માંગ્યો."

"પરંતુ આવી સ્થિતિ થતાં સુધીમાં તો સત્સંગમાં અનેક વિઘ્નો આડા આવે. આપણે અક્ષરધામમાં જવું છે તે દેવલોક, બ્રહ્માનો લોક અને પ્રકૃતિ પુરુષ સુધીના તમામ લોક અને તેમાં રહેતા ત્યાંના દેવતાઓ, તેમને માથે પગ મૂકીને જવાનું છે, તે એમ આપણને જવા દેશે ? બહુજ આવરણ મૂકે, માયા છેડે અને પગ ઝાલીને પાડવા પ્રયત્ન કરે. માટે જેમ વૃક્ષનો છોડ નાનો હોય ત્યારે ફરતી નાની વાડ કરીએ અને જેમ છોડ મોટો થાય ત્યારે ફરતી મોટી વાડ કરવી પડે. પછી જ્યારે ઊંટ કે હાથી પણ ન પહોંચી શકે ત્યારે વાડની જરૂર ન પડે. તેવી જ રીતે આપણે જેમ જેમ સત્સંગમાં આગળ વધીએ, તેમ તેમ ભગવાનનું માહાત્મ્ય વિશેષ અને વિશેષ સમજીએ, તો જ એ સમજણરૂપી વાડથી આપણે આ આવરણો

દૂર કરી શકીએ. નહિ તો માયા તો ગમે તેમાં પ્રવેશ કરીને પણ પાડવા પ્રયત્ન કરશે જ,"

સ્વામીશ્રીનું આવું અગાધ જ્ઞાનપૂર્ણ સંપ્રદાયના ગૂઢ તત્વજ્ઞાન અને સિધ્ધાંતો સમજાવતું, ભક્તિના અદ્‌ભુત રહસ્યમય પ્રવચન સાંભળીને, રાવ સાહેબને સ્વામિનારાયણ ભગવાન છે, તેમ જ આ સ્વામીશ્રી પણ તેમના અખંડ સંબંધવાળા, તેમના ભાવને પામી ગયેલા સંત છે, એવો નિશ્ચય થયો.

અભયદાન એ સર્વોપરી સેવા છે

તે જ દિવસે શ્રી ગુલઝારીલાલ નંદા તથા શ્રી કિશોરલાલ મશરૂવાળા સ્વામીશ્રીના દર્શને આવ્યા. સ્વામીશ્રીએ શ્રી કિશોરલાલભાઇને ઉદ્દેશીને કહ્યું, 'તમો અત્યારે ગુજરાતમાં સારા તત્ત્વ વિચારક તરીકે પંકાએલા છો. વળી આ સંપ્રદાયના જૂના અનુયાયી પણ છો. તો હવે મહારાજનું સર્વોપરી સ્વરૂપ અને તેમણે ઉપદેશેલ આ સર્વોપરી બ્રહ્મજ્ઞાન તેનો પ્રચાર કરો. મહારાજ તમને અક્ષરધામમાંથી તેડવા આવશે. આ જ્ઞાન પ્રચારથી જ જીવને અભયદાન પ્રાપ્ત થાય છે. તે સેવા બીજી સર્વ સેવા કરતાં સર્વોપરી અને શ્રેષ્ઠ સેવા છે.' સ્વામીશ્રીની આ વાતથી કિશોરલાલભાઇને સ્વામીશ્રીનો ભગવાન સ્વામિનારાયણ પ્રત્યેનો ભક્તિભાવ અને તેમની બ્રહ્મ સ્થિતિનો ખ્યાલ આવ્યો.

પારાયણ પછી પણ સ્વામીશ્રી થોડા દિવસો રોકાયા અને અમારા મંડળને કથા વાર્તા અને સેવા સમાગમનો અલૌકિક લાભ આપ્યો. સ્વામીશ્રીની રહસ્યપૂર્ણ વાતોનો તો જાણે અંત જ ન આવતો હોય તેમ જણાતું.

એક વખત ગ. મ. ૬૨ મું વચનામૃત વંચાવીને સ્વામીશ્રીએ પ્રશ્ન પૂછયો, 'આ વચનામૃતમાં આત્મનિષ્ઠા, પ્રીતિ અને દાસત્ત્વ એ ત્રણ અંગ કહ્યા. તેમાં અનુક્રમે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એમ ત્રણ પ્રકાર છે?' પછી તેનો ઉત્તર પોતે આપતા જણાવ્યું

'એવો ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ પ્રકાર એ અંગમાં નથી. એમ જો જાણીએ તો ગોપાળાનંદ સ્વામી તથા બ્રહ્માનંદ સ્વામીનું દાસત્વ ભક્તિનું અંગ હતું તો તે કનિષ્ઠમાં કહેવાય. પરંતુ એમની સ્થિતિ જોતાં તો એમને વિષે એ પ્રમાણે કહેવાય નહિ. માટે એ ત્રણે અંગ ઉત્તમ પ્રકારના છે. પણ તે ત્રણેયમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ પ્રકાર છે. તેથી જ્યારે એ ત્રણે ય અંગનો ઉત્તમ પ્રકાર એકને વિષે દેખાય ત્યારે એ ઉત્તમ એકાંતિક કે પરમ એકાંતિક કહેવાય. તે પ્રમાણે મધ્યમ અને કનિષ્ટનું સમજવું'.

યોગીજી મહારાજના આસને પણ કથા વાર્તાના અડ્ડા જામતા. 'વચનામૃતના ભાષ્ય રૂપ તેમની વાતોનો ભંડાર પણ અખૂટ. જે તીવ્ર શ્રધ્ધાથી સાંભળે તેને બ્રહ્મરૂપ કર્યા સિવાય રહે જ નહિ. તેમની ટૂંકી સુદાસરની અને સચોટ વાતો અંતરમા સોંસરી ઉતરી જતી.

**નિર્દોષ બુદ્ધિ એજ સેવા**

"નિર્દોષબુદ્ધિ દરેકમાં રાખવી તે જ આપણી સેવા છે, ભક્તના ભક્ત થવું. પાકો હરિભક્ત કોને જાણવો? જે હરિભક્તનો દાસ થઈને રહે તે પાકો હરિભક્ત, ગ. મ. ૬૨ પ્રમાણે. આત્મનિષ્ઠા, પતિવ્રતાપણું અને દાસત્વપણું એ ત્રણ અંગમાંથી એક અંગ દૃઢ કરવું. દાસત્વપણામાં ચાર કલમ સમજવાની છે. (૧) પોતાના ઇષ્ટદેવના દર્શન ગમે (૨) ઇષ્ટદેવ પાસે રહેવું ગમે (૩) ઇષ્ટદેવની મુદ્રા–ક્રિયા ગમે (૪) પોતાના ઇષ્ટદેવનો સ્વભાવ ગમે. આ ચાર કલમ સમજીને જીવમા ઉતારવી."

"એકબીજાની ખટપટ ન કરવી. કોઈની વાત બીજાને અને બીજાની ત્રીજાને કરવી, એવો સ્વભાવ સાધુતાના માર્ગમાં વિઘ્નરૂપ છે. માટે જેને મોક્ષ જોઈએ તેને આવા સ્વભાવ મૂકવા."

"સ્વામી જાગાભક્ત કહેતા કે અવગુણ લેવાનુ મન થાય તો પોતાના દેહ તથા સ્વભાવનો લેવો અને પોતાની અદિને લેવો પણ ભગવાનના ભક્તનો અવગુણ ન લેવો."

"સહનશક્તિ એ જબરો ગુણ છે. કોઈ શબ્દ આપણને કટાક્ષથી કહે તો સામું ન બોલતા તે સહન કરવું તેને ક્ષમાનો ગુણ કહે છે. ક્ષમા કરવાથી પોતાના હૈયામાં અખંડ શાંતિ આવે છે અને આનંદના ફુવારા છૂટે છે. મોટા પુરુષ તેના ઉપર રાજી થાય છે. સ્વામી મૂળ અક્ષરબ્રહ્મ કહેતા કે દેહ પડી ગયો તેથી શું થયું? એ તો સાધુ થવું અને સાધુતા શીખવી. મરી ગયા એટલે થઈ રહ્યું અને કાંઈ કરવું રહ્યું નહિ, એમ ન સમજવું. સ્વામી કહેતા કે કોઈ વાત કરતા હોય તેમાં જેટલી વાત પોતાના અંગમાં મળતી આવતી હોય તેટલી ગ્રહણ કરવી ને બીજીનો ત્યાગ કરવો અને એમ સમજવું જે એ બીજાને અર્થે છે, મારે અર્થે નથી. એટલે વાત કરનારનો અવગુણ આવ્યો ન કહેવાય."

"સુહૃદપણાનો મોટો ગુણ છે તે શીખવો. સુહૃદપણું એટલે એક બીજાની ક્રિયા સંપથી કરી લેવી, એક બીજાની સેવા કરવી. કોઇ કહે તે ખમવું અને બીજાને એ વાત જણાવવી નહિ અને કહેનારનો ગુણ લેવો. એવું સુહૃદપણું હશે તો જબરા ગુણ આવશે, એમ સ્વામીનું વાકય છે. માટે સુહૃદપણું અવશ્ય રાખવું."

**મુક્ત થવાના સાત મુદ્દા**

"કથા વાર્તાનું વ્યસન રાખવું. કથા વર્તાનું વ્યસન હોય તો તે વિના રહેવાય નહિ. મોટા વાતો કરતા હોય અને પોતે હાજર ન હોય તો બળતરા થવી જોઈએ અને તે કથા સાંભળીએ ત્યારે જ શાંતિ થાય, એમ વેગ લગાડવો જોઈએ. શબ્દ ઝિલતા શીખવું. એક શબ્દ વૃથા જવા દેવો નહિ. નવીન નવીન વાતો યાદ રાખવી તો જ મુક્ત સ્થિતિ થાય. મુક્ત થવાના આ સાત મુદ્દા જીવમાં ઉતારી લેવા. (૧) મોટા વાતો કરતા હોય ત્યારે એકમના થઈને વાતો સાંભળી લેવી અને વચ્ચે બોલવું નહિ. (૨) અધ્ધર વચન ઝિલવા. (૩) થોડા બોલા થવું. વાણી દૂધની જેમ વાપરવી પણ પાણીની જેમ ન વાપરવી. (૪) ઘટે તેટલા સત્ય, પ્રિય અને હિતકર વચન બોલવા. (૫) સૌને આપણામાં હેત થાય તેવું અંગ રાખવું. (૬) શૂરવીર થવું, ઈંદ્રિયો

અંતઃકરણ થરથર કંપે અને ખોટા ઘાટ ન થાય એમ વર્તવું. (૭) ગ. અં. ૮ મું વચનામૃત રાત દિવસ વાંચ્યા કરવું અને તે પ્રમાણે વર્તતા શીખવું. આ સાત મુદ્દા જીવમાં ઉતરે તો મુક્ત સ્થિતિ થઇ જાય."

"કોઇ વાળે ત્યારે આપણે વેગમાં હોઇએ તો પણ વળી જવું, એ ગુણ જબરો છે. પોતાનો એકડો રાખવો નહિ. પોતાના બ્રહ્મ સ્વરૂપનો આનંદ ક્ષણ પણ ગોળો પડવા દેવો નહિ. ક્રોધના ઘાટ થાય તો જ્ઞાને કરીને દબાવી દેવા. ગ. મ. ૧૨ મું વાંચવું અને વિચારવું. પછી એક પણ સંકલ્પ નહિ થાય. સાંખ્ય વિચાર કરવા શીખવો. દેહ, લોક, ભોગ, ખોટા સમજી લેવા. આવો વિચાર સવારમાં–બ્રાહ્મ મુહૂર્તમાં–કરવો અને ગુણાતીત થવું, અને એમ માનવું જે મારા જીવમાં સ્વામીશ્રીજી સાક્ષાત્ બિરાજમાન છે. પ્રત્યક્ષ બ્રહ્મસ્વરૂપ પોતાને માનવું." યોગીજી મહારાજની બ્રહ્મરૂપ થવાની આવી સચોટ અને સરળ વાતોથી સૌને એમ વર્તવાનો વેગ લાગી જતો.

× × ×

ત્યારબાદ જેઠમાસમાં ગાનામાં નારણભાઈ ભાઈજીભાઈએ તેમના પુત્ર રાવજીભાઈના લગ્ન પ્રસંગે શ્રી સત્સંગિજીવનનું પારાયણ ગોઠવ્યું હતું એટલે સ્વામીશ્રી સંત મંડળ સાથે ગાના પધાર્યા.

× × ×

**જેઠાલાલ પ્રોફેસરનો અક્ષરવાસ**

આ પારાયણ બાદ સ્વામીશ્રી સીધા અમદાવાદ પધાર્યા. સ્વામીશ્રીના આમ અચાનક આવવાથી સૌને આશ્ચર્ય થયું. પરંતુ સ્વામીશ્રી સીધા જ કડવા પોળમાં શ્રી જેઠાલાલ પ્રોફેસરને ઘેર ગયા. સત્સંગમાં પોતાના કાર્યને સમેટીને જાણે ચિર નિદ્રામાં પોઢવાની તૈયારી કરતા હોય, તેમ પ્રોફેસરની માંદગી ઉપરથી સૌને જણાયું. સ્વામીશ્રી પણ તેમને દર્શન દઈ, ગંભીર સુખમુદ્રા કરી, આમલી

પોળમાં પાછા પધાર્યા, ત્યારે સૌને જણાયું કે કદાચ પ્રોફેસર સાહેબને સ્વામીશ્રીના આ છેલ્લા જ દર્શન હશે.

ત્યારબાદ બીજે દિવસે પ્રોફેસર વાતો કરતા કરતા ધામમાં ગયા. આથી શ્રીનગરના સમગ્ર સત્સંગમંડળને ખૂબ જ આઘાત થયો. સત્સંગ મંડળના પ્રમુખ, સત્સંગની તમામ પ્રવૃત્તિના પ્રણેતા, સમાધિના જબ્બર પ્રચારક અને સમાધિ દ્વારા અનેકના દુઃખો વિદારનાર પરદુઃખભંજન પ્રોફેસર, ખરેખર શ્રીનગરના સત્સંગ મંડળના પ્રાણ સમાન હતા. અક્ષર અને પુરુષોત્તમની નિષ્ઠા એ જ જીવનનું સાચું તત્વજ્ઞાન, તે બન્ને સ્વરૂપોના ધારક સ્વામીશ્રીની સેવા એ જ જીવનમંત્ર અને તે સિવાય બીજી તમામ વ્યાવહારિક પ્રવૃત્તિ કે મોટપને ફગાવી દેનાર, પ્રોફેસર સ્વામિનારાયણના રાષ્ટ્રિય હૃદયમાં સ્વામીશ્રીના સંબંધથી જબ્બર પરિવર્તન થઈ ગયું હતું. આજે અચાનક તેઓ ધામમાં ગયા એટલે શ્રીનગરના સત્સંગ મંડળમાં વિષાદની ઘેરી છાયા છવાઈ ગઈ. પરંતુ જ્ઞાનદષ્ટિથી જોતા પ્રોફેસર ગયા ન હતા. શ્રીનગરના સત્સંગ મંડળને તથા તેમના પ્રસંગમાં જે જે આવ્યા, તેમને સર્વને સ્વામીશ્રીનો સંબંધ પમાડી, તેમણે ઉચ્ચ સંસ્કારના અધિકારી બનાવી દીધા હતા. એટલે આ શોકને વિદારી, આશ્વાસન લઈ જ્ઞાનદષ્ટિવાળા હરિભક્તો એમ જ સમજતા કે :–

परिवर्तिनी संसारे मृतः को वा न जायते ।
स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ॥

× × ×

**નારણજી મહારાજનો અક્ષરવાસ**

આ જ અરસામાં મહામુક્તરાજ શ્રી નારણજી જદુરામ પંડ્યા પણ વીરસદમાં પોતાના હરિભક્ત સમૂહને કથા–વાર્તા કરતા કરતા ધામમાં ગયા. નારણજી મહારાજ સ્વામીશ્રીને વિષે અનન્ય નિષ્ઠાવાળા પવિત્ર બ્રાહ્મણ ભક્ત હતા. લીંબડી દીવાન સાહેબને સ્વામીશ્રીની

ભલામણથી સત્સંગ સંબંધી કથાવાર્તા કરતા અને ત્યારબાદ વીરસદ તથા ઝાડેશ્વરમાં અનેક હરિભક્તોને અક્ષર પુરુષોત્તમની તત્ત્વે સહિત નિષ્ઠા તેમણે કરાવી હતી. અક્ષર મંદિરની જમીન તેમના જ પ્રયાસથી મળી હતી અને તેમના શિષ્યમંડળે તે જમીનની કિંમતની રકમ રૂ. ૨૫૦૦૦) ફાળો કરી ચૂકવી દીધી હતી. આવા મહા મુક્તરાજ આમ અચાનક ધામમાં ગયા તેથી સમગ્ર સત્સંગ મંડળને ઘણીજ ખોટ પડી.

× × ×

ભાદરણમાં કથા પ્રસંગ

ભાદરણમાં હિરાભાઈ ચતુરભાઈ તરફથી શ્રી સત્સંગિજીવનના બીજા અને ત્રીજા પ્રકરણની કથા શરુ કરી હતી. આ કથાની વિશિષ્ટતા એ હતી કે સ્વામીશ્રી કેટલાક અધ્યાયો સંસ્કૃત ભણતા નાના સાધુઓ નારાયણસ્વરૂપદાસજી તથા અક્ષરજીવનદાસજી પાસે વંચાવતા. કથાનો મુખ્ય ભાર પુરાણી હરિવલ્લભદાસ ઉપર હતો.

નાના સાધુ નારાયણસ્વરૂપદાસજી ચાણસદના લેવા પાટીદાર જ્ઞાતિના હતા. તેમનુ પૂર્વાશ્રમનું નામ શાંતિલાલ હતું. જન્મથી જ જગત પ્રત્યે ઉદાસીનતા તેમનામાં સહેજ જણાતી હતી, એટલે કુટુંબીઓ સાથે વિરક્તભાવે તેઓ રહેતા. સ્વભાવે ખૂબ જ નમ્ર, સુશીલ અને વિવેકિ, આ બાળક ભક્ત ઉપર સ્વામીશ્રીની દૃષ્ટિ પડી ગઈ અને તેમના પિતાશ્રી મોતીભાઈ પાસે સ્વામીશ્રીએ તેમની માંગણી કરી. મોતીભાઈને સ્વામીશ્રી પ્રત્યે અનન્ય ભક્તિભાવ હતો. એટલે તેમણે તુરતજ સ્વામીશ્રીની માગણી સ્વીકારી, પોતાના વહાલસોયા પુત્રને સ્વામીશ્રીના ચરણકમળમાં સોંપી દીધા. બાળભક્તને પણ સંસારનાં અંકુરો અડયા જ ન હતા એટલે શાળાનો અભ્યાસ પૂરો કરી ૧૬–૧૭ વર્ષની કિશોર વયે સ્વામીશ્રી સાથે ચાલી નીકળ્યા. સ્વામીશ્રીએ તેમની અવ્યક્ત પ્રતિભામાં રહેલું ઓજસ પારખી,

ભવિષ્યમાં સંસ્થાની જવાબદારી સંભાળી શકે તેવું વ્યક્તિત્વ, તેમનામાં નિહાળી લીધું. સંસ્કૃત વિદ્યાભ્યાસ માટે તેમને ભાદરણ મૂક્યા ને વિદ્યાભ્યાસની તમામ સગવડ તેમને માટે તથા અક્ષરજીવનદાસ માટે કરી દીધી. તેમણે સ્વામીશ્રીની આજ્ઞા પ્રમાણે વિદ્યાભ્યાસ શરુ કર્યો અને ધીરે ધીરે સત્સંગિજીવન વાંચતા થઈ ગયા.

બ્રહ્મચર્ય બ્રહ્મસ્થિતિ સિદ્ધ કરવામાં આવશ્યક છે

આ કથા પ્રસંગે સ્વામીશ્રીએ જ્ઞાનના સુંદર પ્રસંગો કાઢી વચનામૃતના સિદ્ધાંતો સમજાવતા કહ્યું, " આ સત્સંગમાં શ્રીજી મહારાજે વર્તમાનનો પ્રબંધ ખૂબ જ દ્રઢતાપૂર્વક પ્રવર્તાવ્યો છે અને નિયમધર્મમાં સૌને કડક વર્તાવ્યા છે. નિષ્કામધર્મ ઉપર એકાંતિક ધર્મનો મુખ્ય આધાર છે. એટલે અષ્ટ પ્રકારે સ્ત્રીનો ત્યાગ, નૈષ્ટિક બ્રહ્મચર્ય, બ્રહ્મસ્થિતિ સિદ્ધ કરવામાં આવશ્યક છે. શ્રીજીમહારાજ તો જે દિવસથી પ્રગટ થયા તે દિવસથી જ નિષ્કામી વર્તમાનનું અતિશય પ્રતિપાદન કરતા આવ્યા છે."

પ્રેમ ભક્તિનો અદ્‌ભુત રસ

સાંજની સભામાં સ્વામીશ્રી શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધની કથા વાંચતા. ગોપીઓ અને ગોપબાળકોની શ્રીકૃષ્ણ પ્રત્યેની અનન્ય ભક્તિ, તેમજ શ્રીકૃષ્ણના સંબંધે કરી તેમને પ્રાપ્ત થયેલી નિર્ગુણ સ્થિતિની અતિ અદ્‌ભુત વાતો કરી, ભક્તિરસનો મહિમા સમજાવતા એક દિવસ સ્વામીશ્રીએ વાત કરી, "સર્વ સાધનના ફળરૂપ નવધા ભક્તિજ કહી છે. આત્મદર્શન કરતાં પણ ભગવવાનની ભક્તિજ શ્રેષ્ઠ છે. ગોપીઓએ શ્રીકૃષ્ણ પ્રત્યે એવી ભક્તિ સિદ્ધ કરી હતી."

ગોપીઓના અદ્‌ભુત પ્રેમનું વર્ણન કરતા સ્વામીશ્રીએ કહ્યું, "અહો! ગોપીઓ જેવો પ્રેમ જ્યારે ભગવાનને વિષે થાય ત્યારે ઘર, પતિ, બાળકો, સગાવહાલાં કે કુટુંબી તેનો ત્યાગ કરવો કંઈ કઠણ પડે નહિ".

ત્યારે એક હરિભક્તે પ્રશ્ન પૂછ્યો, 'પતિનો ધર્મ તો પતિની આજ્ઞા પ્રમાણે વર્તવું તે જ છે અને તેને તો પતિ એ જ ભગવાન તુલ્ય ગણાય માટે આ તો પતિવ્રતાના ધર્મમાં બાધ આવે એવું ગણાય.'

હરિરસના આસ્વાદ પાસે કેવળ ધર્મો કેવા ક્ષુલ્લક છે તે ન જાણી શકનાર દૈહિક ભાવવાળાને આ મર્મ શી રીતે સમજાવાય ? સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'તમારા પ્રશ્નનો ઉત્તર ગોપીઓ જે આપે છે તે સાંભળો.'

यत्पत्यपत्यसुहृदा मनुवृत्तिरङ्गा ।
स्त्रीणां स्वधर्म इति धर्मविदा त्वयोक्तम् ।
अस्त्वेवमेतदुपदेशपदे त्वमीशे
प्रेष्ठो भवांस्तनुभृतां किल बंधुरात्मा ॥

— શ્રીમદ્ ભાગવત, ૧૦-૨૯-૩૨

આ પ્રમાણે ગોપીઓનો ઉત્તર સાંભળી તે હરિભક્તને સાચા પતિ એટલે શું તે રહસ્ય સમજાયું.

ગોપીઓને રડતી મૂકીને કથા બંધ ન કરાય

બીજે દિવસે સાંજે પણ કથામાં એ પ્રસંગ આવ્યો કે શ્રીકૃષ્ણ ભગવાન ગોપીઓના મધ્યમાંથી અદૃશ્ય થઈ ગયા. આથી વિરહઘેલી ગોપીઓ પીપળાને, વડને, આસોપાલવને, વૃક્ષવેલીને 'શ્રીકૃષ્ણને તેં જોયા છે?' એવા આક્રંદભરેલા શબ્દથી પૂછવા લાગી, અને શ્રીકૃષ્ણની રમણીય મૂર્તિના વિરહમાં ઘર ભૂલી

---

અર્થ ' હે ભગવન ! આપ જ સર્વ પ્રાણીઓના પ્રિયતમ, આત્મા અને પતિ છો તો આપની સેવામાં જ સર્વની સેવા આવી જાય છે. આપ જ સર્વના ઈશ્વર છો તો આપના સંબંધ વિના પતિ, પુત્ર વગેરે કાંઈ છે જ નહિ અર્થાત્ આપનો જો તેમને પણ સંબંધ ન હોત તો તેઓ પણ જડવત્ જ હોત '.

ગઈ. આમ ગોપીઓ બધે ફરતી ફરતી યમુના નદીના કિનારે શ્રીકૃષ્ણના આગમનની રાહ જોતી, તેમનું જ ચિંતવન કરતી બેઠી. આ વિરહ વર્ણનમાં આ અધ્યાય પૂરો થયો. એટલે એક હરિભક્તે કહ્યું, 'હવે ગોઠીનો સમય થયો છે માટે કથાની સમાપ્તિ કરો.' ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'ગોપીઓને રડતી મૂકીને કથા બંધ ન કરાય. તેમને હસાવી રમાડીને કથા પૂરી કરવી છે'. એમ કહીને અધ્યાય આગળ ચલાવ્યો.

"વિરહઘેલી ગોપીઓનો પોતા પ્રત્યેનો આવો પ્રેમ જોઇને ભગવાન તેમની મધ્યમાં પ્રગટ થતા હવા. તેમના દર્શન કરીને ગોપીઓ સચેતન બની ગઈ." આ પ્રમાણે સ્વામીશ્રીએ કથાની પૂર્ણાહુતિ કરી.

ભાદરણમાં ૧૫ દિવસની કથાનો પ્રસંગ પૂરો થયો. હિરાભાઈ તથા તેમના કુટુંબે સૌની અતિશય સેવા કરી અને ઉત્તરોત્તર આવા પ્રસંગો પોતાના કુટુંબમાં યોજાય એવી સ્વામીશ્રીને પ્રાર્થના કરી, પૂર્ણાહુતિ ધામધૂમથી કરી.

× × ×

મહારાજની સર્વોપરી નિષ્ઠા એજ સાચું જ્ઞાન

સ્વામીશ્રી નડિયાદ પધાર્યા. અમદાવાદથી નંદા સાહેબ પણ નડિયાદ આવ્યા. અત્રે નાના સાહેબને બંગલે સર્વોપરી સ્વરૂપ નિષ્ઠાના પ્રસંગો ઉપર વચનામૃતો વંચાવી સ્વામીશ્રીએ વાત કરી :–

"શ્રીજી મહારાજે પોતાના સર્વોપરી સ્વરૂપની નિષ્ઠા દૃઢ કરાવવા માટે અનેક વચનામૃતોમાં સંદિગ્ધ શબ્દો મૂકી દીધા છે. પરંતુ તે શબ્દો સત્પુરુષના પ્રસંગ વગર સમજાતા નથી." *

* 'આવી ભગવત્ સ્વરૂપ સંબંધી જે વાર્તા તે તો શાસ્ત્રમાંથી પણ પોતાની મેળે સમજાય નહિ અને સદ્ગ્રંથોમાં આવી વાર્તા તો હોય પણ જ્યારે સત્પુરુષ પ્રગટ થાય છે ત્યારે તેમના મુખ થકી જ વાત સમજ્યામાં આવે છે પણ પોતાના બુદ્ધિબળે કરીને સદ્ગ્રંથો માંથી પણ સમજાતી નથી.' ગ. પ્ર. ૬૬

"શ્રીજી મહારાજ સર્વોપરી અક્ષરધામના અધિપતિ છે. એટલે જ્યાં જ્યાં વચનામૃતમાં ભગવાનના ધામની વાત આવે છે ત્યાં વૈકુંઠ અને ગોલોકથી પોતાનું અક્ષરધામ મહારાજે જુદુ પાડ્યું છે. તે ધામના સુખનું વર્ણન કરતાં મહારાજ કહે છે, 'પશુના સુખથી મનુષ્યનું સુખ અધિક છે અને તે કરતાં રાજાનું સુખ અધિક છે અને તેથી દેવતાનું સુખ અધિક છે અને તેથી ઇંદ્રનું અધિક છે ને તેથી બૃહસ્પતિનું અને તેથી બ્રહ્માનું અને તેથી વૈકુંઠ લોકનું અને તેથી ગોલોકનું સુખ તે અધિક છે અને તેથી ભગવાનના અક્ષરધામનું સુખ અતિ અધિક છે ?"

"સત્સંગિજીવન, હરિલીલામૃત, ભક્તચિંતામણી, સ્વામીની વાતુ વગેરે તમામ ગ્રંથમાં અનુભવી સંતોએ મહારાજના શ્રીમુખની વાણી સાંભળી, મહારાજના સર્વોપરી સ્વરૂપના સ્પષ્ટ શબ્દો નાખ્યા છે. તે સમજી વિચારી આપણે સ્વરૂપનિષ્ઠા દૃઢ કરવાની છે. માટે જ સત્શાસ્ત્રોમાં સ્વરૂપનિષ્ઠાને મહત્વનું સ્થાન આપ્યું છે. "

"સ્વરૂપનિષ્ઠા હશે તો જ જ્ઞાન, વૈરાગ્ય અને ભકિત ઉદય થશે, નહિ તો ગમે તેટલા જ્ઞાન, વૈરાગ્ય હશે તો પણ નાશ પામી જશે. એટલે આ જ્ઞાનમાં ઊંડા ઊતરી શ્રીજી મહારાજની સર્વોપરી સ્વરૂપનિષ્ઠા દૃઢ કરવી.'' અતિ સ્પષ્ટ અને શુધ્ધ સ્વરૂપનિષ્ઠાની વાતોના સ્વામીશ્રીના શબ્દો નંદા સાહેબના અંતરમાં પેસી ગયા. નાના સાહેબ પણ સ્વામીશ્રીના પ્રસંગથી ભકિતભાવના અંતરંગ રંગથી રંગાઈ ગયા.

## નડિયાદમાં અદ્ભુત પારાયણ

એજ અરસામાં નડિયાદમાં મણીભાઈ ઠાકર તરફથી સંતરામના મંદિરમાં સત્સંગિજીવનની કથા કરવાનું નક્કી કર્યું હતું. સ્વામીશ્રીના પ્રસંગથી મુક્તરાજ મણીભાઈના જીવનમાં અદ્ભુત પરિવર્તન થયું હતું. સ્વામીશ્રી પ્રત્યે તેમને શરૂઆતમાં

સ્હેજ પણ ભાવ ન હતો. રામચંદ્રભાઈના ઘેર સ્વામીશ્રી પધારતા ત્યારે તેઓ ગુસ્સે થઇને તેમને કહેતાં, 'રામચંદ્ર! આ તારા સ્વામીની ઝોળી અને તુંબડાઓ હું બહાર ફેંકી દઈશ.' પરંતુ રામચંદ્રભાઈ શાંતિથી હસતા હસતા કહેતા, 'મોટાભાઇ! મારા સ્વામીની ઝોળી અને તુંબડા તમેજ તમારા ઘરમાં ટીંગાડશો. એવો વખત આવે ત્યારે સ્વામીશ્રીને મોટા જાણજો.' રામચંદ્રભાઈના આ શબ્દો સાચા પડવા લાગ્યા. ધીરે ધીરે સ્વામીશ્રીના દર્શન અને પ્રસંગથી મણીભાઈને તેમની મહત્તાનો ખ્યાલ આવી ગયો, અને સમજાતું ગયું કે વર્તમાન કાળે સમગ્ર સંપ્રદાયમાં સ્વામીશ્રી જેવા કોઈ સંત નથી. ધીરે ધીરે તેઓ સ્વામીશ્રીના આશ્રિત બની ગયા. છેવટે સ્વામીશ્રીની ઝોળી અને તુંબડા પોતાના ઘરમાં તેમણે જ ટીંગાડયા.

સ્વામીશ્રીએ નડિયાદમાં પંદર દિવસની કથા યોજવાનું તેમને કહ્યું અને તે આજ્ઞા તેમણે તત્કાળ ઝિલી. આ પ્રસંગ એવી ભવ્યતાથી ઉજવવાનું તેમણે નકકી કર્યું કે જેથી સૌ કોઇને સ્મૃતિ રહી જાય. એ ભાવનાથી તેમણે કથા સ્થાન તરીકે સંતરામના મંદિરની વિશાળ જગ્યા પસંદ કરી.

'એકાંતિક ધર્મની સિધ્ધિ અને સ્ત્રી પુરુષ મર્યાદા.

આ કથાના પ્રસંગોમાં સ્વામીશ્રીએ ખૂબજ મનનીય વાતો કરી. એકાંતિક ધર્મનું સ્પષ્ટ રહસ્ય સમજાવતાં કહ્યું, "એકાંતિક ધર્મની સિદ્ધિમાં મહારાજની આજ્ઞાનું યથાર્થ પાલન આવશ્યક છે. તેમાં જો સ્હેજ પણ ભંગ થાય તો ભ્રષ્ટ થઈ જવાય." તે ઉપર નારદ અને પર્વતના આખ્યાનની વિસ્તારપૂર્વક વાત કરતા સ્વામીશ્રીએ સમજાવ્યું:

"શ્રીજી મહારાજે એકાંતિક ધર્મની સિદ્ધિને અર્થે સંતો તથા હરિભક્તો અને સ્ત્રીઓ માટે જે જે નિયમો કહ્યા છે તે તેમ જ છે. તે મર્યાદાનું ઉલ્લંઘન કરીને જે વર્તે છે તે અંતે ભ્રષ્ટ થઇ

જાય છે. એટલે જ સ્ત્રીઓના કલ્યાણને અર્થે, સિદ્ધદશાવાળા સાધુઓ કે જેમને ' આ સ્ત્રી છે અને આ પુરુષ છે ' એવો ભેદ નથી, તે પણ જો સ્ત્રીઓને ઉપદેશ કરે તો અંતે ભ્રષ્ટ થઇ જાય છે.* તે ઉપર ઋષ્યશૃંગ ઋષિ તથા નારદ, પર્વત તથા સૌભરી આદિના દ્રષ્ટાંતો શાસ્ત્રોમાં પ્રસિધ્ધ છે. માટે:

तस्मान्मुमुक्षुर्मुक्तो वा मद्भक्तः क्वापि योषितः ।
प्रसंगं न प्रकुर्वीत सर्वथा स्वहिताय हि ॥ ३-६०-८०

અર્થ : 'માટે મુમુક્ષુ એવા મારા ભક્તોએ કદાપિ સ્ત્રીઓનો પ્રસંગ કરવો જ નહિ. એ વાત તમારા હિત માટે હું તમોને કહું છું.'

"અને જેવી રીતે સિદ્ધ સ્થિતિવાળા પુરુષો સ્ત્રીઓના પ્રસંગથી ભ્રષ્ટ થાય છે તે જ પ્રકારે એવી બ્રહ્મનિષ્ઠ સ્ત્રીઓ પણ પુરુષના પ્રસંગથી ભ્રષ્ટ થાય છે.[૧] તે ઉપર શુક્રાચાર્યની પુત્રી દેવયાની કે જેને કોઇપણ પુરુષમાં પ્રીતિ જ ન હતી, અને વિષયના

---

*मुक्तोऽपि पुरुषो यस्तु प्राप्तः सिद्धदशामिह ।
स्त्रीभ्यस्तेनापि भेतव्यमन्यथा पतितो भवेत् ॥ ३-६०-१

અર્થ : હે ભક્તજનો ! લોકમાં સિધ્ધદશાને પામેલ એવા મુક્તોએ પણ સ્ત્રીઓના પ્રસંગ થકી અતિશય ભય રાખવો અને જો તેવો ભય ન રાખે અને સ્ત્રીઓનો પ્રસંગ રાખે તો તે જરૂર ભ્રષ્ટ થઈ જાય.

अयं पुमानियं स्त्रीति भेददृष्टिर्न यस्य च ।
स्त्री सङ्गाद्भ्रश्यते सोऽपि ऋष्यशृङ्ग ऋषिर्यथा ॥
—સત્સંગિજીવન ૩-૬૦-૨

અર્થ : આ સ્ત્રી છે અને આ પુરુષ છે તેવા ભેદને ન જાણનાર અર્થાત્ એવી ભેદદ્રષ્ટિ જેને નથી તેવો સિધ્ધ પુરુષ પણ સ્ત્રીઓના પ્રસંગથી ભ્રષ્ટ થાય છે. જેવી રીતે ઋષ્યશૃંગ ઋષિ સ્ત્રીના પ્રસંગથી ભ્રષ્ટ થયા તેમ

[૧]नारीणां ब्रह्मनिष्ठानामपि पातित्य कृत्किल ।
निरीक्षणादिकं पुंसः स्त्रीभिस्त्याज्यं हि तत्ततः ॥ ३-६१-१

અર્થ : બ્રહ્મનિષ્ઠ એવી સ્ત્રીઓ પણ પુરુષના ફકત નિરીક્ષણ પ્રસંગથી જ ધર્મથી ભ્રષ્ટ થાય છે. માટે બ્રહ્મનિષ્ઠ સ્ત્રીઓએ પણ પુરુષને જોવાનો કે વાત કરવાના પ્રસંગનો સદા ત્યાગ કરવો એજ તેમના હિતમાં છે,

પ્રસંગની સદા અરુચિ વર્તતી હતી, તેને પણ કચના પ્રસંગથી વિષયમાં રાગ થયો અને અંતે બન્નેએ સામસામા શાપ દીધા. માટે જ શ્રીજી મહારાજે અત્યંત સ્પષ્ટતાપૂર્વક એકાંતિક ધર્મની સિદ્ધિ અર્થે નિષ્કામધર્મનું અધિકપણું કહી, આ પ્રમાણે સ્ત્રી–પુરુષની મર્યાદા બાંધી દીધી છે. વળી એ મર્યાદાનો ભંગ જે કરશે તે અંતે ભ્રષ્ટ થશે જ, એમ શાસ્ત્રોના દૃષ્ટાંત આપી સમજાવ્યું છે."

આ પ્રમાણે પંદર દિવસની કથાનો પ્રસંગ અદ્‌ભુત રીતે ઉજવાયો. સ્વામીશ્રીએ તથા શ્રીજીસ્વરૂપદાસજીએ કથા પ્રસંગમાં મહારાજના સિધ્ધાંતોનું સ્પષ્ટ આલેખન કર્યું. શ્રી યોગી મહારાજ અને નિર્ગુણદાસ સ્વામીએ પણ, રાત્રીની કથામાં 'સ્વામીની વાતુ' અને 'વચનામૃત'ના સુંદર રહસ્યો સૌને સમજાવ્યા. આ જ્ઞાન પ્રસંગથી નડિયાદની ભાવિક જનતાને અદ્‌ભુત આકર્ષણ થયું. મણીભાઇનો ઉત્સાહ ખૂબજ હતો. સ્વામીશ્રી તથા તેમના ભક્તોની સેવામાંજ લક્ષ્મીનો વ્યય કરવાનો તેમણે નિર્ધાર કર્યો હતો. એટલે છૂટથી દરેક પ્રકારની સેવામાં સૌ લાગી ગયા હતા. રોજ ભાતભાતની જૂદી જૂદી અનેક પ્રકારની મિષ્ટ રસોઇઓ થતી. રામચંદ્રભાઈ, ભાઇલાલભાઈ, ઘનશ્યામભાઈ, ડાકોરભાઈ, ઝવેરીલાલભાઇ, વિઠ્ઠલભાઇ બ્રહ્મભટ્ટ, ડૉ. ગોવર્ધનભાઈ બ્રહ્મભટ્ટ તથા ગોવર્ધનભાઇ બકોરભાઇ બ્રહ્મભટ્ટ વગેરે સૌની સેવામાં અખંડ હતા. ટૂંકમાં નડિયાદનું સમગ્ર સત્સંગ મંડળ આ પ્રસંગે સેવામાં ખડે પગે તત્પર હતું. સવાર સાંજ જુદાજુદા પ્રકારની રસોઇઓ, નાસ્તાઓ વગેરેથી ચારે તરફથી ખાદ્ય પદાર્થોની અતિવૃષ્ટિ થતી હોય તેમ જણાતું હતું. ધન્ય છે આ સત્સંગપ્રિય કુટુંબને, તેમની માહાત્મ્ય સહિત્ય ભક્તિને અને સેવાને! આ બધો પ્રતાપ જડભરત દશાવાળા મહામુક્તરાજ શ્રી રામચંદ્રભાઇનો હતો. તેમની ભક્તિનિષ્ઠા અને સેવાથી સ્વામીશ્રી તેમને આજે વશ વર્તતા હતા!

પૂર્ણાહુતિને દિવસે કથાની સમાપ્તિ પછી શ્રીનગરથી તથા દેશાંતરથી આવેલા વિદ્વાન હરિભક્તોના તથા નડિયાદના અગ્રગણ્ય નાગરિકોના 'આ કથા પ્રસંગ અને સ્વામીશ્રીનો અદ્દ્ભુત પ્રતાપ' તે ઉપર મનનીય પ્રવચનો થયા.

સ્વામિનારાયણ ભગવાનનો પારમાર્થિક રેલો સ્વામીશ્રીએ ચાલુ રાખ્યો છે.

પ્રથમ તો નડિયાદના અગ્રગણ્ય રાજકીય કાર્યકર્તા અને મુંબઈની 'લેજીસ્લેટીવ કાઉન્સીલ'ના ભૂતપૂર્વ સભ્ય શ્રી દાદુભાઇ દેસાઇએ પ્રવચન કરતા પ્રથમ આ સંપ્રદાયની મહત્તા ઉપર વાત કરી અને પછી કહ્યું, "હું છાતી ઠોકીને કહી શકું છું કે જે પારમાર્થિક રેલો યા પ્રવાહ સ્વામિનારાયણે પોતે સ્થાપ્યો અને તેમના નંદ સાધુઓએ જગતમાં પ્રવર્તાવ્યો તે જ રેલો, આ સંપ્રદાયની જો કોઈપણ મહાન વ્યક્તિએ ત્યારપછી ચાલુ રાખ્યો હોય તો તે આપણી સામે જે હાલ બિરાજે છે, તે પરમ પૂજ્ય સ્વામીશ્રીએ જ ચાલુ રાખ્યો છે. સ્વામીશ્રીનો મને છેલ્લા ત્રીસ વર્ષથી પરિચય છે અને તેમના સંબંધથી હું એટલું તો જાણી શક્યો છું કે તેઓશ્રી એક અતિ મહાન પુરુષ છે. સ્વામિનારાયણનું નામ રાખનાર તેમના એ મહા યોગી સંત છે......... "

ત્યારબાદ નડિયાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ અને નડિયાદના નામાંકિત વકીલ રાવબહાદુર મોમાભાઈ શાહે તેમના પ્રવચનમાં જણાવ્યું, 'આ સંપ્રદાયનું રહસ્ય અને તેના ઊંડા તત્વજ્ઞાનની જે શુધ્ધ સમજણ, સ્વામીશ્રીએ આ કથા પ્રસંગમાં આપી છે, તેથી જ મને તો આ સંપ્રદાયની અને સંપ્રદાયના મહાન સંત સ્વામીશ્રી વિષે અદ્દ્ભુત છાપ પડી છે. સ્વામીશ્રી એક અલૌકિક પુરુષ છે. તેમના દ્વારા સ્વામિનારાયણ ભગવાન અનેકને દિવ્ય અનુભવ કરાવે છે.

* આ પ્રસંગે સંતરામ મંદિરના મહંત શ્રી જાનકીદાસ સ્વામીશ્રીના દર્શને આવ્યા હતા. નારણજી મહારાજે આ પ્રસંગે સંતરામની ગાદીના મૂળ સ્થાપકને શ્રીજી મહારાજના દર્શન થયા હતા, તે ઈતિહાસ કહ્યો હતો.

આવા અનુભવ અનેક આબાલવૃધ્ધ સ્ત્રી-પુરુષોને થાય છે, તેમ મેં સાંભળ્યું હતું અને અત્રે પ્રત્યક્ષ જોયું પણ છે. સ્વામીશ્રીના પ્રતાપથી અનેક વિદ્વાનો, સુધરેલાઓ તેમની પાછળ ગાંડા થઈને ફરે છે.'

પછી ભિલારાના ઠાકોર સાહેબ શ્રી હરિસિંહજી રાઠોડે, શ્રીજી મહારાજે તેમને ભિલારામાં પારાયણ દરમ્યાન, રાત્રે દિવ્ય દર્શન જાગૃત અવસ્થામાં આપ્યા અને ભગવાન સ્વામિનારાયણ આજે તેમના દ્વારા પ્રગટ બિરાજમાન છે તે પ્રતીતિ તેમને કરાવી, તે વાત સભા સમક્ષ કરી, સ્વામીશ્રીના અલૌકિક પ્રતાપની સૌને ઝાંખી કરાવી.

શ્રીનગરના વિદ્વાન શાસ્ત્રી વિશ્વનાથભાઈ આ પ્રસંગે આવ્યા હતા. તેમણે સ્વામીશ્રીના અદ્‌ભુત મહિમાની વાત કરતાં જણાવ્યું, 'સ્વામીશ્રી એક મહાન દૈવી પુરુષ છે એ હું જાણું છું. એક મહાત્માના પ્રસંગોપાત પ્રસંગથી મને પણ તેમના તરફ અદ્‌ભુત આકર્ષણ થયું છે. આવા બ્રહ્મરૂપ ગુરુ પાસે જવામાં દેહાભિમાન રાખવું જોઈએ નહિ. તેમની દિવ્યવાણીનું શ્રદ્ધાપૂર્વક શ્રવણ અને તે મુજબનું વર્તન એ જ મુમુક્ષુને સાધનાની સિદ્ધિનો એક માત્ર માર્ગ છે."

સ્વામીશ્રીના શ્રદ્ધાપૂર્વકના સેવનથી દરેક મુમુક્ષુની અશાંતિ દૂર થાય છે અને આત્મદર્શનના પંથે આગળ વધે છે. સાંખ્ય શાસ્ત્રના પ્રણેતા કપિલ મુનિએ કહ્યું છે, ' ખાણમાંનો હિરો ક્રમે ક્રમે ઉત્ક્રાંતિ[1] પામતો લાખ વર્ષે ઇંદ્રપદવિને પામે છે. જો જડ પ્રકૃતિના હિરાને લાખ વર્ષ પછી ઇંદ્ર પદવિ પ્રાપ્ત થતી હોય તો, ચૈતન્ય પ્રકૃતિનો જીવ આ સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ સત્પુરુષના સંબંધે તત્કાળ બ્રહ્મસ્થિતિ પ્રાપ્ત કરે તેમાં શી નવાઈ ?.......સ્વામીશ્રી એક કાળાવિચ્છિન્ન અનેક કાર્યો હાથ ધરી શકે છે. મોટા મોટા

1. Theory of Evolution.

શિખરબદ્ધ મંદિરોનું નિર્માણ કરવું, કથાવાર્તા, ભક્તિરસના પ્રસંગો, પારાયણો વગેરે પ્રવૃત્તિ જો કે હમણાં સૂક્ષ્મ જણાય છે, પણ ભવિષ્યમાં મોટું સ્વરૂપ ધારણ કરશે. તેમની આવી ઉચ્ચ ભગવત્ સ્વરૂપ સ્થિતિથી તેમના સંબંધમાં આવેલા ભક્તોને સામાન્ય ન કહેવાય. તેઓ તો ઉચ્ચ સંસ્કારી મુક્તો છે. મારી તો સર્વને પ્રાર્થના છે કે ભગવાને આજે આપણને ગુજરાતના આંગણે આવું અતિ અણમોલું રત્ન આપ્યું છે તો તેમના સંબંધનો લાભ લઈ સદ્ય સૌએ મોક્ષ પ્રાપ્તિ કરી લેવી.''

આ પ્રમાણે નડિયાદમાં કથાની સમાપ્તિ અતિ ધામધૂમથી થઈ.

**ધામમાં તેડી જવા હું પોતે આવીશ**

મણીભાઈ કૃત કૃત્ય થઈ ગયા. સ્વામીશ્રી અને સંતોને તેમણે પોતાને ઘેર ઉલ્લાસપૂર્વક પધરાવ્યા. સ્વામીશ્રીએ તેમને કોલ આપ્યો 'અંત સમયે ધામમાં તેડી જવા હું પોતે આવીશ.'

**આપ ભક્તના ભાવ ને વશ છો**

સ્વામીશ્રી તથા યોગીજી મહારાજ અટલાદરાથી નીકળી સારંગપુર પધાર્યા અને ત્યાં એક બે દિવસ રહી ત્યાંથી મોજીદડ જવા માટે નીકળ્યા. બોટાદ સ્ટેશને આવ્યા પણ ગાડી ઉપડી ગઈ. એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'અહીંથી આપણે જસદણ જઈએ અને ત્યાં એક રાત રોકાઈને કાલે મોજીદડ જઈશું.' એ પ્રમાણે નક્કી કરી સ્વામીશ્રી સંતો સાથે જસદણ તરફ જવાની ગાડીમાં બેઠા.

જસદણમાં રાજકોટના કરસનદાસ ખીમજીભાઈ ગણાત્રા* રહેતા હતા. સ્વામીશ્રી પ્રત્યે અત્યંત હેતવાળા આ યુવાન ભક્તરાજ અને તેમના પત્ની જાણે સ્વામીશ્રી માટે જ જીવન જીવતાં હોય તેમ 'આજ સ્વામીબાપા કદાચ આવે માટે કાંઈક સારું જમવાનું

* શ્રીકૃષ્ણજી મહારાજના અત્યંત કૃપાપાત્ર શ્રી ખીમજીભાઈને અદાશ્રીના આશીર્વાદથી બે પુત્રો લક્ષ્મીદાસ તથા કરસનદાસ અને એક પુત્રીનો જન્મ થયો હતો. લક્ષ્મીદાસભાઈ તથા કરસનદાસભાઈ સ્વામીશ્રી પ્રત્યે પણ અનન્ય ભક્તિભાવથી જોડાયાં હોવાથી, સ્વામીશ્રીની તેમના ઉપર સદા દૃષ્ટિ રહેતી.

બનાવો.' એમ નિત્ય સ્વામીશ્રીના જ આલોચમાં જીવન વ્યતીત કરતા. તેમના આ નિત્ય સ્મરણથી, સ્વામીશ્રી તેમના સંકલ્પો કોઇ કોઇ વાર પૂરા કરતા અને જસદણ પધારતા. બરાબર આગલી રાત્રે જ તેમના પત્નીને સ્વામીશ્રીએ સ્વપ્નમાં દર્શન દીધાં અને કહ્યું, ' અમો સવારે તમારે ત્યાં આવીએ છીએ. ' તેમણે સવારે ઊઠીને વાત કરી, 'સ્વામીબાપાએ આજે સ્વપ્નમાં દર્શન દીધાં છે અને આજે હમણાં પધારશે માટે દૂધ મંગાવો તો દૂધપાક કરીએ.' તેમની આ વાત સાંભળી કરસનદાસ હસ્યા પરંતુ તેમના પત્નીએ કહ્યું, ' જરૂર સ્વામી બાપા આજે પધારશે જ. '

છેવટે દૂધ મંગાવ્યું અને દૂધપાક, પૂરી, પાત્રા વગેરેની રસોઇ બનાવી. રસોઈ તૈયાર થઇ એટલામાં સ્વામીશ્રી, યોગીજી મહારાજ અને બે સંતો પધાર્યા. કરસનદાસ તો દિંગમૂઢ બની ગયા અને જોઈ રહ્યા કે આ સ્વપ્નું તો નથી ને ! પરંતુ હર્ષમાં અને હર્ષમાં જાગ્રત કે સ્વપ્ન અવસ્થાનું ભાન ભૂલી ગએલા કરસનદાસ જ્યારે સ્વામીશ્રી પાસે દંડવત્ કરીને બેઠા ત્યારે સ્વામીશ્રીએ હસતા હસતા તેમને કહ્યું, ' અમારે તો મોજીદડ જવું હતું પણ ગાડી ચૂકી ગયા. પછી એમ થયું કે ચાલો જસદણ જઇએ. ' કરસનદાસે હાથ જોડી કહ્યું, ' બાપા ! આપને તો મોજીદડ કે જસદણ કાંઈ પણ નથી. આપ તો ભક્તના ભાવને વશ થઇ તે જ્યાં ખેંચે છે, ત્યાં પધારો છો. અમને ગઈ કાલે રાત્રે જ આપે દર્શન દીધા અને અત્યારના પધારવાના છો એમ કહ્યું, તેથી તો રસોઇ પણ તૈયાર રાખી છે. ' ·

ફક્ત એક જ માસ પહેલા પોતાને ઘેર ' સ્વામીની વાતુ'ની પારાયણ કરાવી, સ્વામીશ્રી તથા યોગીજી મહારાજ તથા સૌરાષ્ટ્રના સત્સંગ મંડળને પોતાને આંગણે તેડાવી સેવા સમાગમનો લાભ કરસનદાસે લીધો હતો. છતાં જાણે એ જોગ અખંડ રહે એવી સદા અતૃપ્ત સેવતા કરસનદાસ, સદા સેવા સમાગમના સંકલ્પ કરતા .અને સ્વામીશ્રી તેમનો એવો ભાવ જોઇ એ સંકલ્પ પૂરા પણ કરતા. ભક્તોના ભાવને પોષવા સ્વામીશ્રી ભક્તોના આવા અનેક સંકલ્પો

પૂરા કરતા અને સૌને આશ્ચર્ય થતું કે ગુજરાતમાં વિચરતા સ્વામીશ્રી અચાનક અહીં ક્યાંથી ? એવી જ રીતે ગુજરાતના હરિભક્તોને પણ થતું કે સૌરાષ્ટ્રમાં વિચરતા સ્વામીશ્રી અચાનક અહીં ક્યાંથી ? પરંતુ સ્વામીશ્રીના સર્વ વ્યાપક સ્વરૂપને જાણનાર આ હરિભક્તો તો કેવળ સ્વામીશ્રીના દર્શનના જ પ્યાસી હતા. એટલે આવા પ્રસંગે દર્શન, સેવા, સમાગમનો અલભ્ય લાભ લઈ આનંદ માનતા.

આજ અરસામાં કરસનદાસભાઈના મોટાભાઈ શ્રી લક્ષ્મીદાસ ગણાત્રાને નોકરીમાંથી છૂટા કરવામાં આવે છે તેવો તાર મળ્યો. સ્વામીશ્રીને તેમણે આ વાત કરી એટલે સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું ' જેટલો તમને પગાર મળે છે તેટલા પગારવાળા નોકરો તમે રાખશો. મહારાજની કૃપાથી મોટા શેઠ થઇ જાશો. ' આ આશીર્વાદથી લક્ષ્મીદાસભાઇને નોકરી ગયાની ગ્લાનિ ટળી ગઇ. ત્યાર બાદ સ્વતંત્ર ધંધામાં તેમને ખૂબજ લાભ થયો. હાલ એક અગ્રગણ્ય વેપારી તરીકે તેમની ગણના થાય છે. સ્વામીશ્રીના આશીર્વાદનો આ પ્રતાપ છે તેમ તેઓ માને છે અને સત્સંગની અપાર સેવા કરી રહ્યા છે.

× × ×

**અટલાદરા મંદિરનું ખાત મુહૂર્ત**

ફાગણ વદી ૧૦ ને દિવસે અટલાદરામાં મંદિરનું ખાત મુહૂર્ત હતું. તે પ્રસંગે સ્વામીશ્રી તથા યોગીજી મહારાજ, નિર્ગુણદાસ સ્વામી, અક્ષર પુરુષોત્તમદાસજી વગેરે અટલાદરા પધાર્યા. નારણજી મહારાજ પણ ખાસ આ પ્રસંગ માટે આવ્યા હતા. કાનમ, વાકળ, તથા ચરોત્તરના હરિભક્તો આ પ્રસંગે ખાસ આવ્યા હતા. એટલે ખાત મુહૂર્તનો સમૈયો સુંદર ઉજવાયો. સ્વામીશ્રી કૃતનિશ્ચયી હતા અને તેથીજ કોઇ કામ ઉપાડે તેને સર્વાંગ સંપૂર્ણ કરી દેતા. તેઓ ઘણી વખત આ સિધ્ધાંત ઉપર ભર્તૃહરિનો શ્લોક બોલતા :



प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारभ्य विघ्नविहिता विरमन्ति मध्याः ।
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः
प्रारभ्यमुत्तमजना न परित्यजन्ति ॥*

× × ×

**વૈડામાં સ્નાન**

સ્વામીશ્રી, સંતહરિભક્તોનું તમામ મંડળ તથા નડિયાદના હરિભક્તોને લઈને ચિત્રાસર પધાર્યા. અહીં રહુ, નાયકા પુરુષોત્તમપુરા, શ્રીજીપુરા વગેરે ગામોના હરિભક્તો પણ સ્વામીશ્રીના દર્શને આવ્યા. ચિત્રાસરમાં સ્વામીશ્રી પધારતા સમૈયો થઈ ગયો.

સ્વામીશ્રી સાંજે સભા કરીને બિરાજમાન થયા હતા. એટલામાં રાણપુરથી નાગરદાસ ચૌહાણ ગોંડળ જતાં વઢવાણથી ભૂલથી અમદાવાદની ગાડીમાં બેસી ગયા અને અમદાવાદ આવ્યા. સ્વામીશ્રી ચિત્રાસર પધાર્યા છે એવા સમાચાર અહીંથી મળતા, તેઓ ચિત્રાસર આવ્યા. ઘેરથી ઉપેક્ષિત થએલા આ યુવાન ભક્તને સ્વામીશ્રી સિવાય કોઈ સહારો ન હતો. સ્વામીશ્રીના દર્શન કરતાં જ તેઓ સ્વામીશ્રીના ચરણકમળ પકડી ચોધાર આંસુએ રડી પડયા. સર્વેશ્વર સ્વામીશ્રીએ તેમના અંતરની વ્યથા જાણી લીધી. તુરતજ સ્વામીશ્રીએ પાસે બેઠેલા શ્રીનગરના મુક્તરાજ અર્જુનભાઈને કહ્યું, 'આ નાગરદાસને તમારે ઘેર રાખજો.' એમ કહી નાગરદાસને કહ્યું, 'આજથી આ અર્જુનભાઇ તમારા સાચા સગા. માટે તેમની આજ્ઞામાં રહેજો.' એમ કહી ભંડારી સાધુને તેમને જમાડવાની આજ્ઞા કરી.

ત્યારબાદ સ્વામીશ્રી સભામાં વાતો કરવા લાગ્યા. તે વખતે એક મોટો સર્પ ઝાડ ઉપરથી નીચે પડયો અને સડસડાટ સભા તરફ

* અર્થ : આરંભેલું કાર્ય વિઘ્નના ભયથી જે મૂકી દે છે તે કનિષ્ટ પુરુષ છે. આરંભેલું કાર્ય વિઘ્નો આવવાથી અર્ધું કરીને જે છોડી દે છે તે મધ્યમ પુરુષ છે અને વિઘ્નોના પહાડોના પહાડ વારંવાર આવે છતાં પણ આરંભેલું કાર્ય પૂરું કરીને જ જે વિરમે છે તે ઉત્તમ પુરુષ છે.

દોડયો. સભા આખી એકદમ ઊભી થઇ ગઇ. પરંતુ સ્વામીશ્રીએ સૌને કહ્યું, "તમો ગભરાશો નહિ. એ સર્પ કોઇને કરડશે નહિ." ત્યાં તો એ સર્પ સ્વામીશ્રીના ઢોલિયા ઉપર ચઢયો. સૌ ફફડતા હૈયે આ જોઇ રહ્યા. પરંતુ સ્વામીશ્રી તો આ સર્પ ઉપર પોતાનો હાથ ફેરવતા થોડીવારે બોલ્યા, 'હવે જાઓ.' એમ કહ્યું એટલે સર્પ એકદમ નીચે ઉતરી ગયો. પછી સડસડાટ કરતો ક્યાં ચાલ્યો ગયો તેની કોઇને ખબર પડી નહિ.

બીજે દિવસે સ્વામીશ્રી ઘોડી ઉપર બેસી સર્વ સંત અને હરિભક્તોના મંડળ લઇને, વૌઠા સાત નદીનું જ્યાં સંગમ થાય છે ત્યાં નહાવા પધાર્યા. સ્વામીશ્રીની પાછળ પાછળ સૌ કીર્તન ગાતા જતા હતા. બરાબર તે જ વખતે સારંગપુરમાં મુક્તાત્મા શ્રી મણીબાને ઠાકોરજી સન્મુખ સમાધિ થઇ હતી અને સ્વામીશ્રી ઘોડી ઉપર બેસી જતા હતા અને પાછળ સંત–હરિભક્તોનું મંડળ કીર્તન ગાતા ગાતા જતું હતું, એવા સાક્ષાત્ દર્શન થયા!

શાસ્ત્રજ્ઞો કે પંડિતોનો આ માર્ગ નથી

ચૈત્રી પૂનમના સમૈયા ઉપર મુંબઈ મંડળ પણ આવ્યું હતું. સમૈયા પછી બીજે દિવસે સ્વામીશ્રી સાથે અમો બધા કોયલી ગયા. માધવભાઇનો અત્યંત આગ્રહ હતો. અત્રે અમો એકજ દિવસ રોકાયા. મુક્તરાજ માધવભાઇનો અપૂર્વ ભાવ અને પ્રગટ સ્વરૂપની દઢ નિષ્ઠા જોઈ, અત્રે સ્વામીશ્રીએ ખૂબજ મનનીય વાતો કરી, સૌને બ્રહ્માનંદના સુખનો અનુભવ કરાવ્યો.

રાત્રીની સભામાં ગ. મ. ૧૩–૧૪ વંચાવીને સ્વામીશ્રીએ વાત કરી, "ઇંદ્રિયો. અંતઃકરણની વૃત્તિઓ લીન થઈને હૃદયાકાશમાં બિરાજે ત્યારે સંપૂર્ણ સ્થિતિ થઈ કહેવાય. પરંતુ ભગવાનની ઇચ્છાએ કરીને કોઈ વખત વૃત્તિઓ લીન ન પણ થાય. તેથી કરીને એ ભક્તમાં કચાશ હોય તેમ માનવું નહિ. વળી કોઈ વખત ભક્તની

કચાશને અંગે પણ વૃત્તિઓ લીન ન થાય. એ વખતે એ ભક્તે પોતામાં રહેલી કચાશને દૂર કરી સ્થિતિ કરવા પ્રયત્ન કરવો."

"કૃપાનંદ સ્વામી, સ્વરૂપાનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી, બ્રહ્માનંદ સ્વામી વગેરેની આવી સ્થિતિ કહેવાય. ભગતજી મહારાજ પણ વાતો કરતા કરતા કોઈ વખત વૃત્તિઓ હૃદયાકાશમાં લીન કરી દેતાં. પછી વૃત્તિ આંખમાં, પગમાં કે હાથમાં સ્થિર કરી દેતા. એ વખતે હાથપગ લાકડાં જેવા થઈ જતા. આ સ્થિતિ અમે નજરે જોઈ છે."

એટલી વાત સ્વામીશ્રીએ કરી એટલે મેં પૂછયું 'શાસ્ત્રજ્ઞો અને પંડિતોને શાસ્ત્રની જ આ વાત કેમ સમજાતી નહિ હોય?' ત્યારે સ્વામીશ્રીએ ઉત્તર કર્યો, "શાસ્ત્રવાદીઓ તથા પંડિતોને આ વાત નથી સમજાતી તેનું કારણ એ છે કે શાસ્ત્રોમાં જુદી જુદી વાતો અને જુદા જુદા શબ્દો લખ્યા હોય, એટલે શાસ્ત્રવાદીઓ તર્ક કર્યા કરે. શાસ્ત્રજ્ઞો કે પંડિતો આ માર્ગે ચાલી શકે નહિ. તેથીજ સ્વામીએ પણ વાતુમાં કહ્યું છે, 'દશ શાસ્ત્રી વડોદરાના કે દશ શાસ્ત્રી કાશીના બોલાવો તો પણ આ પ્રસંગ નિસરે નહિ.' માટે સત્પુરુષના વચનમાં વિશ્વાસ એ જ એક મોટું સાધન છે."

"ઉપાસના વગર આત્માને દેખવો તે તો થાય જ નહિ. માટે ભગવાનના પ્રગટ સ્વરૂપનું ધ્યાન, ભજન કરવાથી જ આત્મા દેખાય છે અને સ્થિતિ થાય છે. એક જૈન સાધુએ ૪૦ વર્ષ સુધી ધ્યાન કર્યું પણ પોતાની સ્થિતિમાં ફેર પડયો નહિ. માટે જ્યાં સુધી પ્રત્યક્ષ સ્વરૂપને વિષે નિષ્ઠા ન થાય અને એ સ્વરૂપને વિષે સંપૂર્ણ દિવ્યભાવ દૃઢ ન થાય, ત્યાં સુધી આત્માને દેખવો એ આકાશને સો વર્ષ સુધી ચાટવા જેવું છે."

એટલી વાત કરીને પછી નારાયણસ્વામી પાસે ભક્તચિંતામણીનું છેલ્લું પ્રકરણ વંચાવ્યું અને તે ઉપર સ્વામીશ્રીએ પ્રગટ

સ્વરૂપ ઓળખી, તેમને શરણે જવાની ખૂબ જ અલૌકિક વાત કરી.

પરશુરામના દર્શન કરી લેજો

કોયલીથી બીજે દિવસે નીકળી અમો સ્વામીશ્રી સાથે અટલાદરા ગયા. અહીં સંતો માટેની ધર્મશાળાના પાયા ખોદવાના હતા. સ્વામીશ્રી પોતે ધોતિયાનો કછોટો મારી ખભે કોદાળી લઈ તૈયાર થઈ ગયા અને સૌને હાકલ કરી.

'ચાલો પાયા ખોદવા.' રામચંદ્રભાઈએ સ્વામીશ્રીના આ દિવ્ય સ્વરૂપનું દર્શન અમોને કરાવતા કહ્યું, 'પરશુરામ અવતાર ન જોયો હોય તો દર્શન કરી લેજો.' આટલી વૃદ્ધ વયે પણ યુવાનને શરમાવે એવી કાર્યશક્તિ દર્શાવતા સ્વામીશ્રી, અક્ષર પુરુષોત્તમ મહારાજનો મહિમા, પોતે તે યુગલ સ્વરૂપની સેવા જાતે કરીને, સૌને સમજાવતા હતા. આવી અપૂર્વ સેવાનો આ લાભ અમોએ લીધો. સાંજના અવકાશના સમયે નિર્ગુણદાસ સ્વામી પાસે અમો બેઠા ત્યારે કથા પ્રસંગે ઘણી વાતો તેમણે કરી અને છેવટે એટલું કહ્યું, 'જોગી મહારાજને ઓળખી લેજો, ઓળખાય તેવા સાધુ નથી.' આ મર્મનું રહસ્ય તેમની કૃપાથી અમારા અંતરમાં ઉતરી ગયું. તે જ રાત્રે મુંબઈનું મંડળ મુંબઈ તરફ રવાના થયું. હું તથા ચંદ્રકાન્ત બન્ને રોકાયા – સ્વામીશ્રીના સમાગમનો લાભ લેવા – સાથે ફરવા.

× × ×

તમે ધામધૂમથી લગ્ન કરજો

ચૈત્ર સુદ ૧ ઉપર સ્વામીશ્રી એકાએક સારંગપુર પધાર્યા. સૌને આશ્ચર્ય થયું કે બે દિવસ અગાઉ જ સ્વામીશ્રીનો પત્ર હતો, 'હાલ મારાથી સારંગપુર આવી શકાશે નહિ.' પરંતુ આ જ તીથિએ હકાભાઈના લગ્ન હતા. વાઘાખાચરના પ્રપૌત્ર અને સ્વામીશ્રીના ખૂબ જ કૃપાપાત્ર રૂખડ ખાચરના પુત્ર હકાભાઈ ઉપર

સ્વામીશ્રીને અત્યંત ભાવ હતો. રૂખડ ખાચરે સ્વામીશ્રીનો શિરસાટાનો પક્ષ રાખ્યો હતો. આ સંબંધથી સ્વામીશ્રીએ હુકા ખાચર સાથેનો સંબંધ અતિ ઘનિષ્ટ કરી રાખ્યો હતો. હુકા ખાચર પણ સ્વામીશ્રીજ પોતાનું સર્વસ્વ છે, એમ સદા માની, સ્વામીશ્રીની તથા મંદિરની તમામ પ્રકારની સેવામાં એકનિષ્ઠાથી જોડાઈ ગયા હતા. તેમના લગ્ન પ્રસંગે સ્વામીશ્રી નહિ આવી શકે તેવા સમાચાર તેમને મળ્યા ત્યારે તેમની ઉદાસીનતાનો પાર ન રહ્યો. સ્વામીશ્રી વિષે पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान ।* એવો ભાવ તેમને હતો. તેમનો આ પ્રસંગ તો વ્યાવહારિક હતો. પરંતુ તેમાં મુદ્દો જ સ્વામીશ્રીના દર્શન અને આશીર્વાદનો હતો. આ સમાચારથી તેમનો ઉત્સાહ ભાંગી ગયો છતાં મનોમન તેમણે સ્વામીશ્રીને ખૂબ જ પ્રાર્થના કરી, 'દયાળુ ! આપ તો સ્વતંત્ર છો, વળી અનેકના છો તેથી મારા જેવા એક નાના સેવકના આવા અતિ સામાન્ય પ્રસંગમાં આપને તકલીફ આપી તેડાવવા એ અણછાજતું છે. છતાં આપના દર્શન અને આશીર્વાદ વગર નહિ જ રહી શકાય.' તેમને ઉત્સાહભંગ થયેલા જોઈ, તેમના માતુશ્રીને પણ આ પ્રસંગની મહત્તા ઓછી થઈ ગઈ.

તે જ રાત્રે બે વાગે સ્વામીશ્રીએ તેમના માતુશ્રીને દર્શન દીધા અને કહ્યું, 'સવારે અમે હુકાભાઈના લગ્ન પ્રસંગે આવીએ છીએ. તમે ધામધૂમથી લગ્ન કરજો.' આ દર્શનથી તેઓ જાગી ગયા. તેમના આનંદનો પાર ન રહ્યો. તેમણે હુકાભાઈને જગાડયા અને કહ્યું, 'સ્વામી જરૂર સવારના પધારશે.' હુકાભાઈને આ સાંભળી આનંદ થયો અને સવારની પ્રતિક્ષા તે જ ક્ષણથી તેઓ કરવા લાગ્યા.

સ્વામીશ્રી તથા યોગીજી મહારાજ સવારે પધાર્યા. હુકાભાઈના આનંદનો પાર ન રહ્યો. તેમને થયું કે 'મારી પ્રાર્થના દયાળુએ

* સ્થાવરજંગમ લોકના આપ પિતા છો અને પૂજ્ય છો, ગુરુ છો, મોટામા મોટા છો.
—ભગવદ્‌ગીતા ૧૧-૪૩.

દયા કરી સાંભળી ખરી.' સ્વામીશ્રીને દંડવત્ કર્યો. સ્વામીશ્રીએ પણ હસતા હસતા આશીર્વાદ આપ્યા અને કહ્યું,' ધોળકાવાળા રેવાશંકરભાઈને ધોળકા તેડી જવાનો બહુજ આગ્રહ હતો એટલે અમારે અહીં આવવું પડયું. હવે સાંજે ધોળકા જઈશું.' પરંતુ હકાભાઈ જાણતા હતા કે આ બધા તો બહાના છે. મારા માટે જ સ્વામીશ્રી પધાર્યા છે. તેમણે હાથ જોડી કહ્યું, "દયાળુ! મારા માતુશ્રીને આપે ગઈ રાત્રે જ દર્શન દઇ કહ્યું હતું ' અમો હકાભાઈના લગ્ન માટે જ ખાસ આવીએ છીએ." ત્યારે સ્વામીશ્રી હસ્યા અને કહ્યું, ' એ તો કાંઈ હું જાણતો નથી. ' પોતાના ભક્તના એક સંકલ્પ માત્રે જ, પોતે હાજર થઈ જતા, એવા આ ભક્તવત્સલ સ્વામીશ્રીની અપાર વ્યાપક શક્તિ સદા અણુમાપી જ રહી છે. હકાભાઈના કુટુંબમાં આનંદ અને ઉત્સાહના ઓઘ પૂરી, પોતાનાં સંબંધથી જ જીવનના ઉત્સાહમાં રાચતા હકાભાઈને આશીર્વાદ આપી, સ્વામીશ્રી તે જ સાંજે ધોળકા પધારી ગયા. ધન્ય છે એ ભક્તવત્સલ ઇષ્ટમૂર્તિ સ્વામીશ્રીને !

## મુંબઇમાં પ્રથમ સમૈયો

મુંબઈના સત્સંગના ઇતિહાસમાં સમૈયાનો પ્રથમ મંગલ અ સુભગ દિવસ જેઠ સુદ ૧૧ નો આવ્યો. જેઠ સુદ ૧૦ ને દિ સવારની ફાસ્ટમાં સ્વામીશ્રી, યોગીજી મહારાજ, નારાયણસ્વરૂપદા.. અક્ષરપુરુષોત્તમદાસજી, પુરુષોત્તમાનંદ બ્રહ્મચારી વગેરે ... મુંબઈના આંગણે પધાર્યા. નિર્ગુણદાસ સ્વામી તો બે ચાર દિવસ અગાઉથી જ પધાર્યા હતા.

સ્વામીશ્રી સંત મંડળ સાથે સીધા ગોવિંદ નિવાસમાં પધાર્યા. તેમના વિશાળ દિવાનખાનામાં હરિભક્તોની ઠઠ જામી હતી. સ્વામીશ્રીનું આસન, મશરૂના ગાદલા તથા ગાલમસુરીયા, રેશમી ઓછાડ વગેરે પાથરી, તૈયાર કર્યું હતું. સ્વામીશ્રીએ મારો હાથ પકડયો હતો. દીવાનખાનામાં દાખલ થતાં જ એક સાદા ગાદલા ઉપર તેઓ

સ્વામીશ્રીને અત્યંત ભાવ હતો. રૂખડ ખાચરે સ્વામીશ્રીનો શિરસાટાનો પક્ષ રાખ્યો હતો. આ સંબંધથી સ્વામીશ્રીએ હકા ખાચર સાથેનો સંબંધ અતિ ઘનિષ્ટ કરી રાખ્યો હતો. હુકા ખાચર પણ સ્વામીશ્રીજ પોતાનું સર્વસ્વ છે, એમ સદા માની, સ્વામીશ્રીની તથા મંદિરની તમામ પ્રકારની સેવામાં એકનિષ્ઠાથી જોડાઈ ગયા હતા. તેમના લગ્ન પ્રસંગે સ્વામીશ્રી નહિ આવી શકે તેવા સમાચાર તેમને મળ્યા ત્યારે તેમની ઉદાસીનતાનો પાર ન રહ્યો. સ્વામીશ્રી વિષે पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यस्य गुरुर्गरीयान् ।* એવો ભાવ તેમને હતો. તેમનો આ પ્રસંગ તો વ્યાવહારિક હતો. પરંતુ તેમાં મુદ્દો જ સ્વામીશ્રીના દર્શન અને આશીર્વાદનો હતો. આ સમાચારથી તેમનો ઉત્સાહ ભાંગી ગયો છતાં મનોમન તેમણે સ્વામીશ્રીને ખૂબ જ પ્રાર્થના કરી, 'દયાળુ ! આપ તો સ્વતંત્ર છો, વળી અનેકના છો તેથી મારા જેવા એક નાના સેવકના આવા અતિ સામાન્ય પ્રસંગમાં આપને તકલીફ આપી તેડાવવા એ અણુછાજતું છે. છતાં આપના દર્શન અને આશીર્વાદ વગર નહિ જ રહી શકાય.' તેમને ઉત્સાહભંગ થયેલા જોઈ, તેમના માતુશ્રીને પણ આ પ્રસંગની મહત્તા ઓછી થઈ ગઈ.

તે જ રાત્રે બે વાગે સ્વામીશ્રીએ તેમના માતુશ્રીને દર્શન દીધા અને કહ્યું, 'સવારે અમે હકાભાઈના લગ્ન પ્રસંગે આવીએ છીએ. તમે ધામધૂમથી લગ્ન કરજો.' આ દર્શનથી તેઓ જાગી ગયા. તેમના આનંદનો પાર ન રહ્યો. તેમણે હકાભાઈને જગાડયા અને કહ્યું, 'સ્વામી જરૂર સવારના પધારશે.' હકાભાઈને આ સાંભળી આનંદ થયો અને સવારની પ્રતિક્ષા તે જ ક્ષણથી તેઓ કરવા લાગ્યા.

સ્વામીશ્રી તથા યોગીજી મહારાજ સવારે પધાર્યા. હકાભાઈના આનંદનો પાર ન રહ્યો. તેમને થયું કે 'મારી પ્રાર્થના દયાળુએ

* સ્થાવરજંગમ લોકના આપ પિતા છો અને પૂજ્ય છો, ગુરુ છો, મોટામાં મોટા છો.
—ભગવદ્‌ગીતા ૧૧-૪૩.

દયા કરી સાંભળી ખરી.' સ્વામીશ્રીને દંડવત્ કર્યા. સ્વામીશ્રીએ પણ હસતા હસતા આશીર્વાદ આપ્યા અને કહ્યું,' ધોળકાવાળા રેવાશંકરભાઇને ધોળકા તેડી જવાનો બહુજ આગ્રહ હતો એટલે અમારે અહીં આવવું પડ્યું. હવે સાંજે ધોળકા જઈશું.' પરંતુ હકાભાઈ જાણતા હતા કે આ બધા તો અહાના છે. મારા માટે જ સ્વામીશ્રી પધાર્યા છે. તેમણે હાથ જોડી કહ્યુ, " દયાળુ ! મારા માતુશ્રીને આપે ગઈ રાત્રે જ દર્શન દઇ કહ્યું હતું ' અમો હકાભાઇના લગ્ન માટે જ ખાસ આવીએ છીએ. " ત્યારે સ્વામીશ્રી હસ્યા અને કહ્યું, ' એ તો કાંઈ હું જાણતો નથી. ' પોતાના ભક્તના એક સંકલ્પ માત્રે જ, પોતે હાજર થઈ જતા, એવા આ ભક્તવત્સલ સ્વામીશ્રીની અપાર વ્યાપક શક્તિ સદા અણમાપી જ રહી છે. હકાભાઇના કુટુંબમાં આનંદ અને ઉત્સાહના ઓઘ પૂરી, પોતાના સંબંધથી જ જીવનના ઉત્સાહમાં રાચતા હકાભાઈને આશીર્વાદ આપી, સ્વામીશ્રી તે જ સાંજે ધોળકા પધારી ગયા. ધન્ય છે એ ભક્તવત્સલ ઇષ્ટમૂર્તિ સ્વામીશ્રીને !

## મુંબઇમાં પ્રથમ સમૈયો

મુંબઇના સત્સંગના ઇતિહાસમાં સમૈયાનો પ્રથમ મંગલ અને સુભગ દિવસ જેઠ સુદ ૧૧ નો આવ્યો. જેઠ સુદ ૧૦ ને દિવસે સવારની ફાસ્ટમાં સ્વામીશ્રી, યોગીજી મહારાજ, નારાયણસ્વરૂપદાસજી, અક્ષરપુરુષોત્તમદાસજી, પુરુષોત્તમાનંદ બ્રહ્મચારી વગેરે સંતો મુંબઈના આંગણે પધાર્યા. નિર્ગુણદાસ સ્વામી તો બે ચાર દિવસ અગાઉથી જ પધાર્યા હતા.

સ્વામીશ્રી સંત મંડળ સાથે સીધા ગોવિંદ નિવાસમાં પધાર્યા. તેમના વિશાળ દિવાનખાનામાં હરિભક્તોની ઠઠ જામી હતી. સ્વામીશ્રીનું આસન, મશરૂના ગાદલા તથા ગાલમસુરીયા, રેશમી ઓછાડ વગેરે પાથરી, તૈયાર કર્યું હતું. સ્વામીશ્રીએ મારો હાથ પકડ્યો હતો. દીવાનખાનામાં દાખલ થતાં જ એક સાદા ગાદલા ઉપર

બેસવા જતા હતા એટલે મેં કહ્યું, 'બાપા! આપને માટે સામે આસન છે.' એટલે તેઓ ત્યાં પધાર્યા. ગાદલા ઉપર રેશમી ઓછાડ વગેરે રજોગુણી ઠાઠ જોઈ, પગ વતે એકદમ રેશમી ઓછાડ ખેંચી લીધો અને દૂર ફેંકી, તે ગાદલા ઉપર પોતાનું ભગવું વસ્ત્ર પોતે પાથરી દીધું. પછી ત્યાં બેસીને મને મીઠો ઠપકો આપતા હોય તેવા ભાવે કહ્યું, 'સાધુને વળી મશરૂના ગાદલા અને રેશમી ઓછાડ હોય ? સાધુના ધર્મ પળે અને સંપ્રદાયની પ્રથા જળવાય તેમ ગોઠવણ કરવી જોઇએ.' પછી તમામ સંતોએ પણ રેશમી ઓછાડ કાઢી નાખ્યા અને ભગવું વસ્ત્ર પાથરી તે ઉપર બિરાજ્યા.

નાહી, પૂજા આદિક નિત્ય કર્મથી પરવારી, બાજુની પૂજાની ઓરડીમાં જ્યાં હરિકૃષ્ણ મહારાજની આરસની સુંદર મૂર્તિ* હતી, ત્યાં સ્વામીશ્રી પધાર્યા. મહારાજના દર્શન કર્યા અને પછી પોતે બોલ્યા, 'મૂર્તિ તો બહુ જ સુંદર છે. મહારાજ આવું જ મંદ મંદ હસતા.' પછી આરતી કરી ત્યાં જ કથા કરવા બિરાજ્યા. ગ. પ્ર. ૭મું વચનામૃત વંચાવી તે ઉપર સુંદર નિરૂપણ કર્યું.

પછી 'વાસુદેવ હરે' થયા એટલે પ્રથમ સંતોની પંક્તિ થઈ. સંતો માટે ચાંદીના પતરાથી જડાવેલ પાટલા તથા સ્વામીશ્રી માટે ચાંદીનો થાળ વગેરે ગોઠવ્યા. યોગીજી મહારાજે થાળ ધરી દીધો હતો. સ્વામીશ્રી અને સંતો જમવા પધાર્યા ત્યારે સ્વામીશ્રીએ મને કહ્યું, 'આ પાટલા અને આ ટાટ ઉપાડી લ્યો.' મેં કહ્યું, 'બાપા! બીજા પાટલા ઘરમાં છે જ નહિ.' પરંતુ ધાતુના સ્પર્શમાત્રથી દૂર રહેનાર આ સંતવર્યે સવારમાં રમણીય સ્પર્શમાં દૂષણ બતાવ્યું, ત્યાં વળી આ બીજો પ્રસંગ નિર્લોભી વર્તમાનનો ઉપસ્થિત થયો. તેમણે તો દૃઢતા પૂર્વક કહી દીધું, 'ચાંદીના પતરાવાળા પાટલા ઉપર અમારાથી બેસાય નહિ અને ટાટમાં જમાય નહિ. પાટલા બીજા ન હોય તો અમો નીચે બેસીશું પણ આ પાટલા તો ઉપાડી જ લ્યો.'

* આ મૂર્તિ દ્વારિકાના મંદિરમાં પધરાવી છે.

સ્વામીશ્રીની આ આજ્ઞાથી વિશેષ કાંઇ કહેવાનું રહ્યું નહિ. સાદા પાટલા ગોઠવી દીધા અને ટાટ ઉપાડી લીધા. સ્વામીશ્રી અને સંતો જમ્યા. મને તથા ભગવતરાયને પીરસવાની અલભ્ય સેવા મળી. સાંજે સ્વામીશ્રી સંત મંડળ સાથે શિવનારાયણ નેમાણીની વાડીમાં જ્યાં ઉતારો હતો, ત્યાં પધાર્યા.

અત્રે આ સમૈયા પૂરતો સ્વામીશ્રી અને સંતોનો પંદર દિવસનો મુકામ હતો. નિર્ગુણદાસ સ્વામીના અવિરત પરિશ્રમથી સાંજ સવારની સભા ચિકાર રહેતી. યોગીજી મહારાજ પણ તેમની રસ ભરપુર શૈલીમાં અદ્દભુત વાતો કરતા.

સ્વામીશ્રીએ આ પ્રસંગ દરમ્યાન કેટલીક મુદ્દાની વાતો પ્રસંગોપાત્ કરી હતી જેનો મુખ્યત્વે સૂર એ હતો:—

"ભક્તિમાર્ગમાં શૂરવીર હરિભક્ત હોય તે જ નભી શકે. લોકલાજ, માન, અપમાન એ દરેકનો ત્યાગ કરીને જે ભક્ત પોતાના ઇષ્ટદેવને રાજી કરવા માથું આપી શકે, તે જ ભક્ત અક્ષરધામનું નિશાન લઈ શકે. આપણા સત્સંગમાં અત્યારે પક્ષે કરીને ઘણાનું ભૂંડુ થઇ જાય છે. શ્રીજી મહારાજે વચનામૃતમાં ભગવાનના એકાંતિક સાધુનો બહુ જ મહિમા કહ્યો છે. એવા જે એકાંતિક સંત, તે પોતાનું રૂપ દેહ માને નહિ ને પોતાને ચૈતન્યરૂપ માને અને સ્વધર્મ, જ્ઞાન ને વૈરાગ્ય, તેણે સહિત ભગવાનની ભક્તિ કરે અને એક ભગવાન વિના બીજા કોઈ પદાર્થની વાસના રાખે નહિ. આવી રીતના જે ભગવાનના એકાંતિક સાધુ તે થકી બીજી કોઈ મોટી પદવિ નથી. ભગવાનના જેટલો જ એ સાધુનો પણ પ્રતાપ છે. એવા એકાંતિક સંત એજ ભાગવત ધર્મના પોષક છે અને એજ મોક્ષનું દ્વાર છે. એવા સંત જ્યારે પ્રગટ વિચરણ કરતા હોય ત્યારે તેમને ઓળખી તેમની મન, કર્મ અને વચને કરીને સેવા કરી લેવી એ જ જીવનું પરમ કલ્યાણ છે. જો અવળા પક્ષપાતે કરીને એવા સંતનો દ્રોહ થાય કે તેમનો સમાગમ ન થાય તો મનુષ્ય જન્મ

ખોટો ખોઈ નાંખ્યો કહેવાય. માટે સાચી શૂરવીરતા તો, એવા અવળા પક્ષનો ત્યાગ કરીને, બીજે સન્માન થતું હોય તો એવા દેહાભિમાનના પોષનારાનો પણ ત્યાગ કરીને, સાચા સત્પુરુષનું શરણું લેવું, એમાં જ છે. સાચા સત્પુરુષને લક્ષણે કરીને ઓળખી લેવા." તે ઉપર નિષ્કુળાનંદ સ્વામીના 'સાચા સંતના અંગ એંધાણ રે જોઈ લેવા જીવડીએ' તથા 'એવા સંતતણી ઓળખાણ કહું સહુ સાંભળો' તથા 'જેના અંતરમાં કામ ક્રોધ લોભની લાહ્ય બળે' વગેરે પદો ગાઈને સભાને સંત અસંતની વિક્તિ સમજાવી દીધી.

સો વાતની એક વાત: મહારાજ પુરુષોત્તમ અને સ્વામી અક્ષર

"આપણું શ્રેય તો સહજાનંદ સ્વામી પૂર્ણ પુરુષોત્તમ, સર્વ અવતારના અવતારી, સર્વ કારણના કારણ એ સમજવામાં છે. સો વાતની એ એક જ વાત છે કે મહારાજ પુરુષોત્તમ અને સ્વામી અક્ષર, એટલી વાત જેને સમજાણી તેને સર્વ સાધનનો અંત આવી ગયો જાણવો."

"ભગવાન અને ભગવાનના સંત એ જ કલ્યાણકારી છે,[1] કલ્યાણના કરનારા છે. શ્રીજી મહારાજે સંતનો મહિમા કહેવામાં બાકી રાખ્યું નથી. આજ વચનામૃતમાં આગળ મહારાજે કહ્યું છે કે ભગવાનને ભગવાનના સંતની પ્રાપ્તિ એજ પરમ કલ્યાણ છે. આવો સંતનો મહિમા છે. સંતનો આવો મહિમા સમજનાર ભકતને તો આવા સંતના હજારો અને લાખો ભક્તો દર્શન કરે તો પણ અધૂરું જ લાગે. એ જ મહિમાવાળા ભક્તનાં લક્ષણ છે. તેને તો સંતનો મહિમા અપાર અને અપાર જ જણાય. એવા ભક્તને કલ્યાણના માર્ગમાં કાંઇ અધૂરું રહેતું નથી."

આ ઉપરાંત ગ. પ્ર. ૫૧-૫૨-૬૫; સા. ૬; કા.-૧, ગ. મ. ૬૦-૬૧; વર-૧૯ તથા અમ. ૨ વગેરે વચનામૃતો પ્રસંગોપાત વંચાવી ભગવાન અને ભગવાનના સંતના પક્ષની, મહિમાની અને

૧ ગ. મ. ૫૯

સંબંધની ઘણી જ વાતો કરી, મુંબઇના સત્સંગમંડળને આ અમૃતરૂપી ઔષધનું પાન કરાવી, ભવરોગથી મુક્ત કરી, પરમ કલ્યાણના માર્ગે મૂકી દીધું.

આ પ્રમાણે મુંબઈમાં ૧૫ દિવસનો ઉત્સવ પૂરો થયો. નિર્ગુણદાસ સ્વામી તથા યોગીજી મહારાજે પણ સ્વામીશ્રીના અપાર મહિમાની વાતો કરી, સાચો સત્સંગ શું છે તે સમજાવ્યું. સમગ્ર સંપ્રદાયનું હાર્દ, આજે સ્વામીશ્રીના આ શુધ્ધ ઉપાસનાના કાર્યમાં ભળી જવાનું છે. તે યથાર્થ સમજાશે અને તેમાં સ્વામીશ્રીની અનુવૃત્તિ જાણી જોડાવાશે, તો બ્રહ્મરૂપ થવામાં કાંઇપણ કમર રહેશે નહિ. તેમની વાતોના એ સૂરને અંતરમાં ઉતારી સ્વામીશ્રીને રડતે હૃદયે અમે વિદાય આપી.

## છેલ્લો કટોરો ઝેરનો

સારંગપુરમાં કથા પ્રસંગ

ભાદરવા માસમાં સારંગપુરમાં કડિયા ધનજીભાઈ સવજીભાઇએ એક અઠવાડિયાનું શ્રી સત્સંગિજીવનનું પારાયણ તેમના પિતાશ્રીના મોક્ષાર્થે ગોઠવ્યું. આજ અરસામાં સ્વામીશ્રીએ પગે 'વા'ની બીમારી ગ્રહણ કરી હતી અને લગભગ એક માસ સુધી સારંગપુરમાં રોકાયા હતા. આથી ગુજરાત અને સૌરાષ્ટ્રના હરિભક્તોને સ્વામીશ્રીના દર્શન અને સમાગમની અભીપ્સા તીવ્ર બની. આ કથાનો પ્રસંગ યોજાયો એટલે ઘણાખરા આ પ્રસંગે સારંગપુર આવી ગયા. વળી સ્વામીશ્રીએ 'વા'ની ઉપાધિ ગ્રહણ કરી હતી એટલે સેવાનો પણ કાંઇક લાભ મળશે તે પણ ભાવના કેટલાકને હતી.

આજ અરસામાં ભાદરણમાં રહીને સંસ્કૃતનો અભ્યાસ કરનાર સાધુ નારાયણસ્વરૂપદાસજી પણ ધીરે ધીરે તૈયાર થતા હતા. સિદ્ધાંત કૌમુદિનો કેટલોક અભ્યાસ પૂરો કરી, સ્વામીશ્રીની દૃષ્ટિથી ભાગવત્ અને સત્સંગિજીવનની કથા સુલભ રીતે વાંચવાની તેમણે

શરૂઆત કરી દીધી હતી. સ્વામીશ્રીની જ દૃષ્ટિના સદૈવ પ્યાસી અને તેમના આશીર્વાદથી જ બધું સિદ્ધ થઇ જશે એમ માનનાર, વિદ્યા ને સાધુતાના ગુણે અલંકૃત, આ નાનકડા શાસ્ત્રીને, ઘણું ખરું સ્વામીશ્રીની સાથે જ ફરવાની ઇચ્છા રહેતી. તે રીતે તેમના જ સાન્નિધ્યમાં, તેમના થકી સંસ્કૃત અભ્યાસ પણ થઇ શકે અને તેમની સેવા પણ થઈ શકે એવું તેઓ માનતા. વળી વાતોના પ્રસંગમાં બહુધા સ્વામીશ્રી ભગતજી મહારાજના આખ્યાન કહેતા, એટલે ભક્તિભાવના આ પ્રસંગો સાંભળી, આ શાસ્ત્રીને પણ એવી ભક્તિ સિદ્ધ કરવાના કોડ જાગ્યા હતા. તેમના નિર્મળ અંતઃકરણમાં કેવળ નિર્દોષતા જ ભરી હતી. એટલે સ્વામીશ્રીએ તેમનું ઘડતર એ રીતે જ થવા દીધું.

**એક રતિ બીન એક રતિકો**

કથાના કેટલાક અધ્યાયો શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી વાંચતા. તેમાં સુદામાના પ્રસંગો ઉપર સ્વામીશ્રી અલૌકિક વાતો કરતા. ‘ વા ’ હોવા છતાં પણ પગે દવા ચોપડાવીને પાટા બાંધીને કથા પ્રસંગે સ્વામીશ્રી સભામાં બિરાજતા અને પ્રસંગોપાત્ વાતોમાં તો જાણે ‘ વા ’ જ નથી એવા ભાવે તેઓ ખીલતા.

“ આજ આપણને શેરડીની વચલી ગાંદળી મળી છે. તેમાં રસ ઘણો છે, સ્વાદ પણ ઘણો છે અને સુગમ પણ છે. પહેલા તો મારતા અને પરમહંસોની ઝોળીમાં કપાશીયા, ધૂળ અને કેટલીક વાર તો ઝેર પણ નાંખતા. હવે એ કાંઈ દુઃખ નથી છતાં સુખ તો એનું એ જ છે. ”

“ શુદ્ધ ઉપાસના યથાર્થ સમજવામાં અને અક્ષરરૂપ થવામાં ઉત્તમ બ્રહ્મસ્વરૂપ સંતની જરૂર પડે છે. એવા બ્રહ્મસ્વરૂપ સંત કાંઇ ઘેર ઘેર પાકતા નથી, એ તો અતિ દુર્લભ હોય છે. પરંતુ સૌ પોતપોતાના ગુરુને બ્રહ્મવેત્તા સમજે છે અને તેમને અનુસરે છે. પરંતુ તેથી ઉપાસના યથાર્થ સમજવામાં અને બ્રહ્મરૂપ થવામાં ખોટ જ આવે,

માટે આપણે તો એમ જ સમજવું કે અનાદિ ભગવાન શ્રીજી મહારાજ અને અનાદિ તેમના ભક્ત 'સ્વામી' મૂળ અક્ષર—એ બે અનાદિ ઉપાસ્ય અને ધ્યેય સ્વરૂપો છે. એટલે ધ્યાન તો એ બે સ્વરૂપ વિના બીજા કોઇનું થાય જ નહિ. બીજાની સેવા કરવી, જમાડવા, વગેરે કરવું. પરંતુ 'એક રતિ બીન એક રતિકો' એ સિદ્ધાંત છે. શ્રી કૃષ્ણ સાથે ૧૬૧૦૮ ગોપીઓ હતી. પરંતુ ઉપાસના, ધ્યાન, ભજન તો તેમનું તેમના અનાદિ ભકત રાધા અને લક્ષ્મી સાથે જ થાય છે. તેજ રીતે 'અક્ષર' તે અનાદિ છે, ભગવાનની અનાદિની શકિત છે અને તે જ અનાદિથી ધામરૂપે તથા સેવામાં છે. માટે આ પ્રકારની શુધ્ધ ઉપાસના સમજવી અને મહારાજની તમામ નાની મોટી આજ્ઞા યથાર્થ પાળવી. તેમાં કોઇની ખોટી મહોબત રાખવી નહિ. શ્રીજી મહારાજની તમામ આજ્ઞા ધર્મરૂપ જ છે. તે પળાશે તો બધું જ શોભશે. વળી ધર્મ યથાર્થ પાળતો હોય પરંતુ મોટા પુરુષનો અભાવ હોય અથવા સર્વોપરી ઉપાસના સમજતો ન હોય તો તે પણ શા કામનું ? આ તો ખાંડાની ધાર ઉપર ચાલવા જેવો કઠણ માર્ગ છે. પોતે વર્તવું, મુકત થવું અને બીજાને કરવા. પણ ઉપદેશ કરીને પોતે જ 'થેઈકારો' કરે તે તો એકાંતિકનો ધર્મ ન જ ગણાય. માટે પ્રથમ આપણે મહારાજ અને સ્વામીના જે શિક્ષાવચન છે તે અંતરમાં ઉતારવાના છે. ”

“ આપણે ગુણાતીતાનંદ સ્વામીના શિષ્ય છીએ. સ્વામી ૮૨ વર્ષ સુધી જે રીતે વર્ત્યા તે રીતે આપણે વર્તવાનું છે. તો જ તેમનું ગુરુપદ શોભાવ્યું કહેવાય. માટે નિયમ, ધર્મ અને શીલમાં જરાપણ ગફલત ન રાખવી. ”

“ મહારાજ તો સદા આપણી રક્ષામાં જ છે પણ તે રક્ષા આપણા એકાંતિક ધર્મની છે. આ લોક તો નાશવંત છે. તેમાં કોઈ સાજુ માંદુ થાય, કોઇ ધામમાં જાય, કોઇના ધનનો નાશ થાય, તેવે વખતે અલમસ્ત જાતિ એવા ભગવાન કે સંત રક્ષા ન પણ કરે, ભગવાન કઠણ થાય, પરીક્ષા કરે, આપણા મનનું ધાર્યું ન પણ

પાથરવા. એ કાર્ય થયું, બ્રહ્મનો પ્રકાશ વિસ્તર્યો, પણ હજુ એ પ્રકાશનો વધુ વિસ્તાર કરવાનો હતો. તેથી સમગ્ર આસૂરભાવને, જાણે આ ઝેરની છેલ્લી પ્યાલી, છેલ્લા કટોરામાં સમાવી, તેના અંતિમ વિલિનીકરણ માટે સ્વામીશ્રી પી ગયા.

થોડી થોડી વારે સંપૂર્ણ સ્વસ્થતાથી સૌને ધીરજ અને શાંતિ આપતા સ્વામીશ્રી કહેતા 'આ તો મહારાજે પોતાનું છેલ્લું અને અંતિમ નિશાન પાડવા માટે, ગઢપુરના ટેકરા ઉપર બેસવાના પોતાના સંકલ્પને સિદ્ધ કરવા માટે, વિરોધરૂપી ઝેરને અમૃતરૂપ કરી દેવા માટે જ કર્યું છે. માટે કોઈ ફિકર કરશો નહિ. હવે સૌ આપણા કાર્યમાં સહકાર આપશે.'

**રચનાત્મક અને વિનાશાત્મક શક્તિના આધાર**

આજે અણુશકિતના પ્રયોગોમાં ભાવિ નવસર્જનની મહાન શકયતાઓ અણઉકેલી પડેલી દેખાય છે. ચૌદ બ્રહ્માંડના એકજ લોકની અણુશકિતના એકીકરણમાં જો આટલી મહાન શકયતાઓ તેના સર્જકને દેખાય છે, તો અનંત કોટિ બ્રહ્માંડોની અણુશકિતને સચેતન કરનાર, તે તમામ શક્તિના મૂર્તિમાન સ્વરૂપ સ્વામીશ્રીની સંકલ્પ શકિતમાં કેટલું બળ હોય ? સ્વામીશ્રી આજે નવસર્જન કરતા હતા. વિરાટકાય સત્સંગ, તેમનું એ કાર્ય, તેની સાક્ષીરૂપે હતું. પોતાની એ વિરાટશકિતને દબાવીને કેવળ અનેકના કલ્યાણને અર્થે, પોતાના કલ્યાણકારી અને મંગળકારી કાર્યને વિસ્તારતા, પોતે અલ્પ બની અણુશકિતના ઉપયોગમાં સંયમનો પાઠ સૌને શીખવતા હતા. જેટલી એ શકિત સર્જક છે તેટલી જ એ વિનાશક પણ છે. રાવણની લંકા, દુર્યોધનનું હસ્તિનાપુર અને યાદવોની દ્વારિકા તેના દષ્ટાંતરૂપે છે.[1] એટલે જ આવા મહાન

[1]कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।

ગીતા-૧૧-૩૨

અર્થ : હું સાક્ષાત્ કાળ છું અને મારી ભયંકર વિનાશક શક્તિથી સમગ્ર લોકનો ક્ષય કરવામાં સદા પ્રવૃત્ત રહું છું.

પુરુષો સદા સંયમશીલ રહે છે. એટલું જ નહિ પરંતુ પોતાની એ શકિતને સદા સર્જનાત્મક* જ રાખવામાં સાચો ધર્મ છે, તેમ સૌને સમજાવે છે.

સાંજે લાઠીદડના થાણદાર હરગોવિંદદાસભાઈ ડૉ. પ્રભાશંકરને તેડીને આવ્યા. ડૉકટરે સ્વામીશ્રીએ પીધેલ તેલનો અર્ક જોયો. પછી સ્વામીશ્રીની નાડી જોઈ ડૉકટરને આશ્ચર્ય થયું. આવું હળાહળ ઝેર ફક્ત બે જ ટીપાં પેટમાં ગયાં હોય તો નાડી બંધ થઈ જાય, ત્યારે આ સંતવર્ય તો, આવું હળાહળ ઝેર પીને પણ આટલી સ્વસ્થતાથી વાતો કરે છે અને તેમની નાડી પણ નિયમિત ચાલે છે ! તુરત જ સ્વામીશ્રીને તેમણે દંડવત કર્યા અને કહ્યું, 'દયાળુ ! આપ તો ઈશ્વર મૂર્તિ છો, નહિ તો આવું હળાહળ ઝેર બીજાથી પચાવી શકાય નહિ. સ્વામીશ્રીનું ઐશ્વર્ય જોઇ ડૉકટર સત્સંગી થઇ ગયા. સાચા ધન્વંતરી તો સ્વામીશ્રી જ છે તેમ દૃઢ નિશ્ચય કરી ડૉકટર ઘેર ગયા.

સ્વામીશ્રીની સ્વસ્થતા સંપૂર્ણ છે, હવે કોઇ જાતની બીક જેવું નથી. સ્વામીશ્રીએ ઝેર પચાવી દીધું છે તેવા સમાચારથી સૌના આનંદનો પાર ન રહ્યો. સૌને જાણે નવજીવન પ્રાપ્ત થયું હોય તેમ લાગ્યું. સૌ હેઠે હૈયે પૂર્વવત્ પોતાના ઉદ્યમમાં લાગી ગયા.

× × ×

સ્વામીશ્રી ગોંડળમાં શરદ પૂર્ણિમાનો સમૈયો કરી, યોગીજી મહારાજ, નિર્ગુણદાસસ્વામી તથા બીજા સંતો અને હરિભક્તો સાથે પંચાળા પધાર્યા. યોગીજી મહારાજે અગાઉથી જ બાલાગામવાળા વલ્લભદાસને કહ્યું હતું કે, 'સ્વામીશ્રી પંચાળાથી બાલાગામ પધારશે તો તમો અગાઉથી જઇ રસોઇની તૈયારી કરી, પંચાળા

---

* यद्यद्विभूतिमत्सत्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसम्भवम् ॥ગીતા-૧૦-૪૧

અર્થ : જગતમાં જે કાંઈ સુંદરતા છે, વિભૂતિરૂપ છે, ઐશ્વર્ય જેવું છે, તે બધું જ મારા ઐશ્વર્યના એક અણુમાથી ઉત્પન્ન થયું છે, એમ તું જાણ.

સ્વામીશ્રીને તેડવા આવો.' વલ્લભદાસ આજ્ઞા પ્રમાણે બાલાગામ ગયા અને સ્વામીશ્રીની પધરામણી માટે તમામ વ્યવસ્થા કરી, બાલાગામથી બીજે દિવસે સવારે વહેલા નીકળી, પંચાળા સ્વામીશ્રી અને સંતોને તેડવા માટે આવી ગયા. સેવા ભક્તિમાં તેમની આવી અપૂર્વ શ્રદ્ધા જોઈ સ્વામીશ્રી તથા યોગીજી મહારાજ અત્યંત રાજી થયા.

પંચાળામાં સૌ સંતોને કૂવામાંથી પાણી સીંચીને વલ્લભભાઈએ નવરાવ્યા. પછી પૂજા આદિ નિત્ય કર્મથી સૌ પરવાર્યા એટલે ગાડા જોડાવી, બાલાગામ સ્વામીશ્રી સંઘ સાથે પધાર્યા.

બાલાગામની ભાગોળે વલ્લભદાસના પિતાશ્રી પુરુષોત્તમદાસ તથા તેમના ભાઈ મથુરભાઈ તથા અન્ય ગ્રામજનોએ, સ્વામીશ્રીનું સુંદર સ્વાગત કર્યું અને ધામધૂમથી ઉતારે પધરાવ્યા.

અહીં આવ્યા પછી યોગીજી મહારાજ રસોઈની સેવામાં જોડાઈ ગયા, નિર્ગુણદાસ સ્વામી સભામાં વાતો કરવા બેઠા અને સ્વામીશ્રી પલંગમાં બિરાજી, નવપલ્લવિત ગુણાતીત બાગને જોઈ, મંદ મંદ હસતા, સૌને દર્શન દેવા લાગ્યા. બાર વાગે 'વાસુદેવ હરે' થયા. ત્યારે સ્વામીશ્રીએ પેટે હાથ ફેરવતાં કહ્યું 'આજે તો બહુ જ ભૂખ લાગી છે.' યોગીજી મહારાજે તુરત જ ઠાકોરજીને થાળ ધરાવ્યો અને સ્વામીશ્રીને જમવા બેસારી દીધા. આમ તમામ સંત હરિભક્તોને પ્રેમપૂર્વક જમાડી, યોગીજી મહારાજ સૌથી છેલ્લા જમ્યા.

જમ્યાબાદ સૌ સંતોને વલ્લભભાઈને પોતાને ઘેર પધરામણીએ લઈ જવાના હતા. પરંતુ સ્વામીશ્રી તો આઠ ગોદડા ઓઢી, 'ખૂબ તાવ આવ્યો છે' એમ કહી, પલંગમાં પોઢી ગયા. વલ્લભદાસ સ્વામીશ્રીને પધરામણીએ આવવાનું પૂછવા ગયા ત્યારે સ્વામીશ્રીએ કહ્યું 'જોગી

મહારાજને લઈ જાઓ, જોગી આવશે એટલે શ્રીજી મહારાજ, અક્ષરધામ અને હું બધા આવી ગયા.' એમ કહી પડખું ફરી ગયા.

સ્વામીશ્રીની આજ્ઞા મુજબ, વલ્લભદાસ, જોગી મહારાજ તથા સૌ સંત હરિભક્તોને પોતાને ઘેર પધરામણીએ તેડી ગયા. ત્યાં ઠાકોરજી તથા સૌ સંતોનું પૂજન કરી, ધોતિયા ઓઢાડયા અને સારી ભેટ મૂકી. ત્યાર બાદ સૌ ઉતારે આવ્યા, અહીં સ્વામીશ્રી સૌને આશ્ચર્ય પમાડે તે રીતે પલંગમાં બિરાજી મંદ મંદ હસતા વાતો કરતા હતા. સૌ સંત મંડળ આવ્યું એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'ચાલો વિજ્ઞાનદાસ સ્વામીના જન્મ સ્થાને–દર્શન કરવા.' એમ કહી સૌ સંત મંડળ સાથે ત્યાં પધાર્યા. અહીં દર્શન કરી, સ્વામીશ્રી પોતાના મંડળ સાથે ગોંડળ પધાર્યા.

× × ×

બારી ઉઘાડો, મહારાજ પધારે છે.

સં. ૧૯૯૯ ની પ્રબોધિની એકાદશીને દિવસે ગોંડળમાં સંતવર્ય શ્રી ભગવતસ્વરૂપદાસજી અચાનક ધામમાં પધાર્યા. છેલ્લા કેટલાક વર્ષોથી પોતે પ્રજ્ઞાચક્ષુ હતા છતાં ગોંડળમાં તેઓએ કથાવાર્તાનો અખાડો ચાલુ રાખ્યો હતો. અક્ષરદેરીએ દર્શન કરવા આવતા હરિભક્તોને સમાગમનું તેઓ સારું સુખ આપતા. અનાદિ મહામુક્ત જાગા ભક્ત સ્વામીના તેઓ શિષ્ય હતા. જૂનાગઢથી તેઓ વિજ્ઞાનદાસ સ્વામી સાથે નીકળી સ્વામીશ્રીના મંડળમાં જોડાઈ ગયા હતા. ત્યારથી સ્વામીશ્રીના મંડળમાં જ તેઓ રહ્યા. અતિ વૃદ્ધ અવસ્થા હોવાથી છેલ્લા છેલ્લા તેઓ ગોંડળમાં જ રહેતા. તેમની સેવામાં હરિસ્વરૂપદાસજી તથા દેવચડીના નાનજી ભગત હતા. ધામમાં જવાને દિવસે તેમણે સૌને કહ્યું, 'બારી ઉઘાડો, મહારાજ અને સ્વામી પધારે છે.' એમ કહી સૌને જય સ્વામિનારાયણ કહી, ધામમાં પધારી ગયા.

× × ×

દ્વાર કહાં ?

સ્વામીશ્રી સારંગપુર પધાર્યા. જૂનાગઢના નાગર રાઈ પુરુષોત્તમદાસજી અત્રે આવ્યા હતા. અ. મૂ. અ. મૂ. ગુણાતીતાનંદ સ્વામીના અનન્ય શિષ્ય ચકુભાઈના* પ્રપૌત્ર રાઈ પુરુષોત્તમદાસજી ગૃહસ્થાશ્રમની જંજાળમાંથી મુક્ત થઈ ગયા હતા. હવે ભગવાન ભજવા જેવું અનુકૂળ સ્થળ અને અનુકૂળ પુરુષ મળે તો પોતાનું શેષ જીવન વાનપ્રસ્થાશ્રમમાં વ્યતીત કરવા તેઓ ઈચ્છતા હતા. તેમને સ્વામીશ્રીનો પ્રસંગ અમદાવાદમાં થયો હતો. સ્વામીશ્રીએ તેમનામાં અપૂર્વ ભગવન્નિષ્ઠાનું બળ જોઈ, તેમને કહ્યું, 'તમો સારંગપુરમાં રહો અને ઠાકોરજીની જે બને તે સેવા કરો.' પુરુષોત્તમદાસજીને એજ ઈચ્છા હતી. સ્વામીશ્રીની આજ્ઞાનુસાર સારંગપુર મંદિરમાં તેઓ રહ્યા. પોતાના જ ખર્ચે પોતાનો નિભાવ કરનાર આ અતિ નિર્માની અને સેવાભાવી ભક્તરાજ, મંદિરની તમામ પ્રકારની સેવામાં એકનિષ્ઠાથી જોડાઇ ગયા. સારંગપુરના કોઠારી હરિકૃષ્ણદાસજી રાઇજીની નિઃસ્વાર્થ સેવાથી પ્રસન્ન થઈ ગયા. તેમને લાગ્યું કે જાણે ચકુભાઈજ સ્વામી અને મહારાજની સેવા કરવા ફરીથી પધાર્યા ન હોય !

તે અરસામાં સારંગપુરના કેટલાક સંતોને દ્વારિકાની જાત્રા કરવા જવાની ઇચ્છા હતી. રાઈજીને તેમણે કહ્યું, 'તમો સાથે આવો તો સ્વામીશ્રી રજા આપે.' ત્યારે રાઈજીએ તેમને કહ્યું, 'મારે દ્વારકા આવવું નથી. પરંતુ આપને માટે હું સ્વામીશ્રીને પૂછી જોઉં.' એમ કહી સ્વામીશ્રીને પૂછવા ગયા ત્યારે સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, 'દ્વાર કહાં છે તે તમો જાણો છો ? દ્વાર તો અહીં પ્રગટ બિરાજમાન છે. માટે હવે તમારે જેમ ફાવે તેમ સાધુને કહો.' એટલે રાઈજીએ હાથ જોડી કહ્યું, 'બાપા ! મારે તો જવું નથી પણ આ સંતોને માટે પૂછું છું.'

*અનાદિ મૂળ અક્ષર શ્રી ગુણાતીતાનંદ સ્વામીએ છેલ્લા જૂનાગઢ છોડયું ત્યારે વંથળીને રસ્તે જતાં ચકુભાઈને કહ્યું હતુ કે આ જૂનાગઢ મંદિર તમને સોંપ્યું માટે સંભાળજો, ત્યારથી ચકુભાઈએ જૂનાગઢ મંદિરનો કારભાર એક હથ્થુ કર્યો હતો.

'આપણે ત્યાં બધું છે અને મોક્ષનું દ્વાર જ મહારાજે સંત કહ્યા છે. માટે પરોક્ષની ખેંચ ટાળીને પ્રગટને વિષે પ્રતીતિ આવે તો દોડા દોડી કરવાની મટી જાય." સ્વામીશ્રીની આ રહસ્યપૂર્ણ સર્વોપરી સ્વરૂપનિષ્ઠાની વાત સાંભળી, રાઇજીને* સ્વામીશ્રીના સ્વરૂપ નિશ્ચયની દઢતા વિશેષ થઈ. પછી તેમણે સંતોને આ વાત કહી તેથી સંતોએ પણ સ્વામીશ્રીના ચરણકમળમાં જ સર્વ તીર્થ માત્ર છે, એમ સમજી એ વિચાર બંધ રાખ્યો.

બીજે દિવસે સમઢીયાળાના હરખા પટેલ સ્વામીશ્રી પાસે આવ્યા અને હાથ જોડીને કહ્યુ, 'બાપા! મારા કૂવામાં પાણી થાતું નથી તે કાંઈ દયા કરો. તમે કહો તે માનતા કરુ.' તેની વાત સાંભળી સ્વામીશ્રી હસ્યા અને કહ્યું, 'તું સત્સંગી થઇને નાહ્યા વિના ખાય છે તે તારા કૂવામાં પાણી શી રીતે થાય ? જો હવે કૂવામાં પાણી થાય ત્યારે તે પાણીથી નાહીને પછી ખાવાનું નિયમ લે તો પાણી થશે.' સ્વામીશ્રીના આ આશીર્વાદથી પટેલ રાજી થઇ ગયા. સ્વામીશ્રીને પોતાના આશ્રિતોને અણિશુદ્ધ ધર્મમાં વર્તાવવાની ટેવ એટલે ધર્મ નિયમ પાળવાની આજ્ઞા સદા કરતા.

× × ×

**બાબરામાં પરાયણ**

સ્વામીશ્રી સારંગપુર થોડો વખત રહી બાબરા પારાયણ હોવાથી ત્યા પધાર્યા. બાબરાના વનમાળીદાસ નથુભાઈ બોચાસણના કાર્તિકી સમૈયે સ્વામીશ્રીના પ્રસંગમાં આવ્યા હતા. સ્વામીશ્રીનો અદ્દભુત પ્રતાપ નિહાળી તેમને થયું કે આ પુરુષને પોતાના ગામમાં પધરાવ્યા હોય તો ગામ સંસ્કારી થાય. મુંબઇ આવ્યા બાદ તેમણે સમાધિવાળા શ્રી

---

*રાયજીને જ્યારે સારંગપુર છોડી ગોઢળ જઈ સેવા કરવાની ઈચ્છા થઈ, ત્યારે ગોઢળના ઘનશ્યામ મહારાજે તેમને સાક્ષાત્ દર્શન દીધાં અને પોતાની ઈચ્છા જણાવી. આ પહેલા તેમણે અક્ષર મંદિરના દર્શન કર્યાં ન હતા.

મણીબહેનને પોતાને ઘેર તેડાવ્યા અને સમાધિ દ્વારા સ્વામીશ્રીની શી ઇચ્છા છે તે પૂછાવ્યું. સ્વામીશ્રીએ કહ્યું, 'બાબરામાં પારાયણ કરાવો. તમારા બધા મનોરથ સિધ્ધ થશે.' તેમણે તે આજ્ઞા મહર્ષ ઝિલી અને બાબરામાં પોષ વદી ૫ થી પારાયણ શરુ થયું.

શ્રી વનમાળીદાસ સાથે કૌટુંબિક સંબંધને લઇને આ પારાયણમાં અમારુંજ કુટુંબ મુખ્યત્વે સેવામાં હતું. સમાધિવાળા શ્રી મણીબહેન પણ હતા. મહેમાનોમાં મુક્તરાજ આશાભાઈ તથા ગુજરાતના બીજા હરિભક્તો તેમજ ભાવનગરથી જગજીવનદાસ હતા. અત્રે પ્રગટના પ્રેમના ગ્રાહક જોઇ, સ્વામીશ્રીએ પ્રેમ રસ જ પીરસ્યો. પારાયણ તો નિમિત્ત હતું. પરંતુ પ્રગટના લીલા ચરિત્રો, ભગતજી મહારાજના મહિમા અને ચરિત્રનું આખ્યાન, અને ગોપીઓની અદ્‌ભુત પ્રેમભક્તિની વાતોથી, સ્વામીશ્રીએ પોતાના પ્રેમી ભક્તોના મન રંજન કરી દીધાં.

બાબરાથી નીકળી સ્વામીશ્રી, સંતો તથા હરિભક્તોનો સંઘ લઈ, બીજે દિવસે કરિયાણા પધાર્યા. શ્રીજીમહારાજની મહાપ્રસાદીનું આ ગામ છે. અહીંના કોઠામાં મહારાજ 'બાબાજી દીવાનની મને બીક લાગે છે' એમ કહી સંતાઇ ગયા હતા. તે પ્રસાદીના કોઠાના સૌએ દર્શન કર્યાં. પછી (કાલુ ભાર) કાલિન્દી નદીને કાંઠે મહારાજ બિરાજ્યા હતા ત્યારે બ્રહ્માનંદ સ્વામીએ મહારાજને પૂછ્યું 'મહારાજ! કૃષ્ણાવતારમાં વાંસળી કેવી વગાડતા હતા?' ત્યારે મહારાજે હસતા હસતા કહ્યું, 'લાવો વાંસળી, વગાડી બતાવીએ.' એમ કહી વાંસળી વગાડી. જેનો અતિ મીઠો સ્વર સાંભળી, કાલિન્દી નદીના નીર સ્થંભી ગયા અને માછલાને સમાધિ થઈ ગઇ. આ જોઇ બ્રહ્માનંદ સ્વામીએ કીર્તન બનાવ્યુઃ '

વહાલે વજાડી છે વાંસળી રે, માવે વજાડી છે મોરલી રે કાલિન્દીને તીર,
નાગ પિયાલે ડોલીયો રે, એવો શબ્દ ગંભીર........હો એની
ધેનુ તૃણ ભૂલી ગઈ રે, વછાં ભૂલ્યા ખીર,

જેને સખી જમુના તણું, વહેતુ સ્તંભ્યુ નીર......., હો બેની...

અહીં સ્વામીશ્રીએ વાત કરી, "આ કીર્તનમાં જે જે ભાવ બ્રહ્માનંદ સ્વામીએ લખ્યો છે તે ભાવ મહારાજે તાદશ્ય બતાવ્યો હતો અને મોરલીના નાદે જાણે સૌ સખાને જગતના ભાન ભૂલાવી દીધાં હોય તેવા સૌને કરી દીધાં હતા." આ પ્રસાદી સ્થાનનાં દર્શન કર્યાં. નારણજી મહારાજે પણ જૂની જૂની વાતો કરી. પછી ત્યાંના દરબારના આગ્રહથી ઉકાળો પીને ત્યાથી ગઢડા મહોદાપર્વ ઉજવવા સૌ નીકળ્યા.

ગઢપુરમાં આવી આ મહોદા પર્વના સુભગ દિવસે, સ્વામીશ્રી સાથે સૌને ઘેલામાં સ્નાન કરવાનું મળ્યું. સૌ કૃતકૃત્ય થઈ ગયા. તે દિવસે નાનુભાઈએ રસોઈ આપી. સ્વામીશ્રીએ સૌને અતિ પ્રેમથી જાતે પીરસીને જમાડ્યા. ત્યારબાદ ત્યાંથી સૌ વિદાય થયા.

× × ×

**નારાયણ ચરણદાસજી નો અક્ષરવાસ**

સ્વામીશ્રી સાથે વરતાલથી ભેગા નીકળનાર સ્વામી નારાયણચરણદાસજીએ સ્વામીશ્રીનો અતિ અપાર મહિમા જાણી, સર્વ પ્રકારે અનુવૃત્તિ સાચવી એકાતિક સ્થિતિ સિદ્ધ કરી લીધી હતી. નિયમ, ધર્મ, ઉપાસના અને આજ્ઞામા પૂરા અને સૌની સેવામા જ સદા રત રહેનારા આ સંતવર્યે, સ્વામીશ્રીની આજ્ઞા મુજબ બોચાસણ તથા સારંગપુરમાં કોઠાર, ભંડાર તથા ઠાકોરજીની સેવામાં જ પોતાનું જીવન વ્યતીત કર્યું હતું. સંતો તથા હરિભક્તોના હૃદય તેમણે મમતા અને પ્રેમથી જીતી લીધાં હતા. સારંગપુરમા જ છેટલા કેટલાક વર્ષોથી તેઓ રહેતા હતા. સત્સંગમાં સંપૂર્ણ સેવા કરી તેઓ અલ્પ માંદગી ભોગવી સ્વામી, મહારાજ તથા સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજના દિવ્ય દર્શન પામી, ધામમાં પધારી ગયા.

નારાયણચરણદાસજીના ધામમાં જવાથી સારંગપુરના સંતમંડળમાં તો સૌને અતિશય દુઃખ થયુ. કોઠારી હરિકૃષ્ણદાસજીની ઉદાસીનતા તો કોઇ રીતે ટળે તેમ ન હતી. સ્વામીશ્રીમાં અતિ તીવ્ર ભાવથી જોડાઇને સ્વામીશ્રીની સેવામાં જ જીવનની ઇતિશ્રી માનનારા નારાયણચરણદાસજી, હરિકૃષ્ણદાસજીને મન તો તેમના માથાના મુગટ સમાન હતા. તેમનો આ શોક ટાળવા સૌએ ઘણા ઉપાય કર્યા છતાં તેમને શાંતિ થઇ નહિ. છેવટે સ્વામીશ્રીએ તેમને નારાયણચરણદાસજીના દિવ્ય સ્વરૂપે દર્શન કરાવ્યા તેથી તેમનો શોક ટળી ગયો અને શાંતિ થઇ ગઇ!

× × ×

**ચચાણામાં પારાયણ**

મહા સુદ ૧૦ ને દિવસે ચચાણામાં મુક્તરાજ પુરીબાએ પારાયણ બેસારી હતી એટલે સ્વામીશ્રી ચચાણા પધાર્યા. દરબાર મેરામણસિંહજી અને ફતેસિંહજીના પ્રસંગથી આખું ગામ અક્ષર પુરુષોત્તમની નિષ્ઠાવાળું હતું. સ્વામીશ્રીની નાદુરસ્ત તબિયત હોવા છતાં દરબાર ગોવિંદસિંહજીના ભાવનો અનાદર કરી શકાય તેમ ન હતું. સ્વામીશ્રી સંતમંડળ સાથે પધાર્યા અને કથાનો પ્રારંભ થયો.

**પોતાના ગુરુ થવું**

સ્વામીશ્રીની નાદુરસ્ત તબિયત હોવા છતાં કથા પ્રસંગમાં મુદ્દાના જ્ઞાનભાગનું વિવરણ કરતા. કથા પ્રસંગની વાતોમાં સ્વામીશ્રીએ વાત કરતાં કહ્યું, "જ્યાં સુધી પોતે પોતાનો ગુરુ ન થાય ત્યાં સુધી આત્માનું શ્રેય થતું નથી. દરેક જીવ પ્રાણી માત્રને જ્ઞાન તો છે જ. જાનવરો પણ ઉત્તમ પ્રકારના લીલા અને સ્વચ્છ તૃણાદિકનો આહાર કરે છે પણ મલિન ઘાસ ખાતા નથી. તેમજ શુધ્ધ અને સ્વચ્છ જળ પીએ છે, પણ અસ્વચ્છ અને ગંધાતા જળને અડતા નથી. એ જ્ઞાન એમનામાં પણ સ્વતઃસિદ્ધ છે, પણ મનુષ્યોને એથી વિશેષ જ્ઞાન છે. તે જ્ઞાન તે પોતાના કલ્યાણને અર્થે ઉપાય કરવો તે જો મનુષ્ય પોતે પોતાનો

ગુરુ થઈ, ઈંદ્રિયો, અંતઃકરણને પોતાને વશ વર્તાવે અને કલ્યાણની ઈચ્છા રાખી, સ્વપ્રયત્ને મોક્ષ માર્ગે પ્રવૃત્તિ કરે અને સત્પુરુષ દ્વારા પરમાત્માના સત્યસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરે તો તેનું જરૂર કલ્યાણ થાય." આવી આવી અનેક વાતોના પ્રસંગમાં પૂર્ણાહુતિનો દિવસ આવી ગયો અને ધામધૂમથી કથા પ્રસંગની પૂર્ણાહુતિ થઈ.

મેરામણસિંહના પુત્રો લક્ષ્મણસિંહ, ઘનશ્યામસિંહ વગેરેએ આ પ્રસંગે ઘણીજ સેવા કરી અને મુક્તપિતાના યશસ્વી જીવનને ઓપ ચઢાવ્યો. ચચાણામાં આવા સુંદર જ્ઞાન પ્રસંગો અત્યાર અગાઉ ઘણા યોજાયા હતા. આમ ચચાણા તથા આલાવાડ પંથકને અક્ષર પુરુષોત્તમની નિષ્ઠાથી મેરૂભા, ફત્તુભા તથા જેસીભાએ જીવંત રાખ્યુ હતું. સ્વામીશ્રી ચચાણામાં પારાયણ કરી ત્યાંથી સારંગપુર પધાર્યા.

× × ×

પારાયણના પ્રસંગો એટલા બધા આવ્યે જતા કે તેનો ક્રમે ક્રમે ઉલ્લેખ કરતાં તો એક જુદો ગ્રંથ થાય. સ્વામીશ્રીનું સમગ્ર જીવન ભગવાન સંબંધી જ ક્રિયા કરવામાં વ્યતીત થતું એટલે એક પછી એક ઉત્સવો યોજાયે જતા. સ્વામીશ્રી પણ આવા પ્રસંગો યોજવા પ્રેરણા આપતા.

સમાધિવાળા માતાજીની પ્રેરણાથી શેઠ રામજી કેશવજીએ વૈશાખ માસમાં નાસિકમાં પારાયણ યોજી. સ્વામીશ્રી સંત મંડળ સાથે મુંબઈ થઈને નાસિક પધાર્યા. મુંબઈ, અમદાવાદ, સુરત, ભરૂચ, નડિયાદ, આણંદ, ઉપરાંત ખાનદેશના ઘણા હરિભક્તો પણ આ પારાયણમા આવ્યા હતા.

શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી, અક્ષરજીવનદાસજી, સવારની સત્સંગિજીવનની કથા વાંચતા. આ સંતોની નાની ઉમર છતાં આ

ગ્રંથના કેટલાક ગહન જ્ઞાન ભાગનું પણ ઉત્તમ રીતે વિવરણ કરતાં સાંભળી, અનુભવી શેઠ અત્યંત રાજી થયા. કથાને અંતે ઘણી વાર તેઓ કહેતા, 'આવી રીતે જો સંતોને કેળવ્યા હોય તો સંપ્રદાયનું ઓજસ બહાર આવે.' ખાસ કરીને શાસ્ત્રી નારાયણ સ્વરૂપદાસજીની કથા વાંચવાની પદ્ધતિથી સૌને ઘણોજ આનંદ થતો. રૂપેરી ઘંટડીના જેવા મધુર સ્વરથી એક એક શ્લોકના મુદ્દાના શબ્દો ઉપર વિવરણ કરતા જાય, મહારાજનું રહસ્ય સમજાવતા જાય અને છતાં પુનરાવર્તન દોષ ન આવે. લંબાણ પણ ન થાય. સ્વામીશ્રીનીજ શૈલી જ તેમણે ગ્રહણ કરી હોય તેમ કથા પ્રસંગ દરમ્યાન જણાતુ હતું.

નવરાશના સમયે સ્વામીશ્રી પાસે તેઓ કથાભાગના અધ્યાયનો પાઠ કરતા ત્યારે એ ગુરુશિષ્યના દિવ્ય યુગલ સ્વરૂપનું દર્શન કરતાં સૌ કૃતકૃત્ય થઈ જતા. શિષ્યના વિનમ્ર ભાવથી य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।* એવા ગુરુના આજ્ઞાવચનને શિરોમાન્ય કરતા, આ નાના સાધુ સ્વામીશ્રીના સબંધથી, આ પરમ ગુહ્ય રહસ્યને સમજીને પચાવતા હતા.

તેજ પ્રમાણે યોગીજી મહારાજની જ્ઞાન વાતો; મહારાજની મૂર્તિના રસભરપુર કીર્તનો અને બ્રાહ્મમુહૂર્તમાં અખંડ ધૂન્ય કરતા સંતો સહિત ગોદાવરી સ્નાનનો કાર્યક્રમ આ પ્રસંગોમાં સૌ સંતહરિભક્તો મગ્ન બની, ગયા હતા. આ દંડકારણ્ય, નૈમિષારણ્યમાં પરિવર્તન પામી, આજે સૌના મનોમય ચક્રની ધારા કુંઠિત કરી દેતું હતું, તેવો અનુભવ આ પ્રસંગે સૌ કરતા હતા. નિર્ગુણદાસ સ્વામી પણ વચનામૃતનાં આધારે સ્વરૂપ નિષ્ઠાની અલૌકિક વાતો કરી સૌને, સ્વામીશ્રી આજે મોક્ષનું દ્વાર છે તે સમજાવતા હતા. વળી નારણજી મહારાજ, શંકર કવિ વગેરે પોતપોતાની રીતે કથાવાર્તા-કીર્તનનો રસ પીરસતા

* 'આ પરમ રહસ્ય, મારા ભક્તોમાં વારે પ્રવર્તાવવાનુ છે: ગીતા

હતા. રામજી શેઠ તથા તેમના ધર્મપત્ની અ. સૌ. કમળાબા અતિ મહિમા સમજી સૌની શ્રદ્ધાપૂર્વક સેવા કરતા. આવી રીતે આ પ્રસંગની અલૌકિકતાથી પંચવટિ, પંચવ્રતધારી સ્વામીશ્રી અને તેમના સંતોના પાદસ્પર્શથી પુનિત બની ગઈ. શેઠને પણ પ્રતીતિ થઈ કે શ્રીજીના અખંડ ધારક સંતવર્ય સ્વામીશ્રી પાસે, શ્રીજીના સમયની સ્મૃતિ કરાવે તેવું જ પરમહંસ મંડળ છે. આવા અદ્‌ભુત પ્રસંગોથી આ પારાયણની પૂર્ણાહુતિ ધામધૂમથી થઈ. શેઠે શ્રદ્ધાપૂર્વક સેવા સારી કરી અને સ્વામીશ્રીના આશીર્વાદ લીધા.

મુંબઈનો વાર્ષિક સમૈયો

પૂર્ણાહુતિ બાદ સ્વામીશ્રી મુંબઈ પધાર્યા. આ જ અરસામાં મુંબઈના મંડળનો વાર્ષિક સમૈયાનો કાર્યક્રમ હતો. તે માટે મુંબઈના સત્સંગ મંડળે ઠાકુરદ્વાર રોડ ઉપર શેઠ ચેનીરામ જસરાજની વિશાળ વાડી રાખી લીધી હતી. તેમાં સંતો તથા હરિભક્તો માટે ઉત્તમ પ્રકારની સગવડતા કરી રાખી હતી. મુંબઈ મંડળના અહોભાગ્ય હતા કે આ વર્ષે સ્વામીશ્રી સાથે, નાસિકની પારાયણમાં આવેલા તમામ ગુજરાતના તથા ખાનદેશના હરિભક્તો પણ આવ્યા હતા.

સમૈયો એટલે કથા વાર્તાના પ્રસંગો. એ રહસ્ય સમજાવતા, સ્વામીશ્રી સવાર, સાંજ કે રાત્રે જ્યારે હરિભક્તોનો સમૂહ ભરાય ત્યારે ભગવાન અને ભગવાનના સંતની નિષ્ઠા દૃઢ કરવી, તેજ પ્રસંગો ઉપર વાત કરતા.

ભગવાનનો સંબંધ એટલે ગુણની નિવૃત્તિ

કથા વાર્તાના એક પ્રસંગે સંતના લક્ષણનાં મુક્તાનંદસ્વામીના ચાર પદ* પોતે ગવરાવ્યા અને સૌને એ ચારે પદ શીખી લેવાની આજ્ઞા કરી પછી વાત કરી કે :

* સુખદાયક રે (૨) સાચા સંતનો સંગ, સંત સમાગમ કીજીએ.

"ભગવાનનો સંબંધ એટલે ગુણની નિવૃત્તિ. માયા પણ ભગવાનના સંબંધે કરીને નિર્ગુણ થઇ જાય છે." તે ઉપર વર-૫ વચનામૃત વંચાવી વાત કરી, "જો પ્રત્યક્ષ ભગવાનના સ્વરૂપને ગુણાતીત અને માયા પર સમજે તો પોતે માયા પર થઈ જાય. માટે ભગવાનનું સ્વરૂપ સદા નિર્દોષ સમજવું. આવી રીતે ભગવાનના સ્વરૂપને વિષે જેને અખંડ દિવ્યભાવ રહે તે ભક્ત નિર્વિકલ્પ સ્થિતિવાળો ગણાય. છતાં પણ એવી સ્થિતિવાળો ભક્ત જો દેશ-કાળના યોગે કરીને ગુણમાં પ્રવેશ કરે તો સ્થિતિમાં ફેર પડી જાય. માટે ભગવાનના ભક્તને અસત્ દેશકાળ સેવવો જ નહિ."

"મોટા પુરુષનો સંગ બહુ જ કરવો, નિરંતર કરવો. મોટા પુરુષની વાતોથી બસો બસો ગાડા ગાળ નીકળે છે અને કારણ શરીરનો નાશ થાય છે. 'બહોત કાળ કરત સત્સંગા તબ હોવત સંશયકા ભંગા.' કયે વખતે કયો સંશય ટળશે અને આપણી ખોટ ટળશે તે શું કહી શકાય ? માટે અખંડ જોગમાં રહેવું."

"ગ. પ્ર. ૩૭ મું વચનામૃત વંચાવીને બોલ્યા, 'આવી નિષ્ઠા-વાળા ભગવાનના ભક્તનાં દર્શન એ ભગવાનનું જ સાક્ષાત્ દર્શન તુલ્યછે. એવા ભક્તનાં દર્શનથી હજારો જીવનાં કલ્યાણ થાય છે. પરંતુ જેમ ઘંટીનો ફેર ચડે છે તેમ વ્યવહારનો ફેર સૌને ચડી ગયો છે એટલે સમાગમ થતો નથી. જેણે મોટા પુરુષનો સમાગમ કર્યો હોય તેને સત્સંગનો રંગ લાગી જાય છે અને તેના અવયવ સર્વે ફરી જાય છે."

એટલી વાત કરીને પછી કહ્યું, "એવો તીવ્ર વેગ તો વિજ્ઞાનદાસ સ્વામીને હતો. વિજ્ઞાનદાસ સ્વામીએ એવી પરાભક્તિ સિદ્ધ કરી હતી, તેથી ભગતજીના મુખનું પાન બની ગયા હતા. આવી પરાભક્તિ સિદ્ધ કરવી એ કાંઈ સહેલી વાત નથી. ભગવાન કે મોટા પુરુષનાં ચરિત્ર જોયા અને જાણ્યા છતાં પણ તેમાં મનુષ્ય-ભાવ આવે છે, ત્યાં સુધી ભક્ત થવાતું જ નથી."

આ પ્રમાણે મુંબઈમાં જ્ઞાનવાર્તાની રસરેલથી સ્વામીશ્રીએ સૌ હરિભક્તોને બ્રહ્માનંદમાં તરબોળ કરી, અપાર સુખિયા કરી દીધા. સ્વામીશ્રીની અંગત સેવામાં બાલાગામના શ્રી વલ્લભભાઈ પુરુષોત્તમદાસ, મુંબઈની સહજ એવી વ્યાવહારિક પ્રવૃત્તિ છોડી એક ધારા રહ્યા હતા. સ્વામીશ્રીની રુચિ સમજી ખડે પગે તમામ સેવામાં અખંડ તત્પર રહેવું તે અતિશય શ્રદ્ધા અને મહિમા હોય તોજ બને. શ્રી વલ્લભદાસ આવા અપૂર્વ શ્રદ્ધાવાળા અને સ્વામીશ્રી પ્રત્યેઅનન્ય નિષ્ઠાવાળા હોવાથી જ, આ અલભ્ય સેવાનો લાભ લઈ શક્યા.

**અગાધ અને અમાપ સ્વામીશ્રી**

સ્વામીશ્રી સંત મંડળ સાથે શ્રીનગર પધાર્યા. અત્રે શ્રી ચંપકભાઈના સૂચનથી દર વર્ષના નિયમ પ્રમાણે પારાયણ ગોઠવ્યું હતું. શ્રી જીમહારાજનો સર્વ શાસ્ત્રના રહસ્યમય સિદ્ધાંત – બ્રહ્મરૂપ થઈ પરબ્રહ્મમાં જોડાવું – કેવળ અનુભવગમ્ય હોઈ, ત્રિકાલાબાધિત છે. આ રહસ્યને વિદ્વાનો પાસે શાસ્ત્રોક્ત રીતે સ્વામીશ્રીને મૂકતા સાંભળી, શ્રી ચંપકભાઈને થતું કે આવી અગાધ વિદ્વત્તાના મૂલ્ય જ્યાં અણઆંકયાં રહ્યા છે તો પછી વિદ્વત્તા અને સાધુતા, એ બન્નેનો સુમેળ સાધતા સ્વામીશ્રીના સ્વરૂપનું મૂલ્યાંકન લૌકિક દૃષ્ટિ કે બુધ્ધિથી શી રીતે થઈ શકે ? તેમને થયું બ્રહ્મવિદ્યાના મૂળથી તે ટોચ ઉપરની છેલ્લી ડાળી સુધીનો વિસ્તાર તો આ સ્વામીશ્રીમાં સભર ભર્યો છે. તેનું માપ કાઢવું અશક્ય છે. અમાપ અને અગાધ સ્વામીશ્રીના ચરણકમળમાં જ તેઓ નમી પડતા – એ ચરણમૂલથી સદાને માટે પાછા ન હઠવા ! !

અમદાવાદમાં કાશી વિશ્વનાથના વિશાળ મંદિરમાં મુક્તરાજ ચંપકભાઈ તથા મુક્તરાજ વિનુભાઈના આગ્રહથી અને સમગ્ર મંડળના સહકારથી, પારાયણ યોજાઈ. સમગ્ર અમદાવાદ મંડળે કમર કસી. દસ દિવસની પારાયણ છતાં રસોઈ પંદર દિવસની

નોંધાઈ ગઈ! કોઈ કે રમૂજમાં કહ્યું, 'સ્વામીશ્રી પાંચ દિવસ વહેલા પધારશે?' અને થયું પણ તેમ જ! સ્વામીશ્રી પાંચ દિવસ વહેલા પધાર્યા, કારણ કે આ પાંચ દિવસની રસોઈમાં 'કદાચ રહી ન જઈએ' એ વિચારથી રાજકોટથી મુક્તરાજ શેઠ શ્રી મોરારજીભાઈ ખાસ રસોઈ દેવા જ આવ્યા હતા. તેમની એવી અતુલ શ્રદ્ધાથી જ સ્વામીશ્રી વહેલા પધાર્યા હોય એમ સૌને લાગ્યું. ધન્ય છે તેમની શ્રદ્ધાને! આવા અદ્‌ભુત ઉત્સાહમાં આ પારાયણ પ્રસંગ ઉજવાયો.

## સુરતમાં સર્વોપરી પારાયણ

હું જાઉં છું કે તમારી પાસેજ છું?

ભાદરણના વતની અને ધંધાર્થે સુરતમાં રહેતા ભક્તરાજ શ્રી મગનભાઈ નરસિંહભાઈ પટેલ, સ્વામીશ્રીની આજ્ઞાથી 'શ્રી અક્ષર પુરુષોત્તમ સંસ્થા'ના મહામંત્રી પદે કામ કરતા હતા. સ્વામીશ્રીમાં અનન્ય ભાવે જોડાએલ આ ભક્તરાજના અંતરમાં સ્વામીશ્રી અને સંસ્થા એ સિવાય ત્રીજો કોઈ શબ્દ જ ન હતો. સ્વામીશ્રીના મહિમાનો વિસ્તાર અને સંસ્થાનો ઉત્કર્ષ, એ બે તેમના જીવનમંત્ર હતા. ઈસણાવના મંદિર પ્રવેશ સંબંધી થએલા ઝગડાને પરિણામે બોરસદની કોર્ટમાં ચાલતા મુકદ્દમામાં 'અક્ષર પુરુષોત્તમ' એ જ 'સ્વામિનારાયણ', શ્રીજી મહારાજ સર્વોપરી સર્વ અવતારના અવતારી પૂર્ણ પુરુષોત્તમ ભગવાન, સ્વામી અનાદિ મૂળ અક્ષર, એ યુગલ સ્વરૂપની ઉપાસના, એ જ સ્વામિનારાયણની સાચી નિષ્ઠા વગેરે પ્રશ્નો ઉપર વિસ્તારથી મુદ્દા શોધી આપવા તેમણે કાર્ય હાથ ધર્યું હતું. આવા શાસ્ત્રોક્ત સિદ્ધાંતો તો સ્વામીશ્રીની મદદથી જ સમજી શકાય. પરંતુ બોરસદમાં સ્વામીશ્રીએ તેમને આ કાર્ય સોંપ્યું અને પછી કહ્યું, 'તમો સંપ્રદાયના ગ્રંથો ઉપરથી આ મુદ્દાઓ શોધી કાઢજો, હું જાઉં છું', ત્યારે તેમણે હાથ જોડી કહ્યું, 'દયાળુ!' મેં સંપ્રદાયના શાસ્ત્રોનો અભ્યાસ કર્યો નથી. આપના દર્શન અને દૃષ્ટિમાં જ કૃતકૃત્યતા માની છે. એટલે આ કાર્ય મારા માટે તો

અશક્ય છે. કાયદાના મુદ્દાઓ હોય તો મારું કામ. પણ આ કામમાં મારું ગજું નહિ.' પરંતુ સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, 'તમો તૈયાર કરજો, મહારાજ ભળશે.' મગનભાઈને આ ન રુચ્યું. આ મુકર્દમામાં આ બધી વિગતો બે ત્રણ દિવસમાંજ રજૂ કરવાની હતી. સ્વામીશ્રીની હાજરી અનિવાર્ય હતી. પ્રસંગ ગંભીર હતો. એટલે મગનભાઈએ સ્વામીશ્રીને કહ્યું, 'સ્વામી! આપ જાઓ છો?' સ્વામીશ્રી તેમની મૂંઝવણ સમજી ગયા! પોતાના સર્વવ્યાપી સ્વરૂપને અને કર્તૃત્વશક્તિને ન પીછાણી શકનાર, આ ભક્તરાજના આ શબ્દો પાછળનો ભાવ જોઇ, સ્વામીશ્રી દૃઢતાપૂર્વક બોલ્યા, 'હું જાઉં છું?' એમ ત્રણ વખત બોલ્યા. છતાં મગનભાઇ આ શબ્દનો મર્મ હજુ ન સમજી શકયા. છેવટે સ્વામીશ્રીએ તેમને આશીર્વાદ આપતા કહ્યું, 'મગનભાઇ! મને ગમે ત્યારે યાદ કરજો, હુ તમારી સમીપમાં જ છું.' એમ કહીને પોતે નિર્ગુણદાસ સ્વામી સાથે ચાલી નીકળ્યા.

સ્વામીશ્રી તો ગયા. મગનભાઈને અંતરમાં વ્યથા થઈ. તે વ્યથાથી ઉદ્‌ભવેલી નિરાશામાં તેઓ રાત્રે વહેલા સૂઈ ગયા. પરંતુ આ શું? બરાબર રાત્રે એક વાગે તેમણે અવાજ સાંભળ્યો. 'મગનભાઇ! ઊઠો. ચાલો આપણે આપણું કામ કરવાનું છે.' મગનભાઈ એકદમ ઊઠી ગયા. આંખો ચોળી જોયું તો સ્વામીશ્રી તેમની પથારી પાસે બેઠા હતા. આ તે સ્વપ્ન કે જાગૃત અવસ્થા! તેમની મૂંઝવણ તથા આનંદનો પાર ન રહ્યો. સ્વામીશ્રીને દંડવત્ કર્યા. પછી સ્વામીશ્રીએ કહ્યું, "લ્યો કાગળ અને કલમ, અને માંડો લખવા.' પછી તો સત્સંગિજીવન, વચનામૃત, સ્વામીની વાતો, ભક્ત ચિંતામણી, નિષ્કુળાનંદ કાવ્ય તથા ઉપનિષદો ઉપરથી અક્ષર અને પુરુષોત્તમના સ્વરૂપ પ્રતિપાદનનાં સિધ્ધાંતો, સ્વામીશ્રી પોતાના દિવ્ય પ્રકાશમાં લખાવતા ગયા. સાત દિવસ સુધી આપ્રમાણે રોજ રાત્રે તેમને સ્વામીશ્રી દર્શન દે અને લખાવે. આવી રીતે સ્વામીશ્રીએ સાત દિવસ સુધી તેમને અલૌકિક સુખ આપ્યું. મગનભાઈ તો કૃત કૃત્ય થઇ ગયા. તેમને પ્રતીતિ થઈ કે સ્વામીશ્રી

તો દૂર જતા જ નથી, સદા આપણી પાસે જ હોય છે. આવી દૃઢ નિષ્ઠાના પરિપાકરૂપે સ્વામીશ્રી પ્રત્યેનો તેમનો આત્મીયભાવ વિશેષ અને વિશેષ દૃઢ થયો.

**સુરતનું સર્વોપરી પારાયણ**

તેમનો આવો ભાવ જોઈ સ્વામીશ્રી સુરત પધારતા, તેમને ઘેર જ ઉતરતા. એમ અનેક પ્રકારે તેમને સુખ આપતા. છતાં જાણે બીજા ભક્તોની સેવા અને સુખની તુલનામાં પોતાને મળતું આ સુખ ઓછું હોય, બીજા સ્વામીશ્રી માટે કરે છે એવું પોતાથી નથી થતું, એવી અતૃપ્તિની ભાવનાથી તેઓ સ્વામીશ્રીના દિવ્ય સુખની વિશેષ અને વિશેષ ઝંખના રાખતા. બીજે થતી પારાયણો, સમૈયા, ઉત્સવો જોઈ, તેઓ પણ સ્વામીશ્રીને કહેતા, 'બાપા ! અમારે પણ સુરતમાં પારાયણ કરવા સંકલ્પ છે.' તેમની એ વાત સાંભળી સ્વામીશ્રી હસતા અને કહેતા, 'સુરતમાં તો અમારે સર્વોપરી પારાયણ કરવું છે.' સ્વામીશ્રીની આ વાત સાંભળી મગનભાઈને લાગતું કે સ્વામીશ્રી તેમને રાજી કરવા કહે છે. કારણ કે સુરતમાં મુઠ્ઠીભર હરિભક્તો તેથી સર્વોપરી પારાયણ શી રીતે થાય ? સર્વોપરી પારાયણ તો મોટા શહેરમાં જ્યાં મોટા ગૃહસ્થ સત્સંગી હોય ત્યાંજ થાય. એટલે સર્વોપરી પારાયણનો વિચાર તેમના અંતરમાં ન પ્રવેશતો. પરંતુ સ્વામીશ્રીને વારંવાર તેઓ કહેતા કે સુરતમાં એક પારાયણ કરો. સ્વામીશ્રી તેના ઉત્તરમાં વારંવાર એમજ કહેતા, 'સુરતમાં તો સર્વોપરી પારાયણ કરવી છે.'

ગુરુપૂર્ણિમાના સમૈયા ઉપર મગનભાઈ તથા જયંતિલાલ ટાંક* સુરતના ભાવિક હરિભક્તો શ્રી ગોવિંદજી મશાલચી, મગનલાલ

*વડોદરા કલા ભુવનમાં ઓવરસીયરની ડીપ્લોમા લઈ, રાજકોટના આ સાહિત્ય અને કલા પ્રિય યુવાન સુરત આવ્યા અત્રે શ્રી. મગનભાઈ નરસિંહભાઈ પટેલના સમાગમથી સ્વામીશ્રી પ્રત્યેનો તેમનો જૂનો ભાવ વિશેષ પ્રગટ થયો. સ્વામીશ્રીએ પણ તેમની મુમુક્ષુતા પારખી જ્યારે જ્યારે સુરત પધારતા ત્યારે તેમને અનેક પ્રકારે દિવ્યભાવ બતાવી આકર્ષતા. કોઈ વખત અમુકજ સંતો હરિભક્તો માટે રસોઈ કરી હોય તેમાં

જરીવાલા, ચુનીલાલ કાપડીયા, અંબાલાલ મહાદેવીઆ વગેરેને લઈને બોચાસણ આવ્યા. ગુરુપૂર્ણિમાનો આવો અપૂર્વ સમૈયો, સ્વામીશ્રી પ્રત્યેનો હરિભક્તોનો ભાવ, અખંડ કથા વાર્તા, કીર્તન, ધૂન્ય-ભજન, સંતોના નિર્મળ વર્તમાન, વિશુધ્ધ સેવાભાવ વગેરે જોઈને, સુરતના આ હરિભક્તોને થયું, ''અતિ વિશુધ્ધભાવનો, હૃદયને પવિત્ર અને નિર્મળ કરી દે તેવો સત્સંગ તો અહીં થાય છે. આ સ્વામીશ્રી અને તેમના સંતોના સંબંધથી અંતઃકરણના મલીન રજકણો, પલટાઈ અતિ પવિત્ર ભાવને જરૂર પામી જાય છે.' તેમણે હાથ જોડી સ્વામીશ્રીને પ્રાર્થના કરી, ' દયાળુ ! આપ સુરત પધારો, સ્વામીશ્રીએ તેમનો ભાવ જોઈ કહ્યું, ' તમો સત્સંગિજીવનની પારાયણ ગોઠવો તો સાત દિવસનો દર્શન સમાગમનો લાભ સૌને મળે અને વળી સમાસ પણ થાય.' તેમણે સૌએ સ્વામીશ્રીનું આ વચન ઝિલ્યું અને સુરતમાં પારાયણનું નકકી થયું.

સુરતના આ સંભાવિત ગૃહસ્થોએ સ્વામીશ્રીનું વચન ઝિલ્યું તેથી 'હવે સુરતમાં સર્વોપરી પારાયણના પગરણ મંડાયા.' વિરોધના ગઢ સમાન ગણાતા સુરત શહેરમાં અક્ષર પુરુષોત્તમના અનુયાયીઓ પારાયણ ગોઠવે અને તે પણ સર્વોપરી; એવી તો શકયતા હતી જ નહિ. લડાઈના ભીષણ સંજોગોથી પ્રવર્તતી અનાજની તંગી, સરકાર તરફથી તે અંગે દાખલ થએલું નિયંત્રણ વગેરે સંજોગો જોતાં, સુરતમાં પારાયણ થવાનો સંભવ જ વિરોધીઓને દેખાતો ન હતો.

---

હરિભક્તો વધી પરે અને તેમને મુઝવણ થાય ત્યારે તમામ પ્રકારે રસોઈ સૌને પહોંચે તેમ અનુભવ કરાવી, કરેલી રસોઈ વધી પડે. કોઈ વખત પધરામણી સમયે દૂધ વગેરે પ્રસાદી થોડા પ્રમાણમાં હોય તેમાં વધારી, સ્વામીશ્રીએ સૌને વહેંચે અને ઉપરાંત પ્રસાદી પાછી આપે. જયંતિભાઈ પણ, સ્વામીશ્રીના પોતાને બતાવાતા આ દિવ્ય ચરિત્ર પાછળનો હેતુ સમજી, આ સત વર્ષનો વિશેષ અને વિશેષ સમાગમ કરી આધ્યાત્મિક પ્રગતિ સાધી, પોતાના આત્માનું શ્રેય કરવામાં જ આ જીવનનું સાચું ધ્યેય છે, તેમ માનતા થયા. ધીરે ધીરે સુરતના સત્સંગ મંડળમાં તેઓ આગળ પડતો ભાગ લઈ, સત્સંગની સેવા કરવા લાગ્યા. અદ્યાપિ પર્યંત આ સેવા તેઓ કરી રહ્યા છે.

પરંતુ સુરતનું પારાયણ તો નક્કી થયું જ. શ્રાવણ માસમાં કથા બેસારવાની સર્વ તૈયારીઓ થઇ ગઇ. ગોવિંદભાઈ મશાલચી, મગનલાલ જરીવાલા, અંબાલાલ મહાદેવીઆ, વાઘજીભાઈ બ્રહ્મભટ, ઘનશ્યામલાલ ઠાકોરલાલ, હરજીવનભાઈ, જસભાઈ છીવાભાઈ પટેલ, ચાંબાલાલ, તુલસીભાઈ ગાનાવાલા, મંછારામભાઈ રંગુનવાળા વગેરેએ આ પારાયણની જવાબદારી લઈ લીધી. મગનભાઈ અને જયંતિલાલ ટાંક તો મુખ્ય કાર્યકરો હતા જ. આ પારાયણની અપૂર્વ તૈયારીઓ જોતાં, સ્વામીશ્રી તેમનો સંકલ્પ પૂરો કરવાજ જાણે સૌમાં પ્રવેશ કરી, આ સર્વોપરી પારાયણ કરાવતા હતા, તેમ જણાતું હતું. મગનભાઈના ઉત્સાહનો પાર ન હતો. સ્વામીશ્રીએ બોચાસણમાં સર્વને 'સાગમટે' આમંત્રણ આપી દીધું હતું, કે 'સુરતની પારાયણમાં તમામ આવજો; પારાયણ સર્વોપરી થશે. એ આપણા ઘરનું પારાયણ છે;

સ્વામીશ્રી પોતાના સંત મંડળ સાથે પધાર્યા. સંત મંડળમાં યોગીજી મહારાજ, શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી, સ્વામી વિજ્ઞાનદાસજી, પુરાણી ગોપીનાથદાસજી, પુરાણી હરિવલ્લભદાસજી, તથા અન્ય સંતો હતા. સ્વામીશ્રીનો અતિ ભાવભીનો સત્કાર સુરતના સ્ટેશને લગભગ ૨૦૦ થી ૩૦૦ હરિભક્તોએ કર્યો. ત્યાંથી સ્વામીશ્રીની તથા સંતોની અલૌકિક નગર યાત્રા નીકળી. સ્વામીશ્રીનો ઉતારો અંબાલાલ મહાદેવીઆને બંગલે રાખ્યો હતો.

બીજે દિવસે કથાનો પ્રારંભ ભાટિયાની વાડીમાં થયો. વાડી ઘણી જ વિશાળ હતી. પ્રારંભના દિવસે જ હરિભક્તોની સંખ્યા સારા પ્રમાણમાં હતી. આવા અતિ દિવ્ય સમૂહની વચ્ચે મુક્તરાજ મગનભાઈએ, શેઠ ગોવિંદજીભાઈએ તથા કલેક્ટર શ્રી વૈદ્ય સાહેબ, એમ. સી. શાહ, સેસન્સ જજ વગેરેએ સ્વામીશ્રીનું તથા ગ્રંથનું પૂજન કર્યું. ત્યારબાદ આરતી કરી અને પછી કથાનો પ્રારંભ સ્વામીશ્રીએ, સત્સંગિજીવનના માહાત્મ્યના અધ્યાયથી કર્યો.

ત્યારબાદ શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજીએ સત્સંગિજીવનના બીજા પ્રકરણની કથાનો આરંભ કર્યો. સ્વામીશ્રીએ હસતા હસતા તેમની કોટમાં પોતે પહેરેલા તમામ હાર પહેરાવ્યા અને માથે હાથ મૂકયો. 'સત્સંગિજીવનની કથા નારાયણસ્વામીને સરળતાથી અને મધુરતાથી વાંચતા સાંભળી, સ્વામીશ્રી મંદ મંદ હસતા હતા. કેટલોક રહસ્યનો ભાગ સ્વામીશ્રી પોતે સમજાવતા હતા. આ પ્રમાણે કથા પ્રવાહ શરુ થયો.

સાંજની કથામાં સ્વામીશ્રી શ્રીમદ્ ભગવત્ ગીતા ઉપર ગોપાળાનંદ સ્વામીનું ભાષ્ય વાંચતા હતા. શ્રીજી પ્રમાણિત ગોપાળાનંદ સ્વામીનું આ ગીતા ભાષ્ય, અક્ષર અને પુરુષોત્તમના ઉપાસનાનાં સિદ્ધાંતોને સ્પષ્ટ કરે છે. કર્મયોગ અને સાંખ્ય યોગનું સાચું રહસ્ય પણ આ ગ્રંથમાં ગોપાળાનંદ સ્વામીએ સ્પષ્ટ સમજાવ્યું છે. સ્વામીશ્રી આ બધા અધ્યાયો વિવરણ કરી સુંદર રીતે સમજાવતા.

રાત્રીના આરતી બાદ, કોઠારી બળુભાઈ સોમનાથ અમદાવાદથી ખાસ આ પ્રસંગ માટે જ નાના યુવકોની સંગીત મંડળી લાવ્યા હતા, તે મંડળી તેમના રસિક કીર્તનો તાલબધ્ધ વાજિંત્ર સહિત ગાઈ સૌના મનરંજન કરતી હતી. ભગતજીના અનન્ય શિષ્ય નારના ખુશાલભાઈના પૌત્ર રસિકભાઈના આ કીર્તનોમાં અદ્ભુત સ્વરૂપનિષ્ઠા અને ભક્તિભાવ નીતરતો હતો. તેથી રાત્રીના આ કાર્યક્રમમાં જાણે અક્ષર ધામમાં જ બેઠા હોઈએ એવો દિવ્ય અનુભવ સૌને થતો. સ્વામીશ્રી પણ મંદ મંદ હસતા.

નારણજી મહારાજ પણ પોતાની અનોખી શૈલીથી શ્રીજી મહારાજનાં લીલાચરિત્રો કહીને સર્વ સભાને મંત્રમુગ્ધ કરી દેતા. સ્રીઓની સભામાં મુક્તરાજ મણીબા સમાધિમાં બેસતા અને મહારાજ તેમને અનેક પ્રકારની દિવ્ય પ્રસાદી આપતા. તેમના યોગે ઘણી નવી બહેનોને પણ સમાધિ થતી તેમાં સૌ સૌને પોતાના ઈષ્ટદેવનાં દર્શન થતાં. સંત તુકારામના એક દક્ષિણી ભક્તને સમાધિમાં તુકારામના દર્શન થયા,

પારાયણ દરમ્યાન જન્માષ્ટમીનો ઉત્સવ યોગીજી મહારાજે ધામધૂમપૂર્વક ઉજવ્યો. ઠાકોરજીને સોનાના પારણામાં ઝુલાવી, 'સોનાના મોર ઝુલે....એ કીર્તનથી રાત્રીના બાર સુધી કીર્તન ભક્તિ અમદાવાદની યુવક મંડળીએ કરી. ઊંઘ, ઉજાગરો કે થાકને ક્યાંય અવકાશ ન હતો. સૌને બસ આનંદ આનંદ અને આનંદ જ હતો. સવારના ૪ વાગે ઊઠવું, તાપીમાં સ્નાન કરવા જવું, પછી નિત્યકર્મથી પરવારી સભામાં બેસી જવું, બપોરના પણ આરામ નહિ, આ કથામાં આવેલ મોટા મોટા સંતો તથા હરિભક્તોને આસને વાતો સાંભળવી, વળી સાંજના પાછી કથા તે રાત્રીના બાર સુધી, બસ એ જ કાર્યક્રમ ! જગત ભૂલવા પ્રયત્ન કરતા યોગી, યોગથી સ્થૂળ અને સૂક્ષ્મની ઉપાધિનો ત્યાગ કરતા, પરંતુ જ્યારે અવ્યક્ત કારણ શરીર એકાએક જાગ્રત થતું, ત્યારે સ્થૂળ અને સૂક્ષ્મની ઉપાધિ પાછી વળગતી. પરંતુ અહીં તો તપ વગર, કેવળ સ્વામીશ્રીના સંબંધથી જ, સત્સંગથી જ, જાણે ત્રિકાળમાં જગત છે જ નહિ, એવું સૌને વર્તતું. પરમ એકાંતિક સંતના પ્રસંગની પ્રબળતાથી, સૌના મનોમય ચક્રની ધારા અહીં કુંઠિત થઈ ગઈ હતી. સર્વત્ર એક જ સૂર, આનંદ અને મસ્તદશાનો, સંભળાતો. આવા બ્રહ્મના આનંદમાં કથાના ૭ દિવસ પૂરા થયા અને પૂર્ણાહુતિનો દિવસ આવી ગયો.

**પ્રણામી આચાર્ય શ્રીકૃષ્ણપ્રિયાચાર્યજી**

કથા પ્રસંગે ચાલતી સમાધિના દર્શનથી પ્રણામી પંથના આચાર્ય શ્રીકૃષ્ણપ્રિયાચાર્યજી પણ સ્વામીશ્રીના દર્શને કથા પ્રસંગ દરમ્યાન આવતા. પોતે વિદ્વાન હતા, હિન્દુ ધર્મના તમામ શાસ્ત્રોના અભ્યાસ ઉપરાંત બાઈબલ, કુરાન વગેરેનો પણ તેમણે અભ્યાસ કર્યો હતો. સ્વામીશ્રીની અલૌકિક દિવ્ય મૂર્તિના દર્શન માત્રથી જ તેઓ આકર્ષાયા. સાંજની કથામાં ગીતા ઉપર સ્વામીશ્રીનું સ્પષ્ટ વિવરણ, અક્ષરે સહિત પુરુષોત્તમ નારાયણ પૃથ્વી ઉપર પધાર્યા, અક્ષરરૂપ થઈને જ પુરુષોત્તમનું ભજન કરવું ઇત્યાદિ, સિદ્ધાંતો વચનામૃત અને ગીતાના આધારે, સ્વામીશ્રી પાસેથી

સાંભળી, તેઓ મુગ્ધ થઈ ગયા. પોતે શાસ્ત્રોના ઊંડા અભ્યાસી હતા. એટલે તેઓ માનતા કે ભગવાનનો અવતાર અથવા તો તેમના સંબંધવાળા સંત પ્રગટ હોવા જ જોઇએ. તે જ્ઞાનથી સ્વામીશ્રીમાં ભગવત્સ્વરૂપભાવનું એમણે દર્શન કરી લીધું. વિદ્વત્તાનું, આચાર્યપણાનું માન છોડી, તેમણે સ્વામીશ્રીના ચરણકમળમાં પ્રણિપાત કર્યો. અત્યંત મુમુક્ષુતાથી તેમણે સ્વામીશ્રીને પ્રશ્ન પૂછ્યો, 'દયાળુ! આપના સ્વરૂપમાં ભગવાન અખંડ બિરાજે છે તે હું જોઈ શક્યો છું. છતાં પણ તે સ્વરૂપની વિશેષ અને વિશેષ દઢતા થાય અને આ દેહે જ મારા આત્માનું કલ્યાણ થાય અને માયા પરાભવ ન કરે તેવો ઉપાય બતાવો.'

સ્વામીશ્રી તેમનો ભાવ જોઈ અત્યંત રાજી થયા. 'તેમની મુમુક્ષુતા પારખી સ્વામીશ્રીએ તેમને સંબોધીને શરૂઆત કરી.

"શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું છે કે :—

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥

"ત્રિગુણાત્મક એવી જે મારી દૈવી માયા તે તરવી દુસ્તર છે. પરંતુ જે મને પામે છે તે મારી માયાને તરી જાય છે. માટે પ્રગટ ભગવાનની પ્રાપ્તિ સિવાય જીવનું કલ્યાણ થતું જ નથી. આ ભરતખંડમાં ભગવાન કાં ભગવાનના એકાંતિક સંત જરૂર વિચરતા હોય છે તેમને ઓળખી તેમનું શરણું લેવાથી જીવ માયાને તરી જાય છે."

**જ્ઞાન વિના મોક્ષ નથી**

"ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને માહાત્મ્યે સહિત ભક્તિ આદિક અનેક શુભ ગુણે યુક્ત જે સંત હોય તે ભગવાનના એકાંતિક સંત કહેવાય. એવા સંતને અને ભગવાનને અણુંજેટલું પણ છેટું નથી હોતું. માટે એવા સંતને ઓળખી તેમનું શરણું લેવાથી

ભગવાનનું સ્વરૂપ, ઐશ્વર્ય, શક્તિ વગેરેનું જ્ઞાન થાય છે અને ભગવાન ઓળખાય છે. ત્યારે જ માયાનું આવરણ ટળી જાય છે. માટે એવા સંતનો સમાગમ અહોનિશ કરવો."

"બ્રહ્મસ્વરૂપ સંત, મુમુક્ષુને બ્રહ્મજ્ઞાનનો અખંડ ઉપદેશ આપી, જીવને આવરી રહેલાં માયાના પડળ દૂર કરી, તેના સ્વસ્વરૂપનું તેને જ્ઞાન કરાવે છે, એટલે કે જીવને બ્રહ્મરૂપ કરે છે. માટે એવું દિવ્ય જ્ઞાન પ્રાપ્ત કરવા માટે એવા એકાંતિક સંતની મન, કર્મ, વચને નિષ્કપટ ભાવે સેવા કરી, તેમનામાં ગુરુબુદ્ધિ રાખી તેમનો અહોનિશ સમાગમ કરવો."

"જ્ઞાન વિના મોક્ષ નથી. માટે પ્રથમ ગુરુ થકી જ્ઞાન મેળવવું. અનેક પ્રકારના જ્ઞાન છે તે બધાંય કરોળિયાના જાળા જેવાં, જે જાય તે તેમાં ફસાય—તેવા છે. પરંતુ એક બ્રહ્મવિદ્યા જ સર્વોપરી છે. બ્રહ્મસ્થિતિ એ પહોંચેલા વિરલ સત્પુરુષો જ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપી તે સિધ્ધ કરાવે છે, અને જીવને બ્રહ્મરૂપ કરે છે. એ જ્ઞાન વડે પોતાના આત્માની અક્ષરબ્રહ્મ સાથે એકતા કરી अक्षरोऽहं । अहं ब्रह्म परं धाम ब्रह्माहं परमं पदं । એ દૃઢતા કરવાથી આત્મજ્ઞાનની સ્થિતિ થાય છે. ભગવાનના સ્વરૂપનું ગુરુ થકી શુધ્ધ જ્ઞાન થાય ત્યારે જ ભગવાનનું સ્વરૂપ સદા સાકાર, આનંદમય અને સત્ય છે, એ સત્ય સમજાય. ત્યારે જ ભગવાનના સ્વરૂપનું જ્ઞાન દૃઢ થાય અને સિધ્ધ થાય."

સ્વામીશ્રી એકધારી વાતો કર્યે જતા હતા. એટલી જ સ્થિતપ્રજ્ઞતાથી આચાર્યશ્રી સાંભળતા હતા. આત્મા અને પરમાત્માના સ્વરૂપના પર ભાવની આવી વાતો સાંભળી, આચાર્યશ્રીની આંખમાંથી અશ્રુપ્રવાહ ટપકવા લાગ્યો. તે તો એ જ સ્થિતિમાં પરીક્ષિતના જેવી દૃઢતાથી હાથ જોડી બેમી રહ્યા હતા. સ્વામીશ્રીએ પણ આવા મુમુક્ષુ બીજે કયાં જડશે એમ ધારી, પોતાની પરાવાણીનો સ્રોત ચાલુ જ રાખ્યો.

"આત્મા અને પરમાત્માનું જ્ઞાન થયા પછી વિજ્ઞાન એટલે વિશેષ જ્ઞાન થાય છે. તે જ્ઞાન અક્ષર પુરુષોત્તમના સ્વરૂપનું. બ્રહ્મસ્વરૂપ સદ્‌ગુરુ થકી પોતાનું સ્વરૂપ અક્ષર મનાય અને તેમના સમાગમથી અક્ષર સાથે એકતા થાય, ત્યારે તે સ્વરૂપમાં પરમાત્મા પુરુષોત્તમ નારાયણ પ્રગટ થઈ આવે છે. તે સાક્ષાત્કારની સ્થિતિ કહેવાય. તેમા, અક્ષરધામમા સર્વાવતારી પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રી સહજાનંદ સ્વામી અનંતકોટિ મુક્તે સહિત વિરાજમાન છે અને અક્ષર પણ મૂર્તિમાન સેવામા છે, એ સાક્ષાત્ દેખાય છે. તે સ્થિતિમાં ધામ, મુક્ત અને ધામના અધિપતિ પુરુષોત્તમ ભગવાન સિવાય બીજું કાંઈ દૃષ્ટિમા રહેતું નથી. આ છે આત્યંતિક જ્ઞાનની છેલ્લી સ્થિતિ !"

અક્ષરનું જ્ઞાન જાણવું આવશ્યક છે

"જ્ઞાનની એ છેલ્લી સ્થિતિ સિદ્ધ કરવા માટે અક્ષરનું જ્ઞાન, તેનુ સ્વરૂપ, ઐશ્વર્ય, ગુણ, શક્તિ વગેરે જાણવું આવશ્યક છે. તે અક્ષર ધામને પામીને મુક્ત પુરુષને પ્રકાશમય દિવ્ય દેહ બંધાય છે. अत्रायं पुरुषः स्वयं ज्योतिर्भवति ।[1] વળી શ્રુતિ કહે છે ऋचो अक्षरे परमे व्योमन्यस्मिन्देवा अधिविश्वे निषेदुः । यस्तन्न वेद किमृचा करिष्यति ।[2] વળી ગીતામા પણ કહ્યું છેઃ यदक्षरं वेदविदो वदन्ति विशन्ति यद्यतयो वीतरागाः । 'વેદવેત્તાઓ જેને અક્ષર કહે છે, જેમાં રાગ વિનાના મુનિઓ પ્રવેશે છે તે પદ હું તને સંક્ષેપથી કહીશ.' માટે મહારાજનો સિદ્ધાંત એ છે કે તે અનાદિ અક્ષર ધામને ઓળખવું અને તે સાથે એકાત્મ ભાવને પામવું-તો જ પુરુષોત્તમ નારાયણની પ્રાપ્તિ થશે. અક્ષરની જ જો ઓળખાણ ન થાય તો તેથી પર જે પુરુષોત્તમ નારાયણ તેની પ્રાપ્તિ તો શી રીતે થાય ? માટે આ જે સિદ્ધાંત છે તેને યથાર્થ જાણી, તે પ્રમાણે જ્યારે વર્તાશે અને

૧. ત્યાં આ પુરુષ સ્વયં પ્રકાશમાન છે -મુંડકોપનિષત્

૨. તે પરમ વ્યોમ-પ્રકાશરૂપ પદમા-અક્ષર બ્રહ્મમા, જે તેને જાણે છે તે નિવાસ કરે છે. જે મનુષ્ય તે અક્ષરને નથી જાણતો તે વેદોને લઈ ને શુ કરશે?

એક ભગવાન વિના બીજે કયાંય વૃત્તિ નહિં રહે, ત્યારે જ આત્યંતિક મોક્ષ થશે. ”

આ જ્ઞાનની સ્થિતિ સિદ્ધ કરવાનો ઉપાય બતાવતા સ્વામીશ્રીએ વાત કરી કે “ઉપાય તો ઘણા છે પણ તેમાં વિઘ્નો પણ ઘણા છે. ભરતજીને મૃગલીનું બાળક વિઘ્નરૂપ નિવડયું, અને ત્રણ જન્મ લેવા પડયા. તેમ જ મુક્તાનંદ સ્વામીને અષ્ટ પ્રકારે બ્રહ્મચર્ય પાળવાના તીવ્ર સંકલ્પમાં અનેક વિઘ્નો નડયા. અખંડ બ્રહ્મચર્ય, વિશુદ્ધ તપ અને સર્વોત્કૃષ્ટ જ્ઞાન, એ બધું ય મુક્તાનંદ સ્વામી, જ્યારે રામાનંદ સ્વામી પાસે આવ્યા, ત્યારે સિદ્ધ થયું અને પ્રગટ ભગવાનની પ્રાપ્તિ પણ થઈ. ”

આ પ્રમાણે આચાર્યશ્રીને સ્વામીશ્રીએ, અક્ષર અને પુરુષોત્તમના સ્વરૂપનું જ્ઞાન અને તે પામવાને માટે સત્પુરુષને લક્ષણે કરી ઓળખી, તેમનો સમાગમ કરવાની આવશ્યકતા, સમજાવી. સ્વામીશ્રીના દિવ્ય ઉપદેશામૃતથી આચાર્યનું અંતઃકરણ નિર્મળ થઈ ગયું. પરિણામે તેજ સાંજે તેમના મંદિરમાં સંધ્યા આરતી સમયે તેમને શ્રીકૃષ્ણના સાક્ષાત્ દર્શન થયાં. ત્યારપછી લગભગ એક અઠવાડિયા સુધી આચાર્યને રોજ રાધાકૃષ્ણના દર્શન થવા લાગ્યા. એટલું જ નહિ પરંતુ આરતી સમયે જે જે હરિભક્તો તેમના મંદિરમાં દર્શને આવતા તેમને પણ રાધાકૃષ્ણની નૃત્ય કરતી મૂર્તિઓના સાક્ષાત્ દર્શન થવા લાગ્યા. સ્વામીશ્રીના આ અલૌકિક પ્રતાપથી આચાર્યશ્રીને સ્વામીશ્રી પ્રત્યે અત્યંત સદ્‌ભાવ થયો.

વેદ તથા શાસ્ત્રોની ગતિ અક્ષર બ્રહ્મ સુધી જ છે

પૂર્ણાહુતિનો દિવસ અલૌકિક હતો, દિવ્ય હતો, જાણે અક્ષર ધામની જ સભા હોય તેવો સચ્ચિદાનંદ બ્રહ્મનો આનંદ સર્વત્ર પ્રવર્તિ રહ્યો હતો. સ્વામીશ્રીની દિવ્યમૂર્તિના દર્શન અને પૂજનથી સૌ દિવ્ય આનંદમાં મસ્ત બની ગયા હતા. પૂજનવિધિ બાદ સ્વામીશ્રીએ પ્રણામી સંપ્રદાયના આચાર્ય શ્રી કૃષ્ણપ્રિયાચાર્યને

વ્યાસપીઠ ઉપર બેસાડી સભાને કાંઇ ઉદ્‌બોધવા આજ્ઞા કરી. એ ત્રણ દિવસ પહેલાં જ સ્વામીશ્રી પાસેથી આ દિવ્ય જ્ઞાન પામી, તે સનાતન જ્ઞાનનો–અક્ષર પુરુષોત્તમના યુગલ સ્વરૂપની ઉપાસનાનો–સમન્વય વેદ, ઉપનિષદ, કુરાન, બાઇબલ વગેરેમાંથી કરતા તેમણે તેમનું પ્રવચન શરૂ કર્યું. સ્વામીશ્રી પ્રત્યેના તેમના અતિ અદ્‌ભુત ભાવથી જાણે તેઓ સ્વામીમય બની ગયા હોય તેવા ભાવે બોલવા લાગ્યા:

"શાસ્ત્રની દૃષ્ટિએ આ બ્રહ્માંડ અષ્ટાવરણે યુક્ત છે. તેવા જ અષ્ટાવરણ આપણા પિંડમા પણ રહ્યા છે, તેથી જીવ બદ્ધ રહે છે. તે આઠ આવરણથી પર પ્રકૃતિ પુરુષનો લોક છે. પ્રાકૃત પ્રલયમાં તે લોકનો નાશ થાય છે. તેથી પર આદિ નારાયણનું ધામ છે. કેટલાક કહે છે કે નારાયણ એ જ મહા વિષ્ણુ પરંતુ તે સત્ય નથી. આદિ નારાયણ એ જ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન. તે પૂર્ણ પુરુષોત્તમ ભગવાન પોતાના અક્ષર બ્રહ્મ ધામમાં સદાય નિવાસ કરીને રહે છે. જે વિદ્યા વડે અક્ષર બ્રહ્મને ઓળખાય છે તે પરાવિદ્યા કહેવાય છે. જે અક્ષર બ્રહ્મને ઓળખે છે તે જ બ્રાહ્મણ છે. ચાર વેદ તથા શાસ્ત્રોની ગતિ અક્ષર બ્રહ્મ સુધી જ છે. તેથી જ અક્ષર બ્રહ્મથી પર કોઈ દિવ્ય શક્તિ છે, તે પ્રશ્ન અણઉકેલ્યો જ રહી જાય છે."

આ પ્રમાણે આચાર્યશ્રીએ સ્વામીશ્રીની પ્રેરણાથી પ્રવાહ છોડયો. સભા સ્તબ્ધ બની ગઈ હતી. સંપ્રદાયના વિદ્વાનો, નિરીક્ષકની દૃષ્ટિએ આવેલા સજ્જનો, સર્વે આશ્ચર્ય પામતા હતા કે આ આચાર્ય બોલે છે કે તેમનામાં રહીને મહારાજ બોલે છે! આચાર્ય તો અસ્ખલિત પ્રવાહમાં જોરદાર વાણીથી બોલ્યે જતા હતા. સ્વામીશ્રી પણ તેમને સાંભળી મંદ મંદ હસતા હતા.

'સ્વામી' શબ્દ અક્ષર બ્રહ્મને અનુલક્ષે છે

"અક્ષર થકી પર પૂર્ણ પુરુષોત્તમ તે જ આદિ નારાયણ. 'સ્વામી' એ શબ્દ અક્ષરબ્રહ્મને માટે છે અને તે સાથે જે છે તે નારાયણ કહેવાય છે. સ્વામીનારાયણનો તે જ શાસ્ત્રોક્ત અર્થ છે. તે અક્ષરબ્રહ્મ એ શ્રી હરિનું ધામ છે. તે અક્ષર બ્રહ્મ અંતર્યામીરૂપે સર્વમાં, ધામરૂપે પૂર્ણ પુરુષોત્તમ ભગવાન અને

અનંતકોટિ મુક્તોને ધરી રહીને, અને મૂર્તિમાન સ્વરૂપે શ્રી હરિની સેવામાં, એમ ત્રણ પ્રકારે વર્તે છે. તે અક્ષરનું અવ્યક્ત સ્વરૂપ અતિ ગહન છે. તેનો કોઇ પાર પામી શકતું નથી. મોટા મોટાની દૃષ્ટિ ત્યાં સુધી જ પહોંચી છે. કબીર પણ અક્ષરબ્રહ્મને નિરાકાર સ્વરૂપે વર્ણવે છે. પરંતુ એ સમજણથી અક્ષરબ્રહ્મમાં સ્થિતિ થતી નથી અર્થાત્ બ્રહ્મરૂપ થવાતું નથી. મૃત્યુલોકથી માંડીને ગોલોક સુધીના બધા ધામ પાર કર્યા પછી જ, અક્ષરધામ પમાય છે. તે પરાજ્ઞાન સદ્‌ગુરુ થકી જ સમજાય છે. ”

“ કુરાન તથા બાઇબલમાં આગાહી કરેલ છે કે બારમી અથવા તેરમી સદીમાં પૂર્ણ પુરુષોત્તમ પ્રગટ થશે. રસૂલ કહે છે કે ‘ બારમી સદીમાં એવો માનવ પ્રગટ થશે કે જેથી અનેકનું કલ્યાણ થશે. તે પુરુષ હિંદમા પ્રગટ થશે અને પોતાના ધામ સાથે આવશે. ”

“ તે પુરુષ–પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રી સહજાનંદ સ્વામી સ્વરૂપે પ્રગટ થયા અને તે પૂર્ણ પુરુષોત્તમનુ સ્વરૂપ આજે આપણી સમક્ષ પ્ર. બ્ર. સ્વ. સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજ સ્વરૂપે, ગુરુરૂપે બિરાજમાન છે. પરંતુ તે મનુષ્ય સ્વરૂપ હોવાથી આપણાથી યથાર્થ સ્વરૂપે ઓળખી શકાતા નથી. પૂર્ણ પુરુષોત્તમ ભગવાન તથા તેમના અનાદિ ભક્ત અક્ષરધામને ઓળખવા તે કાંઇ બાળકોના ખેલ નથી. તે તો આવા સદ્‌ગુરુ થકી જ્ઞાન પામીએ તો જ ઓળખાય. ”

આચાર્યશ્રીએ આ પ્રમાણે તેમનું પ્રવચન પૂરું કર્યું. સભા દિંગમૂઢ બની ગઇ ! વિદ્વાન આચાર્ય આ વાત શી રીતે સમજી ગયા ? સૌને લાગ્યું કે સ્વામીશ્રીની અપાર કૃપા આ આચાર્ય ઉપર થઇ ગઇ છે નહિ તો આ સનાતન દિવ્ય સ્વરૂપ, અક્ષર અને પુરુષોત્તમનું, ઇંદ્રિયોને અગોચર, શાસ્ત્રોમાથી પણ સ્વપ્રયત્ને અપ્રાપ્ય, કોઇ રીતે ઓળખાય નહિ તે તેમને શી રીતે ઓળખાઇ ગયું ? વળી બ્રહ્મસ્વરૂપ સ્વામીશ્રીમાં, શ્રીજી મહારાજ પ્રગટ પ્રમાણ બિરાજી રહ્યા છે, તે યથાર્થ તેમને સમજાયું તે પણ આશ્ચર્ય જ

કહેવાય ! મોટા મોટાને પણ પ્રગટ સ્વરૂપમાં તો ભ્રાંતિ પડયા વિના રહેતી જ નથી.

પૂર્ણાહુતિ પછી તાપી સ્નાનનો કાર્યક્રમ હતો. આખા સુરત શહેરમાં સંતોની રથયાત્રા ફેરવી વાજતે ગાજતે તાપી નદીમાં સ્નાન કરવા તમામ સંતો તથા હરિભક્તો ગયા. પચ્ચીસ હજાર મુમુક્ષુઓની મેદિનીનું દ્રશ્ય ખરેખર અલૌકિક હતું. આ રીતે કોઇને પણ કલ્પનામાં ન આવે તેવું સર્વોપરી પારાયણ સુરતમાં થઇ ગયું. સર્વોપરી આ પારાયણ અને તાપી સ્નાન માટે નીકળેલી સર્વોપરી નગરયાત્રાના દર્શન કરી સૌ ભાવિક મુમુક્ષુઓને સ્વામીશ્રીના અપ્રતિમ પ્રતાપની ઝાંખી થઇ. માયાનું જોર ન ચાલ્યું અને સુરતમાં અપૂર્વ દિગ્વિજય થઈ ગયો ! મગનભાઈનો સંકલ્પ પૂરો થયો.

× × ×

**જાળીલા સ્ટેશને 'હરે'ની ઉપાધિ**

સુરતની કથાની પૂર્ણાહુતિ કરીને સ્વામીશ્રી ભરૂચ, અટલાદરા થઇને સારંગપુર આવવા અમદાવાદ પધાર્યા. અમદાવાદથી યોગીજી મહારાજે જાળીલા રોડના સ્ટેશન માસ્તર હરગોવિંદભાઈને પત્ર લખ્યો, 'સ્વામીશ્રી તથા અમો મળીને ૭-૮ જણા આવતી કાલે જાળીલા રોડ ઉતરશું તો 'હરે'ની ઉપાધિ ન કરતા માત્ર દૂધ તૈયાર રાખજો.' સ્વામીશ્રી જ્યારે જ્યારે સારંગપુર પધારતા ત્યારે જાળીલા રોડ સ્ટેશને હરગોવિંદભાઈના કવાટર્સમાં થોડો આરામ કરતા. કોઇ કોઈ વખત ઠાકોરજીને થાળ જમાડતા અને પછી જ સારંગપુર જતા. સ્વામીશ્રીને જાળીલા રોડ ઊતરીને જ સારંગપુર જવાનું ફાવતું.

આ અગાઉ આ સ્ટેશને કોઇ સત્સંગી માસ્તર ન હતા એટલે સ્વામીશ્રી બોટાદ ઊતરી સારંગપુર જતા. હરગોવિંદભાઇને ભાવનગરમાં રહેતા તેમના સસરા જગજીવનદાસ રાવળના પ્રસંગથી સત્સંગ થયો. તેઓ પ્રથમ જ્યારે સારંગપુર સમૈયે આવ્યા ત્યારે સ્વામીશ્રીએ તેમને પૂછ્યું, 'માસ્તર! તમારી જાળીલા રોડ બદલી થાય કે

નહિ ?' ભોળા સ્વભાવના માસ્તરે હાથ જોડી કહ્યું, 'દયાળુ ! જ્યાં માંગણી કરીએ ત્યાં તો બદલી થાય જ નહિ. વળી હમણાં જ મારી બદલી કુંડલી સ્ટેશને થઇ છે એટલે તાત્કાલિક કાંઇ બદલી થવા સંભવ નથી.' પરંતુ સ્વામીશ્રીએ તેમ છતાં તેમને કહ્યું, 'તમે માંગણી તો કરજો. મહારાજની ઇચ્છા હશે તો જાળીલા રોડ બદલી થશે. તમારા જેવા સત્સંગી તે સ્ટેશને હોય તો અમને ઉતરવાની સગવડતા રહે.' માસ્તરને સત્સંગની શરૂઆત હતી એટલે સ્વામીશ્રીના આ શબ્દો ઉપર તેમણે ખાસ ધ્યાન આપ્યું નહિ. સમૈયો કરી તેઓ કુંડલી સ્ટેશને ગયા ત્યાં તાર આવ્યો હતો કે માસ્તરની બદલી જાળીલા રોડ થાય છે. તાર વાંચી હરગોવિંદભાઇને આશ્ચર્ય થયું, 'અહો ! હજુ હમણાં જ બદલી થઇ હતી, છતાં આ ફરી બદલી અને તે પણ સ્વામીશ્રીના કહ્યા પ્રમાણે જાળીલા રોડ સ્ટેશને જ !' તેમને તથા તેમના સમગ્ર કુટુંબના આનંદનો પાર ન રહ્યો. આ સેવા સ્વામીશ્રીએ તેમને પોતાના ગણી આપી હતી. હરગોવિંદભાઇએ પણ ત્યારપછી સ્વામીશ્રી અને સંતોની સેવા કરવામાં કચાશ ન રાખી.

યોગીજી મહારાજનો પત્ર આવ્યો એટલે માસ્તરના પત્ની અ. સૌ. કંચનબહેને યોગીજીમહારાજની 'હરે'ની ઉપાધી ન કરવાની સૂચના છતાં 'કંઇ સ્વામીશ્રીને એમ જમાડયા સિવાય જવા દેવાય ?' એવા અપૂર્વ ભાવથી, ૮-૧૦ સંત હરિભક્તો માટે લાડુ, દાળ, ભાત, શાક, ભજિયા વગેરેની રસોઇ કરી નાખી. સ્વામીશ્રી તથા યોગીજી મહારાજ સવારના વહેલા અમદાવાદથી ગાડીએ બેસવાના હતા. બપોરે લગભગ ૧૨ વાગે જાળીલા રોડ સ્વામીશ્રી ઉતરે અને ત્યાંથી સારંગપુર પહોંચે ત્યાં લગભગ ૩ વાગી જાય. સ્વામીશ્રી અને સંતો એમ ભૂખ્યા જાય તે તો બને જ નહિ. એટલે 'હરે'ની તમામ તૈયારી તેમણે કરી દીધી હતી.

ખરેખર બાર વાગે ગાડી આવી અને સ્વામીશ્રી સાથે યોગીજીમહારાજ અને ૫૦ સંતો તથા હરિભક્તો ઉતર્યા. સ્વામીશ્રી તો

ઉતરીને સીધા મંદિર તરફથી આવેલા વાહન તરફ ચાલ્યા. એટલામાં હરગોવિંદભાઇ સ્વામીશ્રી પાસે આવ્યા અને હાથ જોડી કહ્યું, 'દયાળુ ! ઘેર રસોઇ તૈયાર રાખી છે, તો આપ ઠાકોરજીને જમાડી, આરામ કરી સાંજે જવાનું રાખો.' તે સાંભળી સ્વામીશ્રી જરા ઠપકો દેતા હોય તે રીતે બોલ્યા, 'આટલા બધા હરિભક્તો સાથે છે અને દેશકાળ કેવો છે તે સમજો છો કે નહિ ?' આથી હરગોવિંદભાઈ તો આગળ કાંઇ બોલી શકયા નહિ. પરંતુ કરુણામૂર્તિ યોગીજી મહારાજને તેમણે પ્રાર્થના કરી. યોગીજી મહારાજે સ્વામીશ્રીને વિનંતિ કરી. સ્વામીશ્રી તો ભક્તવત્સલ હતા. તેમને માસ્તરની ગણતરીનો ખ્યાલ હતો. પરંતુ તેમનો આવો અપૂર્વ ભાવ જોયો એટલે સ્વામીશ્રીએ યોગીજી મહારાજને કહ્યું, 'સારું, ઠાકોરજીને થાળ કરો.' યોગીજી મહારાજે સ્વામીશ્રીની આજ્ઞા પ્રમાણે ઠાકોરજીને થાળ કર્યો. પછી બગીચામાં સ્વામીશ્રીએ સૌ સંતો તથા હરિભક્તો મળી ૨૫ જણાને જમવા બેસાડી દીધા. પછી પોતે લાડુનો થાળ લઈ પીરસવા પધાર્યા. લાડુ ફક્ત ચોવીસ-જ થયા હતા. તેમાં પણ ચાર લાડુ અંદર રાખી વીસ જ થાળમાં મૂકયા હતા. તે થાળ લઇ બગીચામાં બેઠેલા તમામ સંત હરિભક્તોને સ્વામીશ્રીએ લાડુ પીરસ્યા. પછી તે જ થાળ લઈ ઘરમાં બેઠેલા બીજા પચ્ચીસ હરિભક્તોને લાડુ તેમણે પીરસ્યા અને થાળ ખાલી અંદર મોકલીને કહ્યું, 'હવે ચાર લાડુ જ ફક્ત જોઈશે તે અંદર રાખ્યા છે તે લાવો.' આમ ફક્ત ચોવીસ લાડુમાંથી ૫૦ સંત હરિભક્તોને પોતે અતિતૃપ્ત કરી, સૌને જમાડી, પછી પોતે જમ્યા. હરગોવિંદભાઈના કેવળ ભાવને લીધે જ સ્વામીશ્રીએ આ પ્રતાપ દેખાડયો અને તેમની લાજ રાખી. હરગોવિંદભાઈ તથા તેમનું સમગ્ર કુટુંબ અત્યંત રાજી થઈ ગયું. સ્વામીશ્રીના ચરણકમળમાં પ્રણિપાત કરી, સ્વામીશ્રીને ગાડામાં બેસી સારંગપુર જતાં દૂર સુધી સૌ ભાવભીની આંખે જોઈ રહ્યા !

× × ×

આજ અરસામાં 'જાગા ભક્ત સ્વામીની વાતુ'ના ગ્રંથનું પારાયણ ડાંગરામાં કરાવવાનું શ્રી માધવજીભાઈ, મોહનલાલ આજગીયા તથા મિસ્ત્રી રામજીભાઈએ નક્કી કર્યું. પરંતુ વઢવાણમાં શ્રી હરગોવિંદભાઈ અક્ષરવાસી થયા અને ત્યારબાદ જળઝિલણી એકાદશીને દિવસે જ શ્રી મોહનલાલ આજગીયાની પુત્રી રમાબહેન અક્ષરવાસી થયા. આમ આ શુભ પ્રસંગમાં વિઘ્નો આવ્યા. છતાં પારાયણ તો કરવી જ એવો સૌએ દઢ નિશ્ચય કર્યો. એટલામાં રાજકોટના ગીધુભાઈના પુત્ર ભોગીલાલ ભયંકર બીમારીમાં પટકાયા અને જોત જોતામાં માંદગી અતિ ગંભીર થઈ ગઈ. શેઠ નારણલાલભાઈ તથા ગીધુભાઈની સત્સંગમાં અપૂર્વ સેવા અને શુભનિષ્ઠાથી સમગ્ર રાજકોટ મંડળ તેમના આ દુઃખના નિવારણ માટે મહારાજને પ્રાર્થના કરવા લાગી ગયા. સ્વામીશ્રીને પણ પ્રાર્થના પત્ર લખ્યો. સ્વામીશ્રીએ તુરત જ આશીર્વાદ પાઠવ્યો કે 'ભોગીલાલની રક્ષા મહારાજ કરશે અને અમો મોજીદડથી રાજકોટ આવીએ છીએ. તમો પારાયણની તૈયારી કરજો.' સ્વામીશ્રીના આ આશીર્વાદથી ભોગીલાલની તબીયત તુરત જ સુધરવા લાગી અને થોડા દિવસમાં તેમને આરામ થઈ ગયો.

ડાંગરાના અદ્દભુત તીર્થધામમાં હરિભક્તોએ કથા પ્રસંગ ગોઠવ્યો હતો. આવા નિર્ગુણ સ્થાનમાં આ કથા પ્રસંગ, સ્વામીશ્રીનો સાત દિવસનો અખંડ સંબંધ અને યોગીજી મહારાજ, નિર્ગુણદાસ સ્વામી વગેરે સંતોની વાતો, અંતર ઉજાળે એવા આ દિવ્ય સંબંધથી સૌના અંતરમાં આનંદ આનંદ થઈ ગયો. ઓધવજી શ્યામજી આચાર્ય તથા મોહનલાલ રામજી આજાગીઆએ આજ અરસામાં બહાર પાડેલ 'સ્વામીશ્રી જાગા ભક્ત સ્વામીની વાતો'ના પુસ્તકની કથા અહીં શરુ કરી.

સ્વામીશ્રીની શરીર પ્રકૃતિ અસ્વસ્થ હતી. યોગીજી મહારાજ રોજ કથા વાંચતા. સ્વામીશ્રી તેમાંના સુદ્દાના પ્રસંગો ઉપર જૂની જૂની વાતો કરતા. આ પ્રમાણે આ દિવ્ય સ્થાનમાં સાત દિવસનો

કથા પ્રસંગ ઊજવાયો. રાજકોટ મંડળનો અત્યંત ઉત્સાહ હતો. આ પારાયણમાં મુખ્યત્વે શેઠ શ્રી મોરારજીભાઈ, ઓધવજીભાઈ, મોહનલાલ આલાગીઆ, જામનગરવાળા મિસ્ત્રી રામજી લક્ષ્મણ માવદીયા, માધવજીભાઈ, પૂજાજીબાપુના પૌત્ર પ્રભાતસિંહજીભાઈ, વઢવાણવાળા ચંદુલાલભાઈ આદિએ મુખ્ય ભાગ લીધો હતો.

પૂર્ણાહુતિને પ્રસંગે સ્વામીશ્રીએ, અનાદિ મહામુક્ત શ્રી જાગાભક્ત તથા ભગતજી મહારાજનો અપાર મહિમા કહ્યો. આ બે સત્પુરુષોનો સાક્ષાત્ પ્રસંગ તેમને હતો. એટલે તેમના સ્વરૂપ, ઐશ્વર્ય, ગુણ, શક્તિ વગેરેનો યથાર્થ અનુભવ તેમણે કર્યો હતો. 'આવા પુરુષોનો મહિમા જેમ છે તેમ સમજવો તે જ જ્ઞાન છે. તે જ્ઞાન થયા પછી તેમના સ્વરૂપમાં જોડાઈ જવું તે ભક્તિ છે.' એ આદિ ઘણીક વાતો સ્વામીશ્રીએ કરી સૌને રાજી કરી દીધાં. પૂર્ણાહુતિ બાદ સ્વામીશ્રી અને સંતમંડળ ત્યાંથી નીકળી સીધા ગોંડળ સ્વામીનો જન્મ જયંતિ મહોત્સવ ઊજવવા પધાર્યા.

× × ×

સં. ૨૦૦૦ના પોષ માસમાં સ્વામીશ્રીને સલાડના હરિભક્તો તરફથી આમંત્રણ મળ્યું. કાનમમાં સત્સંગ પૂર વેગથી વધતો હતો. તેમાં પણ અટલાદરાના મંદિરના પાયા નંખાયા તેથી કાનમ-વાકળના પ્રદેશને વિશેષ પોષણ મળ્યું. આ પ્રદેશમાં મુક્તરાજ પૂજાજીબાપુ ઘણું ફર્યા હતા અને અક્ષર પુરુષોત્તમના જ્ઞાનના બીજ તેમણે અહીં વાવી દીધાં હતાં. વળી સ્વામીશ્રી પણ આ પ્રદેશમાં પધારતા અને આ જ્ઞાનસિંચનને વેગ આપતા.

સલાડના મુક્તરાજ મણીભાઈ નાનાલાલ ભટ્ટને જ્યારથી સ્વામીશ્રીનો પ્રસંગ થયો ત્યારથી આ પ્રદેશમાં વિદ્યુત્શક્તિથી સત્સંગનો પ્રચાર તેઓ કરવા લાગ્યા. ઢીકરિયામાં સ્વામીશ્રીની તેમણે ધામધૂમથી પધરામણી કરી. ત્યારથી જ સ્વામીશ્રીના

દિવ્ય સ્વરૂપમાં તેમને અચળ નિષ્ઠા થઈ ગઈ. સ્વામીશ્રીના દિવ્ય-સ્વરૂપની ઓળખાણ પોતાની સમગ્ર જાંબુ જ્ઞાતિને થાય, આખા કાનમ અને વાકળના પ્રદેશમાં આ દિવ્ય પુરુષનો પ્રતાપ પ્રસરે એવા સંકલ્પ તેમને થયા કરતા હતા. સ્વામીશ્રી પણ તેમના આ શુભ સંકલ્પોને પોષણ આપતા.

તેમના જન્મસ્થાન સલાડમાં તેમણે સ્વામીશ્રીની પધરામણી કરાવવાનું નક્કી કર્યું. સલાડના જૂના ભક્તરાજ બદ્રિનાથભાઈ, નારાયણભાઇ, ડાહ્યાભાઇ, જેશંકરભાઈ, નરહરીભાઈ વગેરેનો પણ ઉત્સાહ ખૂબ જ હતો. સ્વામીશ્રી, યોગીજી મહારાજ, કોઠારી ભક્તિજીવનદાસજી, સાધુ ચતુર્ભુજદાસજી, હરિસ્વરૂપદાસજી વગેરે સંત મંડળ તથા નડિયાદના બ્રહ્મભટ્ટ વિઠ્ઠલભાઈ તથા હકાભાઈ ખાચર વગેરે હરિભક્તના મંડળને લઇ સલાડ પધાર્યા. સ્વામીશ્રીને મંદિરમાં ઉતારો કરાવ્યો.

સ્વામીશ્રીના દર્શન અને પ્રવચન માટે મંદિર પાસે જ સુશોભીત મંડપ રચ્યો હતો. આ મંડપમાં એકાદશીની સવારથી ચોવીસ કલાકની અખંડ ધૂન્ય ચાલુ કરી. રાત્રે સ્વામીશ્રી તથા યોગીજી-મહારાજે એકાંતિક ધર્મ તથા સત્પુરુષનો પ્રસંગ, સંત અસંતના લક્ષણો વગેરે ઉપર સુંદર પ્રવચનો કર્યા. બારસની સવારે સૌને પારણા કરાવ્યા. સ્વામીશ્રી અત્રે પધાર્યા તેથી સમગ્ર ગામને તથા જાંબુ જ્ઞાતિના આજુબાજુના ગામના પોતાના સંબંધીઓને જમવાનું આમંત્રણ મણીભાઈ એ આપ્યું. સ્વામીશ્રીની પ્રસાદી જમે તો સૌને સંસ્કાર થાય એ ઉદ્દેશથી, મુક્તરાજ મણીભાઈ એ સામુદાયિક પ્રચારનું આ શસ્ત્ર અજમાવ્યું. સ્વામીશ્રી પણ અત્યંત રાજી થયા.

સ્વામીશ્રીની સલાડમાં ઘેર ઘેર પધરામણી થઈ. રેશમી વસ્ત્રો તથા ફૂલઝાડના કુંડાથી રસ્તો દીપાવી, સંતો અને હરિભક્તોને મણીભાઈએ પોતાને ઘેર પધરાવ્યા. સ્વામીશ્રી અને સંતોને દિવ્ય સિંહાસન બનાવી તે ઉપર પધરાવ્યા. ૧૦૧ દીવાની આરતી ઉતારી,

સોનારૂપાના પુષ્પે વધાવ્યા અને સ્વામીશ્રી સામે હાથ જોડી સેવાની આજ્ઞા માટે ઊભા રહ્યા. બલિરાજાની પેઠે સર્વસ્વ અર્પણ કરવાની ભાવનાવાળા આ ભક્તરાજનું સર્વસ્વ, પોતાની વિરાટ શકિતનું જગતને દર્શન કરાવવા, સ્વામીશ્રી લેવા તૈયાર જ હતા. પરંતુ એ સમયને હજુ વાર હતી. આ ભક્તની ત્વરા તો ઉછાળા મારતી હતી. સ્વામીશ્રીની વિરાટ શક્તિના અતુલ સામર્થ્યવાળા વિદ્યુત્ ગતિએ ફરતા ચક્રને સ્પર્શી, મણીભાઈના આ ઉત્સાહના પૂર, ભવિષ્યમાં કોઈ અપૂર્વ શક્તિના સર્જનની આગાહી અત્યારથી જ કરવા લાગ્યા. સ્વામીશ્રીએ એ શકિતને યથાવકાશે બહાર લાવવાનું નક્કી કરી હમણાં તેને દબાવી. મુકતરાજ મણીભાઈના મનોરથ પૂરા કરી, સ્વામીશ્રીએ સંત મંડળ સાથે ત્યાંથી વિદાય લીધી.

× × ×

સમાધિવાળા શ્રી મણીબાના પ્રસંગથી પૂનામાં રહેતા શ્રી સોમપ્રકાશ નંદા–શ્રી ગુલઝારીલાલ નંદાના સંબંધી – તેમને સત્સંગ થયો. સ્વામીશ્રીના અતિ અપાર મહિમાની વાતો સાંભળી તથા સમાધિના દિવ્ય દર્શનથી, તે દ્વારા પોતાની પૂરી થએલી મનોકામનાથી તેમને એમ થયું કે સ્વામીશ્રીના સમાગમનો લાભ નિવૃત્તિ મેળવીને લેવો.

સારંગપુરમાં પારાયણ કરાવવાનો તેમને સંકલ્પ હતો. સ્વામીશ્રીએ તેમની વિનતિ સ્વીકારી અને સારંગપુરમાં શ્રી સત્સંગિજીવનના ૪ થા પ્રકરણની કથા શરુ કરી.

જ્યાં સારંગના* મેઘ મલ્હારના ટહુકારથી આષાઢના બારે મેઘ આવી વર્ષતા તે જ સ્થાનમાં, આ કથા પ્રસંગે સ્વામીશ્રીએ પણ જ્ઞાનવાર્તાના વર્ષાદ વર્ષાવ્યા. આ સ્થાનમાં આવો દિવ્ય કથા પ્રસંગ યોજાયો. શ્રી સોમપ્રકાશજીના મનોરથને પૂરો કરી, સ્વામીશ્રીએ એવા જ બ્રહ્માનંદમાં કથાની પૂર્ણાહુતિ કરી. સોમપ્રકાશજી આ પ્રસંગથી, સ્વામીશ્રીના દર્શન અને સમાગમથી ખરેખર કૃતકૃત્ય થઈ ગયા.

× × ×

* મોરના.

ચૈત્ર વદમાં નાપાડમાં ભુલાભાઈએ પારાયણ કરાવવાનું નક્કી કર્યું. એટલે સ્વામીશ્રી તથા યોગીજી મહારાજ, કોઠારી હરિકૃષ્ણદાસજી, શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી, રામજી ભગત વગેરે બોચાંસણથી નીકળી ચૈત્ર વદ ૫ ને દિવસે નાપાડ પધાર્યા. નિર્ગુણદાસ સ્વામી આગળથી તૈયારી કરવા આવી ગયા હતા. ભુલાભાઈના ઉત્સાહથી સ્વામીશ્રીએ આ કથા પ્રસંગે જ્ઞાનામૃતની રસરેલ વર્ષાવી અને શુદ્ધ ઉપાસના, સાચા સત્પુરુષના લક્ષણ વગેરે યથોચિત સમજાવ્યા.

× × ×

**દેવતા દર્શન કરે છે પણ તને દેખાતા નથી**

સ્વામીશ્રી, યોગીજી મહારાજ, નિર્ગુણદાસ સ્વામી તથા અન્ય સંતો ભાવનગરવાળા શેઠ પ્રભુદાસભાઈ, શેઠ ચીમનભાઈ, શેઠ જયંતિલાલ વગેરે આશરે ૪૦–૫૦ સંત હરિભક્તોને લઈને ગઢપુર પધાર્યા. સ્વામીશ્રી પધાર્યાના સમાચાર સાંભળી નગરશેઠ શ્રી. મોહનલાલ મોતીચંદ આયરના ચોરા પાસેના આપણા હરિ મંદિરમાં દર્શને આવ્યા. સ્વામીશ્રીએ અત્રે આયર હરિભક્તોનું મંડળ સ્થાપી રાત્રે ઘણી વાતો કરી.

બીજે દિવસે સવારમાં ઘેલામાં સ્નાન કરવા સૌ ગયા. મુક્તાત્મા કસ્તુરબાના અસ્થિ ઉન્મત્ત ગંગામાં ચીમનભાઈએ પધરાવ્યા. તે નિમિત્તે તે દિવસે રસોઈ આપી. સાંજે સ્વામીશ્રી ગોપીનાથજીના મંદિરે દર્શને ગયા અને ત્યાંથી લક્ષ્મીવાડીએ દર્શને પધાર્યા. અહીં તમામ પ્રસાદી સ્થાનના દર્શન સૌ સંતોને સ્વામીશ્રીએ કરાવ્યા. પછી મહારાજ શમીપૂજન કરવા જતાં તે પ્રસાદીના સ્થાને પધાર્યા. અહીં લેખ હતો તે વંચાવ્યો. તેમાં લખ્યું હતું, ‘ અહીં મહારાજ શમીપૂજન કરવા પધારતા ત્યારે દેવો દિવ્ય સ્વરૂપે દર્શને આવતા, પુષ્પવૃષ્ટિ કરતા અને ઇન્દ્ર મેઘવર્ષા કરી મહારાજનું પૂજન કરતા. ’ આ લેખ વાંચી નાગરદાસ ચૌહાણે સ્વામીશ્રીને પૂછ્યું, ‘ અત્યારે દેવતા દર્શન નહિ કરતા હોય ? ’ ત્યારે સ્વામીશ્રીએ હસતા હસતા

કહ્યું; 'દેવતા દર્શન તો કરે છે પણ તને દેખાતા નથી.' ત્યારે નાગરદાસે તેમના સ્વભાવ પ્રમાણે ફરી પૂછ્યું, 'પુષ્પ પડતા નથી અને મેઘ પણ નથી. એ બધું દેખાય તો મનાય ને ?' તે વખતે જેઠ માસનો સખત તાપ હતો. નમતી સાંજનો સમય હતો. સ્વામીશ્રીએ આકાશ સામું જોયું, નિર્મળ આકાશમાં એકાએક વાદળી દેખાણી અને થોડીવારમાં તો મેઘની વૃષ્ટિ થઇ ! સૌએ આ પ્રતાપ સાક્ષાત્ જોયો. સૌને થયું કે ઇન્દ્રાદિક સમગ્ર દેવતાઓ પણ જેમની આજ્ઞામાં હુકહુક વર્તે છે, તેવા મહાપ્રતાપી સ્વામીશ્રી સૌની સાથે સાધારણ મનુષ્ય સ્વરૂપે જ વર્તે છે. નાગરદાસ પણ સ્વામીશ્રીનો આવો અદ્‌ભુત પ્રતાપ જોઈ, સ્વામીશ્રીના ચરણકમળમાં નમી પડયા. ત્યારબાદ સ્વામીશ્રી ઉતારે પધાર્યા. બીજે દિવસે વહેલી સવારે કેરીયા થઈ સ્વામીશ્રી ભાવનગર પધાર્યા. અને જયંતિભાઇને બંગલે મુકામ રાખ્યો.

સ્વામીશ્રીના પધારવાથી ભાવનગરના સત્સંગ મંડળમાં અપૂર્વ ઉત્સાહ પ્રવર્તિ રહ્યો. શેઠશ્રી પ્રભુદાસભાઈ, તળાજાવાળા શેઠશ્રી હિરજીભાઈ, માસ્તર જગજીવનદાસ, પંડિતભાઈ બધેકા, ભાવનગરના નાયબ દીવાન શ્રી નટવરલાલ માણેકલાલ સુરતી, તે ઉપરાંત રાજ્યના તમામ અમલદારો વગેરે રોજ સ્વામીશ્રીના દર્શને આવતા. સ્વામીશ્રી પ્રસંગોપાત વાતો કરતા. કોઈકોઇ વખત યોગીજી મહારાજ વાતો કરે, કુબેરભાઈ પણ વાતો કરે. આ પ્રમાણે આ મુક્તમંડળને બ્રહ્મકિલ્લોલ કરાવી, ચીમનભાઈ તથા જયંતિભાઇને શાંતિ કરાવી, સ્વામીશ્રી ત્યાંથી સારંગપુર પધાર્યા.

× × ×

શ્રીનગરમાં છેલ્લા સાત આઠ વર્ષના નિયમ મુજબ આ વર્ષે પણ શાહપુર દરવાજા બહાર સરજુદાસ હોલમાં શ્રી સત્સંગિજીવનની પારાયણ ત્યાંના હરિભક્તોએ બેસારી. શ્રી ગુલઝારીલાલ નંદા હવે આ મંડળના પ્રમુખ નિમાયા હતા. તેમણે તેમના પુરોગામી પ્રોફેસર જેઠાલાલભાઈના ઉત્સાહને વિશેષ વેગ મળે, એવી સત્સંગ પ્રવૃત્તિ અહીં શરુ કરી હતી.

સ્વામીશ્રીએ આ પ્રસંગે જ્ઞાનપિપાસાવાળા આ ભક્તવૃંદને એ પીવરાવવામાં બાકી ન રાખ્યું. કથા પ્રસંગે ગીતા, ભાગવત, વચનામૃત વગેરેના આધારે સ્વામીશ્રીએ સુંદર વાતો કરતાં કહ્યું કેઃ

**પરોક્ષ ભાવની ભક્તિથી જીવની જીવદશા ટળતી નથી**

"જીવનો મોક્ષ તો ભગવાન કાં ભગવાનના સાક્ષાત્ સંબંધવાળા સંતના સંબંધથી જ થાય. એવા ભગવત્ સ્વરૂપ સંતના સંબંધથી જ ભક્તિ ઉદય થાય છે. કારણ કે એવા સત્પુરુષ જ ભગવાનનું જેમ છે તેમ માહાત્મ્ય સમજાવી શકે. એવા સંતના સંબંધથી જ ઉદય થએલી ભક્તિ કરતો કરતો જીવ ધીરે ધીરે ગુણાતીત ભાવને પામી જાય છે."

"ભગવાનને વિષે પરોક્ષ ભાવ હોય તો જ્ઞાનથી કે સમજણથી જીવની જીવદશા કોઈ રીતે ટળતી નથી. પરંતુ તેવું જ જ્ઞાન કે સમજણ ભગવાન પ્રગટ મનુષ્ય સ્વરૂપે વિચરતા હોય ત્યારે તેમને વિષે થાય ત્યારે સર્વ અર્થ સિદ્ધ થાય છે, એમ શ્રુતિ સ્મૃતિઓના વચનો પ્રસિદ્ધ છે."

**શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ એટલે શું?**

"સંસારરૂપી દરિયો તરવો હોય, જીવનો મોક્ષ કરવો હોય તો શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુનો આશ્રય કરવો જ પડે. [1]વેદ, ઉપનિષત, ગીતા, ભાગવત્ આદિ સત્શાસ્ત્રોના શબ્દ માત્રનું જેને શુદ્ધ જ્ઞાન હોય, જે જ્ઞાનથી પોતાના શિષ્યના સંશય છેદી શકે, તેવા ગુરુને શ્રોત્રિય કહેવાય. વળી પરમાત્મા પુરુષોત્તમની નિષ્ઠા હોય અને જે તેમની સેવા ભક્તિથી જ પરમાત્મસ્વરૂપ થયા હોય તેવા ગુરુ

---

૧. तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेयमुत्तमम् ।
शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ॥

—શ્રીમદ્ ભાગવત ૧૧-૩-૨૧

બ્રહ્મનિષ્ઠ કહેવાય. તેવા બ્રહ્મનિષ્ઠ ગુરુ પોતાના આશ્રિતના મનને ઓળખીને ઉપદેશ કરે. આ બન્ને ગુણે યુકત જે ગુરુ હોય તેનાથી જ પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન થાય અને તે જ્ઞાનથી મુકિત થાય. માટે જરા જેટલા પણ માયિક ભાવવાળા ગુરુ હોય અથવા તો આત્મસત્તાને પામેલા હોય, પણ ભગવાનને નિરાકાર સમજતા હોય તો તેમનાથી જીવનું કલ્યાણ થઈ શકે જ નહિ."

"સાચા સત્પુરુષના સેવનથી જ જીવમાં શમ, દમ, ક્ષમા આદિ ગુણો આવે છે. આવા સત્પુરુષો પૃથ્વી ઉપર જીવના કલ્યાણ માટે અખંડ વિચરતા જ હોય છે. તેમની ઓળખાણ થાય ત્યારે જ ભક્ત થવાય છે. તેમની ઓળખાણ થાય, તેમના સંબંધમાં અવાય, પછી જીવને પડવાનું રહેતું નથી. ધીરે ધીરે જેવી શ્રદ્ધા તે પ્રમાણે મુમુક્ષુ વૃદ્ધિ પામતો પામતો મોક્ષને પામી જાય છે. અતિ તીવ્ર શ્રદ્ધાવાન હોય તો આ ને આ જન્મે પણ કલ્યાણ થઈ જાય."

"માટે સૌએ શ્રધ્ધાવાન થવું. વિષયમાંથી વૈરાગ્ય પામીને ભગવાનને વિષે પ્રીતિ કરવી. સત્પુરુષના સંબંધથી આ સ્થિતિ સહજ થઈ જાય છે. શ્રીમદ્ ભાગવત્‌માં જીવ ભગવાનની સ્તુતિ કરે છે, 'હે ભગવાન! નરકના અનેક દુઃખ કરતાં પણ ગર્ભવાસનું દુઃખ ઘણું અધિક છે.' માટે ફરી ફરીને ગર્ભવાસમાં ન આવવું પડે તેવો પ્રયત્ન કરવો. પ્રગટ ભગવાનના સંબંધથી અનન્ય ભકિત ઉદય થાય ત્યારે જન્મ મરણ અને ગર્ભવાસનું દુઃખ ટળે. પછી અનન્ય ભકિતથી જીવન મુકત દશા પ્રાપ્ત થાય ત્યારે તે ભકિતનું ફળ મળ્યું કહેવાય. આંબાનું ફળ કેરી છે તેમ જ જીવન મુકત સ્થિતિ એ અનન્ય ભકિતનું ફળ છે. તેવો પ્રસંગ આજ તમોને સર્વેને પ્રાપ્ત થયો છે. તો સર્વેએ શૂરવીર થઇને મોક્ષ સુધારી લેવો."

આ પ્રમાણે જીવનું કેવળ શ્રેય કરવાના સ્વામીશ્રીના સિદ્ધાંત વચનો સાંભળી, સર્વ સભાજનોએ આવો સુભગ અવસર પ્રાપ્ત

થયો છે, તો સ્વામીશ્રીનો પ્રસંગ યથાર્થ કરી લેવો એવો નિશ્ચય કરી લીધો.

× × ×

મુંબઈનો બીમ એકાદશીનો સમૈયો સ્વામીશ્રીને અનુકૂળતા ન હોવાથી પાછો ઠેલાયો. અમદાવાદની પારાયણ કરી સ્વામીશ્રી અટલાદરા પધાર્યા અને શ્રાવણ વદીમાં સ્વામીશ્રી મુંબઈ પોતાના સંતમંડળ સાથે પધાર્યા.

**મુંબઈમાં માંખીમાંથી સૂર્ય**

આ વખતે ઉતારો સૂર્યનારાયણનાં મંદિરની વિશાળવાડીમાં હતો. સાત અશ્વના અરુણના રથમાં બેસી અપૂર્વ ત્વરાથી પ્રકાશ પાથરવા તત્પર બનેલા સૂર્યનારાયણ, સ્વામીશ્રીના આગમનથી જાણે સ્થંભી ગયા તેમ સ્થિર થઈ ગયા હતા! અનંત સૂર્ય ચંદ્રને પોતાના તેજમાં લીન કરનાર સ્વામીશ્રીના સ્વરૂપમાં *न तत्र सूर्यो भाति न चंद्र तारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।* માંખીમાંથી પુરુષોત્તમની ઉપાસનાએ કરીને ક્રમે ક્રમે ઉત્ક્રાંતિ પામીને આ સ્થિતિએ પહોંચનાર સૂર્યનારાયણ, સ્વામીશ્રીના આ સ્વરૂપને જાણી પોતાના એ ઉપાસ્ય સ્વરૂપના ધારક આ મંતવર્યને જાણે અંજલિ અર્પવા સ્થિર ન થઈ ગયા હોય, જાણે સ્વામીશ્રીની ગતિ આગળ પોતાને ગતિ ન કરી શકાય એવી મર્યાદા સાચવતા ન હોય, તેવા ભાવે ઊભા જ રહ્યા હતા! સ્વામીશ્રી પણ તેમના એ અપૂર્વ ભક્તિભાવથી રાજી થઈ, અહીં આવ્યા પછી તેમને રોજ દર્શન દેવા પધારતા.

અહીંના કાર્યક્રમમાં યોગીજી મહારાજ અને નિર્ગુણદાસ સ્વામી સવારમાં વચનામૃત ઉપર વાતો કરતા. સ્વામીશ્રી પણ પોતાની વાતોમાં મુખ્યત્વે શુદ્ધ ઉપાસનાના સિદ્ધાંતો સમજાવતા. વળી શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસને ભાગવતના પ્રથમ સ્કંધના અધ્યાયો સમજાવતા સ્વામીશ્રી ભાગવતમાંથી ભગવાનની ઉપાસના, ભક્તિ,

મહિમા વગેરે પ્રસંગો ઉપર વાત કરતા અને ભક્તિરસનો અદ્‌ભૂત રસ વહેવરાવતા.

સાકાર ભગવાનની ઉપાસના વિના મોક્ષ થતો નથી

"સાકાર ભગવાનની ઉપાસના વિના મોક્ષ થતો નથી. ભાગવતમાં લખ્યું છે, 'હે ભક્તો! ભગવાન જે શુદ્ધ સત્ય સ્વરૂપ અવતાર ધારણ કરે છે તે ભક્તોના મોક્ષ માટે. પરંતુ ભગવાન નથી એવું જે માનનારા કે 'અહં બ્રહ્માસ્મિ' વગેરે કહેનારા, તે તો મોક્ષની ગતિને કદાપિ પણ પામતા જ નથી. ભગવાનની ભક્તિ કરનાર ભક્તોની ભગવાન સદા રક્ષા જ કરે છે. તે ઉપર न हि कल्याणकृत्कश्चित् दुर्गतिं तात गच्छति । તથા नमे भक्त प्रणश्यति । એ આદિ ગીતા વાક્યો છે. તે ઉપરથી આપણને જણાય છે કે ભગવાનને ભક્ત ઉપર કેવું હેત હોય છે. ભગવાન તો स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ભગવાનના આશ્રયરૂપી અલ્પ ધર્મ હોય તો પણ ભગવાન તેની મોટા ભય થકી રક્ષા કરે છે."

એક વખત મેં હાથ જોડી પ્રશ્ન પૂછયો, 'સ્વામીજી! ભગવાનને નિરાકાર જાણે તેને કેવો દોષ લાગે છે?' ત્યારે સ્વામીશ્રીએ ઉત્તર કર્યો, "તેવાને માટે ભગવાન ભજવાના રસ્તા બધા બંધ થઇ જાય છે, અને તે તો મહા પાપી છે. સ્વામીએ વાતુમાં કહ્યું છે કે તેવાની ગતિતો ગર્ભમાંથી મો જન્મ સુધી કાપી કાપીને કાઢે તો પણ બાળો સાદ કાઢવા સમર્થ નહિ થાય એવી છે. માટે એવાના સંગનો શ્વપચની પેઠે ત્યાગ કરવો." એટલી-વાત કરીને પછી કહ્યુ, "જેને વિષયમાં દોષધ્યાન થયું હોય, પોતાનો સ્વભાવ ભક્તિ કરવામાં વિઘ્નરૂપ થતો હોય અને તેને વિષે શત્રુપણું મનાયુ હોય, તેવા ભક્તની ભક્તિમાં કોઇ રીતે વિઘ્ન આવે નહિ. ભગતજી મહારાજ કહેતા કે કામ, ક્રોધ, લોભ આદિ પંચવિષયને આદર આપવો નહિ. તેને આદર ન આપીએ તો

ધીરે ધીરે ટળી જાય. તે પંચ વિષય જેને રાખવાની ઇચ્છા હોય તેની પાસે જ રહે છે. પણ વિષયના અનાદરવાળા પાસે તો પંચવિષય ટકે જ નહિ."

"ભગવાનના ભક્તોનો પક્ષ રાખવામાં શૂરવીરતા જોઈએ. કેસર જમાદાર મુસલમાન હતા. મહારાજના અત્યંત નિષ્ઠાવાળા હતા. ભાવનગરના નાગર દીવાને એક ભિક્ષુક બ્રાહ્મણને વઢવાણમાં કહ્યું, 'સ્વામિનારાયણને સો ગાળો દે તો સો રૂપિયા આપું.' બ્રાહ્મણે રૂપિયાની લાલચે ગાળો દીધી અને કેસર જમાદારે તે સાંભળી એટલે તરવાર કાઢી. એટલે તુરત બ્રાહ્મણ અટકી ગયો. આમ જમાદારે પક્ષ રાખ્યો. તે વાત મહારાજે સાંભળી એટલે કેસર જમાદારને ગઢડા બોલાવી દાદાખાચરના દરબારમાં નોકરી રાખ્યા અને પોતાના સંબંધનું સુખ આપ્યું."

"અમે ચાણસદ હતા ત્યારે ભાદરણના માસ્તરે પ્રશ્ન પૂછયો હતો, 'શુષ્ક વેદાંત અને શુદ્ધ વેદાંતમાં શો ફેર ?' તેનો ઉત્તર કર્યો, 'પોતે બ્રહ્મરૂપ થઈ પુરુષોત્તમની ઉપાસના કરે તે શુધ્ધ વેદાંત. જે બ્રહ્મના તેજ સુધી જ પહોંચ્યા હોય, આગળ ગતિ ન થઇ હોય છતાં પણ પોતે બ્રહ્મરૂપ છે તેમ માની, ગમે તેમ આચરણ કરતા હોય તે શુષ્ક વેદાંતિ કહેવાય. તેવાને પરબ્રહ્મનો સંબંધ હોય જ નહિ. અમે શુધ્ધ વેદાંતને માનીએ છીએ. વેદનો અંત તે વેદાંત – ઉપનિષદો. વેદાંતના ચાર મહાવાકયો છે :

तत्त्वमसि ।[१] प्रज्ञानं ब्रह्म ।[२] अहं ब्रह्मास्मि ।[३] अयमात्मा ब्रह्म ।[४]

માટે તે યથાર્થ સમજી જે સાકાર ભગવાનની ઉપાસના કરે છે તે જ શુધ્ધ વેદાંતિ કહેવાય."

૧ ઋગ્વેદ; ૨ યજુર્વેદ; ૩ સામવેદ; ૪ અથર્વવેદ

શ્રી નંદાજી પણ રોજ આવતા અને સ્વામીશ્રીની વાતો સાંભળી મુગ્ધ થઈ જતા. એક વખત તેમની પાસે મહારાજના સર્વોપરી સ્વરૂપની વાત કરતાં સ્વામીશ્રીએ ગ. મ. ૧૬, ૧૭ અને ૧૮ વચનામૃત વંચાવી કહ્યું:

નાસ્તિકને મતે ભગવાન જ નથી

"નાસ્તિકને મતે ભગવાન જ નથી. તે તો કેવળ શુભ કર્મનું જ બળ રાખે છે. પરંતુ મોક્ષ થાય કે ભગવાનના ધામમાં જવું તેવું તો નાસ્તિક મતવાળા માનતા જ નથી. વળી શુષ્ક વેદાંતિ છે તે એમ સમજે છે કે બ્રહ્મ જ જીવરૂપે થયા અને પાછા જીવ બ્રહ્મરૂપ થશે. માટે જ્યારે પોતાને વિષે બ્રહ્મરૂપની ભાવના થઈ ગઈ એટલે સાધન કરવાનું, ભજન કરવાનું કાંઈ જ રહેતું નથી. આવી શાસ્ત્ર વિરુદ્ધ સમજણનો ત્યાગ કરી, સાચા જ્ઞાનીની સમજણ અક્ષરરૂપ થઈ પુરુષોત્તમ નારાયણના દાસ થઈને રહેવું, તે ગ્રહણ કરવી."

"પુરુષોત્તમ ભગવાનને સદા દિવ્ય અને સાકાર સ્વરૂપ સમજવા. પરંતુ તેને માયિક આકાર છે કે પંચભૂતના તત્વનુ દેહ છે તેવું તો માનવુ જ નહિ. ભગવાન તે ભગવાન, સદા સાકાર દિવ્ય સ્વરૂપ, સાકરના નાળિયેરની જેમ, તેમાં ત્યાગભાગ સંભવે જ નહિ. માટે ભગવાનના સ્વરૂપને જે યથાર્થ સમજે અને તેમના ચરિત્રને વિષે યોગ્ય અયોગ્ય એવો ઘાટ જેને ન થાય, તે જ સ્થિતપ્રજ્ઞ ભક્ત કહેવાય." એટલી વાત કરી પછી બોલ્યા: "એવા જે ભગવાન તેના આશ્રયે સત્ય, શૌચ આદિ કલ્યાણકારી ગુણો રહ્યા છે, 'માટે ભગવાનને ધર્મધુરંધર કહ્યા છે. ભગવાનની મૂર્તિને વિષે જેને નિષ્ઠા દૃઢ થાય તેના હૃદયમા ભગવાનનું સ્વરૂપ રહે. માટે એવા જે સંત હોય તે ભગવત્ સ્વરૂપ કહેવાય અને તેમના સંબંધ થકી ભગવાનના અનંત કલ્યાણકારી ગુણો પમાય છે." એવી એવી ઘણી સિધ્ધાંત વાતો કરી.

આ પ્રસંગે ઘણા મુક્તાની હરિભક્તો પણ મુક્તાત્મા

શ્રી મણીબહેનના પ્રસંગથી સ્વામીશ્રીને વિષે નિષ્ઠાવાળા થયા હતા. એક મુલ્તાની બહેનને સ્વામીશ્રીના દર્શન કરતાં જ સમાધિ થઈ અને શ્રીકૃષ્ણના સાક્ષાત્ દર્શન થયા. સ્વામીશ્રીનો અદ્ભુત પ્રતાપ સાંભળી, આ દિવ્ય સમાધિના દર્શન કરવા શહેરના સંભાવિત ગૃહસ્થો પણ ઘણા આવતા. તેમાં ખાસ કરીને શ્રી છગનભાઈ નારણભાઈ, ડૉ. ચુગધા, શ્રી આયંગર (લેબર કમિશ્નર), શંકરભાઈ જોરાભાઈ અમીન, શ્રી હરિપ્રસાદ ચોકશી, શેઠ માણેકચંદ ગાંધી, શેઠ ગોવિંદજી કલ્યાણજી, શેઠ મોહનલાલ અંબારામ પરીખ, શ્રી મોહનલાલ ત્રિભોવનદાસ પારેખ, શ્રી ધૂળાભાઇ બકોરભાઈ, શેઠ ઠાકોરલાલ અંબાલાલ, શેઠ માણેકલાલ ચુનીલાલ નાણાવટી, શેઠ ગોરધનભાઈ હાથીભાઇ, શ્રી મણીભાઈ બાલુભાઈ જસાણી* વગેરે રોજ આવતા. આ પ્રમાણે મુંબઈમાં સ્વામીશ્રીના પ્રસંગનો અલૌકિક લાભ લગભગ ૨૫ દિવસ સૌને મળ્યો અને સૌ આનંદમાં તરબોળ થઈ ગયા. આ પ્રસંગે શેઠ ભગવાનદાસ ભીમજી, નાનુભાઈ દવે, ભગવતરાય, મહિપતરામ, નારવાળા ચુનીભાઈ બ્રહ્મભટ્ટ, દરબાર રણજીતસિંહજી, જેઠાલાલ ત્રિવેદી, શાંતિલાલ ત્રિવેદી, વગેરેએ ઘણી જ સેવા કરી. સ્વામીશ્રીની અંગત સેવામાં ખાલાગામવાળા વલ્લભભાઈ અખંડ રહ્યા હતા.

## અક્ષર મંદિરમાં હરિયાગ

આસો સુદ ૧૩ થી અક્ષર મંદિર, ગોંડળમાં મહાન હરિયાગનો પ્રારંભ થવાનો હતો. આ હરિયાગમાં હરિભક્તો તરફથી 'સ્વામિનારાયણ' મહામંત્રની આહુતિ આપવાની હતી એટલે

* મણીભાઈના એકના એક વર્ષના પુત્ર મધુભાઈને આજ સમયમાં 'ડીપ્થેરીયા'નું જીવલેણ દર્દ થયુ હતુ. તેમને હોસ્પીટલમા ઓપરેશન માટે લઈ ગયા હતા.

અહીં તેમના માતુશ્રી અજવાળી બહેન 'સ્વામિનારાયણ' 'શાસ્ત્રીજી મહારાજ' એવો અખંડ જાપ જપતા હતા. ત્યારે સ્વામીશ્રીએ રાત્રે દિવ્ય સ્વરૂપે દર્શન દઈ કહ્યુ 'તમે મુઝાશો નહિ. એ બાળક તો અમારું છે.' ત્યાર પછી તુરતજ તે બાળકને આરામ થઈ ગયો.

કરોડોની સંખ્યામાં 'સ્વામિનારાયણ' મંત્રો આ હરિયાગ માટે હરિભક્તો લખી રહ્યા હતા. આ હરિયાગ પાછળનો ઉત્સાહ મુક્તરાજ રાણા દાજીભાઈ અનેસિંહનો હતો.

અક્ષર મંદિરમાં દાજીબાપુના જમાઇ ખિલારાના ઠાકોર શ્રી હરિસિંહજી દીવાન તથા તેમના પત્ની શ્રી રાજકુંવરબા તરફથી હરિયાગ થતો હતો. રાજ્ય તરફથી આ પ્રસંગે તમામ પ્રકારની મદદ મળી હતી. એટલે તંબુઓ, રાવટીઓ, શમિયાણા વગેરેથી સુશોભિત 'યજ્ઞ નગર' અક્ષર મંદિરની આજુબાજુ ઊભું થઇ ગયું. ધજા-પતાકા, તોરણો અને વીજળીની રોશનીથી દેદીપ્યમાન બનેલી દેવનગરી સમાન આ દિવ્ય નગરી, સ્વામિનારાયણ મહા મંત્રોની ધૂન્ય, કીર્તનો અને વાતોથી ગુંજી ઊઠી. એ ઉપરાંત મંદિરના તમામ ઉતારા, શહેરના બીજા ખાલી મકાનો વગેરે હરિભક્તોના આગમનથી ચિકાર ભરાઈ ગયા. ગોંડળ જાણે 'સ્વામિનારાયણ નગર' બની ગયું હોય તેમ રસ્તામાં, બજારમાં, સ્ટેશને 'જય સ્વામિનારાયણ'ના નાદથી, સૌને જણાતું હતું.

ઉમરેઠથી ખાસ આ પ્રસંગ માટે જ આવેલ વિદ્વાન ભગવદી બ્રાહ્મણ કરુણાશંકરભાઈએ યજ્ઞશાળાની અદ્ભુત રચના કરી હતી. આસો સુદ ૧૩ના દિવસે યજ્ઞનો પ્રારંભ સ્વામીશ્રીના સાન્નિધ્યમાં થયો. ત્યારબાદ ઠાકોર સાહેબ તથા રાજકુંવરબા પૂજનમાં બેઠા. પછી તો હવન, હોમ, ઘીની આહુતિઓ, મંત્રોચ્ચાર, અખંડ જયઘોષણા વગેરેથી વાતાવરણ અતિ દિવ્ય બની ગયું.

અક્ષર દેરીમાં તો વહેલી સવારના પાંચથી જ કથા પ્રસંગ શરુ થતો. સ્વામીશ્રીની દિવ્ય વાતો, યોગીજી મહારાજના પ્રભાતી સૂર વગેરેથી અક્ષરદેરી ગુંજવા લાગતી. એ ઉપરાંત શોડષોપચારે થતી મહાપૂજા, આરતી, ઘંટાનાદ, સંતો હરિભક્તોની અક્ષરદેરી આસપાસ અખંડ ચાલતી પ્રદક્ષિણાઓ વગેરેથી જાણે ભક્તિયોગનો

આવો સુરમ્ય સુમેળ તો બ્રહ્માંડમાં ક્યાંયે નહિ હોય એવું સૌને લાગતું !

તે જ પ્રમાણે શણગાર આરતી પછી અને સાંજના સમયે સભામંડપમાં સ્વામીશ્રી, યોગીજીમહારાજ, નિર્ગુણદાસ સ્વામી તથા અન્ય સંતો કથાનો મેઘ વર્ષાવતા હતા. સભા પણ ચિકાર ભરાએલી રહેતી. સંતો, હરિભક્તો, સ્વયંસેવકો પોતપોતાનાં સેવા કાર્યમાં મશગૂલ હતા. યોગીજી મહારાજ તથા નિર્ગુણદાસ સ્વામી કોઠારમાં, ભંડારમાં યોગ્ય સૂચનાઓ આપતા. દાજીભાઈ તો વિચાર કરવાનો પણ સમય ન હોય તેમ બ્રહ્માનંદના ચગડોળે ચઢ્યા હોય તેમ, તેમની અહીં તહીં થતી ગતિથી જણાતું. રાજકોટ મંડળ પણ એ જ પ્રમાણે સેવામાં પ્રવૃત્ત હતું.

ચૌદશની સવારથી નડિયાદવાળા ભાઈલાલભાઈએ ચોવીસ કલાકની અખંડ ધૂન્ય ગોઠવી. સભામંડપ પાસે રાયણના ઝાડ નીચે ખાસ સ્થાન ગોઠવી, આ કાર્યક્રમ શરુ કર્યો હતો. દરેક ગામના હરિભક્તો અહીં નામ નોંધાવી પોતાના સમય પ્રમાણે ધૂન્યમાં આવી જતા. તે જ પ્રમાણે સ્ત્રીઓમાં પણ મુખ્ય કાર્યકર્તા પાંચસરાના મુક્તાત્મા શ્રી હિરાબા* તથા રાજકુંવરબાએ અખંડ ધૂન્ય ગોઠવી હતી.

---

* અડવાળના રાણાશ્રી બાપુભા સાહેબના કુંવરી અને જામનગર પાસે પાંચાસરના કર્નલ જાડેજા શ્રી પ્રતાપસિંહજીના પત્ની શ્રી હીરાબા, અક્ષર અને પુરુષોત્તમની અનન્ય નિષ્ઠા દૃઢ કરી, તત્સ્વરૂપ સ્વામીશ્રીમાં અપૂર્વ ભક્તિભાવે જોડાઈ ગયા હતા. પોરબંદરમાં રહેતા મૂળ ગઢડાના ખોજા હરિભક્ત મુક્તાત્મા શ્રી નંદુબાના પ્રસંગથી તેમને અક્ષર પુરુષોત્તમની ઉપાસનાનું રહસ્ય સમજાયું હતું. ત્યારબાદ તે ઉપાસનાના પ્રવર્તક સ્વામીશ્રીનો પણ અપૂર્વ મહિમા નંદુબાએ સમજાવ્યો. ત્યારથી જ સ્વામીશ્રીને રાજી કરવા તેમણે તન, મન અને ધનથી સેવા શરુ કરી.

તેમના પતિ કર્નલ સાહેબ અક્ષરનિવાસી થયા ત્યારે તેમના નિમિત્તે તેમણે પાંચસરામાં સ્વામીશ્રી પાસે પારાયણ કરાવી અને સેવા ઘણી જ કરી. તેમના કુંવરી પ્રવીણકુમારી તથા કિશોરકુમારી બંને પણ ખૂબ જ નિષ્ઠાવાળા છે. કિશોરકુમારીના લગ્ન વલ્લભીપુર પાસે દરેડના કુમાર શ્રી રણવીરસિંહજી સાથે થયા છે. તે પણ સ્વામીશ્રીના અનન્ય શિષ્ય છે અને સ્વામીશ્રીની પ્રસંગે પ્રસંગે ખૂબ જ સેવા કરે છે.

સ્વામીશ્રી પણ આ ધૂન્યમાં પધારતા અને કીર્તનો બોલી સૌને આનંદ કરાવતા. ચૌદશની રાત્રે સ્વામીશ્રી નાહીને પરવાર્યા પછી લગભગ ૧૧ વાગે ધૂન્યમાં પધાર્યા. તે વખતે ભાઈલાલભાઈ ધૂન્ય સાથે દિલરુબા વગાડતા હતા. સાથે સાથે મૃદંગ તથા બીજા સંગીત વાદ્યો પણ હતા. સ્વામીશ્રીએ ભાઈલાલભાઈ પાસેથી દિલરુબા લીધું અને પોતે વગાડવા લાગ્યા. આ દિવ્ય દર્શનથી તમામ સભા સ્થિર થઈ ગઈ. ઉતારે ઉતારે વીજળીની ગતિથી સમાચાર પહોંચી ગયા. 'સ્વામીશ્રી ધૂન્યમાં પધાર્યા છે' એટલે તમામ ઉતારા, તંબુઓ, રાવટીઓમાંથી હરિભક્તો સભાસ્થાનમાં આવી ગયા. દિલરુબાના તાર ઉપર કુશળતાપૂર્વક હાથ ફેરવતા સ્વામીશ્રીની દિવ્ય મૂર્તિના દિવ્ય દર્શન ખરેખર દિવ્ય જ હતા. સર્વત્ર નીરવ શાંતિ પ્રસરી ગઈ હતી. ફક્ત એક જ સ્વર કેવળ મધુરો, રૂપેરી ઘંટડીના અવાજ સમ, દિવ્ય 'સ્વામિનારાયણ' 'સ્વામિનારાયણ'નો સંભળાતો હતો. સર્વના અંતઃકરણ દિવ્યતાથી ડોલી રહ્યા. આ પ્રમાણે સ્વામીશ્રી લગભગ બે કલાક સુધી આ ધૂન્યમાં બિરાજ્યા અને સૌને પોતાની અલૌકિક મૂર્તિનો દિવ્ય સંબંધ, ચિરકાળની સ્મૃતિ માટે કરાવી દીધો.

પૂનમને દિવસે યજ્ઞની પૂર્ણાહુતિ હતી. સ્વામીશ્રીના વરદ હસ્તે નાળિયેર યજ્ઞમાં હોમાયું. ત્યારબાદ ઠાકોર સાહેબ અને રાજકુંવરબાએ પૂર્ણાહુતિની વિધિ કરી. મંત્રોચ્ચાર અને જયઘોષણાથી મંદિર ગાજી ઊઠયું. દિવ્ય પ્રસંગનો દિવ્ય આનંદ સૌ અનુભવી રહ્યા.

રાત્રે મંદિરના વિશાળ ચોગાનમાં સુંદર સુશોભીત મંડપમાં અનાદિ મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીના જન્મોત્સવનો દિવ્ય પ્રસંગ ઊજવવાનો હતો. આ પ્રસંગે દર વર્ષના નિયમ પ્રમાણે ભોજરાજજી બાપુ તથા કુમાર વિક્રમસિંહજી વગેરે ખાસ પધાર્યા હતા. રાજ્યના દીવાન શ્રી પ્રાણશંકરભાઈ જોષી, વિદ્યાધિકારી ચંદુલાલભાઈ પટેલ તથા અન્ય સંભાવિત અમલદારો અને ગૃહસ્થો પણ આવ્યા હતા. જન્મોત્સવની પાંચ આરતી અનુક્રમે

સ્વામીશ્રીએ, યોગીજી મહારાજે, નિર્ગુણદાસ સ્વામીએ અને ભોજરાજજીએ કરી. છેલ્લી આરતી પછી દૂધ પીવાની પ્રસાદી સૌને વહેંચી.

આ પ્રમાણે આ અલૌકિક હરિયાગ અને સ્વામીના જન્મોત્સવનો દિવ્ય પ્રસંગ, અતિ અદ્ભુત રીતે ગોંડળમાં ઉજવાયો. અક્ષર મંદિર જેવું સ્વામીનું દિવ્ય પ્રગટ સ્થાન અને તેમાં આ શ્રીજીના સંબંધનો યજ્ઞ મહોત્સવ, આ દિવ્ય મિશ્રણમાંથી ઝરતો અમૃત રસ જાણે સદાને માટે પીધા જ કરીએ, એવી બ્રહ્માનંદની અતૃપ્તિ સાથે સૌ ઘેર ગયા. જય હો એ સર્વોપરી દિવ્ય યુગલ સ્વરૂપોનો, સ્વામી અને શ્રીજીનો, જે દિવ્ય વિભૂતિઓએ આ બ્રહ્માંડમાં અતિ કરુણા કરી, સાક્ષાત્ પધારી, આત્યંતિક કલ્યાણનો માર્ગ મુમુક્ષુજનો માટે સદાને માટે ખુલ્લો કર્યો !

## બોચાસણમાં અપૂર્વ જયંતિ મહોત્સવ

સં. ૨૦૦૧નું શુભ વર્ષ સમગ્ર સત્સંગમાં ઊજવાએલા અતિ દિવ્ય પ્રસંગથી ઉજ્જ્વલ બની ગયું. મુક્તરાજ શ્રી ચંપકભાઈને એવો સંકલ્પ થયો, સ્વામીશ્રીને સૌ સત્સંગીઓ તરફથી એક ભાવભીની અંજલિ અર્પણ કરવી. સમગ્ર બ્રહ્માંડોને પરમાણુવત્ ગણનાર આ સંતવર્યની દૃષ્ટિમાં આ લોકની કોઈ વસ્તુ, પદાર્થ કે સંપત્તિના ઢગલા કાંઈ હિસાબમાં ન હતા. પરંતુ ભક્તોની ભાવભીની ભક્તિમાં, જેમ દૂબળી ભટના દોકડા, વિદુરજીની ભાજી, સુદામાના તાંદુલ અને દ્રૌપદીની ચીંથરી ગણાયા, એના મૂલ્યાંકન શાસ્ત્રકારોને પણ અદ્યાપિ પર્યંત અણમૂલ્યા જ લાગ્યા, તેજપ્રકારે સ્વામીશ્રીની દૃષ્ટિમાં પણ પોતાને અનુસરતા આ શિષ્ય સમુદાયની આ પ્રકારની ભાવાંજલિ અણમૂલી જ હતી.

સ્વામીશ્રીને મુક્તરાજ ચંપકભાઈએ હાથ જોડી કહ્યું, 'દયાળુ ! સમગ્ર સત્સંગ સમુદાય તરફથી આપના ચરણ કમળમાં આપના જન્મોત્સવ પ્રસંગે વસંત પંચમીના શુભ દિને અમારે

રૂપિયા સવા લાખની અલ્પ ભેટ અર્પણ કરવા વિચાર છે. આપ તેમાં અનુમોદન આપો તેવી પ્રાર્થના છે.' સ્વામીશ્રી આ વાત સાંભળી ચંપકભાઈના અતિ પ્રેમ, ઉત્સાહ અને નિષ્ઠાથી રાજી થયા. પરંતુ તેમણે શ્રીજીની આજ્ઞા પ્રમાણે સાધુનો ધર્મ સચવાય તે લક્ષમાં રાખી કહ્યુ, 'સાધુને તો રૂપિયાની થેલી અર્પણ ન કરાય. પરંતુ આપની એવી ઇચ્છા જ હોય તો એ રકમ ઠાકોરજીના ઉપયોગમાં લઇશું ' આ પ્રમાણે સ્વામીશ્રીએ અનુમોદન આપ્યુ. શેઠશ્રીના આનંદ અને ઉત્સાહનો પાર રહ્યો નહિ.

વિદ્યુત્ ગતિથી આ પ્રસંગની જાહેરાત ગામે ગામ થઈ ગઇ. આ અમૂલ્ય સેવાનુ કાર્ય સૌને વિદિત કરવા માટે હરિભક્તોના જુદા જુદા મંડળોની યોજના થઇ ગઈ તે તમામ મંડળોની નેતાગીરી અને જવાબદારી શ્રી નિર્ગુણદાસ સ્વામીને સોંપી. તે જ પ્રમાણે સૌરાષ્ટ્રમાં પણ મંડળો નીમ્યા અને તેનું નેતૃત્વ શ્રી યોગીજી મહારાજને સોંપાયું. માગશર માંસમા આ વિચાર ઉદ્દભવ્યો, અને મહા સુદ ૫ નો જન્મોત્સવ ! ભવ્ય તૈયારીઓના પગરણ મંડાઈ ગયા.

સર્વત્ર વિદ્યુત્ વેગે સમાચાર પ્રસરી ગયા કે આ જયંતિ એક વાર્ષિક સામાન્ય ઉત્સવ નહિ પરંતુ સત્સંગના ઇતિહાસમાં અદ્વિતીય મહોત્સવ થવાનો છે. આ અનુપમ પ્રસંગે સેવાનો અમૂલ્ય લહાવ લેવા સૌ તત્પર થઇ ગયા. કોઠારી બળુભાઈ તથા પ્રેમચંદ ભગત, શકરાભાઇ વગેરે કોષાધ્યક્ષો રાતદિવસ આ મહોત્સવના હિસાબ કાર્યમા મંડી પડયા.

આ મહોત્સવ પ્રસંગે હજારોની સંખ્યામાં આવનાર હરિભક્તોને જમાડવા માટે થનાર તમામ ખર્ચ સુક્કારાજ આશાભાઈ તથા ઇશ્વરભાઇએ માથે લઈ લીધો. અત્યાર સુધી તેમણે સ્વામીશ્રીની આજ્ઞા પ્રમાણે ઠાકોરજી નિમિત્તે થતા મંદિરો, સમૈયા, ઉત્સવો વગેરેમા લાખો રૂપિયા ખર્ચ્યા હતા પરંતુ આ તો

અંગત સેવા પ્રગટ ગુરુરૂપ હરિની, આવો અપ્રતિમ લાભ ક્યાંથી મળે ? સ્વામીશ્રીએ તેમનો ભાવ જોઈ મહા સુદ ૪ ની રસોઈ મુક્તરાજ ઇશ્વરભાઈને સોંપી. વસંતપંચમીના ઉત્સવના ખર્ચની સેવા મુક્તરાજ આશાભાઈને સોંપી. સુદ ૬ ની સેવા મુક્તરાજ મોતીભાઈ ભગવાનદાસને મળી. આ સેવામાં પાછળથી ભાદરણના હિરાભાઈ ચતુરભાઈ તથા સુણાવના રણછોડભાઈ ઉમેદભાઈને પણ ભાગ મળ્યો.

આ પ્રસંગે મુખ્ય મુખ્ય હરિભક્તો બોચાસણ આગળથી વ્યવસ્થા કરવા આવી ગયા. ઓછામાં ઓછા દોઢથી બે લાખ જેટલા હરિભક્તો માટે પ્રસંગને અનુરૂપ તમામ પ્રકારની સુંદર સગવડતા કરી, સમગ્ર સત્સંગના પ્રાણરૂપ જગદ્વંદ્યવિભૂતિ સ્વામીશ્રીનો આ જયંતિ મહોત્સવ અદ્વિતીય ઊજવવાના સૌના કોડ હતા. દેવોને પણ દુર્લભ એવી આ સેવા જેને જેને મળી તેના અતિ મહદ્ ભાગ્ય થઈ ગયા.

મહા સુદ ૨ ને દિવસે બોચાસણમાં અલૌકિક દિવ્ય 'યજ્ઞ નગર,' 'યોગી નગર' અને 'નિર્ગુણ નગર' અમરાપુરીની જેમ દીપવા લાગ્યા. કિનખાબ અને જરિયાન વસ્ત્રોથી શોભતા ડેરા તંબુ, વીજળીની રોશનીથી ઝગમગવા લાગ્યા. દેશ વાર, ગામ વાર અને મંડળ વાર ઉતારાની વ્યવસ્થા અહીં કરી દીધી. દરેકના ઉતારામાં પાગરણ તથા બીજી તમામ જરૂરિયાતની વસ્તુઓ ગોઠવી દીધી. કોઠારી હરિજીવનદાસની આ અંગેની કાર્યશકિત સર્વત્ર દેખાતી હતી. નાની ઉંમર છતાં અતુલ કાર્યશક્તિ અને સેવા ભાવનાથી આ સંતવર્યે, સ્વામીશ્રીની થોડા સમયમાં સારી કૃપા સંપાદન કરી લીધી હતી. કારખાનાના કામમાં સ્વામીશ્રીના અંગત મદદનીશ તરીકે કામ કરીને કુશળતા પ્રાપ્ત કરનાર, આ સાધુને સ્વામીશ્રીએ તેમની કાર્યશક્તિ જોઇ, શ્રી અક્ષર મંદિરના મુખ્ય કોઠારી નીમ્યા હતા. અત્રે આ પ્રસંગે તેમણે મહોત્સવના આ

વિભાગની વ્યવસ્થા સર્વાંગ સુંદર બનાવી, પોતાની કાર્યશક્તિનો સંપૂર્ણ પરિચય સૌને આપ્યો.

સ્વાગત કાર્યમાં નિર્ગુણદાસ સ્વામી તથા યોગીજી મહારાજ હતા. જો કે તેમને તો આ મહોત્સવના સંચાલક જ કહી શકાય અને તેમના સાન્નિધ્યથી જ દરેકને સેવાની પ્રેરણા અને શક્તિ મળી રહેતા. છતાં દરેક ગામથી આવતા હરિભક્તોના સંઘને યોગ્ય રીતે આવકાર આપવો, તેમને ઉતારાની વ્યવસ્થા કરી દેવી વગેરે કાર્ય તેમની સૂચના અનુસાર જ થતું.

એ ઉપરાંત કોઠારી ભક્તિવત્સલવદાસજી, શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી, સ્વામી અક્ષરપુરુષોત્તમદાસજી, સ્વામી બાળમુકુંદદાસજી, સ્વામી ચતુર્ભુજદાસજી, પુરાણી ગોપીનાથદાસજી, કોઠારી રામજી ભગત વગેરે સંતમંડળ તથા હરિભક્તોમાં શેઠ નારણદાસ પુરુષોત્તમદાસ, શેઠ ચંપકલાલ બેંકર, મુક્તરાજ આશાભાઈ, ઇશ્વરભાઈ, મોતીભાઈ ભગવાનદાસ, મુખી ગિરધરભાઇ, હિરાભાઈ ચતુરભાઈ, ખેંગારજીભાઈ ચૌહાણ, રમણલાલ કોન્ટ્રાકટર, હરિભાઇ પાઠક ધોળકાના રેવાશંકર ત્રિવેદી, ચાણસદના વૈદરાજ મૂળજીભાઇ, સલાડના મણીભાઇ, અટલાદરાના મથુરભાઇ મકનદાસ વગેરે મંડળ સેવામાં અખંડ હતા.

સભામંડપની દિવ્ય રચના જોઈ, આવો વિશાળ સભામંડપ, અલૌકિક સ્તંભપંક્તિની દિવ્ય શોભાથી ઓપતો, કલાપૂર્ણ સુંદર તોરણોથી શણગારેલો, વિવિધ રંગની રોશનીના યથોચિત પ્રકાશ પામતો, કલાવૈવિધ્યથી ભરપુર, જાણે વિશ્વકર્માએ જ આવી બનાવી દીધો હોય, તેમ સુંદર શોભતો હતો. વચનામૃત અને સ્વામીની વાતુના દિવ્ય ઉપદેશ સૂત્રો, પ્રવેશદ્વારની અલૌકિક શોભા, અહીં તહીં ફરતા હરિભક્તોના વૃંદ, ધૂન્ય ભજનની રમઝટ રેલાવતી સંગીત મંડળીઓ વગેરેથી જાણે સાક્ષાત્ અક્ષરધામ પૃથ્વી ઉપર આવ્યું હોય તેવી દિવ્યતા સર્વત્ર દેખાતી હતી.

એવી દિવ્યતાનો સ્વાદ લેવા, અનુભવવા અને અંતરમાં ઉતારવા, સમગ્ર સત્સંગ આજે બોચાસણમાં ઊમટ્યો હતો. સૌ આવ્યે જતા હતા, કોઈ સ્વામીશ્રી પ્રત્યેનો પોતાનો ભક્તિભાવ પ્રદર્શિત કરવા, કોઈ અંતરમાં ઉછાળા મારતા ઉત્સાહના પૂરને અહીં ઠાલવવા, કોઇ આ બ્રહ્માનંદની મસ્તીમાં મસ્ત બની પોતાને ભૂલી જવા, આવ્યે જ જતા હતા. દૂર દૂરથી જાણે ઘૂઘવતા મહાસાગરના ઘેરા નાદ સમી ' સહજાનંદ સ્વામીની જય હો, ' ' અક્ષર પુરુષોત્તમ મહારાજની જય હો ' ' સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજની જય હો ' એવી દિવ્ય જયઘોષણાથી ગર્જતા માનવમેદિનીના ઘોડાપૂર, બોચાસણની વાટે ઉમટ્યા હતા. કોઈ તેને ખાળી શકે તેમ ન હતું. ' બોચાસણ શાસ્ત્રીજી મહારાજની જયંતિમાં ' ફક્ત એક જ શબ્દ, એક જ નિશાન સૌને હતું. બીજી વાત કરવાનો, બીજો વિચાર કરવાનો કોઇને સમય ન હતો. બોચાસણ અક્ષરધામ તુલ્ય બની ગયું !

બોચાસણમાં દિવ્ય ઉત્સવની નોબત વાગતી હતી. ત્યારે સ્વામીશ્રી તો સારંગપુર બિરાજતા હતા. આજુબાજુના ગામોના હરિભક્તો દર્શને આવ્યા હતા. તેમાં ખાસ કરીને બોટાદના માસ્તર શાંતિલાલ ચાતુર્વેદી* સૌનું ધ્યાન ખેંચતા હતા. સ્વામીશ્રી પ્રત્યેનો

* શાંતિલાલભાઈ સમઢિયાળામા દરબારી શાળામાં શિક્ષક તરીકે નોકરી કરતા હતા. તેમના મોટા પુત્ર ચુનીલાલને અહીં આગળ ભણવાની સગવડતા નહોતી. તેમણે બોટાદમાં બદલીની માગણી કેળવણી ખાતાના ઈન્સ્પેકટર મારફત કરી હતી. આ માટે પ્રયત્ન ઘણો કર્યો પણ કાંઈ જવાબ મળ્યો નહિ. છેવટે તેમણે સારંગપુરમા સ્વામીશ્રીને પ્રાર્થના કરી. ત્યારે સ્વામીશ્રીએ તેમને આશીર્વાદ આપતા કહ્યું ' તમારી બદલી બોટાદમાં જ થશે અને તમારા પુત્રોને ભણવાની બધી વ્યવસ્થા મહારાજ અને સ્વામીના પ્રતાપે થઈ જશે.' આ આશીર્વાદ મેળવી તેઓ ઘેર આવ્યા. ત્યા કાગળ મળ્યો કે ' તમારી બદલી બોટાદ થાય છે.' આમ સ્વામીશ્રીના આશીર્વાદથી એક ક્ષણમાં જ પોતાનું કાર્ય થઈ ગયું. તેથી શાંતિલાલભાઈને સ્વામીશ્રીનો અપૂર્વ મહિમા સમજાયો.

ત્યારબાદ તેમને ઘેર પરચાની પરંપરા શરુ થઈ. સ્વામીશ્રીએ તેમના કુટુંબ ઉપર આશીર્વાદનો મેઘ વર્ષાવ્યો . ચુનીલાલ '' મેટ્રીક ' મા નપાસ થયા. પછી નોકરી શોધવા

તેમનો ભાવ અવર્ણનીય હતો. સ્વામીશ્રીના સમાચાર મળતા જ તેઓ વેગમાં અને વેગમાં ક્યાં જતા, શું કરતા, શું બોલતા તેની પણ તેમને ખબર રહેતી નહિ. તેમનું બોલવું, ચાલવું, ક્રિયા કરવી બધું જ ઉતાવળું. સ્વામીશ્રી બોટાદ પધારે ત્યારે દર્શનની ઉતાવળમાં અને ઉતાવળમાં સ્વામીશ્રી માટે જ તૈયાર કરેલ ફળ, ફુલ, ઠંડુ પાણી, દુધિયુ વગેરેમાંથી કાંઇકને કાંઇક વસ્તુ તેઓ ભૂલી જ જતા. તેમના પુત્રો અંબાશંકર, ચુનીલાલ, ચંદુલાલ તથા પ્રવીણ-કુમારમાં પણ એવી જ નિષ્ઠા અને સેવા ભાવના સંસ્કાર દેખાય છે.

શાંતિલાલભાઇને ભગવત્સ્વરૂપદાસજી તથા કોઠારી હરિકૃષ્ણ દાસજીના યોગથી સ્વામીશ્રીનો અપૂર્વ મહિમા ધીરે ધીરે સમજાયો.

---

લાગ્યા પણ ક્યાંથી મળે? બોટાદની જૈન શાળામાં તપાસ કરી પણ આગલે દિવસે જ જગા પૂરી દીધી હતી. ચુનીભાઈની નિરાશાનો પાર ન રહ્યો, તેઓ સારંગપુર ગયા સ્વામીશ્રીને તેમની વિતક હકીકત કહી. કરુણાસાગરે આ મુક્તાત્માની નિષ્ઠા, શૂરવીરતા જોઈ, તેમના દ્વારા ભવિષ્યમાં અનેક કાર્યો કરવા ધાર્યું હતું. એટલે તુરતજ કહ્યું 'તમો બોટાદ પહોંચશો અને નોકરી તમને ગોતતી આવશે.' થયું પણ તેમજ. બોટાદ આવ્યા અને ખબર પડી કે જૈન શાળામાં જે જગ્યા પૂરાઈ ગઈ હતી, તે શિક્ષક માંદા પડયા હતા અને હાજર થઈ શકયા ન હતા. ચુનીલાલભાઈને તુરત જ તે જગ્યા માટે શાળાના અધિકારીએ બોલાવ્યા અને તેમની નિમણુંક કરી દીધી.

તેમના બીજા પુત્ર ચંદુલાલને નાનપણથી જ આંચકીનું ભયંકર દર્દ થયું હતું. આંચકી આવે ત્યારે શરીરની તમામ નસો ખેંચાયે અને અકથ્ય વેદના થતી. આ રોગ માટે ઘણી ઘણી દવા કરી પણ રોગ મટતો જ નહિ. છેવટે સારંગપુરમા સ્વામીશ્રી પાસે ગયા અને ચંદુલાલ માટે આશીર્વાદની યાચના કરી. સ્વામીશ્રીએ કહ્યું 'મહારાજ મટાડી દેશે અને બધું સારું થઈ જશે' આમ આશીર્વાદ મળી ગયા. ચંદુલાલને સ્વામીશ્રીની કરુણા દૃષ્ટિમાં, પોતાની દૃષ્ટિમાં દૃષ્ટિ પરોવી જોતાંમાં માથે અભયવચન મૂકતા શીતળ સ્પર્શમાં, દર્દની ભયાનકતા ઓછી થતી લાગી. ભવભૂતિના શબ્દો તેમને યાદ આવ્યાઃ

ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुधावति ।

સત્પુરુષના વચનની સાથે; સાથે જ પ્રસંગો દોડે છે. સ્વામીશ્રીના આશીર્વાદથી ચંદુલાલનું 'આંચકી' નું દર્દ એકદમ લુપ્ત થઈ ગયું. તેમને સ્વામીશ્રીની મહત્તાનો ખ્યાલ આવી ગયો. સ્વામીશ્રી તેમને ઘેર પધાર્યા. તે શુભગ અવસરે તેમણે સ્વામીશ્રી પાસે વર્તમાન ધરાવી લીધા અને સ્વામીશ્રીનાં અનન્ય શિષ્ય બની ગયા।

સ્વામીશ્રીએ પણ તેમની નિષ્ઠા અને ભાવ પારખી લીધા. સારંગપુર પધારવાના હોય ત્યારે અગાઉથી પત્ર લખી તેમને ખબર આપતા. આમ બોટાદ સ્ટેશને તેઓ તેમના કુટુંબ સાથે દર્શન તથા સેવામાં હાજર થઈ જતા. સ્વામીશ્રી બારોબાર સારંગપુર જતા, તે તેમને રુચતું નહિ. તેમને ઘેર સ્વામીશ્રી પધારે, સુદામાની ઝૂંપડી જેવું તેમનું ઘર સ્વામીશ્રી પાવન કરે, એવી ઈચ્છા તેમને રહ્યા કરતી. યોગીજી મહારાજ દ્વારા આ પ્રાર્થના સ્વામીશ્રીને તેમણે કરી. સ્વામીશ્રીએ તેમને વચન આપ્યું, 'જરૂર તમારે ત્યાં એક દિવસ રોકાઈશું અને ઠાકોરજીને જમાડીશું.' આ વચનથી તેમને સંતોષ થયો.

**આ બ્રાહ્મણે વર્ષાદ વરસાવ્યો**

બે વર્ષ પહેલાં અચાનક આષાઢની દશમે તેમને સ્વામીશ્રીનો પત્ર મળ્યો કે અમો નિયમની એકાદશીએ બોટાદ ઉતરીશું તો તમો સ્ટેશને આવશો. તેમના આનંદનો પાર ન રહ્યો. સ્વામીશ્રી આજે પોતાને આપેલું વચન પાર પાડે એવો સંકલ્પ કરી, તેઓ તેમના પુત્રો સાથે સ્ટેશને ગયા. સ્વામીશ્રીના સ્વાગતની તમામ તૈયારી ઘેર તેમણે કરી લીધી હતી.

તે વર્ષે વર્ષાદ આષાઢ માસ સુધી તો મુદ્દલ થયો જ ન હતો. પરંતુ સ્વામીશ્રી પધાર્યા તે દિવસે આકાશ વાદળાથી ઘેરાયું. સારંગપુરથી ગાડા આવ્યા હતા. સ્વામીશ્રી ગાડીમાંથી ઉતર્યા અને મૂશળધાર વર્ષાદ વર્ષવા લાગ્યો. શાંતિલાલભાઈએ સ્વામીશ્રીને બે હાથ જોડી વિનતિ કરી, 'દયાળુ! ઘેર બધી તૈયારી કરી છે તો આપ ઘેર પગલા કરી પાવન કરો તો અમે કૃતાર્થ થઈએ.' સ્વામીશ્રી તેમનો ભાવ જોઈ બોલ્યા, 'અમારી ઈચ્છા તો સારંગપુર પહોંચી જવાની હતી પણ આ બ્રાહ્મણે અમને રોકવા ખાતર વરસાદ વરસાવ્યો એટલે હવે રોકાવું પડશે.' અહો ! શું સ્વામીશ્રીની દયા ! પોતાના ભક્તના મનોરથ પૂરા કરવા કેવા લીલાચરિત્ર કરે છે ! શાંતિલાલભાઈના આનંદનો પાર ન રહ્યો, સ્વામીશ્રી તેમને ઘેર

પધાર્યા. પરંતુ આજે તો નિયમની એકાદશી, નકોરડો ઉપવાસ, એટલે ઘેર ગયા પછી નાહી, પૂજા કરી, સ્વામીશ્રી, યોગીજી મહારાજ, નિર્ગુણદાસ સ્વામી, શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસ, બ્ર. પુરુષોત્તમાનંદ વગેરે મંદિરે દર્શને પધાર્યા.

બારશના પારણા કરીને જ સારંગપુર જવું એવું સ્વામીશ્રી પાસેથી તેમણે વચન લઇ લીધું હતું. એટલે બારશની સવારના લાડુ, દાળ, ભાત, ભજિયાં, શાક વગેરે ભાત ભાતની સુંદર રસોઈ તેમણે બનાવી દીધી. સ્વામીશ્રી તથા સંતો નાહી, પૂજા કરી જમ્યા અને પછી સારંગપુર પધાર્યા. આ રીતે આ પ્રેમી ભક્તની ભાવના સ્વામીશ્રીએ પૂરી કરી, અને તેમને અનન્ય ભાવે પોતામાં જોડી દીધાં.

× × ×

**તમારું કપટ હું કળી ગયો હતો**

સારંગપુર મંદિરમાં ભંડારમાં સેવા કરતા વાસુદેવ સ્વામી, સ્વામીશ્રી પાસે રાત્રે કથા દરમ્યાન આવ્યા. સ્વામીશ્રીએ તેમને પોતાની પાસે બેસાર્યા અને નારાયણસ્વરૂપદાસજીને કહ્યું, 'ભક્ત ચિંતામણીનું ૮૬ મું પ્રકરણ વાંચો.' નારાયણસ્વરૂપદાસજીએ સ્વામીશ્રીની આજ્ઞા પ્રમાણે કથા શરૂ કરી:

આગન્યા વિના જે આવવું, તેમાં રાજી અમે નહિ રતિ,
વચન પ્રમાણે જે વરતે, તે ઉપર પ્રસન્ન અતિ.

પછી તો શશિ, સૂરજ, સિંધુ, મેરુ, મરુત, બ્રહ્મા, ઇંદ્ર, કાળ વગેરે અમારી આજ્ઞામાં યથાર્થ વર્તે છે, તે કહીને મહારાજે કહ્યું:

'તેહ સર્વે એમ જાણે, જે વડા થઇએ વચનથી
એવા વચન આજનાં, તમે જાણ્યાં છે કે જાણ્યા નથી.
એવા વચન જો જાણો અમારાં, તો પાળો સહુ સુજાણ
એવું ન મનાય અંતરે તો કેમ માન્યું છે કલ્યાણ.'

આ પ્રસંગ વંચાયો એટલે વાસુદેવ સ્વામી સામે જોઈને સ્વામીશ્રી હસ્યા અને પૂછ્યું, 'સમજાયું કે?' ત્યારે વાસુદેવ સ્વામીએ હાથ જોડી કહ્યું. 'આ પ્રકરણ વંચાવ્યું ત્યારથી જ તમારું કપટ તો હું કળી ગયો હતો. પરંતુ આવો મોટો સમૈયો થાય એટલે દર્શનની તાણ રહે એટલે ફરી આજ્ઞા લેવા આવ્યો હતો.' સ્વામીશ્રીને તેમણે બોચાસણ જયંતિમાં આવવા માટે અગાઉ પૂછ્યું હતું. પરંતુ સ્વામીશ્રીએ તેમને કહ્યું હતું, 'ભંડારમાં રહીને જે સેવા કરો છો તે ઉત્તમ સેવા છોડીને બોચાસણ આવવાની જરૂર નથી.' છતાં આવા અપૂર્વ સમૈયાના દર્શનની તાલાવેલી તેમને લાગી હોવાથી, ફરી આજ્ઞા લેવા આવ્યા હતા. આજ્ઞામાં જ સુખ છે, એવી સ્વામીશ્રીની રુચિ સમજી, વાસુદેવ સ્વામીએ જયંતિ ઉપર બોચાસણ જવાના સંકલ્પો બંધ કરી દીધા.

**ઉત્સવ વિધિની માંગલિક શરૂઆત**

બોચાસણમાં જયંતિ ઉત્સવનો કાર્યક્રમ માઘ સુદી ૪ થી શરુ થયો. વિશાળ સભામંડપમાં ઠાકોરજી માટે સુંદર સિંહાસન ગોઠવ્યું હતું. ત્યાં શ્રી અક્ષર પુરુષોત્તમ ભગવાન, અનાદિ મહામુક્ત ગોપાળાનંદ સ્વામી, અનાદિ મહામુક્ત ભગતજી મહારાજ, અનાદિ મહામુક્ત શ્રી જાગા ભક્ત સ્વામી તેમજ સ્વામીશ્રીની સુંદર તૈલ મૂર્તિઓ, ફુલહારથી* શણગારેલી, સૌના ચિત્ત આકર્ષતી શોભતી હતી. સિંહાસનની બાજુમાં જ સ્વામીશ્રી અને સંતો માટે પણ સાત પગથિયાના ઊંચા આસનવાળી સુંદર બેઠક શણગારી હતી. તે ઉપર સ્વામીશ્રી, ૮૦ વર્ષની વયોવૃદ્ધ અવસ્થા છતાં યુવાનની કાંતિને શરમાવે તેવા, તપ, વૈરાગ્ય, બ્રહ્મચર્ય અને ભક્તિના પ્રતિક સમ એકાંતિક ધર્મના ધારક અને પ્રવર્તક, ભગવાન શ્રી સહજાનંદ સ્વામીના સ્વરૂપરૂપ, સાધુતાની અખંડ મહેકતી સૌરભથી ભરપૂર,

---

*આણંદના ભક્તરાજ રણછોડભાઈ બકોરભાઈ તેમની ફુલવાડીમાંથી આ પ્રસંગ માટે બે ગાડા ભરી ફુલ લઈ આવ્યા હતા. આ ફૂલ તેમણે તેમની વાડીમાં બે વીઘા જમીનમાં ખાસ આ પ્રસંગ માટે જ ઉછેર્યાં હતા.

સમગ્ર સભામાં એ પરિમલ પ્રસારતા, દિવ્યતા ભરી દેતા, શોભતા હતા. તેમની જમણી બાજુ યોગીજી મહારાજ અને ડાબી તરફ નિર્ગુણદાસ સ્વામી બિરાજ્યા હતા. આજુબાજુ સંતોની પંકિત શોભતી હતી. સૌના નેત્રની કીકી સ્વામીશ્રી સન્મુખ કેન્દ્રિત થઈ હતી. સ્વામીશ્રી પણ જાણે પોતાના નયન કટાક્ષ સૌ તરફ ફેંકી સૌ સૌને પોતાના અંતરગત ભાવનો પ્રત્યુત્તર આપતા હોય તેવો અનુભવ કરાવતા હતા.

આ પ્રસંગે ગોંડળ રાજ્યના વિદ્યાધિકારી શ્રી ચંદુલાલ બહેચરભાઈ પટેલે જયંતિ ઉત્સવનું ઉદ્‌ઘાટન કરતા જણાવ્યું, "હું કોઈ પંથનો નથી. વળી આસ્તિક પણ નથી પરંતુ એક સુધારક છું. છતાં સ્વામીશ્રી પત્યે મને ખૂબ જ માન છે. શંકરાચાર્ય પ્રત્યે મને જે ભાવ અને માનની લાગણી છે તેથી પણ ઘણું જ વિશેષ માન મને આ સ્વામીશ્રી પ્રત્યે છે. તેનું કારણ એ છે કે આ સ્વામીશ્રી કેવળ બ્રહ્મવિદ્યાના પ્રવર્તક છે એટલું જ નથી, એક આદર્શ ભક્ત અને સેવક છે. ગોંડળમાં અક્ષર મંદિર થતું હતું તે દરમ્યાન સાઠ સાઠ ફુટના ઊંડા પાયામાં ઉતરી તેમને કામ કરતાં મેં જોયા છે. ઉનાળાના અસહ્ય તાપમાં ચાનેલીની પથ્થરની ખાણમાથી મંદિર માટે પથ્થર કઢાવતા, અને અક્ષર પુરુષોત્તમને મૂર્તિમાન પધરાવવાની આહ્‌લેક જગાવી, એ પથ્થરની ખાણમા જ તેમના શિષ્યોને ખાવાપીવાની દરકાર રાખ્યા સિવાય ધામા નાખીને પડેલા મેં જોયા છે. સર્પ હોય, વીંછી હોય કે ગમે તેવા ઝેરી જંતુઓ હોય, છતાં દેહની પરવા કર્યા સિવાય આ મંદિરના કાર્ય અંગે ગમે ત્યા ફરતા, સૂઈ રહેતા, મેં તેમને જોયા છે. આ તેમની શ્રી સહજાનંદ સ્વામી પ્રત્યેની અપૂર્વ ભક્તિ બતાવે છે. આ હું આપને એટલા માટે કહું છું કે આપ આજે આ સ્વામીશ્રીના જન્મ મહોત્સવ પ્રસંગે ઠાકોરજીને ધરાવવા જે સેવા કરી રહ્યા છો તેની પાઈએ પાઈનો ઉત્તમમા ઉત્તમ ઉપયોગ આ સ્વામીશ્રીના હસ્તે

થશે. લોકકલ્યાણને અર્થે જ અને તે પણ લોકકલ્યાણનો અર્થ સામાન્ય ભાવનામાં જે સમજે છે તે નહિ, પરંતુ આધ્યાત્મિક દૃષ્ટિએ, આ રકમની પાઇએ પાઇનો ઉપયોગ થશે અને તેથી તમારા સર્વેનું નિશ્ચિત કલ્યાણ છે એમ હું સોગંદપૂર્વક આપ સહુને કહું છું. તમે સર્વ આ જાણો છો અને તમને સૌને આ સ્વામીશ્રી પ્રત્યે સાક્ષાત્ ગુરુરૂપ હરિનો ભાવ છે તેથી મને ઘણો જ આનંદ થાય છે."

"સ્વામીશ્રી એક અતિ મહાન દિવ્ય વિભૂતિ છે. તેમના બે મહાન શિષ્યો–સંતવર્ય સ્વામી શ્રી જ્ઞાનજીવનદાસજી – યોગીજી મહારાજ અને સંતવર્ય સ્વામી શ્રી નિર્ગુણદાસજી, તેમના હું અંગત પરિચયમાં આવ્યો છું. આ બે મહાન સંતોના પ્રસંગમાં જે આવે તે સ્વામીશ્રીની મહત્તા સ્વીકાર્યા સિવાય રહે જ નહિ. સ્વામી જ્ઞાનજીવનદાસજી એ જ્ઞાનની જ મૂર્તિ છે. એટલું જ નહિ પરંતુ જે બ્રહ્મજ્ઞાનની સિદ્ધિને અર્થે ઋષિ–મુનિઓએ વનવાસ સેવ્યો છતાં પણ જેની ઝાંખી તેમને ન થઇ, તે બ્રહ્મજ્ઞાન અર્થાત્ બ્રહ્મના સાક્ષાત્ દર્શન તેમના પ્રસંગમાં આવવાથી સહજ સિદ્ધ થઇ જાય છે. એવા એ મહાન બ્રહ્મસ્થિતિવાળા સિધ્ધ પુરુષ છે. સ્વામિનારાયણ ભગવાન પ્રત્યેની તેમની અતુલ શ્રદ્ધા તો ગોંડળમાં તેમને એક અતિ ઝેરી સર્પ કરડયો ત્યારે મને જણાઇ. મેં તેમને કહ્યું, ગોંડળ નરેશ સર ભગવત્-સિંહજીએ પણ તેમને કહ્યું, 'સ્વામીજી! ડોકટરની દવા કરો.' પણ તેમણે તો એમ જ કહ્યું, 'સ્વામિનારાયણના નામથી કાળા સર્પનું ઝેર ઉતરી જાય છે એવો એ બળિયો મહામંત્ર છે.' એમ કહીને અખંડ ધૂન્ય લગાવી અને અમારા સૌના આશ્ચર્ય વચ્ચે ચોવીસ કલાકમાં તો સર્પનું ઝેર ઉતરી ગયું !

"વળી તેમનામાં સેવા ભાવ પણ અપૂર્વ છે. મને અહીં આ જયંતિમાં ભાગ લેવા બોલાવ્યો. હું અહીં આવ્યો. મારી સરભરા તેમણે જાતે જ કરવા માંડી. રાત્રે મારે ખાડે જવું હતું. હું તો

અજાણ્યો, મુઝાયો, શું કરવું ? પછી એક ભાઈને મેં કહ્યું, 'અહીં સંડાસ હોય તો મને બતાવો.' તે ભાઈ આડાઅવળા થઈ ગયા. પણ જોગી મહારાજ આ સાંભળી ગયા. થોડીવારે હાથમાં ફાનસ અને પાણીનો ભરેલો લોટો લઈને મારી પાસે આવ્યા અને મને કહ્યું, 'ચાલો મારી સાથે.' મને આશ્ચર્ય થયુ અને મુઝવણુ પણુ થઈ. પરંતુ તે તો આગળ ચાલવા માંડયા. પછી મેં તેમને બે હાથ જોડી કહ્યું, 'સ્વામીજી ! મારે પણ મોક્ષનો ખપ છે. આપ આ સેવા કરીને મને મોક્ષમાંથી પાડી દ્યો છો.' એમ કહી તેમના હાથમાંથી મેં લોટો લઈ લીધો. મુદ્દો એ છે કે આવા નિર્માની અને સેવાભાવી એ સિદ્ધ પુરુષ છે."

"અને સ્વામી નિર્ગુણદાસજીની વાત જ જુદી. સર ભગવતસિંહજી કોઈને બે મિનિટ પણ ન આપે પણ તેમની સાથે તેમને બાર મિનિટ વાત કરવી પડે. સામ, દામ, ભેદ અને દંડની નીતિ અજમાવનાર આ સંતવર્ય વ્યવહારદક્ષ છે એટલું જ નહિ, પરંતુ હરિભક્તોના સુખે સુખી અને દુઃખે દુઃખી થનારા કોમળ હૃદયના પુરુષ છે. આવી ત્રિમૂર્તિનો જે સુમેળ અહીં સધાયો છે, તે જ આ સંસ્થાના અને તમારા સૌના સદ્‌ભાગ્ય છે. આ તો 'યજ્ઞ'ની આસપાસ 'જ્ઞાન' અને 'નિર્ગુણ'ની અમોઘ શકિત જોડાએલી છે. જય હો એ ત્રિમૂર્તિનો અને એ ત્રિમૂર્તિમા અપાર ભાવવાળા તમો સૌ ભક્તવૃન્દોનો !"

ચંદુલાલભાઈનું આવું પ્રેરક પ્રવચન સૌના અંતરમાં રમી ગયું. તાળીયોના હર્ષનાદ સભામાં બંધ જ ન થાય. ચંદુભાઈ ફરીવાર ઊભા થયા અને સૌને નમસ્કાર કરી બેસી ગયા. ત્યાર પછી બીજા પ્રવચનો અને જ્ઞાનવાર્તા બાદ આ કાર્યક્રમ પૂરો થયો. પછી ભોજન વિધિ થયો. રાત્રે સંતોની વાતો પછી આખી રાત ભજનકીર્તનની રમઝટ ચાલી.

વસંતપંચમીના સુમંગળ પ્રભાતમા ભૈરવી સૂરના ચોઘડિયાના

યજ્ઞ, યોગી અને નિર્ગુણની ત્રિપૂટી આપણને વરતાલે ભેટ આપી છે

ત્યારબાદ શ્રી ચંદુલાલ પટેલ, નિર્ગુણદાસ સ્વામી, યોગીજી મહારાજ વગેરેએ પોતાની લાક્ષણિક શૈલીમાં સ્વામીશ્રીનો અપાર મહિમા કહ્યો. ચંદુભાઈએ તો આ પ્રસંગે વરતાલ સંસ્થાનો આભાર માનતા કહ્યું, "'યજ્ઞ', 'યોગી' અને 'નિર્ગુણ'ની સર્વોપરી ત્રિપૂટી આપણને વરતાલ સંસ્થાએ ભેટ આપી દીધી છે. એ તેમનો આપણા ઉપર અને સમગ્ર સંપ્રદાય ઉપર મહાન ઉપકાર છે."

આ પ્રમાણે આ બધી વિધિની સમાપ્તિ પછી શ્રી અક્ષરપુરુષોત્તમ સત્સંગ મંડળના સંતો તથા હરિભક્તો સમસ્ત તરફથી સ્વામીશ્રીના કાર્યની પ્રશસ્તિ કરતું અને તેમને અલ્પ અંજલી અર્પતું માનપત્ર, સભામાં શ્રી વિનાયકરાવ ત્રિવેદીએ વાંચ્યું. પછી ઠાકોરજીનું તથા સ્વામીશ્રીનું પૂજન થયું અને સર્વે સંત હરિભક્તોની ગગનભેદી 'શ્રી અક્ષર પુરુષોત્તમ' અને 'સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજ'ની જયનાદો વચ્ચે સંઘ આરતી શ્રી ગુલઝારીલાલ નંદા, દરબાર ગોપાળદાસ તથા બીજા મુખ્ય મુખ્ય હરિભક્તોએ ઉતારી.

સ્વામીશ્રીના સમગ્ર જીવનનું વિહંગાવલોકન કરતાં અનેક વિઘ્નો, કષ્ટો, અપમાન, તિરસ્કાર વગેરે સહન કરીને, શ્રીજીના અખંડ સંબંધે યુક્ત પોતાની અમોઘ શક્તિથી જ, સ્વામીશ્રીએ આ કાર્ય કરી દીધું છે તેમ જણાય છે. એ અપ્રતિમ કાર્યની પાછળ રહેલો ઉપાસનાનો શ્રીજીનો પરમ સત્યસિદ્ધાંત સૌને સમજાયો. ધીરે ધીરે સ્વામીશ્રીની અજોડતા, અદ્વિતીયતા, સૌ સમજી શક્યા. સ્વામીશ્રીના કાર્યની રૂપરેખા, જીવનના પ્રસંગો, શ્રી સહજાનંદ સ્વામીના કાર્ય સાથે તુલના માંગી લે છે. બુદ્ધિના ઊંડાણમાં સૌને સ્વામીશ્રીની આ અપ્રતિમ સિદ્ધિનો સ્વીકાર કરવો જ પડ્યો છે. સ્વામીશ્રીની સંતતા, મહત્તા, આગળ સૌ પ્રણિપાત કરવા લાગ્યા.

તેજના પ્રવાહરૂપ પરાવાણી પ્રકાશનો ધોધ

ત્યારબાદ આ પ્રસંગ અંગે જે રકમ ભેગી થએલી તે રકમની થેલી ઠાકોરજીને અર્પણ કરવામાં આવી. ત્યારબાદ ચાતક મેઘની જે ઉત્સુકતાથી રાહ જુએ, તેવી ઉત્સુકતાથી, સ્વામીશ્રીની પ્રેરક પરાવાણી સાંભળવાના ઉત્સાહવાળા સૌ ભક્તવૃંદને ઉદ્બોધતાં સ્વામીશ્રીએ પ્રવચન શરુ કર્યું. સૌના અંતરના તિમિર ભેદે તેવી ગંભીર તેજના પ્રવાહરૂપ, સ્વામીશ્રીની વાણી, સભા મંડપમાં ગુંજવા લાગીઃ

"અનેક જીવોના ઉદ્ધાર માટે સ્વયં પુરુષોત્તમ નારાયણ શ્રીજીમહારાજ આ લોકમાં પોતાનું અક્ષરધામ, મુક્તો અને ઐશ્વર્ય સહિત પધાર્યા. ૧૧ વર્ષ, ૨ માસ અને એક દિવસ બાળલિલા કરી. ત્યારબાદ માતા પિતાને દિવ્ય ગતિ પમાડી પોતે વનમાં પધાર્યા. તમામ યાત્રાના સ્થાનમાં ફરી મહારાજ ગુજરાતમાં પધાર્યા અને પ્રથમ આ બોચાસણમાં આવ્યા. અહીં કાશીદાસ મોટાને ઘેર દૂધભાત જમ્યા. પછી સૌરાષ્ટ્રમાં પધાર્યા અને ત્યાં રામાનંદ સ્વામીને મળ્યા. જેતપુરમાં પટ્ટાભિષેક કર્યો અને સંપ્રદાયની ધર્મધૂરા હાથમાં લીધી."

"સત્તા કે ધનથી આ લોકનું કોઈ કાર્ય થઈ શકે. પરંતુ આવું મહાન આધ્યાત્મિક કાર્ય, સૌનું પરમ કલ્યાણ કરવાનું, એકાંતિક ધર્મ પ્રવર્તાવવાનું, થોડાજ સમયમાં મહારાજે કર્યું. ૫૦૦ પરમહંસો ૨૫૦ બ્રહ્મચારી અને લગભગ તેર લાખ જેટલાં હરિભક્તો એકકાળાંવિચ્છિન્ન તેમની હયાતિમાંજ તેમનું પરમાત્મા તરીકે ભજન કરતા થઇ ગયા. એ કાર્ય પરમાત્મા સિવાય બીજું કોણ કરી શકે ? આ બધું મહારાજે ફક્ત પાંચ જ વર્ષમાં એટલે સં. ૧૮૭૮ થી સં. ૧૮૮૩ સુધીમાં જ કર્યું."

"વળી આ ૫૦૦ પરમહંસો તો એવા હતા કે પુરુષોત્તમ નારાયણ શ્રીજી મહારાજ જો તેમની સાથે ન હોય તો તેમને દરેકને

ભગવાન કહેવાય, એવા સમર્થ પુરુષો હતા. ગોપાળાનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી વગેરેની એવી મહત્તા હતી. વળી માણાવદરના નવાબ ગજેફરખાનજી, જૂનાગઢના નવાબ, ગોંડળના દેવાજી બાપુ વગેરેને સ્વામિનારાયણ ભગવાનની ઉપાસના જીવમાં સમજાવી શકે તે તો મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી જેવા જ કરાવી શકે. આવા સામર્થ્યવાળા અંતર્યામી જેવા અગણિત શિષ્યો જેના હોય તેના ઈષ્ટદેવ શ્રીજીમહારાજનો મહિમા કેટલો હોય તે વિચારો."

"આવા સર્વોપરી સાક્ષાત્ પુરુષોત્તમ નારાયણની તત્વે સહિત શુદ્ધ ઉપાસના તે જ કલ્યાણની વાતમાં પરમ સિદ્ધાંતનો મુદ્દો છે. આવા ભગવાનનો અપાર મહિમા મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીએ પ્રવર્તાવ્યો. મહામુક્તરાજ સદ્‌ગુરુવર્ય શ્રી પ્રાગજી ભક્તે, સ્વામી શ્રીજાગા ભક્તે તથા સ્વામી બાલમુકુન્દદાસજી જેવા મહાપુરુષોએ એ મહિમા સ્વામી દ્વારા અનુભવ્યો."

"શ્રીજી મહારાજે સં. ૧૮૫૬ થી '૮૬ સુધી આધ્યાત્મિક જ્ઞાનોપદેશ કર્યો છે. છતાં સં. ૧૮૭૬ થી '૮૬ સુધીના જ ઉપદેશનો સંગ્રહ થઈ શક્યો છે. તે જ પ્રમાણે મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીએ પણ અપાર વાતો કરી હતી.' તેમાંથી અમુક જ સંગ્રહ થઈ શકી. છતાં તે ઉપદેશનું તાત્પર્ય સમજી રહસ્ય અને સિધ્ધાંત શું નીકળે છે, તે જાણવું તે જ મુદ્દો છે. આ રહસ્ય સમજાવતા, મહારાજનું પુરુષોત્તમપણું પ્રવર્તાવવામાં, સ્વામીને પણ અણસમજુ તરફથી અને સત્સંગમાં રહેલા મોટા થકી પણ, ઉપાધિ સહન કરવી પડી છે. આ પરમ અલૌકિક વાતને મૂર્ત સ્વરૂપ આપવા, તે પુરુષોત્તમની, તેમના અનાદિ ભક્ત મૂળ અક્ષર શ્રી ગુણાતીતાનંદ સ્વામી તથા મહામુક્ત ગોપાળાનંદ સ્વામી સાથે, ઉપાસના પ્રવર્તાવવાની, સ્વામીના સંબંધવાળા મહામુક્તો શ્રી ભગતજી મહારાજ, સ્વામી જાગાભક્ત તથા સ્વામી બાલમુકુંદદાસજી વગેરેની ઇચ્છા હતી. તે અપરોક્ષાનુભવી

સિધ્ધદશાવાળા મહામુક્તોએ તે કામ કરવા મને કહ્યું. પરંતુ આપણી શક્તિથી શું થાય ? અનાદિ મહામુક્ત સ્વામી જાગાભક્ત સ્વામીએ મને કોલ આપ્યો કે તમે જે જે સંકલ્પ કરશો તે અમારે સિધ્ધ કરવા. આ કોલથી જ આપણા સંકલ્પ સિધ્ધ થયા છે. જેમ ભેંશ કૂદે તે ખીલાના જોરે, તેમ આપણે પણ આવા સદ્ગુરુઓના આશીર્વાદના બળે જ કામ કરીએ છીએ."

"આ બોચાસણમાં મહારાજે કાશીદાસને વર આપ્યો હતો. તે મુજબ અહીં મંદિર થયું છે. અને હજુ મહારાજની ઇચ્છા મુજબ સર્વોપરી પ્રસાદીના સ્થાનમાં (ગઢપુરમાં) સર્વોપરી મહાપ્રભુ મધ્યમંદિરે બિરાજશે. આજે તમને બધાને અમારા અંતરના આશીર્વાદ છે કે તમારો સત્સંગ અખંડ દઢ રહો, અને તમે બધા એકાંતિકપણાને પામો. આજે જગતમાં વિશ્વયુદ્ધ ચાલી રહ્યું છે. અમે તો પ્રથમથી જ અંગ્રેજ સરકારનો વિજય થાય તેવી મહારાજને પ્રાર્થના કરતા આવ્યા છીએ. તેમનો વિજય થાય તથા તેમના અધિકારીઓ ઉત્કર્ષને પામે અને જગતમાં શાંતિ પ્રવર્તે તેવી આજે શ્રીજીસ્વામીને અમારી અંતરની પ્રાર્થના છે."

સ્વામીશ્રીના પ્રવચનથી મંત્રમુગ્ધ બનેલા સભાજનો પ્રવચનના અંતે 'સહજાનંદ સ્વામીની જય' સાંભળી જાગ્રત થઇ ગયા. અક્ષરધામમાંથી જ જાણે સીધા બોચાસણમાં આવી ગયા હોય તેમ સૌને લાગ્યું. જાણે આ બોચાસણ, આ સભામંડપ, સર્વ અક્ષરધામ તુલ્ય બની ગયું હોય, તેવો અનુભવ સૌએ કર્યો. આનંદમાં લીન થએલો ભક્ત સમુદાય ધીરે ધીરે ઊઠયો. સભાના કાર્યની સમાપ્તિ થઈ હોવાથી વ્યવસ્થિત રીતે ભોજન માટે નિયત કરેલા સ્થાને જવા લાગ્યો.

ભોજનવિધિ માટેની અપૂર્વ વ્યવસ્થાથી બે લાખ જેટલો ભક્ત સમુદાય શિસ્તબધ્ધ થોડા જ કલાકમાં જમી ઊઠયો. સ્વયંસેવકો, સંતો વગેરેએ કુશળતાપૂર્વક આ કામ પાર પાડી દીધું.

હજારો મણ શીરાની ચોકીઓ અખૂટ દેખાતી પડી હતી. તેવી જ રીતે ભાત અને શાકના ગંજના ગંજ ખડકાએલા ખૂટતા જ ન હતા. નાખી નજર ન પહોંચે એટલા માણસો જમી ઊઠયા હતા, એટલા જ પાછા જમવા આવતા હતા. એ પ્રમાણે અનાજની અછત છતાં અહીં તો છતના ઢગલા, મહારાજ અને સ્વામીની દયાથી, દેખાતા હતા. સૌ જમી જમીને, સ્વામીશ્રીના દર્શન કરી, આશીર્વાદ લઈ ઘર તરફ પ્રયાણ કરતા હતા.

આ પ્રમાણે આ દિવ્ય મહોત્સવ અતિ દિવ્ય વાતાવરણમાં બોચાસણમાં, અક્ષર પુરુષોત્તમ મહારાજના આશ્રિત સમગ્ર ભક્ત સમુદાયે ઊજવ્યો. મહારાજ અને સ્વામી રાજી થયા. હજુ આથી વિશેષ દિવ્ય મહોત્સવ ઊજવી, જગતને આ પરમ કલ્યાણકારી વિભૂતિની જાણ કરાવી, કલ્યાણને માર્ગે દોરવા, મહારાજે સૌના અંતરમાં પ્રેરણા કરી.

**બોટાદના માવજીભાઇને સ્વામીશ્રી સંજયના પ્રજ્ઞાચક્ષુ આપે છે**

બોટાદના લુહાર ભક્ત ભડલીવાળા માવજીભાઇને સ્વામીશ્રીની આ જયંતિ દરમ્યાન ખૂબ જ મંદવાડ થઇ ગયો હતો. આવા અપૂર્વ જયંતિ ઉત્સવનો તેમને લાભ નહિ મળે તે દુઃખથી તેને જયંતિના ઉત્સવ અગાઉ બે ત્રણ દિવસથી રાત્રે ઊંઘ આવતી ન હતી. એક રાત્રે અચાનક તેમને સ્વામીશ્રીના દિવ્યસ્વરૂપે દર્શન થયા. સ્વામીશ્રીની દિવ્યમૂર્તિ જોતાં જ તે એકદમ પથારીમાં બેઠા થઇ ગયા અને હાથ જોડી સ્વામીશ્રીની સ્તુતિ કરી. ત્યારે સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'મુઝાય છે શા માટે ? અહીં બેઠા બેઠા જયંતિ ઉત્સવના તને દર્શન થશે અને તમામ વાતો સંભળાશે.' સ્વામીશ્રીના આ વચનથી તેમને શાંતિ થઈ.

જયંતિ ઉત્સવના આગલા દિવસના કાર્યક્રમના, બોચાસણ મંદિરની અપૂર્વ શોભાના, સભામંડપમાં બિરાજેલી દિવ્ય સભા, સ્વામીશ્રીની દિવ્યમૂર્તિ અને તેમનું દિવ્ય પ્રવચન, એ સર્વે

પ્રસંગોના માવજીભાઈને બોટાદમાં તેમને ઘેર સાક્ષાત્ દર્શન થયા. તે પ્રમાણે જયંતિ ઉત્સવ દિનના પ્રસંગોનું પણ સાક્ષાત્ દર્શન થયું. સ્વામીશ્રીએ આવી રીતે માવજી ભક્તને દિવ્યદષ્ટિ આપી, તેમનો તીવ્ર સંકલ્પ પૂરો કર્યો અને તેમને કૃતાર્થ કરી દીધા.

× × ×

અમદાવાદમાં અધિક ચૈત્ર માસમાં સરજુદાસ હૉલમાં પારાયણનું નિમિત્ત ઊભું કરીને, સ્વામીશ્રીના દર્શન સમાગમનો લાભ લેવા ત્યાંના મંડળે નક્કી કર્યું. શ્રી ગુલઝારીલાલ નંદાજી, શ્રી ચંપકભાઈ બેંકર, શ્રી ખેંગારજીભાઈ ચૌહાણ, શ્રી શંકરલાલ ઠાકર, શ્રી ભોગીલાલ ચોકસી, શ્રી રણછોડભાઈ ઉમેદભાઈ પટેલ એ આદિ અનેક વિદ્વાનો અને કથા રસ પ્રેમીઓ, સ્વામીશ્રીના સમાગમની એક પણ તક જવા દેતા ન હતા.

આ કથાપ્રસંગે સ્વામીશ્રીએ, શુધ્ધ ઉપાસના, સ્વામી અક્ષર છે તે સંબંધી તથા ત્યાગી અને ગૃહીના નિયમધર્મ સંબંધી, અનેક વાતો કરી, અને તે અદ્‌ભુત રસપ્રવાહમાં દેહનું ભાન સૌને ભૂલાવી દીધું. સ્વામીશ્રીની એ રસભરપૂર વાતોની સ્મૃતિ કરતા સ્વામીશ્રીના શબ્દો ચિરઃસ્મરણીય બની, સૌના અંતરમાં ગુંજતા હતા :—

ભક્તિ માર્ગના અલંકારો

"ભક્તે સહિત ભગવાનની ઉપાસના તે જ શુધ્ધ ઉપાસના છે. ભક્તનો મહિમા અધિક; વૃન્દાવનમાં આઠ વખત 'રાધે' 'રાધે' 'રાધે' કહી પછી 'શ્યામ' કહે છે. એમ ભક્તનો મહિમા તો દરેક સ્થળે છે જ. ભગવાનના ભક્ત થવામાં શ્રધ્ધા રાખવી, નિયમ પણ યથાર્થ પાળવા, તિલક–ચાંદલો બરોબર કરવો, તે આપણું નિશાન છે. લોકલાજ આડી આવે નહિ ત્યારે ભગવાન ભજાય."

"ત્યાગી અને ગૃહસ્થ બંનેને સમજણનું બળ જોઇએ. સુખમાં વિચાર કરવો કે આ બંધનરૂપ ન થાય, અને દુઃખમાં ધીરજ રાખવી અને પ્રભુનું ભજન કરવું. ત્યાગાશ્રમમાં આશ્રમનું અભિમાન નડે છે. ભગતજી મહારાજ ભગવાનનું સ્વરૂપ અને મોક્ષનું દ્વાર કહેવાતા, છતાં કેટલાક ત્યાગીઓ, 'આ તો દરજી છે,' એ ભાવથી તેમનો સમાગમ ન કરી શકયા. અમે ત્યાગાશ્રમનું માન છોડીને ભગતજી મહારાજની સેવા કરી તો ઘણું સુખ આવ્યું. ત્યાગીને દુઃખ આવે ત્યારે એમ થાય જે આ આશ્રમ કરતાં ગૃહસ્થાશ્રમમાં રહ્યા હોત તો સારુ હતું. જો સુખ આવે તો માન મોટપમાં કાંઈ ઠા રહે નહિ. માટે ત્યાગી ગૃહી બન્નેએ સમજણનું બળ રાખવું. ગમે તેટલો દેશકાળ હોય તો પણ ત્યાગીઓ જો અંદર અંદર આત્મબુધ્ધિ રાખી ભજન કરે તો ઉપાધિ ન આવે. ગૃહસ્થને પણ મનની નિવૃત્તિ અને સત્સંગમાં આત્મબુધ્ધિથી જ અખંડ શાંતિ રહે છે. આજ્ઞા વિરુધ્ધ જે કાર્ય કરવું તે જ ઉપાધિ છે. પંચવર્તમાનરૂપી કાયદામાં ફેર ન પાડવો. મોટીબા, લાડુબા વગેરેએ મહારાજને પ્રશ્ન પૂછયો, 'એવુ કયું એક સાધન છે જેમાં બધા સાધન આવી જાય?' ત્યારે મહારાજે કહ્યું 'પ્રેમલક્ષણા ભકિતમાં બધા સાધન આવી જાય છે. પરંતુ એકાંતિક સ્થિતિ કરવા માટે તો ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ, એ ચારે સાધનની જરૂર છે. નિર્વાસનિકપણું, ધર્મ, વૈરાગ્ય, બ્રહ્મભાવ અને જ્ઞાન એ આવે તો જેમ સોનાના દાગીનામાં પાંચ નંગ જડીએ અને તે શોભે, તેમ ભકિત શોભે. ભકિતમાર્ગમાં આ બધા અલંકારો શ્રીજીમહારાજે જડી દીધા છે."

"સર્વનિવાસાનંદ સ્વામીએ ૪૦ જોડી ચરણારવિંદ, શ્રીજી મહારાજના પ્રસાદીના ચાર પોષાક અને પોતાનું શિષ્યમંડળ, એ બધાનો ત્યાગ કર્યો અને ગોપાળાનંદ સ્વામી ભેગા રહ્યા. એમ સ્વામી સાથે જીવ જોડયો ત્યારે સ્વામીએ સ્થિતિ કરાવી દીધી. ગઢડા પ્રથમ ૨૦મું વચનામૃત સિધ્ધ કરાવી દીધું. માટે સાક્ષાત્કાર

કરવો હોય તો મૂર્તિ ધાર્યા સિવાય કાંઈ કરવાનું નથી." સ્થિતિ કરવાની સ્વામીશ્રીની આવી અતિ અદ્ભુત વાતો સાંભળી, સુણાવવાળા રણછોડભાઈ ઉમેદભાઈ અતિ ગદ્ગદ્ થઈ ગયા અને સ્વામીશ્રીને સ્તુતિ કરી કહ્યું, 'દયાળુ ! આ પારાયણમાં ભાગ લેનાર તમામનું કલ્યાણ કરજો અને અંતસમયે દર્શન દેજો'. સ્વામીશ્રી તેમની આવી ઉદાત્ત ભાવના જોઈ, રાજી થયા અને કહ્યું, "તથાસ્તુ".

પછી સ્વામીશ્રીએ વાત કરી, 'મોગરાના પુષ્પ ઉપર તેલનું ટીપુ પડે છે તેની વાસ તેલમાં પેસી જાય છે. તેમ આ જીવને અનાદિકાળથી વાસના પેસી ગઈ છે. પરંતુ ભજન કરતા કરતા જીવ બળને પામી જશે અને જોતજોતામાં વૃદ્ધિ પામી જશે. માટે હિંમત રાખવી.'

જ્યારે ગુણાતીત થાય ત્યારે મોક્ષ થાય

એટલી વાત કરી ત્યારે વસંતરાય પંડયાએ પ્રશ્ન પૂછયો, 'આપના સમાગમમાં જે જે આવે છે તેમને સર્વને છેલ્લો જન્મ ખરોને ?'

ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, "ગુણના ભાવથી રહિત થયા વિના જન્મમરણ છે જ. જ્યારે ગુણાતીત થાય ત્યારે મોક્ષ થાય અને જન્મમરણ ટળે." ફરી પૂછયું, "અમો તો આપને જ ભગવાનનું સાક્ષાત્ સ્વરૂપ માનીએ છીએ અને ભજન કરીએ છીએ અને તેમાં જ મોક્ષ માનીને બેઠા છીએ." ત્યારે સ્વામીશ્રીએ હસતાં હસતાં કહ્યું, "શાસ્ત્રમાં કહ્યા એવા ધર્મ નિયમ પાળો અને સત્પુરુષનો આશ્રય રાખીને ભક્તિ કર્યા કરો, એટલે મોક્ષ થયો જ જાણવો. ભક્તિ એટલે નિષ્ઠા. ભગવાન કે સંતને ઓળખી તેમને વિષે અચળ નિષ્ઠા કરી ભજન કરવું. પણ નિષ્ઠા સચોટ જોઈશે. વૃત્તાંત શુધ્ધ જોઈશે, તો જ કામ થશે. જ્ઞાન સમજવું અને અમલમાં મૂકવું. દરેક શાસ્ત્રોનો સિધ્ધાંત માયા પર થવું એ જ છે,"

એટલી વાત કરીને પછી બોલ્યા;—

"ખાદી, મલમલ, ખાસતા તીનોકા એક પોત,
જીનકો જૈસા ગુરુ મીલે ઇનકો ઐસા હોત.

ખાદી, મલમલ, ખાસતા, વગેરેમાં રૂ તો એક સરખું જ વપરાય છે પણ જેવા કારીગરો હોય તેવું પોત બને છે. માટે જેવા ગુરુ મળે તેવું કામ થાય. ગુણાતીતાનંદ સ્વામીએ ૮૨ વર્ષ સુધી એકાદશી નકોરડી કરી. ભગતજી મહારાજ, જાગાસ્વામી વગેરે પણ એમ જ વર્ત્યા. યોગેશ્વરદાસ સ્વામી પણ દૂધ, દહીં, સાકર, ગોળ, ઘી વગેરે જમતા નહિ. માટે નિયમધર્મમાં તો કડક વર્તવું જ. અમો પણ માંદા હોઇએ તો પણ નાહવાનું ચૂકતા નથી."

પછી બોલ્યા, "ધર્માચાર્યો બધા બ્રાહ્મણો જ હતા. શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, શ્રીજીમહારાજ વગેરે. એટલે ધર્મનું સ્થાપન તેમણે કરી પોતાના આશ્રિતને શુધ્ધ વર્તાવ્યા છે. હિન્દુ ધર્મમાં વર્ણાશ્રમ ધર્મ મુખ્ય છે. અત્યારે કેટલાક અજ્ઞાની વર્ણાશ્રમનો ભંગ કરાવે છે પણ ભગવાન તેમાં ભળે નહિ અને તેમનું ધાર્યું પણ થવા દે નહિ. બૌધ્ધ ધર્મનું જોર બહુ હતું. પરંતુ વર્ણાશ્રમ ધર્મ તોડયો તો તે ધર્મ પણ નાશ થયો. માટે ધર્મની રક્ષા કરનાર તો ભગવાન છે તે રક્ષા કરે જ"

પૂર્ણાહુતિને દિવસે સ્વામીશ્રીએ સાંજનાં ભાગવતની કથા વાંચ્યા પછી અતિ અદ્‌ભુત પ્રવચન કર્યું. "આ ભાગવતની કથા વાંચતાં શ્રી કૃષ્ણ ભગવાનની મૂર્તિમાં જેવી પ્રેમલક્ષણા ભક્તિએ કરીને ગોપીઓ જોડાઇ ગઈ, તેવા જ પ્રેમે સહિત આપણે શ્રીજી મહારાજની મૂર્તિમાં જોડાઈ જવાનું છે, તોજ ભકિત સિધ્ધ થાય. એ પ્રેમલક્ષણા ભકિત સિધ્ધ કરવા માટે મુક્તાનંદ સ્વામીએ ઉદ્ધવગીતા રચી, નિષ્કુળાનંદ સ્વામીએ સ્નેહ ગીતા રચી. મોટા મોટા સંતો ઉદ્ધવગીતા અને સ્નેહગીતા કંઠે કરતા. ભગતજી મહારાજ ઉદ્ધવ ગીતા રોજ વંચાવતા."

સાત દિવસની કથા દરમ્યાન સ્વામીશ્રીની અલૌકિક વાતુ અને છેલ્લા દિવસનું આ અદ્દભુત પ્રેમ-ભક્તિરસ ભરપૂર પ્રવચન સાંભળી, સૌ મંત્ર મુગ્ધ બની ગયા. અમદાવાદના વૈષ્ણવ સંપ્રદાયના વિદ્વાન શાસ્ત્રી શ્રી વિશ્વનાથભાઈ, ભાગવતના પ્રખર અભ્યાસી અને વક્તા, જેમની ભક્તિરસથી ભરપૂર મૃદુવાણી સાંભળવા અમદાવાદની મુમુક્ષુ જનતા હજારોની સંખ્યામાં આવતી, તેઓ સ્વામીશ્રીની કથાથી ખરેખર મુગ્ધ બની ગયા. જાણે વૃન્દાવનની એ રાસક્રિડામાં પોતે જ સંમિલીત છે એવી સમાધિ અવસ્થાનો સાક્ષાત્ અનુભવ તેમને સ્વામીશ્રીની કથા દરમ્યાન થયો. તેમણે તેમના પ્રવચન કરતાં પ્રેમાશ્રુ સહિત ગદ્દગદિત ભાવે જણાવ્યું :—

**સ્વામીશ્રી તો ભગવાનનું સાક્ષાત્ સ્વરૂપ છે**

"જે ભક્તિરસનો મને આજે અનુભવ થયો છે તે ઉપરથી હું તમોને કહું છું કે ભાગવતનો કથારસ શ્રીધર સ્વામીના મત પ્રમાણે શુકજી જાણે છે અને પરીક્ષિતે કદાચ જાણ્યો હોય, પરંતુ શ્રી કૃષ્ણ પરમાત્માની કૃપાથી શ્રીધર તો સંપૂર્ણ જાણે જ છે. પરંતુ મેં જે સ્વામીશ્રીના શ્રીમુખે આ કથારસનું અમૃત પીધું તેથી હું તો ત્યાં સુધી કહું છું કે સ્વામીશ્રીએ જે રીતે ભાગવત્ સમજાવ્યું તેવું તો શ્રીધર પણ ન સમજાવી શકે. તેનું કારણ એ છે કે સ્વામીશ્રી તો ભગવાનનું સાક્ષાત્ સ્વરૂપ છે અને જે સાક્ષાત્ સ્વરૂપ હોય તે જ આ રસનો સ્વાદ ચખાડી શકે."

"ચાર વેદ જાણનાર ગમે તેવો વિદ્વાન હોય અને તે વ્યાખ્યાન કરે પરંતુ તેમાં તો વિદ્વત્તાનો આડંબર દેખાય. પરંતુ તેમાં આવો અદ્દભુત રસપ્રવાહ ન મળે, અંતઃકરણ તરબોળ ન થાય. આ સ્વામીશ્રીએ તો આજે આ કથાથી શાંતિ અને આનંદના મેઘ વર્ષાવ્યા છે. શ્રીમદ્ ભાગવત્ એ વ્યાસજીની સમાધિ ભાષા છે. તેનો આજે સ્વામીશ્રીએ સાક્ષાતકાર કરાવ્યો છે! આવા જીવનમુક્ત

પુરુષોના શ્રીમુખના જે શબ્દો તે જ સાચું શાસ્ત્ર ! જીવનમુક્ત થવું તે કેવળ અલંકારી શબ્દોમાં બોલી જવું કે ગીતાના શ્લોક ટાંકી પ્રવચન કરવું, તેનાથી નથી થવાતું. પરંતુ આવા સાચા જીવનમુક્ત પુરુષના સંબંધથી જ જીવનમુક્ત થવાય છે. આજે આપણને એમના સંબંધથી સાચા જ્ઞાનયજ્ઞનો લાભ મળ્યો, માટે તેમના સાચા શિષ્ય થવું એ જ જીવનમાં સાચું કર્તવ્ય છે. તેઓ માથે હાથ મૂકે કે આશીર્વાદ આપે, તેમાં જીવનું કામ નીકળી જાય છે. તેમને તેમના યથાર્થ સ્વરૂપમાં ઓળખવા તે તો પૂર્વના અતિ બલિષ્ટ સંસ્કાર હોય તો જ બને. શ્રીકૃષ્ણ ભગવાનને અર્જુન, ઉદ્ધવ, અક્રુર, કે ગોપીઓ સિવાય કોણ ઓળખી શક્યુ ? માટે આપણે પણ તેમના સ્વરૂપને યથાર્થ ઓળખી તેમનામાં ભક્તિભાવપૂર્વક જોડાઈ જવું, એ જ કરવાનું છે. તેમના શ્રીચરણમાં એ જ પ્રાર્થના કરવાની છે કે मे मति तव चरणेऽस्तु । ”

વિશ્વનાથભાઈએ સ્વામીશ્રીના સાચા જીવનમુક્ત સ્વરૂપનું અતિ અદ્‌ભુત રીતે વર્ણન કર્યું. સ્વામીશ્રીના સંબંધથી કૃતકૃત્યતા અનુભવતા આ વિદ્વાન્ ભક્તવર્યનો એક એક શબ્દ અંતરના અનુભવનો હતો, તેમાં વિદ્વત્તાનો આડંબર ન હતો ! પરંતુ સ્વામીશ્રી પ્રત્યેની ભક્તિભાવનો રસ હતો ! આ પ્રમાણે આ દિવ્ય કથાની પૂર્ણાહુતિ થઈ, સૌ રસબસ થઈ ગયા અને આવી કથાનો વિશેષ અને વિશેષ લાભ મળે તેમ સંકલ્પ કરવા લાગ્યા.

## અટલાદરા મંદિરમાં પ્રતિષ્ઠોત્સવ

અટલાદરા મંદિરમાં પ્રતિષ્ઠાનો સમય આવી પહોંચ્યો. દેશોદેશ કંકોત્રીઓ લખાઈ ગઈ. અટલાદરા મંદિરમાં શ્રી અક્ષરપુરુષોત્તમ મહારાજ તથા અક્ષરધામના અનાદિ ઉત્તમ મહામુક્ત શ્રી ગોપાળાનંદ સ્વામી, એમ ધામ, ધામી અને મુક્તની પ્રતિષ્ઠા થવાની હતી. સત્સંગમાં શુદ્ધ ઉપાસનાનો દિગ્વિજય થતો જતો હતો. સ્વામીશ્રીનો પ્રતાપ સંપૂર્ણ પ્રવર્તિ રહ્યો હતો. આવા પરમ પુનિત પ્રસંગે અટલાદરામાં

હજારોની સંખ્યામાં હરિભક્તો આવ્યે જતા હતા. નાનકડા ગામમાં તસુ જેટલી પણ ઊભા રહેવાની જગ્યા ન રહી.

મંદિરનું કાર્ય કોઠારી અક્ષરસ્વરૂપદાસજી, કોઠારી હરિજીવન દાસજી, ગોપીનાથદાસજી તથા અન્ય સંતોની અપૂર્વ મહેનતથી, છેલ્લા દિવસોમાં રાત અને દિવસના અવિરત શ્રમથી, પૂરું થઇ ગયું. સૌ કોઇ કહેતા કે પંદર માસનું કાર્ય આ સંતોએ પંદર દિવસમાં કરી દીધું અર્થાત્ સ્વામીશ્રીના સંકલ્પથી થઈ ગયું! મુખ્ય મુખ્ય સંતોએ તથા હરિભક્તોએ કામની વહેંચણી કરી અને આવનાર મહેમાનોની તમામ પ્રકારની સગવડતા સાચવી લીધી.

**મહારાજ કોઈનું ચાલવા નહિ દે**

આષાઢનો મેઘ આકાશમાં ઝઝુમી રહ્યો હતો. પ્રતિષ્ઠા અષાઢ સુદ ૩ ની હતી. અને આ તો आषाढस्य प्रथम दिवसे । જાણે રાહ જોઇને જ બેઠો હોય તેમ શરુ થઇ ગયો હતો, અને તે પણ પૂર જોશમાં. પળે પળે ક્ષણે ક્ષણે મનુષ્યભાવ બતાવતા સ્વામીશ્રીના સ્વરૂપમાં, ઈન્દ્ર પણ ભૂલો પડયો હતો. કોઈના આરાધનથી કે પૂજનથી, સ્વલ્પ માનની ઇચ્છાવાળો ઈન્દ્ર, આજે આ સર્વોપરી સ્વરૂપની પ્રતિષ્ઠામાં વિઘ્ન નાખવા હોડ બકી રહ્યો હતો. તેણે બારે મેઘ ખાંગા કરીને છૂટા મૂકયા હતા. આવો એકધારો વરસાદ જોઈ સૌ મુઝાયા. સીધા–સામગ્રીની કોઈ જાતની તૈયારી કરી ન હતી, તેમ જ મૂર્તિઓ પણ વડોદરાથી લાવવાની હતી. બીજી પાગરણની તથા ફરાસ ખાતામાંથી સામગ્રીઓ પણ લાવવાની હતી. તે શી રીતે થશે? સૌ સ્વામીશ્રી પાસે આવ્યા અને સ્વામીશ્રીને પ્રાર્થના કરી, 'આમાં શી રીતે તૈયારી થશે? રસોડું કેમ થશે, તેમ જ હજારો હરિભક્તોને જમાડવાની શી રીતે સગાડતા સચવાશે? માટે વરસાદ બંધ થાય તો સારું.' સ્વામીશ્રી તેમની મુઝવણ જોઈ હસ્યા. પછી કહ્યું, 'આ અષાઢ મહિનો છે તે વરસાદની ભરજુવાની કહેવાય. આજના જુવાનીયા છોકરા માબાપનું માને નહિ. આ વરસાદનું

પણ તેમ જ છે. પરંતુ મહારાજ કોઈનું ચાલવા નહિ દે. આ તો મહારાજનું કામ છે. માટે વખતે વરસાદ બંધ થઈ જશે. તમો કાંઈ ચિંતા કરશો નહિ.' સ્વામીશ્રીની આ વાત સાંભળી સૌને શાંતિ થઈ.

એકમથી શરૂ થએલો વર્ષાદ બરોબર ચોવીસ કલાકે બીજની સવારે બંધ થઇ ગયો. આકાશ નિર્મળ થઈ ગયું અને સૂર્યનારાયણ પૂર્ણસ્વરૂપમાં પ્રકાશવા લાગ્યા. વડોદરાથી સીધા-સામગ્રીની ગાડીઓ ઉપર ગાડી આવવા લાગી. તે જ પ્રમાણે પાગરણ, વાસણો વગેરે આવવા લાગ્યા. બીજની સાંજે મૂર્તિઓ પણ ગાડામાં આવી ગઇ. તમામ તૈયારી થઈ ગઈ. સૌના શ્વાસ હેઠા બેઠા.

ઉમરેઠના વિદ્વાન વેદિયા બ્રાહ્મણ કરુણાશંકરભાઇએ પ્રતિષ્ઠા વિધિ માટેના યજ્ઞની તૈયારી કરવા માડી. યજ્ઞશાળા વેદમંત્રોથી ગુંજવા લાગી. આ મંદિરમાં મોટી રકમની સેવા કરનાર મુક્તરાજ શ્રી આશાભાઈ તથા ઇશ્વરભાઈ હતા. તેમના તરફથી પ્રતિષ્ઠા વિધિના આ યજ્ઞમાં ઇશ્વરભાઈના જયેષ્ઠ પુત્ર શ્રી તુલસીભાઇ વકીલ તથા મથુરભાઈ મકનદાસ પટેલ બેઠા. અક્ષર પુરુષોત્તમ તથા ગોપાળાનંદ સ્વામી તેમજ લક્ષ્મીનારાયણ વગેરે મૂર્તિઓ યજ્ઞ-શાળામાં પધરાવી. સ્વામીશ્રીના શુભ હસ્તે ષોડશોપચારે મૂર્તિઓને સ્નાન કરાવી, ચંદન, અક્ષત, કુંકુમ અને પુષ્પથી મૂર્તિઓની પૂજા થઈ અને પછી આહ્‌વાન મંત્રોથી મૂર્તિઓમાં તે સ્વરૂપોની પ્રાણ પ્રતિષ્ઠા થઈ. ત્યારબાદ બરોબર સવારના ૮-૩૦ ના સમયે સ્વામીશ્રીના વરદ હસ્તે મધ્યમંદિરમાં શ્રી અક્ષર પુરુષોત્તમ અને અનાદિ મહામુક્ત શ્રી ગોપાળાનંદ સ્વામી બિરાજ્યા અને બાજુના મંદિરમાં લક્ષ્મીનારાયણ બિરાજ્યા. હજારો હરિભક્તોની ગગનભેદી જયઘોષણા વચ્ચે સ્વામીશ્રીએ આરતી ઉતારી. સર્વત્ર જયજયકાર થઈ ગયો. મંગળ ચોઘડિયા વાગવા લાગ્યા અને મંગળ ગીતો ગવાવા લાગ્યા.

અક્ષર પુરુષોત્તમ દેવ, ચરોતરનો ચોક જે બોચાસણ ત્યાંથી સૌરાષ્ટ્રની પુનિત ધરામાં, જ્યાં શ્રીકૃષ્ણની દ્વારિકા હતી, જ્યાં ભક્ત નરસૈયાની પ્રેમભક્તિરસ ભરપૂર ક્રિડા ભૂમિ હતી, જ્યાં સર્વોપરી શ્રી સ્વામિનારાયણ ભગવાને અવિરત વિચરણ કરી એકાંતિક ધર્મની સ્થાપના કરી હતી, ત્યાં પધાર્યો. સૌની આંખ ત્યારે ઊઘડી ગઇ. આ સાધુને છિન્નભિન્ન કરી દેવા, તેનું નામનિશાન મિટાવી દેવા, તેને વરતાલમાંથી રજા આપી દીધી; થોડો સમય રખડી રજડીને ખુવાર થઇ જશે, એમ સૌ ધારતા હતા. પરંતુ આ તો ઊલટું થયું. આ સાધુએ સત્સંગમાં એક પછી એક દિગ્વિજય કરવા માંડયા. બોચાસણ, સારંગપુર, ગોંડળ અને છેલ્લું અટલાદરા! તેથી જ મહાપુરુષદાસજીએ ગાયું કે. :–

અક્ષર પુરુષોત્તમ દયાળુ પ્રભુ અક્ષર પુરુષોત્તમ,
બોચાસણમાં આવી બિરાજ્યા, ન પડી કોઈને ગમ,
દયાળુ પ્રભુ .......
સારંગપુરમાં આવી બિરાજ્યા, ત્યારે પડી સૌને ગમ.
દયાળુ પ્રભુ.......
ઉપાસનામાં ગડબડ ગોટા, તે તો થયુ ચોખ્ખું ચંમ
દયાળુ પ્રભુ.......

એમ આજે ઉપાસનાના ગોટા નીકળી ગયા. ગુજરાતમાં બોચાસણ અને બીજું અટલાદરા; એમ કાનમ વાકળની પવિત્ર ભૂમિ ઉપર પણ સ્વામીશ્રીએ આ સર્વોપરી ઈષ્ટદેવને પધરાવી દીધા. હવે તો જેમ કાકભૂષંડી, બાળ ભગવાન શ્રી રામચંદ્રજીની પરીક્ષા કરવાનો સંકલ્પ કરી, તેમના હાથમાંથી પ્રસાદી લઇ લેવા આવ્યા અને એ બાળ ભગવાનનો નાનોશો હાથ આકાશમાં પ્રસર્યો તે ઠેઠ વૈકુંઠ સુધી, તેવી વિરાટ અને અમાપ શકિત જોઇ કાકભૂષંડી હાર્યા અને રામચંદ્રજીના બાળસ્વરૂપને વિષે ભગવાનપણાનો નિશ્ચય તેમને થયો. તેમ જ સ્વામીશ્રીની પણ એ

વિરાટ શક્તિનું માપ કાઢવાના, તે શક્તિને છિન્નભિન્ન કરવાના, વિરોધીઓના સર્વ પ્રયત્નો ખાલીશ ઠર્યા. અટલાદરામાં મૂર્તિપ્રતિષ્ઠા અપૂર્વ ધામધૂમથી થઇ ગઈ. કાનમ-વાકળના આ પ્રદેશમાં સ્વામીશ્રીના અદ્‌ભુત પ્રતાપ અને ઐશ્વર્યથી શુદ્ધ ઉપાસનાના વિજયડંકા વાગી ગયા.

અટલાદરાનું મંદિર સર્વોપરી થઈ જશે

સ્વામીશ્રીએ પ્રતિષ્ઠા બાદ સભામાં વાત કરી, "શ્રીજીમહારાજે સારંગપુરના દરબાર જીવાખાચરને વર આપ્યો હતો કે 'અહીં તો મોટું ધામ થશે અને તે સર્વોપરી ધામ સર્વ દેશમાં પૂરી પ્રખ્યાતિ પામશે.' તેવું અલૌકિક ધામ સારંગપુરમાં થઇ ગયું. શ્રીજીમહારાજ તો સર્વ અવતારના અવતારી છે. તેથી અવતાર તથા તેમના ભક્તોને પણ ઉપાસના કરવા યોગ્ય છે અને અધિક અધિક પ્રાપ્તિ માટે તે સર્વ અવતારો પણ અવતારીને ભજે છે."

"મહારાજ ગઢડામાં ગાર્યમાટીની અક્ષર ઓરડીમાં બિરાજતા અને સારંગપુર, કારિયાણી વગેરેમાં પણ એવી જ ઓરડી હતી. પણ આજે બધે સર્વોપરી થઈ ગયું છે. તેમ જ આપણે પણ હાલ આ અટલાદરા મંદિર છે તે પણ કાળે કરીને, શ્રીજીમહારાજ તથા મોટાના સંબંધને પામ્યું છે તો સર્વોપરી સ્થાન થઈ જશે. માટે આપણે પ્રાપ્તિ અને સંબંધનો વિચાર કરી સદા મગ્ન રહેવું." આ પ્રમાણે પ્રતિષ્ઠાવિધિ સંપૂર્ણ ધામધૂમથી પૂરો થયો.

## મુંબઈમાં 'સ્વામીની વાતુ'નું પારાયણ

દર વર્ષના નિયમ પ્રમાણે સ્વામીશ્રી, સ્વામી નિર્ગુણદાસજી, યોગીજી મહારાજ, શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી, કો. હરિજીવનદાસજી, ગુણાતીતદાસ સ્વામી, બ્ર. પુરુષોત્તમાનંદજી તથા કેશવ ભગત વગેરે મંડળ સાથે, શ્રાવણ માસમાં મુંબઇ પધાર્યા. અગ્રગણ્ય કાર્યકર્તા અને સ્વામીશ્રીને વિષે અપૂર્વ ભક્તિભાવની નિષ્ઠાવાળા

સેવાભાવી નાનુભાઈ દવે આ સમયમાં બિમાર હતા. સ્વામીશ્રીને વિષે અતિ અપાર ભાવવાળા આ ભકતરાજને, સ્વામીશ્રીને દર વર્ષે મુંબઇ તેડાવવા, વાડી રાખવી અને તે અંગેનો તમામ ખર્ચ પોતાને જ ભોગવવો, એવી સ્વામીશ્રી પ્રત્યે ભકિતનિષ્ઠા હતી. તેમને માટે શું ન થાય એવા ભાવથી પોતાનુ સર્વસ્વ તેમણે સ્વામીશ્રીના શ્રીચરણોમાં સોંપી દીધું હતું.

સ્વામીશ્રી વાડીએ પધાર્યા અને ખબર પડી કે નાનુભાઇ બિમાર છે એટલે નાહી, પૂજા આદિક નિત્યકર્મથી પરવારી સીધા તેમને ઘેર યોગીજી મહારાજને લઇને, તેમને દર્શન દેવા પધાર્યા. અસહ્ય તાવની વેદનાથી તેમનું શરીર ધગતું હતું. સ્વામીશ્રી પધાર્યા અને જાણે શીતળતા વ્યાપી ગઈ હોય તેમ એકદમ તેઓ બેઠા થઇ ગયા અને સ્વામીશ્રીના ચરણકમળમાં દંડવત્ કર્યા. સ્વામીશ્રીએ આશીર્વાદનો માથે હાથ મૂકયો અને કહ્યું, ‘કાલે તાવ ઊતરી જશે.’ નાનુભાઇએ સંકલ્પ કર્યો હતો કે આ વખતે ‘સ્વામીની વાતું’નું પારાયણ કરાવવું. સ્વામીશ્રીને તેમણે આ વાત કરી. ત્યારે તેમણે હસતા હસતા કહ્યું, ‘તમો એક બે દિવસમાં સાજા થઇ વાડીએ આવો પછી પારાયણ શરુ કરીશું.’ સ્વામીશ્રી તેમને આશીર્વાદ આપી વાડીએ પધાર્યા.

ત્યારબાદ બે ત્રણ દિવસ પછી ‘સ્વામીની વાતુ’ની પારાયણ શરુ કરી. વાડીના વિશાળ હૉલમાં સભાસ્થાન સુંદર ગોઠવ્યું. વ્યાસપીઠ ઉપર યોગીજી મહારાજ બિરાજ્યા. નાનુભાઈએ ગ્રંથનું તથા યોગીજી મહારાજનું પૂજન કર્યું. ત્યારબાદ આરતી કરી અને પછી કથા શરુ થઈ. આ પ્રસંગે સ્વામીશ્રીએ કેટલીક મુદ્દાની વાતો કરતાં કહ્યું :—

“જ્યારે અક્ષર પુરુષોત્તમની મૂર્તિઓ પ્રથમ પધરાવી ત્યારે બહુ ઊહાપોહ થયો અને વિરોધ પણ સખત થયો. પરંતુ વિચાર

કરીએ તો જણાય કે જ્યારે મહારાજ સાથે રામપ્રતાપ-ભાઇ તથા ઇચ્છારામભાઈની મૂર્તિઓ પધરાવવામાં આવેલ છે અને તેમાં કોઇને વાંધો ન લાગ્યો ત્યારે આમાં શું વાંધા જેવું છે ? કદાચ કોઇ કહે કે આચાર્ય તો મહારાજનું સ્વરૂપ કહેવાય તો તેવી જ રીતે મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી તથા મહામુક્ત શ્રી ગોપાળાનંદ સ્વામી તો મોટા સદ્‌ગુરુ, આચાર્યોના પણ આધ્યાત્મિક ગુરુ, મહા એકાંતિક સંતો હતા. વળી સંત એ પણ મહારાજનું સ્વરૂપ છે એમ મહારાજે શ્રીમુખે વચનામૃતમાં કહ્યું છે. માટે સમજી વિચારીને જો ઊંડા ઊતરીએ તો જણાય કે મહારાજ ભેળી આ સદ્‌ગુરુની મૂર્તિઓ પધરાવવી તે તો ઉત્તમ સિધ્ધાંતની વાત છે”

“ બાવળનું બી સુંવાળું હોય પણ વાવીએ અને ઊગે ત્યારે કાંટા નીકળે. તેમ મુમુક્ષુ હોય પણ કારણ શરીરના અવ્યક્ત ભાવથી અને સંગદોષ થવાથી ઘટી જાય છે. પરંતુ જોગી મહારાજ, નિર્ગુણદાસ સ્વામી, મોટા અક્ષરપુરુષદાસ સ્વામી વગેરે પરમહંસ સ્થિતિવાળા સત્પુરુષો, દેહભાવ જ જેમને ન મળે, તેવા મોટાનો સંગ મળે તો પામર હોય તે પણ વધી જાય. માટે બધુ સંગમાં રહ્યું છે. દેહની ભાવના આત્મા-અનાત્માના વિચારથી ટળે. માટે મુમુક્ષુએ તેવો વિચાર સદા રાખવો. વિકાર તો મોટા પુરુષની કૃપાથી ટળે પણ દેહે કરીને નિયમ તો પાળવા જ પડે. દેહે કરીને સૌને નમતો રહે અને સંતનો ગુલામ થઇને રહે, તો મોટા સંતની કૃપા થઈ જાય અને પંચવિષયનો સહેજે અભાવ થઈ જાય, દોષ ટળી જાય અને સુખિયો થઈ જાય.”

“ભગવાન અખંડ રહે તેને જ પ્રગટ ભગવાનનું સ્વરૂપ કહેવાય. એવુ સ્વરૂપ અખંડ વિચરતું હોય ત્યારે મોક્ષ પણ ગાડે ગાડા ભરીને હોય. નરસિંહ મહેતા, મીરાંબાઈ વગેરે ભક્તોને ભગવાન પ્રગટ મળ્યા ન હતા. પરંતુ ભગવાન પ્રગટ થઈને સુખ આપી જતા. એમ કલ્યાણ તો પ્રગટ વિના થાય જ નહિ.

"ગુરુ મળ્યા એટલે ભગવાનની જરૂર નથી એમ ન સમજવું. એવી સમજણ તો નાળ કરતા ગળુ કર્યા જેવી છે. તેમાં અંતે નિરાકારભાવ આવી જાય. માટે સર્વજ્ઞ અને શુદ્ધ બ્રહ્મવેત્તા પુરુષ પાસેથી જ જ્ઞાન શીખવું."

"શ્રીજીમહારાજે સાધુમાં જડભરતના વખાણ કર્યા. કારણ બાર વર્ષ ઘરમાં રહ્યા પણ વ્યવહાર કાંઇ શીખ્યા જ નહિ અને ગાંડાની પેઠે વર્ત્યા. કોઈ મૂરખ કહે, કોઈ ડાહ્યા કહે, તેનું તેમને લાગતું નહિ. એમ વર્ત્યા તો તેમને વિઘ્ન નડયુ નહિ અને સુખે ભગવાનનુ ભજન થયું. માટે સત્સંગી સૌએ તેમ વર્તવાનો ઠરાવ કરી લેવો. અત્યારે ચેતી જજો નહિ તો સમય ચાલ્યો જશે."

"લાધા ઠક્કરના અક્ષર બહુ જ સારા હતા અને શ્રીજી મહારાજ ભેળા રહેતા તે સં. ૧૮૬૧ થી '૭૯ સુધીની વાતો તેમણે લખી લીધી હતી. ત્યારપછી મુકતાનંદ સ્વામી વગેરે સદ્‌ગુરુઓએ વાતો લખવાનું શરુ કર્યું. આ વાત અમારા ગુરુ વિજ્ઞાનાનંદ સ્વામીએ અમને કહી હતી. પોતે પંચાળા પાસે બાલા ગામના હતા. પૂર્વાશ્રમમાં મોટીબા વગેરે પાસે જતા અને સેવા કરતા. પછી મહારાજનો મહિમા સમજાયો ત્યારે મહારાજને કહ્યું, 'મને મુનિ બનાવો.' એટલે મહારાજે દીક્ષા આપી સાધુ કર્યા. ભગવાન અને ભગવાનના ભક્ત ભેળા રહેવું, ગોષ્ટિ કરવી, વાતો સાંભળવી અને તે લખી લેવી, તો બહુ જ સુખ આવે. અમે ભગતજીની વાતો સુરતમાં સાંભળી, આખી રાત તે વાતો અમારા જોડિયા સાધુને કરતા. પછી ભગતજીનું જીવનચરિત્ર સં. ૧૯૨૦ ની સાલ સુધી તેમની પાસેથી સાંભળી લખી લીધું, તે ભગતજીના શિષ્યોમાં પ્રવર્ત્યું. પછી ગોવિંદભાઇએ મહુવામાં ભગતજી પાસે તે વાંચ્યું ત્યારે ભગતજી બોલ્યા, 'આ ચરિત્ર વાંચવાથી કામાદિક દોષ નાશ પામી જશે.' નિર્ગુણદાસ સ્વામી વડોદરામાં ભણતા ત્યારે તેમણે પણ ગોવિંદભાઈ માસ્તર પાસે ભગતજીની વાતો સાંભળી તેનો વેગ લગાડી

દીધો. એમ મોટાની વાતો અને ચરિત્રોના મનન નિદિધ્યાસથી જ સુખ આવે."

આવી રીતે આ કથા પ્રસંગે ઘણી ઘણી વાતો સ્વામીશ્રીએ કરી. સંતોના જૂના જૂના આખ્યાનો, નિષ્ઠા કરવામાં કયાં ખામી આવે છે, કયા દોષ નિષ્ઠા રહેવા દેતા નથી, તેમજ શુદ્ધ ઉપાસના સમજવામાં પણ મહારાજ અને સ્વામીના સ્વરૂપને તત્ત્વે સાહત સમજી, તેમના સંબંધને લઇને જ સત્પુરુષનો મહિમા સમજવો. વળી મહારાજનો મહિમા કહેતા સ્વામી ગૌણ થઈ જાય, એ બધી અણસમજણ કાઢી નાંખવી. એવી એવી મુદ્દાની ઘણી વાતો કરી ૨૦ દિવસ રહી, સ્વામીશ્રીએ અદ્‌ભુત સુખ આપ્યું. આ દિવસો, રાત્રીના સમયની એકાંતની ભગતજીના પ્રસંગોની ગોષ્ટિ, નિર્ગુણદાસ સ્વામી તથા યોગીજી મહારાજની બ્રહ્મનિરૂપણની અદ્‌ભુત વાતો વગેરે બ્રહ્મસંબંધના અદ્‌ભુત પ્રસંગો, અંતરપટ પર સદાને માટે જડાઈ ગયા છે, જેની કેવળ સ્મૃતિ માત્રથી બ્રહ્મના અપાર સુખમાં મસ્ત થઈ જવાય છે. એટલે જ મહારાજે ભગવાનના એ નિર્ગુણ સુખનું વર્ણન કરતાં કહ્યું છે, "તે ચિદાકાશને વિષે સદા ય ભગવાનની મૂર્તિ વિરાજમાન છે. તે મૂર્તિને વિષે જ્યારે સમાધિ થાય ત્યારે એક ક્ષણ માત્ર ભગવાનના સ્વરૂપમાં સ્થિતિ થઈ હોય તે ભજનના કરનારાને એમ જણાય જે 'હજારો વર્ષ પર્યંત મેં સમાધિને વિષે સુખ ભોગવ્યું'.'" આવું ભગવાનનું નિર્ગુણ સુખ અમને આપી, સ્વામીશ્રી તેમના સંતમંડળ સહિત અટલાદરા પધાર્યા.

× × ×

**સાધુ તો કનક અને કામિનીના ત્યાગી હોવા જોઈએ**

સ્વામીશ્રી અટલાદરા બે ત્રણ દિવસ રોકાઈ અમદાવાદ થઇને સારંગપુર જવા જાળીલા રોડ સ્ટેશને ઊતર્યા. અત્રે હરગોવિંદદાસ માસ્તરને ઘેર સ્નાનવિધિ કરી ખીચડી, શાક અને દૂધ જમ્યા. પછી સાંજે સારંગપુરથી આવેલ ગાડામાં સારંગપુર પધાર્યા.

---

* ૧૨-૯.

અત્રે કો. હરિકૃષ્ણદાસજી, કો. ધર્મવલ્લભદાસજી, સ્વામી સંતવલ્લભદાસજી, હરિવલ્લભદાસજી વગેરે સંતમંડળ સ્વામીશ્રીનાં દર્શન કરી અતિશય રાજી થયા. સ્વામીશ્રીએ ઠાકોરજીના દર્શન કર્યા અને પછી રાત્રે સભામંડપમાં સભા ભરી. શાસ્ત્રી નારાયણ-સ્વરૂપદાસજી પાસે હરિલીલામૃતની કથા વંચાવી અને પછી વાત કરી :—

"મહારાજના સાધુ તો કનક અને કામિનીના ત્યાગી હોવા જોઈએ. દેશપરદેશ જાય પણ આ નિયમમાં ફેર ન પડે ત્યારે સ્વામિનારાયણના સાધુ સાચા. મુક્તાનંદ સ્વામીની સાધુતાની પરીક્ષા કરવા કોઈએ પૂછ્યું, 'અતિ વિષમ દેશકાળ આવે તો તમો શું કરો?' ત્યારે મુક્તાનંદ સ્વામીએ કહ્યું, 'પર્વતભાઈ જેવાને ઘેર જઈને રહીએ અને મહારાજનું ભજન કરીએ પણ નિયમ-ધર્મનો ત્યાગ તો ન જ થવા દઈએ.' આવા પુરુષના વચનનો વિચાર કરીએ ત્યારે સાધુતામાં ખામી ન આવે."

"અમે સં. ૧૯૪૫માં વરતાલથી નીકળ્યા ત્યારે કેટલાકે કહ્યું, 'ચાલો જાત્રા કરવા જઈએ.' ત્યારે વિજ્ઞાનદાસ સ્વામીએ કહ્યું, 'મુક્તાનંદ સ્વામીના સિદ્ધાંત મુજબ આપણે સત્સંગથી દૂર ન જવું. દેશપરદેશ ફરીએ તેમાં નિયમ-ધર્મમાં જરૂર ફેર પડી જાય. આપણે તો :

'સાચા શૂરા રે જેના વેરી ઘાવ વખાણે'

એમ વર્તવાનું છે. તો જ ભગતજીનો ઉપદેશ લાગ્યો કહેવાય.' એટલું કહીને પછી કહ્યું, 'ચાલો મહુવા ભગતજીના દર્શને.' એમ અમો સૌ મહુવા ગયા."

**તમને સત્સંગના ધણી કરવા છે**

"સં. ૧૯૭૦માં અમો મેવાસા થઈને કુંકાવાવ ગયા હતા અને ત્યાંના મંદિરમાં ઊતર્યા હતા. દામોદર-દાસ હતા તે બહુ જ મહિમાવાળા એટલે મંદિરમાં ઊતાર્યા. તે વખતે અમારી સાથે રાજકોટવાળા વિજ્ઞાનદાસ સ્વામી હતા. પછી અમે ખૂબ વાતો કરી.

ત્યારબાદ વિજ્ઞાનદાસ સ્વામીએ વાતો કરી. તે બધી વાતો સાંભળી દામોદરભાઈ બોલ્યા, ' અમે એમ સાંભળ્યું હતું કે બોચાસણવાળા નિયમ ધર્મ પાળતા નથી પણ તમારી આ ધર્મે સહિત ભક્તિની વાતો સાંભળી, ધર્મ નિયમમાં તમો પૂરા છો તેની ખાત્રી થઈ. એમ વાતો ઉપરથી પરીક્ષા કરનાર, નિયમ ધર્મમાં પૂરા, એવા હરિભક્તો પણ હતા. સત્સંગનો સમૂહ અને પ્રસંગ છોડવો નહિ.- તેમાં રહીએ તો જોગ સારો થાય. આપણી સમજણ તથા વૃત્તાંતની છાપ પાડવી. ભગતજી કહેતા ' હું તમોને વઢું છું તે તમે મને દવલા નથી પણ મારે તમને સત્સંગના ધણી કરવા છે.' અને વળી કહેતા, ' આ યજ્ઞપુરુષદાસ તો શુકજી અને જડભરત જેવી દશાવાળા છે. " એમ ઘણી જ વાતો મોડી રાત્રી સુધી કરી પછી પોતે નાહીને શયન કરવા પધાર્યા.

× × ×

સ્વામીશ્રી ગોંડળ પધાર્યા. અહીં બે દિવસ રોકાયા અને પછી રાજકોટ થઈને ભાદરા પધાર્યા. ભાદરા સ્વામીના જન્મસ્થાનના દર્શન કર્યા તેમ જ સ્વામીનું ખેતર, ઊંડ નદી, વશરામ સુથારના સંકલ્પથી કીડીઓ ચતુર્ભુજ સ્વરૂપને પામી ગઈ તે રાફડો, વશરામ સુથારની દુકાન, જ્યાં બાવો હાટોડી માંગવા આવ્યો હતો અને મૂળજી શર્માએ કહ્યું, ' બાવાજી ! અક્ષર ધામમાં જવું હોય તો ટાંટિયો લાંબો કર, ફેંકી દઉં. ' તે પ્રસાદી સ્થાનમાં દર્શન કરી ત્યાંથી શેખપાટ નિષ્કુળાનંદ સ્વામીના જન્મસ્થાનનાં દર્શન કર્યા. અત્રે લાલજી સુથારની પ્રસાદીની કોઠ જ્યાં જામનગરના ભક્ત-રાજ રામજી લક્ષ્મણ માવદીઆએ ઓરડો કરાવી મંદિર કર્યું હતું. તેમાં મહારાજ, સ્વામી તથા વૈરાગ્યમૂર્તિ નિષ્કુળાનંદ સ્વામીની પટની મૂર્તિ પધરાવી અને ત્યાંના હરિભક્તોને સુખ આપ્યુ. પછી ત્યાંથી ડાંગરા પધાર્યા.

આ અરસામાં નિર્ગુણદાસ સ્વામીને મંદવાડ થયો હતો. તેઓ અમદાવાદ હતા તેથી અમદાવાદથી શેઠ ચંપકભાઈએ સ્વામીશ્રીને તાર કર્યો કે નિર્ગુણદાસ સ્વામીને જલદી આરામ થાય તેવી પ્રાર્થના છે. આપના દર્શન ઈચ્છે છે. આ તાર મળ્યો એટલે શેઠ નારણલાલભાઈએ સ્વામીશ્રીને કહ્યું, 'આપના દર્શન નિર્ગુણદાસ સ્વામી ઈચ્છે છે એટલે ચંપકભાઈ શેઠે આપને અમદાવાદ તેડાવ્યા છે.' સ્વામીશ્રીએ કહ્યું, 'ડાંગરા દર્શન કરીને પછી જઈશું' પરંતુ નારણભાઈ શેઠને એમ કે નિર્ગુણદાસ સ્વામીને વધારે માંદગી હશે એટલે તાર કર્યો હશે. તેથી તેમણે ફરી હાથ જોડી કહ્યું. 'દયાળુ ! તાર છે એટલે આપ જલદી પધારો તો સારું.' ત્યારે સ્વામીશ્રીએ દૃઢતાપૂર્વક કહ્યું. 'અત્યારે નાડી પ્રાણ કોના હાથમાં છે ? નિર્ગુણ સ્વામીને કાંઈ થવાનું નથી.' પછી સ્વામીશ્રી બે દિવસ ડાંગરા રોકાઈને રાજકોટ પધાર્યા ત્યાં બીજો તાર આવ્યો. 'નિર્ગુણદાસ સ્વામીને ગંભીર માંદગી છે.' આ તાર મળ્યો એટલે સ્વામીશ્રી રાતની ગાડીમાં નીકળી બીજે દિવસે અમદાવાદ પહોંચ્યા.

**શાંતિનો ઉપાય પ્રગટની લીલા**

અત્રે સ્વામીશ્રી પધાર્યા તેથી સૌને શાંતિ થઈ ગઈ. નિર્ગુણદાસ સ્વામી ખૂબ જ અશક્ત થઈ ગયા હતા. તેમને છેલ્લા કેટલાક દિવસથી બિલકુલ નિદ્રા આવતી ન હતી. સ્વામીશ્રીએ એકાદશીને દિવસથી વચનામૃતનું પારાયણ શરું કરાવ્યું. વ્યાસ-આસન ગોઠવ્યું. એંગારજીભાઈને તે ઉપર વચનામૃત વાંચવા બેસાર્યા અને સ્વામીશ્રીએ તેમને ચાંદલો કર્યો. કથામાં શ્રી ગુલઝારીલાલ નંદાજી, શેઠ ચંપકભાઈ બેંકર, અર્જુનભાઈ ચાવડા, શંકરલાલ ઠાકર તથા અમદાવાદના બીજા ઘણા હરિભક્તો હતા. સ્વામીશ્રીએ એક વચનામૃત વંચાયા પછી વાત કરી, "ગમે તેવો રોગ હોય, માનસિક ઉપાધિ હોય કે અશાંતિ હોય પણ વચના-

મૃત જેવો મહારાજની પરાવાણીનો ગ્રંથ સાંભળીએ કે તુરંત જ શાંતિ થઈ જાય છે. શાંતિનો ઉપાય મુક્તાનંદ સ્વામીએ મહારાજને પૂછયો ત્યારે મહારાજે પોતાના જન્મથી તે તે દિવસ સુધીના લીલાચરિત્રની વાત કરી તેથી પહેલા તો મુકતાનંદ સ્વામી ન સમજ્યા પણ પછી નિત્યાનંદ સ્વામીએ સમજાવ્યું ત્યારે સમજ્યા અને શાંતિ થઈ." એટલી વાત કરીને પછી કહ્યું, "શું કાઠિયાવાડના હરિભકતોનો પ્રેમ ! અમે અહીંથી નીકળી સારંગપુર ગયા. ત્યાં ઠાકોરજીના દર્શન કર્યા. સંતોને વાતો કરી. બે દિવસ રોકાયા અને ગોંડળ ગયા. ત્યાં દર્શન કર્યા. ત્યાંથી રાજકોટ થઈને ભાદરા ગયા. ત્યાં સ્વામીના જન્મસ્થાનના દર્શન કર્યા. પછી શેખપાટ વૈરાગ્યમૂર્તિ નિષ્કુળાનંદ સ્વામીના જન્મ સ્થાનમાં ગયા. અત્રે નિષ્કુળાનંદ સ્વામીની કોઢ હતી. ત્યાં જામનગરવાળા મિસ્ત્રી રામજીભાઈએ ઓરડો કરાવી મંદિર કરાવ્યું છે. ત્યાં સ્વામી, મહારાજ અને નિષ્કુળાનંદ સ્વામીની પટની મૂર્તિ પધરાવી, પછી ડાંગરા દર્શન કરી રાજકોટ થઈને, તમારો તાર આવ્યો એટલે અહીં આવ્યા." સ્વામીશ્રીએ એટલી વાત કરી અને નિર્ગુણદાસ સ્વામીના ખાટલા તરફ જોયું તો તેઓ ખૂબ જ ગાઢ નિદ્રામાં હતા. પ્રગટના લીલાચરિત્રથી કેવી શાંતિ થાય છે તેનો પ્રત્યક્ષ પરચો સૌએ જોયો. ત્યારબાદ ધીરે ધીરે નિર્ગુણદાસ સ્વામીને આરામ થતો ગયો અને પછી હવાફેર માટે તેમને ભાદરણ મોકલ્યા.

× × ×

સં. ૨૦૦૨ ના માગશર સુદ ૧૨ ને દિવસે ઠીકરીયામાં હરિમંદિરના ખાત મુહૂર્તનો વિધિ સ્વામીશ્રીના શુભ હસ્તે કરાવવા માટે મુક્તરાજ મણીલાલ નાનાલાલ ભટ્ટે સ્વામીશ્રીને આમંત્રણ આપ્યું. સ્વામીશ્રી તેમના સંતમંડળ સહિત પધાર્યા.

બીજે દિવસે ખાસ શણગારેલ મંડપમાં સ્વામીશ્રી, યોગીજી મહારાજ, નિર્ગુણદાસ સ્વામી વગેરે સંત-મંડળ સહિત પધાર્યા. બરાબર ૭–૩૦ ના સમયે મુક્તરાજ નારણજી મહારાજે સ્વામીશ્રીના શુભ હસ્તે ખાતમુહૂર્ત વિધિ કરાવ્યો. ત્યારબાદ સ્વામીશ્રીએ તેમના પ્રાસંગિક પ્રવચનમાં કહ્યું,

**સમગ્ર શાસ્ત્રોના સારરૂપ વચનામૃતનો ગ્રંથ**

" જેમ શ્રીમદ્ ભાગવત રચ્યા પછી વ્યાસજીને શાંતિ થઇ, તેમ જ આજે સમગ્ર શાસ્ત્રોના સારરૂપ વચનામૃતનો ગ્રંથ આપણને શ્રીજીમહારાજે આપ્યો છે, તેમાં મોક્ષનો ઉપાય, સત્પુરુષના લક્ષણ વગેરે મહારાજે બતાવી દીધું છે. તો તે ગ્રંથ સત્પુરુષ દ્વારા સમજી, મહારાજે મોક્ષનો ઉપાય બતાવ્યો છે તે સાધી લેવો. વચનામૃતમાં સર્વોપરી જ્ઞાન છે. તે સમજી શ્રીજી મહારાજનો આશ્રય કરી લેવો. આજે મહારાજે કૃપા કરીને બધું સાનુકૂળ કરી આપ્યું છે. તે શું તો ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ ચારે પ્રવર્તાવ્યા છે. મોક્ષની વાતમાં ધર્મ, અર્થ અને કામનું સ્થાન રહેવા જ દીધું નથી અને ચોખ્ખું કર્યું છે."

"સત્સંગિજીવનના આખા ગ્રંથનો સાર ધર્મસ્ત્યાજ્યો ન કૈશ્ચિત એ શ્લોકમાં આવી જાય છે. આમાં જે ધર્મ કહ્યો છે તે એકાંતિક ધર્મ. એવો એકાંતિક ધર્મ એકાંતિક સત્પુરુષ થકી જ સિદ્ધ થાય છે. તે સિધ્ધ થયો એટલે હૃદયમાં ભગવાનને ધારણ કરવાની શક્તિ આવી જાય છે. માટે એવા સત્પુરુષને સેવીને રાજી કરી લેવા. તેમાં જેટલી ખામી રહેશે તેટલી એકાંતિક ધર્મ સિધ્ધ કરવામાં ખામી નડશે. માટે આજે તો મહારાજે શુધ્ધ નિષ્ઠા પ્રવર્તાવી સત્સંગનો ઉત્તમ યોગ આપણને આપ્યો છે. તે ઉપાય અજમાવીને છેલ્લો જન્મ સૌએ કરી લેવો." એ પ્રમાણે સ્વામીશ્રીનું સચોટ, મુદ્દાસરનું અને સિધ્ધાંત સમજાવતું પ્રવચન સાંભળી ધર્મ, અર્થ અને કામને માટેના બીજા સેવાભાવી કાર્યકરોના જે સંકલ્પો હતા તે બંધ થઈ ગયા.

ત્યારબાદ મણીભાઇની વિશિષ્ટ રીત પ્રમાણે રંગોળી, ધૂપદાની વગેરેના ઠાઠમાઠ સાથે ભોજનની સુંદર તૈયારી થઈ. સૌને જમાડયા, અતિ તૃપ્ત કર્યા. આ પ્રસંગે પણ આખી જ્ઞાતિને તેમણે આમંત્રી હતી. આ મહા પ્રસાદનો પ્રસંગ સૌને કયાંથી મળે ? જમ્યા બાદ બપોરનો આરામ કર્યો અને સાંજે વિધિપૂર્વક રસ્તા રેશમી વસ્ત્રોથી પાથરી દીધા, ફૂલ ઝાડના છોડથી શણગારી દીધા, આસો-પાલવના તોરણો બાંધી દીધા, અને પછી બંધૂકોના ધડાકા અને નોબત, શરણાઈ વગેરેના વાદ્ય સાથે સ્વામીશ્રીની પધરામણી તમામ ઘરે કરી. મણીભાઇનું મકાન તો શોભાના શિખર સમું ઉત્તમ, એક મંદિર સમું શોભતું હતું. તેમનો ઉત્સાહ અત્યંત હતો. ઠીકરીયા ગામના હરિભક્તોનો સહકાર પણ ખૂબજ હતો. આવી રીતે આ પ્રસંગ સૌના સહકારથી અને સ્વામીશ્રીની પધરામણીથી અપૂર્વ બની ગયો.

× × ×

**સ્વામીશ્રીની અદ્‌ભુત શક્તિ**

સ્વામીશ્રી પોતાના સંતમંડળને લઇને ઠીકરીયાથી અટલાદરા પધાર્યા. યોગીજી મહારાજ સાંકરદા પધાર્યા. સ્વામીશ્રીનાં પધારવાથી મંદિરના કામને વેગ મળતો. સૌને અપાર ઉત્સાહ રહેતો. સ્વામીશ્રી આવ્યા એટલે સંત પાર્ષદો, મિસ્રી વગેરેને બોલાવી કામની સૂચના આપી. પછી સાધુ ચતુર્ભુજદાસજી તથા વિક્રમ ભગત પથ્થર વહેરતા હતા ત્યાં પધાર્યા અને પછી તેમની પ્રસંશા કરીને કહ્યું, ‘ નાના છે છતાં રાતદિવસ સેવા કરે છે. ’ એમ કહીને પછી કહ્યું, ‘ લાવો કરવત, હવે મારો વારો આવ્યો. ’ એમ કહી પોતે કરવત લીધી અને પથ્થર વહેરવા બિરાજ્યા. સૌ સંતમંડળ તથા સમગ્ર સભા આ દિવ્ય દર્શન કરીને કૃતકૃત્ય થઇ ગયા ! પોતાની દિવ્ય આકર્ષક મૂર્તિમાં સૌને ખેંચી, ઉત્સાહના પૂર વહેવડાવી, ગમે તેવી કઠણ પ્રકૃતિવાળા પાસેથી પણ પ્રેમથી કામ કરાવવાની શક્તિ સ્વામીશ્રીમાં અદ્‌ભુત હતી ! મંદિરની સેવાનો અદ્‌ભુત મહિમા સૌને સમજાવી

પોતેજ રાત્રિ-દિવસ પ્રવૃત્ત રહેતા, એટલે સૌ સંતપાર્ષદો પણ સેવામાં અવિરત મંડયા જ રહેતા. સ્વામીશ્રીના હાથમાંથી ચતુર્ભુજદાસજીએ કરવત લઇ લીધી એટલે પછી પોતે જ્યાં બટાટા રોપાતા હતા ત્યાં પધાર્યા. 'આપણાં શું થોડા ભાગ્ય છે ?' એમ કહી પોતે બટાટા રોપાવ્યા અને સાંજ સુધીમાં એ કામ પૂરું કરાવી દીધું.

સારંગપુરમાં સંતોને દર્શનની ખેંચ તીવ્ર થઈ હોવાથી, સ્વામીશ્રી સારંગપુર પધાર્યા અત્રે હરિકૃષ્ણદાસજી, સંત વલ્લભદાસજી, પ્રભુજીવનદાસજી, ધર્મકિશોરદાસજી, સનાતનદાસજી, હરિબળદાસજી, રામજી ભગત તથા ધોળકીયા પુરુષોત્તમરાય વગેરે સંત પાર્ષદો અને હરિભક્તો, સ્વામીશ્રીના દર્શન કરી આનંદ પામ્યા. પછી સભામાં સ્વામીશ્રીએ ગ. પ્ર. ૧૭-૧૮ વચનામૃતો ઉપર ઘણીજ વાતો કરી. ત્યારબાદ સંતમંડળને લઈને નિર્ગુણદાસ સ્વામી પાસે પધાર્યા. અહીં બેઞી રમૂજ કરતા સ્વામીશ્રીએ કહ્યું, "હું નાનપણમાં અક્ષરધામમાં ગયો હતો. પણ શ્રીજી મહારાજે તથા અક્ષરમૂર્તિ સ્વામીએ અને બીજા મુક્તોએ મને કહ્યું, 'તમને તો પૃથ્વી ઉપર ખાસ અમારી શુદ્ધ ઉપાસના પ્રવર્તાવવા અને અનંત પતીત જીવોનો ઉદ્ધાર કરવા મોકલ્યા છે. તમારા દ્વારે તો હજુ ઘણાક કામ કરાવવા છે. માટે પાછા જાઓ.'" એમ ભક્તોને મનન કરવા યોગ્ય પ્રસંગો કહી સૌને આનંદ પમાડી દીધો.

## અટલાદરાની ધન્યતા

ધન્ય અટલાદરા ! કરોડો કરોડો ધન્યવાદ અટલાદરાને આપતાં, જે પુણ્યભૂમિની સ્મૃતિ માત્રથી અઘના ઓઘનું નિવારણ થાય છે, તે અટલાદરાની પુણ્યભૂમિ ઉપર સ્વામી અને મહારાજ મુક્તે સહિત બિરાજ્યા. વળી આજથી તે જ પુણ્યભૂમિ ઉપર શુદ્ધ ઉપાસના પ્રવર્તક જગદ્વંદ્ય વિશ્વવિભૂતિ શ્રી સ્વામીશ્રીનો જન્મોત્સવ

ઊજવાય છે. અટલાદરાએ અટલ આદર કર્યો, આ દિવ્ય જન્મોત્સવ સદાને માટે પોતાને ત્યાં ઊજવી એ પુણ્યવિભૂતિની અખંડ સ્મૃતિ જાળવવાનો ! અટલ રહો એ આદર, જેના ઉત્સવથી અનેકના અંતરમાં પરમ સત્યના પ્રકાશની સદાને માટે પ્રેરણા મળી રહે છે.

ऋतुनां कुसुमाकरः । એ વિભૂતિ સ્વરૂપ વસંતઋતુમાં માઘની શુક્લ પંચમી–વસંતપંચમીનો શુભ દિન–પુણ્યશ્લોક સ્વામીશ્રીના જન્મોત્સવનો દિવસ હતો. બોચાસણને આંગણે એ ઉત્સવ વર્ષોવર્ષ ઊજવાતો હતો. આજે અટલાદરાના ભાગ્ય ઊઘડયાં હતાં. પ્રગટના પૂજન કરવાનું સદ્‌ભાગ્ય તેને પ્રાપ્ત થયું !

આ ઉત્સવ માટે હજારો હૈયા થનગની રહ્યા હતા. આજે ૮૨મો જન્મદિન અટલાદરામાં ઊજવવાનો હતો. એટલે મુક્તરાજ મથુરભાઈ મકનદાસ પટેલ, મુક્તરાજ આશાભાઈ પ્રભુદાસ, ઇશ્વરભાઈ પ્રભુદાસ, ઉલ્લાસરામભાઈ પંડયા, મૂળજીભાઈ વૈદ્યરાજ, મણીલાલ નાનાલાલ ભટ્ટ વગેરે કાનમવાંકળના પ્રદેશના સત્સંગીઓનો ઉત્સાહ અપૂર્વ હતો. સેવાની તમામ પ્રવૃત્તિ આ મુક્તમંડળે પોતાને શિરે લઈ લીધી હતી.

વસંતપંચમીના શુભ દિવસની સવારે ખાસ શણગારેલા મંડપમાં સ્વામીશ્રી અને સંતો માટે સુંદર બેઠક શણગારી તૈયાર કરી રાખેલ હતી. સ્વામીશ્રી, યોગીજી મહારાજ, નિર્ગુણદાસ સ્વામી તથા બીજા સંતમંડળ સહિત પધાર્યા અને આ બેઠક ઉપર બિરાજ્યા. ત્યારબાદ કવિરત્ન વિદ્યાવારિધિ, સાહિત્યાચાર્ય, વેદાંત વિશારદ પંડિત માયાદત્ત પાંડેએ❀ સ્વામીશ્રીની પ્રશસ્તિના ૮૨ સંસ્કૃત શ્લોકની જીવનપત્રી રચી હતી તે તેમણે સભા સમક્ષ વાંચી. ત્યારબાદ

❀ હિમાલયની ગોદીમાં બદરીકાશ્રમના સુરમ્ય અને પવિત્ર સ્થળમાં બદ્રીશ સંસ્કૃત વિદ્યાપીઠના સ્થાપક અને સંચાલક પંડિત માયાદત્ત પાંડે, એ વિદ્યાપીઠ અંગે ફાળો કરવા માટે નીકળ્યા હતા. લખનૌમાં તેમના ગુરુ ઉડિયા બાબાની આ અંગે સંમતિ લેવા ગયા ત્યારે તેમણે, 'હાલ સાનુકૂળ સમય નથી માટે ન જશો' તેમ કહ્યું. પછી તે જ રાત્રે તેમને સ્વપ્નમાં એક અપરિચિત સંતના દર્શન એક ઊંચી ટેકરી ઉપર



પૂજા પછી શિક્ષાપત્રીનો પાઠ કરતા સ્વામીશ્રી

આ સંપ્રદાય પ્રત્યેની તેમની વિચારશ્રેણી અને સ્વામીશ્રીની બ્રહ્મસ્થિતિ સંબંધી તેમણે પ્રેરક પ્રવચન કરતા કહ્યું:

"આવા પરમ પુરુષ—સદ્‌ગુરુ—આપણને મળ્યા તો તેમના સંબંધથી આપણે આપણો મોક્ષ સુધારી લેવો. આજે મોક્ષપ્રાપ્તિનો પરમ સુયોગ આવા સંત દ્વારા પરમાત્માએ આપણને આપ્યો છે. આજે આપણને પૂર્ણ પુરુષોત્તમ નારાયણ શ્રી સહજાનંદ સ્વામીની પરંપરાપૂર્વકની વિભૂતિરૂપ આ સ્વામીશ્રીની, આ યોગીન્દ્ર પુરુષની, પ્રાપ્તિ થઈ છે. આ સુભગ અવસર આપણે માટે છે."

**શિક્ષાપત્રી કળીયુગમાં સત્યયુગ સ્થાપે છે**

"જો સહજાનંદ સ્વામી પૂર્ણ પુરુષોત્તમ ભગવાન ન હોત તો તેમણે સ્થાપેલ સંપ્રદાયમાં આવું નિર્વ્યસનીપણું, આવું બ્રહ્મચર્ય, આવી ભક્તિ, આવા મહાપુરુષ વગેરે નજ હોઈ શકે. હું બહુ દૂરનો રહેવાસી છું, વળી આ સંપ્રદાયને ઓળખતો પણ ન હતો. મને શિક્ષાપત્રી મળી. આવા કળિયુગમાં તે મને સત્યયુગ લાવી આપનાર લાગી. તેમાં કોઈની ઘૃણા નહિ; સર્વનો આદર. રુદ્રાક્ષ, ત્રિપૂંડ્ર, પંચદેવ, સર્વનું સન્માન. એ વાંચી મારું મન બહુ રાચ્યું. વેદ, શ્રુતિ, સ્મૃતિ, સદાચાર વગેરેનું પ્રતિપાદન આમાં સંપૂર્ણપણે મેં જોયું. આટલા પરથી હું કહી શકું છું કે આ ફક્ત સંપ્રદાય નથી, પરંતુ સનાતન ધર્મનું સંપૂર્ણ સ્વરૂપ છે." આ

---

થયા તેમની સમક્ષ હજારો મુક્તો બેઠા હતા. તેમને તે સંતે કહ્યું, 'કુછ પ્રવચન કરો' પછી તેમણે પ્રવચન કર્યું. આ સ્વપ્નમાંથી જાગ્રત થયા પછી તેમણે નક્કી કર્યું કે ફાળા માટે જવું તો ખરું જ. પછી તે અમદાવાદ ગયા. અહીં પ્રેમાભાઇ હોલમાં તથા સ્વામિનારાયણના મંદિરમાં તેમના પ્રવચન ગોઠવ્યા. તે પ્રવચન સાંભળી પંડિતજીમાં ધર્મ અને ભક્તિભાવના નીહાળી, પ્રિન્સિપાલ શ્રી વિનાયકરાવ ત્રિવેદી સાહેબે તેમને સ્વામીશ્રીનો યોગ કરાવી દીધો. સ્વામિશ્રીના દર્શન કરતા તેમને આશ્ચર્ય થયું. આજ સ્વામીશ્રીએ તેમને લખનૌમાં દર્શન દીધા હતા. તેથી સ્વામીશ્રી પ્રત્યેની તેમની ભક્તિભાવના વિશેષ દૃઢ બની ગઈ. પછી સ્વામીશ્રીની અતિ અપાર બ્રહ્મસ્થિતિ, અજોડ વિદ્વત્તા અને શ્રીજીના અખંડ સંબંધે તત્સ્વરૂપ ભાવ તેમનામાં નીહાળી, તેઓ સ્વામીશ્રીની સાથે જ રહ્યા અને સત્સંગમાં ફરવા લાગ્યા.

પ્રમાણેનું સુંદર પ્રવચન સાંભળી સૌના અંતર આનંદથી રાચી રહ્યા. ત્યારબાદ સ્વામીશ્રીનું પૂજન સૌ હરિભક્તોએ કર્યું. અને પછી સ્વાદિષ્ટ ભોજન જમી, આ સુંદર પ્રસંગની સ્મૃતિ કરતા કરતા સૌ ઘેર ગયા.

× × ×

**આ દેહ સ્વામીશ્રીજી માટે કુરબાન કરી દેવો**

સ્વામીશ્રીજીની સ્વરૂપનિષ્ઠા પરિપકવ કરી, તેમની સેવા માટેજ જાણે આ પૃથ્વી ઉપર જન્મ લીધો હોય, તેવી મુકત સ્થિતિવાળા મુંબઈમાં રહેતા યુવાન ભક્તરાજ શ્રી ચંદ્રશંકરભાઈને, સ્વામીશ્રીના પ્રથમ દર્શન મુંબઈમાં શ્રી સૂર્યનારાયણની વાડીમાં થયા. આ પ્રથમ દર્શનથી જ તેમને તત્કાળ સમાધિ થઈ. સમાધિમાં તેમને, શ્રીજી મહારાજ ઘેલે સ્નાન કરતા હતા અને અક્ષર મૂર્તિ સ્વામી મહારાજને નવરાવતા હતા; ત્યારબાદ મહારાજ માણકી ઘોડી ઉપર બેસી દાદાખાચરના દરબારમાં આવતા હતા અને સ્વામી મહારાજના શિર પર છત્ર ધરીને ચાલતા હતા.' આ પ્રમાણે દર્શન થયા. આ પ્રસંગથીજ તેમને ચોટ લાગી ગઈ. જગત તરફ વિરકત ભાવ તેમને પ્રથમથીજ હતો. તેમાં આ ભગવત્સ્વરૂપ સંતવર્યની પ્રાપ્તિ થઈ એટલે હવે સંસાર છોડી ત્યાગી થવાનો તીવ્ર સંકલ્પ તેમણે કરી લીધો. નોકરી છોડી સ્વામીશ્રી સાથે તેઓ ફરવા લાગ્યા.

ગુજરાતમાં ત્રણચાર મહિના સ્વામીશ્રી સાથે તેઓ ફર્યા. ખૂબજ સેવાભાવી હતા એટલે તેમને સેવાનો પણ લાભ મળ્યો અને સ્વામીશ્રીની દૃષ્ટિ પણ પડી ગઈ. સ્વામીશ્રી સાથે તેઓ સારંગપુર આવ્યા ત્યારે સ્વામીશ્રીએ તેમને ઉદ્દેશીને, જાળીલા રોડથી સારંગપુર આવતા રસ્તામાં વાત કરી, "આ દેહ સ્વામીશ્રીજી માટે કુરબાન કરીને અક્ષરધામની પ્રાપ્તિ કરી લેવી. આવો જોગ ફરી મળશે નહિ, શ્રીજી મહારાજે ૧૧ વર્ષની ઉમરે પહોળા પટવાળી સરજુ નદીના વહેતા

પાણીમાં દેહ તણાતું મૂકયું તે આપણને દેખાડી આપવા. માટે હવે તો આ પાર કે પેલે પાર એમ કરવું." એમ કહીને પછી વાત કરી, 'ભોળા ભક્ત હતા તેમણે ગુણાતીતાનંદ સ્વામીને કહ્યું,' 'સ્વામી ! આજે સો વાતની એક વાત કરો.' ત્યારે સ્વામી બેઠા હતા તે એક પગે ઊભા રહીને, હાથમાં માળા લઈ બોલ્યા 'અવતાર માત્ર શ્રીજી મહારાજની એક પગે ઊભા રહીને માળા ફેરવે છે. માટે એવા સર્વોપરી ભગવાન આપણને મળ્યા છે. તે ભગવાન ભજવાનો આવો અવસર ફરી ફરી મળે તેવો નથી.' એમ ઘણી વાત કરી ત્યાં સારંગપુર આવી ગયુ.

પછી ઠાકોરજીના દર્શન કરી રાત્રે હરિલીલામૃતની કથા સનાતન દાસ સ્વામી પાસે વંચાવી. બાળ–વયમાં જ જગતનો ત્યાગ કરી સાધુ થઈ, સ્વામીશ્રી પાસે રહેતા સનાતનદાસ સ્વામી, જડ ભરત દશાવાળા સાધુ છે. વૈરાગ્ય તેમને સહજ છે. પ્રકૃતિ પણ અતિશય નમ્ર અને પ્રેમાળ છે. સ્વામીશ્રીના સંબંધથી તેમને પૂર્ણકામપણું મનાઈ ગયું છે. સ્વામીશ્રી પણ આ નાના સાધુમાં મુક્તદશા પરખી, તેમને પોતાના સંબંધનો વિશેષ અને વિશેષ લાભ આપવા સાથે રાખતા.

સંધ્યા આરતી બાદ રાતની સભામાં સ્વામીશ્રીએ પૂછયું, "આ ગામમાં શેરડી કરી છે કે નહિ ? જોગી મહારાજ માટે લાવો તો સારુ કારણ કે સવારમાં તો તે ગોંડળ પધારવાના છે." તે વાત સાંભળી કોઠારી ધર્મવલ્લભદાસ, કોઠારી ઇશ્વર ભગતને લઈ મંદિરના વાઢેથી એક મણ શેરડી લઈ આવ્યા. સ્વામીશ્રી આ જોઈ ધર્મ-વલ્લભદાસજી ઉપર બહુ જ રાજી થયા અને કહ્યું, 'તમે ખરું ટાણું સાચવ્યું. સવારનો વાયદો રાખ્યો નહિ.' પછી શેરડી સુધારી ઠાકોરજીને ધરાવી અને સૌને સારી રીતે જમાડી. આવી રીતે રાત્રીના બાર સુધી શેરડી ઉત્સવ કર્યો.

રાત્રે સ્વામીશ્રી સ્નાનવિધિ કરી શયન કરવા ઓરડામાં પધાર્યા ત્યારે ચંદ્રશંકરભાઈ રોજના નિયમ પ્રમાણે સ્વામીશ્રીની સેવામાં આવી ગયા. પગ, કેડ વગેરે દબાવતા દબાવતા રાત્રીના લગભગ ત્રણ વાગી ગયા. તે વખતે સ્વામીશ્રી અચાનક જાગ્યા અને ચંદ્રશંકરને સેવા કરતા જોઈ પૂછ્યું. 'ક્યારે પાછા આવ્યા ?' ત્યારે તેણે કહ્યું, 'બાપા ! રાતનો જ બેઠો છું.' એટલે સ્વામીશ્રીએ પૂછ્યું, 'સૂવા નથી ગયા ?' ચંદ્રશંકરે ખુલાસો કર્યો, 'આપ રોજ આજ્ઞા આપો છો ત્યારે જાઉં છું. આજે આપ પોઢી ગયા એટલે એમ ને એમ બેસી રહ્યો.' સેવામાં તેમની અતિશય શ્રદ્ધા, મુક્ત દશા અને સંસારમાં અનાસકત ભાવ જોઈ, સ્વામીશ્રી તેના ઉપર અત્યંત રાજી થઈ ગયા. એકદમ ખાટલામાં બેઠા થયા અને ચંદ્રશંકરને પ્રેમથી ભેટયા. પછી હસતા હસતા તેને પૂછ્યું. 'તેં કોની સેવા કરી છે તે જાણે છે ?' ત્યારે તેણે હાથ જોડી કહ્યું. 'ના, દયાળુ !' પછી સ્વામીશ્રીએ પોતાની બે ભુજા પ્રસારી ત્યાં તો તેજનો ઝળહળાટ થયો અને તે શીતળ, અતિ સૌમ્ય અને દિવ્ય તેજમાં શ્રીજી મહારાજની દિવ્ય મૂર્તિના તેને દર્શન થયા. પોતાના દેહનું ભાન ભૂલી, આ પ્રમાણે તે દર્શન કરવામાંજ તલ્લીન થઈ ગયા. એટલામાં તેજ બધું સ્વામીશ્રીની મૂર્તિમાં સમાઈ ગયું. સ્વામીશ્રી તો મંદમંદ હસતા ખાટલા ઉપર બિરાજમાન થયા હતા. ચંદ્રશંકરે સ્વામીશ્રીના ચરણારવિંદમાં પોતાનું મસ્તક ઝુકાવી દીધું. સ્વામીશ્રીએ તેને પ્રેમથી આશીર્વાદ આપ્યા અને કહ્યું, 'તમે તો પૂર્વના ત્યાગી જ છો અને અધૂરું પૂરું કરવા આવ્યા છો.'

ચંદ્રશંકરને દિવ્ય દર્શન

બીજે દિવસે સવારે કથામાં હરિલીલામૃતના ચાર પાંચ વિશ્રામ શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી પાસે વંચાવ્યા અને પછી પોતે બોલ્યાઃ—

'ભર રૂપિયા ખર્ચે લાખો ને શાસ્ત્ર ભણે,
પણ પ્રગટ પ્રભુજી વિના મટે નહિ જન્મમરણનો ભો.'

તે ઉપર પ્રગટના સંબંધના મહિમાની ઘણી વાત કરી. ત્યારબાદ જમીને અમદાવાદ જવા નીકળ્યા.

× × ×

અટલાદરાથી સ્વામીશ્રી, યોગીજી મહારાજ, નિર્ગુણદાસસ્વામી, કો. હરિકૃષ્ણદાસજી, શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી, વિષ્ણુપ્રસાદ સ્વામી, નારાયણજી મહારાજ, કો. ઇશ્વર ભગત, રામજી ભગત, ચંદ્રશંકરભાઈ વગેરે વિશ્વામિત્રીથી બેસી, વાઘોડીયા પંચાલ મોહનલાલના આમંત્રણથી પધાર્યા. વાઘોડીયા, સ્ટેશને પંચાલ મોહનભાઇ, મોરારભાઇ, ભાઇલાલભાઈ, અંબાલાલભાઈ વગેરે મળી આશરે ૫૦ હરિભક્તો સ્વાગત માટે ફુલહાર લઈને આવ્યા હતા. સ્ટેશને સ્વામીશ્રીનું અદ્‌ભુત સ્વાગત કરી, ધામધૂમથી સંતોને વાજતે ગાજતે ગામમાં પધરાવ્યા. સંતોના કીર્તનો અને સ્વામિનારાયણની જયઘોષણાથી ગ્રામજનતા આ સર્વોપરી મંતવર્યના દર્શને ઊમટી. વાજતે ગાજતે સ્વામીશ્રીના પુરવાસીઓને દર્શન કરાવી, પછી સૌને મંદિરમાં ઉતારો આપ્યો.

અત્રે સવારની સભા ચિક્કાર ભરાઇ ગઇ, નારાણજી મહારાજે શ્રીજી મહારાજ તથા અક્ષર મૂર્તિ સ્વામીના જીવનચરિત્રના પ્રસંગો કહ્યા. ત્યારબાદ નિર્ગુણદાસ સ્વામીએ સ્વામીશ્રીને પૂછયું, 'વિશ્વામિત્રી* સ્ટેશને તમને કાંઇ ગંધ આવતી હતી ?' તે પ્રશ્નનો ઉત્તર કરતા સ્વામીશ્રીએ કહ્યું :

'માયા ને કાર્ય માયાના જેહ, હરિ મૂર્તિ આગળ તુચ્છ તેહ,
કાકવિષ્ટા તુલ્ય એ ગણાય, જગત આખું તેથી ગંધાય.
સતસંગ નથી જેહ ઠામ, નથી સ્વામીશ્રીજીનું નામ,
જીવ સહુ માયામાં બંધાય, જગત આખું તેથી ગંધાય.'

એમ કહીને સાંખ્યની અતિશય વાત કરીને જગતનો નિષેધ કરી

* વિશ્વામિત્રી સ્ટેશને માછલીઓના પાર્સલો પડયા હતા તેની દુર્ગંધ આવતી હતી.

પછી બોલ્યા,' ભગવાનના ભજનના સુખ આગળ તો ચૌદ લોકનું જે સુખ તે નરક જેવું કહ્યું છે. માટે જે ભગવાનના સુખે સુખિયો થયો હોય તેને તો બ્રહ્માંડને વિષે જે વિષયનું સુખ છે તે નરક તુલ્ય ભાસે છે." પછી ભગતજી મહારાજનું આખ્યાન વિસ્તારથી કહી સૌને આનંદમાં ગરકાવ કરી દીધા.

**મુંબાઈમાં એકાંતના સુખ**

મુંબઇમાં સોમેશ્વર પીઠવાના પુત્ર કૃષ્ણકાંત પીઠવાને શ્રી સત્સંગિજીવનનું પારાયણ કરાવવું હતું. તે માટેની તમામ ગોઠવણ, સૂર્યનારાયણની વાડી રાખી, મુંબઇના સત્સંગ મંડળે કરી દીધી. કંકોત્રીઓ પણ છપાઈ ગઈ અને કેટલાક અંગત સ્નેહી સંબંધીઓમાં મોકલી પણ દીધી. એટલામાં સ્વામીશ્રીનો પત્ર આવ્યો, 'મુંબઇની પારાયણ હાલ મુલતવી રાખો' આ પત્રથી સૌ નિરાશ થઇ ગયા. કૃષ્ણકાંત પીઠવાનો ઉત્સાહ પણ મંદ પડી ગયો. પોતાના પિતાશ્રીએ જે રીતે સત્સંગ રાખ્યો હતો તે જ વારસો પોતે પણ સાચવ્યો હતો. સ્વામીશ્રીની વિશેષ અને વિશેષ સેવા કરીને, પોતાનું શ્રેય સાધવાની, તેમને તીવ્ર તમન્ના હતી. સ્વામીશ્રીની ના આવી તેથી તેમની આંખમાં આંસુ આવી ગયા. મને કહ્યું, 'હર્ષદભાઈ! હવે શું કરીશું' મને તેમનો ભાવ જોઈ લાગ્યું કે જરૂર સ્વામીશ્રી કૃષ્ણકાંતભાઈના ભાવની પરીક્ષા કરે છે. તેમનો ભાવ છે તેથી પધારશે તો જરૂર જ. મેં તેમને કહ્યું, 'તમો નિરાશ ન થાઓ. હું આજે જ સ્વામીશ્રી પાસે જાઉં છું. પારાયણ કરવા માટે તેમને પ્રાર્થના કરીશ.' તે જ રાત્રે હું મુંબઈથી નીકળી આણંદ આવ્યો.

આણંદમાં સમાચાર મળ્યા કે સ્વામીશ્રી ગાના બિરાજે છે. એટલે ત્યાંથી ચાલતા હું ગાના ગયો. સ્વામીશ્રી મંદિરમાં બિરાજતા હતા. હું ત્યાં પહોંચ્યો અને સ્વામીશ્રીને દંડવત્ કર્યા. ત્યારે સ્વામીશ્રીએ હસતા હસતા પૂછ્યું, 'કેમ આવવું થયું છે?' મેં એવીજ રીતે હસતા હસતા પારાયણની કંકોત્રીઓનો ઢગલો તેમના

ચરણુમાં મૂકીને કહ્યું, ' આ પ્રસંગ પાછો ન ઠેલાય તે માટે પ્રાર્થના કરવા આવ્યો છું. કૃષ્ણકાંતભાઈ બહુ જ નિરાશ થઈ ગયા છે.' સ્વામીશ્રી તો પધારવાના જ હતા. પરંતુ સૌનાં ભાવનો કેવો વેગ છે તે જ તપાસી રહ્યા હતા. પછી મને કહ્યું, ' અમો આવતી કાલે રાત્રે નીકળી મુંબઈ આવીશું. તમો આણંદ સ્ટેશને સ્ટેશન માસ્તર દલપતરામભાઈને કહી ચાર ફર્સ્ટની ટિકિટની ગોઠવણ કરી દેજો.' મારા આનંદનો પાર ન રહ્યો. તેમના ચરણકમળમાં શિષ નમાવી મેં કહ્યું, ' બહુ સારુ બાપા !' પછી મને કહ્યું, 'નિર્ગુણસ્વામી અને જોગી મહારાજ બાજુના ગામમાં છે. ત્યાં તેમને સમાચાર આપવા પડશે. તો તમો ત્યાં જઈને પછી આણંદ જજો.' આ સાંભળી મને જરા સંકલ્પ થયો, ' રસ્તો જોયો નથી અને શી રીતે જવું ?' એટલામાં વસોવાળા જશભાઈ ભાઈલાલભાઈ આવ્યા. એટલે સ્વામીશ્રીએ મને કહ્યું, 'હવે તમારી ફિકર મટી ગઈ. આ અમારા સેવક આવી ગયા.' સ્વામીશ્રીએ તો બધું ગોઠવી જ રાખ્યું હતું. માર્ગદર્શક પણ પોતે હતા, છતાં આજ્ઞા ઝિલવામાં સંકલ્પના યોગે, તેમને વિષે સર્વકર્તાપણાનો ભાવ ભૂલી જઈ શિથિલતા આવી જાય છે, તે જ કસર ગણાય. મને મારી ભૂલ સમજાણી, અંતરમાં ક્ષોભ થયો. તે જોઈ સ્વામીશ્રી મારી સામે હસ્યા અને પછી વાંસામાં હાથ ફેરવી આશીર્વાદ આપી કહ્યું, ' એમ ને એમ કરતા એકદમ આગળ વધી જવાશે.' પછી ડમણિયું તૈયાર કરાવી મને આણંદ રવાના કર્યો.

સ્વામીશ્રી મુંબઈ પધાર્યા. સેંટ્રલ સ્ટેશને મારો હાથ પકડીને ચાલતા ચાલતા મને કહ્યું, 'તમારા બધાના સંકલ્પના જોરે અવાયું. નહિ તો કાલે તો અવાય એવું જ ન હતું.' એમ કહીને પછી કહ્યું, " રાત્રે ખૂબ તાવ આવ્યો હતો. બધા કહે, ' માંડી વાળો ' અમે કહ્યું, ' માંડી ન વળાય. મુંબઈના હરિભક્તો રાહ જુએ. ટિકિટ પણ મળી ન હતી. પછી રાત્રે ઊને પાણીએ નહાયા. તાવ ભાગી ગયો અને પછી સ્ટેશને આવ્યા. દલપતરામ માસ્તરે કહ્યું, 'અહીંથી

ાદ મોકલ્યો છે, ટિકિટની ગોઠવણ કરવા, પણ હજુ
ુ થઈ નથી. થોડીવારે ગાડી આવી અને ચાર
માણસ આવ્યો. તેણે કહ્યું, 'ઇડરના મહારાજા માટે ખાનું રીઝર્વ હતું પરંતુ તેમની ગાડી મોડી હતી એટલે મળી ગયું.' આમ મહારાજે તમારો સંકલ્પ પૂરો કરવા જ ગોઠવણ કરી દીધી." ચાલતા ચાલતા મોટર સુધી આવ્યા તેટલામાં આ લીલા પ્રસંગ સાંભળવાનો લાભ મળ્યો. હું તો કૃતકૃત્ય થઈ ગયો. આ સર્વોપરી સંતવર્યની અસીમ કૃપા અમારા મંડળ ઉપર વર્ષી રહી હતી.

કૃષ્ણકાંતભાઈને માથે કાંઈ ચિંતા ન હતી. કાર્યનો ભાર શેઠ ભગવાનદાસભાઈ તથા નાનુભાઈએ મુખ્યત્વે ઉપાડી લીધો હતો. તેમાં મદદનીશ તરીકે મહિપતરામભાઈ, ભગવતરાય, દરબાર રણજીતસિંહ, જેસંગલાલ બ્રહ્મભટ્ટ, જેઠાલાલ નાથાલાલ ત્રિવેદી વગેરે હતા. સાત દિવસની પારાયણ શરુ થઈ. સાથે સાથે જ નાવિકોનું જબ્બર તોફાન પણ શરુ થયું. મુંબઈમાં લશ્કરી કાયદાનો અમલ તે જ દિવસથી શરુ થયો. પરિણામે સાત દિવસ સુધી અખંડ સ્વામીશ્રીના દર્શન અને સમાગમનું સુખ અમને મળ્યું. રાત્રીની એકાંતની ગોષ્ટિનો અનુપમ લાભ મળ્યો. સંતોની સેવા મળી. જાણે પોતાના એકાંતિક ભક્તો માટે જ સ્વામીશ્રીએ આ પ્રસંગ ગોઠવ્યો હોય તેવો અલભ્ય લાભ, અમને મળી ગયો. મહારાજે પણ તેથી જ કહ્યું છે, 'પોતાના પ્રેમીભક્ત તેના મનોરથ પૂરા કરવા એ જ ભગવાનને અવતાર ધર્યાનું પ્રયોજન છે.,' *

કથા પ્રસંગમાં સ્વામીશ્રીએ કુશળકુંવરબાઈનું આખ્યાન વિસ્તારથી કહ્યું. તેમજ વાંસદાના રાજા રાયસિંહજી તથા તેમના પત્નીની પ્રેમલક્ષણા ભક્તિના અનેક પ્રસંગો કહ્યા. ચરણારવિંદની ૪૦ જોડ વાંસદામાં પ્રથમ મહારાજે પાડી આપી. ત્યારથી સત્સંગમાં ચરણારવિંદ પાડી આપવાની પ્રથા શરુ થઈ.

---

* કરીયાણી વચ.પ સું.

**પ્રભાકરની પ્રભા**

સ્વામીશ્રી સાથે પાર્ષદની દીક્ષા લઈ પ્રભાકર* પણ આ પ્રસંગે મુંબઈ આવ્યા હતા. પ્રભાકર મુંબઈ આવ્યાના સમાચાર તેમના માતા પિતાને મળ્યા એટલે તુરતજ તેઓ મુંબઈ આવ્યા. અહીં સ્વામીશ્રીના દર્શન કર્યા અને પછી તેમના પિતાશ્રીએ સ્વામીશ્રીને કહ્યું, 'દયાળુ ! પ્રભાકરને રજા આપો અને તેને બદલે બીજો પુત્ર આપું. પ્રભાકર સૌથી મોટા છે અને તેના ઉપર મારો આધાર છે.' સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'ખુશીથી પ્રભાકર આવે તો લઇ જાઓ.' પછી પ્રભાકરને તેમની સાથે એ; રાત્રી તેમના ઉતારે તેઓ લઈ ગયા અને ઘણો ઉપદેશ દીધો. પરંતુ આ ભક્તરાજને તો સંસારની ઉપાધિમાજ પડવું જ ન હતું. એટલે તેમણે તે પ્રત્યેની ઉદાસીનતા બતાવી. બીજે દિવસે સવારે તેમના પિતાશ્રી તેમને સ્વામીશ્રી પાસે લાવ્યા અને પ્રભાકરને સ્વામીશ્રીને સોંપી હાથ જોડી કહ્યુ, 'દયાળુ ! આતો સંસાર કરે તેમ છે જ નહિ. માટે મારે તેનું જીવન બગાડવું નથી. આપની પાસે જ ભલે રહે.' ધન્ય છે એ માતાપિતાને અને ધન્ય છે એ ભક્તરાજને !

પૂર્ણાહુતિ ધામધુમથી કરી, સ્વામીશ્રી ગુજરાતમાં પધાર્યા.

× × ×

**નંદાજીનો વિજય**

અમદાવાદમા શ્રી ગુલઝારીલાલ નંદાજી કોંગ્રેસ પક્ષ તરફથી મુંબઈની ધારાસભામાં બહુમતિએ ચૂંટાઈ આવ્યા હતા. આ સફળતાના પરિણામે તેમની કોંગ્રેસ પ્રધાન મંડળમા 'મજૂર તથા મદ્યનિષેધ' ખાતાના પ્રધાન

*નડિયાદના ભાઈલાલભાઈ કાલીદાસ પટેલ બેલગામ જીલ્લામા ખાનાપુર ગામે રહેતા હતા તેમના પ્રસંગથી બેલગામમા તથા ખાનાપુરમા સત્સંગ ઘણો વધ્યો તેના પરિણામે બેલગામના પ્રખ્યાત વકીલના પુત્ર ડૉ પ્રભાકર જેઓ મુંબઈમા રહી, 'વેટરીનરી સર્જ્યન'નો અભ્યાસ કરતા હતા તેમને, સ્વામીશ્રીના મહિમાની અદ્‌ભુત વાતો સાભળી, ચોટ લાગી ગઈ અભ્યાસમાથી ચિત્ત ઊખડી ગયુ પછી ધીરે ધીરે સ્વામીશ્રીના પ્રસંગમા આવતા જગત તરફ ઉદાસીનતા સહેજ થઈ ગઈ અને ત્યાગી થવા નિર્ણય કર્યો સ્વામીશ્રીએ તેમનો વૈરાગ્ય અને સ્વામીશ્રીજીની દૃઢ નિષ્ઠા જોઈ, પાર્ષદ દીક્ષા આપી

તરીકેની નિમણુંક થઈ હતી. સ્વામીશ્રીએ આ પ્રસંગે નંદાજીને સંબોધીને તેમનું બહુમાન કરવા ભરાએલી સભામાં કહ્યું:

"શ્રીજી મહારાજ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન આપણને મળ્યા, અને તેમના એકાંતિક સંતની પ્રાપ્તિ થઈ છે. હવે કરવાનું એ છે કે એવા સત્પુરુષમાં પ્રીતિ કરવી, શ્રદ્ધાપૂર્વક સેવા કરવી, સમાગમ કરવો. આવો યોગ તો મોટા મોટા દેવોને પણ દુર્લભ છે. માટે વ્યવહાર માથે પડયો હોય તે તો આજ્ઞા પ્રમાણે કરવો પણ તેમાં આસક્ત ન થવું, તેમ જ તેનો તીવ્ર વેગ પણ ન લગાડવો, જેથી સંકલ્પ-વિકલ્પ થયા કરે, અને સત્સંગ જ મુખ્ય રાખવો. આજના આ પ્રસંગે આપને અમારે આ જ કહેવાનું છે." સ્વામીશ્રીનો આ પ્રાસંગિક નિર્દેશ સચોટ અને મુદ્દાસરનો હતો. કેટલાકને આવા આવા પ્રસંગે એમ લાગતું કે સ્વામીશ્રી કાંઈક જ્ઞાનગહન વાતો કરશે. પરંતુ સ્વામીશ્રી તો સદાય એમ જ કહેતા, "સમજી સમજીને જે સમજવાનું છે તે મહારાજ અને સ્વામીના સ્વરૂપની નિષ્ઠા અને સત્પુરુષનું સ્વરૂપ તે જ સમજવાનું છે. તે સિવાય વેદ, વેદાંત કે શ્રુતિ સ્મૃતિની વાતો તો વિદ્વત્તાનો આડંબર છે. તેનાથી જીવનું રૂડું થાય નહિ." સ્વામીશ્રી ઘણીવાર રમૂજમાં કહેતા, "દૂબળા વાણિયાને જેમ અજમે હાથ તે જે મળે તેને અજમો બતાવે, તેમ આપણે મહારાજ, સ્વામી અને સત્પુરુષ સિવાય બીજી કઈ વાતો કરવાની હોય ? મોક્ષનો ઉપાય જ એ ત્રણ સ્વરૂપ છે. માટે ફરી ફરીને એ સ્વરૂપની જ નિષ્ઠા દૃઢ કરવાની છે."

મહારાજ સ્વામી અને સત્પુરુષ સિવાય બીજી કોઈ વાત કરવાની નથી

સ્વામીશ્રીના પ્રવચન પછી શ્રી નંદાજીએ અતિ નમ્ર ભાવે આ પ્રસંગની ઉપસ્થિતિ અને પરિણામ, સ્વામીશ્રીના આશીર્વાદથી જ છે, તેમ જણાવ્યું. આગળ બોલતા તેમણે કહ્યું, "જ્યારે પ્રથમ જ મને સ્વામીશ્રીનો યોગ થયો ત્યારનો તે દિવસ તે પ્રાપ્તિ–ની પાસે આ પ્રધાનપદની કિંમત મારે મન કશી નથી.

જગતને પોતાની દૃષ્ટિએ માપતા



સ્વામીશ્રી ગુલઝારીલાલ નંદા સાથે

આ તો બાપ જેમ પોતાના પુત્રને સારાં કપડાં ઘરેણાં પહેરાવી રાજી થાય, તેમ છે. સ્વામીશ્રીની આપેલી આ વાત છે. હું તો તેમનો બાળક છું. ઘરડાં હોય તેમણે જ મહેનત કરવાની હોય. બાળક માટે પિતાએ તમામ કરવાનું હોય. તેમની શક્તિ અને સહાયથી જ બાળક હાલે ચાલે. માટે આ બધું તેમને આભારી છે.”

× × ×

**મારા ઉપર સ્વામીજીની દ્રષ્ટિ પડી ગઈ છે**

મુંબઈમાં ઊજવાતા દર વર્ષના સમૈયામાં, આ વખતે સ્વામીશ્રી ‘વા ’ની ઉપાધિને લઈને આવી ન શક્યા. પરંતુ યોગીજી મહારાજ તથા નિર્ગુણદાસ સ્વામીને અને સંત મંડળને મોકલ્યા. આ વખતે ઉતારો શ્રી નંદા સાહેબને બંગલે હાર્કનેસ રોડ ઉપર ‘ સી વ્યુ ’ માં રાખ્યો હતો. અને ત્યારબાદ સૂર્યનારાયણની વાડીમાં ફેરવ્યો હતો.

શ્રી નંદાજીને બંગલે યોગીજી મહારાજ તથા નિર્ગુણદાસ સ્વામી બિરાજતા હતા, તે દરમ્યાન ઘણા વિદ્વાનો પણ નંદાજીને મળવા આવવાના પ્રસંગે, યોગીજી મહારાજ અને નિર્ગુણદાસ સ્વામીનો પરિચય સાધતા. નિર્ગુણદાસ સ્વામી તેમને સ્વામિનારાયણ સંપ્રદાયનું તત્ત્વજ્ઞાન તથા સ્વામીશ્રીની મહત્તાની ઘણી વાતો કરી સમજાવતા. આવા ઘણાં વિદ્વાનોમાંનાં એક શ્રી મનુ સુબેદાર, જાણીતા અર્થશાસ્ત્રી અને ‘સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ’ તથા ‘ લોટસ ટ્રસ્ટ ’ વગેરે ટ્રસ્ટોના પ્રમુખ, પણ શ્રી નિર્ગુણદાસ સ્વામી તથા યોગીજી મહારાજ પાસે બેસતા અને તેમની વાતો સાંભળતા.

બે ત્રણ દિવસના નિત્યના આ પ્રસંગ બાદ એક દિવસ શ્રી મનુ સુબેદારે યોગીજી મહારાજને હાથ જોડી પૃછયું “ મેં ઘણા સંત મહાત્મા જોયા છે, ઘણાના પરિચયમાં પણ હું આવ્યો છું. પરંતુ આવું નિર્મળ, શાંતિદાયક અને પ્રેમલ અખંડ હાસ્ય હજુ

સુધી મેં કોઇના મુખ ઉપર જોયું નથી. આપને આવો સચ્ચિદાનંદ બ્રહ્મનો આનંદ શી રીતે સિધ્ધ થયો તે મને કહો." ત્યારે શ્રી યોગીજી મહારાજે હાથ જોડી હસતા હસતા ઉત્તર આપતા કહ્યું, "મારા ગુરુ સ્વામી શાસ્ત્રીજી મહારાજની મારા ઉપર દૃષ્ટિ પડી ગઈ છે એટલે આવો આનંદ વર્તે છે." યોગીજી મહારાજની અતિ નિર્માન પ્રકૃતિ અને સાધુતાના અપાર ગુણોથી, તેમની આ સિધ્ધ દશાનો ખ્યાલ તેઓ કોઇને કદાપી આવવા દેતા જ નહિ. પોતાના ગુણો સદા ઢાંકીને જ વર્તતા અને કેવળ આ બધું ગુરુ કૃપાનું ફળ છે એમ જ કહેતા. તે તો સત્ય હકીકત જ હતી કે ગુરુ કૃપા વગર આવી સિદ્ધિ ન હોઇ શકે. છતાં આવી અખંડ બ્રહ્મની સ્થિતિ હાંસલ કરવા માટે, ગુરુ કૃપાના અધિકારી થવા માટે, જે લક્ષણો જન્મથી જ હોવા જોઇએ, પ્રકૃતિમાં બાલ્યકાળથી જ વણાઈ ગયા હોય તેવા લક્ષણો, સહેજે જ શ્રી યોગીજી મહારાજમાં જન્મથી જ હતા. તેથી જ નિર્ગુણદાસ સ્વામીએ ઘટસ્ફોટ કરતા કહ્યું, 'યોગી મહારાજે ગુરુકૃપાની જે વાત કહી તે તો સાચી છે. પરંતુ તેમનામાં આ બધા ગુણો અનાદિના છે અને સ્વામી શાસ્ત્રીજી મહારાજની દૃષ્ટિથી તે સિધ્ધ થયા છે. તે તો અનાદિના યોગી છે.!"

શ્રીનંદાજી પણ આ પ્રસંગે પોતાની તમામ પ્રવૃત્તિ વિસારી દઈ આ અલભ્ય લાભ લેવા બેસતા. નિર્ગુણદાસ સ્વામીની વચનામૃતના આધારે થતી વાતો તથા ભગતજી મહારાજના પ્રસંગો, જૂની જૂની વાતો, વગેરેથી શ્રી નંદાજીને લાગ્યું કે આ મહાકાય સત્સંગમાં

લેર્ય તરંગે રે બુદ બુદા બહુ થયા રે
દેવ દુની મુનિ નરને નાર્ય (૨)
સ્થાવર જંગમ રે દીસે [illegible] વા રે
આદિ. અંતે, મધ્યે [illegible] —
[illegible] દ સિંધુ રે સ [illegible] રે."

આવા [illegible] રંતુ આ સત્સ [illegible] રેમ

વિલીન કરી દેતાં સૌ સહજાનંદરૂપ થઈ જાય છે અર્થાત્ ઇંદ્રિયો, અંતઃકરણ પુરુષોત્તમરૂપ થઈ જાય છે. એવાની દૃષ્ટિમાં સમગ્ર બ્રહ્માંડ કે અનંત કોટિ બ્રહ્માંડો સહજાનંદથી જ આવૃત્ત થએલા, તેમનાથી જ સભર ભરેલા દેખાય છે. કારણ એની દૃષ્ટિ પુરુષોત્તમ આકારે થઈ ગએલી હોય છે.

આ વખતે સ્વામીશ્રી સારંગપુર એક માસ રોકાયા અને સ્વામી સંતવલ્લભદાસજી તથા ચતુર્ભુજદાસજીને સેવાનો અલૌકિક લાભ આપ્યો. સાથે સાથે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તની પણ રહસ્યપૂર્ણ વાતો કરી, સારંગપુરમાં સંતમંડળ તથા હરિભક્તોને તરબોળ કરી દીધા. આ સમય દરમ્યાન વળા સ્ટેટના દરબાર શ્રી પ્રતાપસિંહજી તથા દરેડ દરબાર શ્રી ફત્તેહસિંહજી પણ સ્વામીશ્રીનો સમાગમ કરવા ખાસ આવ્યા અને બે દિવસ રોકાઈ, દર્શન તથા કથાવાર્તાનું અલૌકિક સુખ લીધું. ત્યારબાદ સૌને નિયમની એકાદશીના નિયમ આપી, સ્વામીશ્રી વાને તિલાંજલિ આપી અટલાદરા પધાર્યા. અત્રે યોગીજી મહારાજ અને નિર્ગુણદાસ સ્વામી મળ્યા અને મુંબઈના તમામ સમાચાર જાણી રાજી થયા.

**વિદ્યાનગર વિદ્યાનું મોટું કેન્દ્ર બની જશે**

આણંદપાસે તેજ અરસામાં ભાઈલાલભાઇ દ્યાભાઈ પટેલના પ્રયત્નથી વિદ્યાનગર બંધાવવાની શરૂઆત થતી હતી. આ યોજના પાછળ ગુજરાતના બીજા પણ પ્રતિષ્ઠિત કાર્યકરોની સહાય હતી. વળી સરદાર વલ્લભભાઇ પટેલો તો ગુજરાતમાં વિદ્યાનગરને એક સર્વોત્તમ વિદ્યાનું કેન્દ્ર બનાવવા માગતા હતા. પોતાના આ સંકલ્પને મૂર્તિમાન કરી શકે તેવા કુશળ ઈજનેર શ્રી ભાઈલાલભાઇ પટેલ તેમને મળી ગયા. આ યોજના મૂર્તિમાન કરવી હોય તો સ્વામીશ્રીના આશીર્વાદ જોઈએ, તેમના ચરણારવિંદથી આ સમગ્ર ભૂમિ પવિત્ર બને તો જ આ જંગલમાં મંગલ કાર્ય થઇ શકે, એવા વિચારો ભાઈલાલભાઈના ભક્ત હૃદયમાં આવવા લાગ્યા. સ્વામીશ્રીને

આમંત્રણ આપવા તેઓ આણંદ આવ્યા અને સ્વામીશ્રીને વિનતિ કરી, 'આપ વિદ્યાનગર પધારો, એ ભૂમિને પાવન કરો તો જ મેં હાથમાં લીધેલું કાર્ય પાર પડે.' સ્વામીશ્રીએ તે સહર્ષ સ્વીકાર્યું.

બીજે દિવસે ધોધમાર વર્ષાદમાં સ્વામીશ્રી તથા નિર્ગુણદાસ સ્વામી અને બીજા સંત ડમણિયામાં વિદ્યાનગર ગયા. ખૂબ જ વર્ષાદને લીધે રસ્તામાં બધે પાણી ભરાઈ ગયા હતા. વિદ્યાનગર આવતા ડમણિયું ચાલી શકે તેવું ન રહ્યું. અર્ધો ગાઉ છેટે સ્વામીશ્રી ઉતરી ગયા. ભાઈલાલભાઈનો હાથ પકડી વિદ્યાનગર પહોંચ્યા, બધે ફર્યા. ભાઈલાલભાઈએ બધી યોજના સ્વામીશ્રીને સમજાવી. સ્વામીશ્રી રાજી થયા અને સર્વત્ર પ્રસાદીના પુષ્પ છાંટી આશીર્વાદ આપ્યા, 'તમારો સંકલ્પ મહારાજ સિધ્ધ કરશે અને અહીં વિદ્યાનું મોટું કેન્દ્ર બની જશે.' પછી સ્વામીશ્રીને ભાઈલાલભાઈએ ઓફીસમાં પધરાવી પૂજન કરી ફુલહાર પહેરાવ્યા અને હાથ જોડી કહ્યું, 'દયાળુ ! આપને તકલીફ બહુ પડી.' ત્યારે સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, 'એ માટે તો મહારાજે અમને આ પૃથ્વી ઉપર મોકલ્યા છે. એમ તકલીફ લઈને ફરીએ ત્યારે જ હજારો જીવના કલ્યાણ થાય. તમો પણ અહીં તકલીફ લ્યો છો ત્યારે જ આ કામ થાય છે અને ભવિષ્યમાં તમારી મહેનતથીજ હજારો વિદ્યાર્થીઓને વિદ્યાલાભ મળશે.' ત્યારબાદ સ્વામીશ્રી ત્યાંથી નીકળી આણંદ પધાર્યા. બીજે દિવસે આણંદથી નીકળી સ્વામીશ્રી વઢવાણ પધાર્યા.

× × ×

અત્રે અ. નિ. મુક્તરાજ શ્રી હરગોવિંદભાઈને ઘેર તેમના પુત્ર ભક્તરાજ શ્રી ચંદુલાલભાઈના આગ્રહથી સ્વામીશ્રી પધાર્યા. મુક્તરાજ નાગરદાસભાઈના પુત્ર મગનભાઈ પણ પિતાશ્રીને પગલે પગલે વઢવાણમાં રહીને સત્સંગ સારો કરાવતા હતા. તેમના તથા ચંદુલાલભાઈના પ્રયત્નથી વઢવાણનું સત્સંગમંડળ સારું ચાલતું હતું.

વઢવાણમાં ચંદુલાલભાઇને ઘેર સ્વામીશ્રી બે દિવસ રોકાયા. અક્ષર પુરુષોત્તમના આ આદિ સ્થાનની ઉત્પત્તિનો ઇતિહાસ સ્વામીશ્રીએ રાત્રે કહ્યો. ત્યારબાદ મનુષ્યદેહનું દુર્લભપણું, સંતનો મહિમા તથા સાકાર બ્રહ્મનું સ્વરૂપ, બ્રહ્મથી પર પરબ્રહ્મ અનાદિ સર્વોપરી સાકાર મૂર્તિ છે, તે બન્ને બ્રહ્મ–પરબ્રહ્મના સ્વરૂપ એટલે અક્ષર અને પુરુષોત્તમ, એ સિદ્ધાંત શ્રુતિ-સ્મૃતિના આધારે સ્વામીશ્રીએ સમજાવ્યો. સ્વામીશ્રીની આવી રહસ્યપૂર્ણ વાતો સાંભળી, વિદ્વાન પંડિતવર્ય રવિશંકરભાઈ, ડૉ. મણીલાલ, નર્મદાશંકરભાઈ વગેરે ઘણા જ રાજી થયા. 'હાટકેશ સોસાયટી' માં રહેતા આ વિદ્વાન સજ્જનોને ઘણા સંતોનો યોગ હતો. પરંતુ સ્વામીશ્રીની આવી રહસ્યપૂર્ણ વાતો સાંભળી અને તેમની અદ્‌ભુત મૂર્તિમાં ધર્મ, નિયમ અને બ્રહ્મચર્ય તેમજ ભક્તિનું ઓજસ જોઈ, તેમને સર્વેને સ્વામીશ્રી પ્રત્યે અત્યંત ભાવ થયો. ત્યારબાદ યોગીજી મહારાજે ' હાંજી ભલા સાધુ ' તથા ' અનુભવી આનંદમાં બ્રહ્મરસના ભોગી રે ' તથા ' મળે જીવન મુક્ત સો જોગીઆ ' એ કીર્તનો ગાયા અને સાચા સંત મળે તો તો બ્રહ્મરૂપ કરી દે એવી અનેક બળભરી વાતો કરી, સૌને બ્રહ્મરસમાં તળબોળ કરી દીધાં.

**સારંગપુરમાં અલૌકિક સુખ**

સારંગપુર તો સ્વામીશ્રીનું પ્રિય સ્થાન સં. ૧૯૫૬ થી આ સ્થાનને સ્વામીશ્રીનો સતત સંબંધ હતો. જેમ શ્રીજીમહારાજે આ ગામમાં ઘરોઘર ભીક્ષા માંગી હતી, તેમ સ્વામીશ્રીએ આ ગામમાં ઘરોઘર ઝોળી માંગી હતી. એકેએક ઘર, એકેએક પત્થર, ગામની સીમ, કૂવા, વાવ, ઝાડ વગેરે સર્વ સ્વામીશ્રીના સંબંધથી દિવ્ય બની ગયા હતા. ગામના કાઠી દરબારો પણ, સ્વામીશ્રી વિષે અનન્ય હેત અને નિષ્ઠાવાળા હતા.

સ્વામીશ્રી સારંગપુર પધાર્યા એટલે સર્વને જાણે આનંદના ઓઘ વળ્યા. ખાસ કરીને કોઠારી હરિકૃષ્ણદાસ, સંતવલ્લભદાસ,

સ્વામી ધર્મકિશોરદાસ, વાસુદેવ સ્વામી, સનાતનદાસ સ્વામી, ઠક્કા આચર વગેરે તો સ્વામીશ્રીના લીલા ચરિત્રોની અખંડ સ્મૃતિથી જેમ इत्थं स्म पृष्ठः स तु बादरायणिस्तत्स्मारितानंतहताऽखिलेंद्रिय । શુકદેવજીની ઇંદ્રિયોની સમગ્ર વૃત્તિઓ શ્રીકૃષ્ણના લીલા ચરિત્રના કથન માત્રથી શ્રીકૃષ્ણ ભગવાનમાં તદાકાર પામી ગઈ હતી, તેમ આ સર્વ સંતોની વૃત્તિ શ્રીજી મહારાજના સંબંધ યુક્ત સ્વામીશ્રીની અતિ દિવ્ય મૂર્તિમાં તદાકાર પામી ગઈ. કોઈ ક્રિયા કરવાનું પણ ભાન તેમને ન રહ્યું.

સ્નાનવિધિ કર્યા બાદ રાત્રે સ્વામીશ્રી પાસે શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી હરિલીલામૃત ૯ મા કળશના ૭ મા વિશ્રામની કથા વાંચતા હતા. તેમાં વાત આવી કે ગોપાળજીના પુત્રને મયારામ ભટ્ટ મહારાજ પાસે વર્તમાન ધરાવવા લાવ્યા ત્યારે મહારાજે તેને વર્તમાન ધરાવી આશીર્વાદ આપતા કહ્યું, ‘ આ તો શંકરાચાર્ય સમાન વિદ્વાન થશે.’ ત્યારે નારાયણસ્વરૂપદાસે પૂછ્યું, ‘ભગવત્સ્વરૂપદાસ કાંઈ એવા વિદ્વાન ન હતા અને કૃષ્ણપ્રસાદ આટલા વિદ્વાન થયા છતાં ગાદી તેમને કેમ ન આપી ?’ ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, ‘કૃષ્ણપ્રસાદ જરા અભિમાની હતા અને વળી ગોપાળસ્વામી ધામમાં જતા પહેલાં કહી ગયા હતા કે ભગવત્સ્વરૂપદાસને ગાદીએ બેસાડજો. એટલે કૃષ્ણપ્રસાદને ગાદી ન મળી. વળી કૃષ્ણપ્રસાદ કાશીમાં બહુ રહેલા એટલે સત્સંગની પ્રથાના જાણકાર ન હતા અને સત્સંગમાં મોટેરા કોણ છે તે પણ સમજતા નહિ તેથી ગુણાતીતાનંદ સ્વામીને જૂનેગઢથી ઉને તેડાવી ત્યાં સ્વામીને ઠપકો દેવાનું તેમણે માથે રાખ્યું હતું. પણ મહારાજની ઇચ્છાથી ધોલેરામાં જ માંદા પડયા અને ધામમાં ગયા. ”

એટલી વાત કરીને પછી સ્વામીશ્રી બોલ્યા, “ સ્વામી અને સ્વામીના કૃપાપાત્ર જેટલા હતા તે તમામનો ઘણાને દ્વેષ હતો. સ્વામી ધામમાં ગયા બાદ તેમણે ભગવત્પ્રસાદજી મહારાજને કહ્યું, ‘ જૂનાગઢમાં સ્વામી બાલમુકુન્દદાસજી તથા જાગા ભક્ત, ગુણા-

તીતાનંદ સ્વામીને મૂળ અક્ષર કહે છે. માટે બાલમુકુન્દદાસજીને ધોળા પહેરાવો અને જાગા ભક્તને સત્સંગ બહાર કરો.' એમ ચડાવવાથી આચાર્ય તથા ગોવર્ધનદાસ સૌ લાગતાવળગતા સાધુ મંડળને લઈને જૂનાગઢ ગયા. અહીં વહેલા સવારે સૌ સંતો નાહવા ગયા ત્યારે, બહુ ઉપાધિ ન થાય એટલે મંદિરના દરવાજા બંધ કર્યા અને પછી આચાર્ય મહારાજે કહ્યુ, 'બન્નેને બોલાવો.'

ગુણાતીતાનંદ સ્વામી જે ચોકડીમા નહાતા હતા તે પ્રસાદીની ચોકડી આગળ, સત્સંગિજીવનમા જે પ્રતાપસિંહ રાજાનો શતાનંદ મુનિ સાથેનો સંવાદ છે, તે પ્રતાપસિંહના દીકરા મેઘાભાઈ પગે કાંટો વાગવાથી, એ વખતે, આ ચોકડી પાસે દેવતા લઈ નળિયામાં ગોળ ગરમ કરી, શેક કરતા હતા. એટલામાં સાંકરદાવાળા સાધુ હરિદાસ ત્યાં આવ્યા અને પ્રસાદીની ચોકડીમાં હાથ, પગ અને મોઢું ધોવા લાગ્યા, ત્યારે મેઘાભાઈએ કહ્યુ, 'આ સ્વામીની પ્રસાદીની ચોકડી છે તેની ખબર નથી? અહીં હાથ, પગ, મોઢું ધોવાય?' હરિદાસને આ શબ્દો આકરા લાગ્યાં. એટલે જ્યા આચાર્ય મહારાજ વગેરે સભા ભરીને બેઠા હતા ત્યાં આવીને કહ્યું, 'જુઓ, આ મેઘો સ્વામીની ચોકડી આગળ ધૂપ કરે છે.' તે સાંભળી બધા ત્યાં ગયા અને દૂરથી જોયું તો મેઘાભાઇ દેવતા સળગાવી શેક કરતા હતા. તે દેવતાનો ધૂંવાડો જોઇ સર્વેને હરિદાસની વાત સાચી લાગી. એટલે ઉહાપોહ ઘણો થયો અને ભગવત્પ્રસાદજી મહારાજને સૌએ ચડાવ્યા અને ચોકડી પોતે કોદાળી લઈને ખોદી."

"આ વાતની ચકુભાઈ, સદાશંકર, અમરજીભાઇ વગેરે નાગરોને ખબર પડી એટલે તુરતજ જ બધા મંદિરે આવ્યા. ચકુભાઈ મંદિરના ચોકમાં ઊભા રહી મોટેથી બોલવા લાગ્યા, 'ચોકડી કોણ ખોદનાર છે? ચોકડી ખોદવાથી તમારુ વેર વળશે નહિ. આ મંદિર, આ ધર્મશાળા, હવેલી બધું જ સ્વામીની પ્રસાદીનું છે, તે તમામ ખોદી નાખો ત્યારે તમારું વેર વળશે.' એમ

બહુ આકરા થઇને ખૂબ બોલ્યા. આથી ગોવર્ધનભાઈ કોઠારીએ તમામને શાંત કર્યા અને આચાર્યને કહ્યું, 'તમો સૌની માફી માંગો' પછી આચાર્ય મહારાજે નાગર હરિભક્તોની માફી માંગી અને ખરશી મંગાવી સૌને ભેગા બેસારી જમાડયા. આ પ્રસંગનું પરિણામ એ આવ્યું કે બીજે દિવસે સવારે વહેલા આચાર્ય મહારાજ તથા સૌ સંતમંડળ વરતાલ જતા રહ્યા. આમ બાલમુકુન્દ સ્વામીનું તથા જાગાભક્તનું અપમાન કરવું હતું તે સંકલ્પો અધૂરા જ રહ્યા."

"ભગવત્ પ્રસાદજી મહારાજનો ચોકડી ખોદવાથી હાથ સડયો અને પીડા પુષ્કળ થવા લાગી. બે માસ સુધી આ પીડા રહી. સત્સંગમાં સૌને મહારાજ સાથે હેત હતું એટલે સૌ મહારાજને સારું થઈ જાય તે માટે જનમંગળના પાઠ કરવા લાગ્યા. પણ મહારાજે તેમને કહ્યું, 'તમો રાગદ્વેષવાળા સાધુઓએ મારું બહુ ભૂંડું કર્યું છે. હવે તો હાથ મટવાનો નથી અને મહારાજ ધામમાં તેડી જશે. ભગતજી કહેતા; 'જેને જેને સ્વામીને વિષે સદ્‌ભાવ હશે તેમના પ્રત્યે બધાને સદ્‌ભાવ થશે. પણ જેણે જેણે સ્વામીનો દ્રોહ કર્યો હશે તે સર્વેએ દુઃખ પામીને દિવસો કાઢયા છે."

આ પ્રમાણે સ્વામી તથા ભગતજી મહારાજ, જાગા સ્વામી, સ્વામી બાલમુકુન્દદાસજી વગેરેના મહિમાના પ્રસંગોની ઘણી વાતો રાત્રે મોડે સુધી સ્વામીશ્રીએ કરી. પછી સૌને સૂવાની આજ્ઞા આપી અને પોતે પણ પોઢી ગયા.

સંત મંડળની સભા સવારે થઈ. આવા સંતો, ઉત્કૃષ્ટ શબ્દોના ધારક, આવું સાક્ષાત્ નૈમિષારણ્ય સમું સ્થાન અને આવા ઉત્તમ વકતા એટલે નિર્વિકલ્પ સ્થિતિજ સૌને વર્તતીહતી. સ્વામીશ્રીએ પણ તેમની ઉત્સુકતા જોઈ વાત કરી :–

"ભગતજી કહેતા પ્રથમ સન્માન થાય તો બહુ માનના યોગે વાસના જાગ્રત થાય અને તે તોડાવવા મહારાજ પાછળથી અપમાન કરાવે અને ધામમાં લઈ જાય. અમારું પ્રથમ અપમાન થયું તો હવે સૌ સન્માન કરે છે અને ગુજરાતના મોટા મોટા અમીનો માને છે. માટે હવે ધામમાં જવાનું થશે." એમ કહીને પછી નારાયણ-સ્વરૂપદાસ સામું જોઈને બોલ્યા, "देशाटन पण्डित मित्रता च। દેશ દેશમાં ફરવાથી બુદ્ધિ ખીલે છે અને પંડિતો સાથે મિત્રાચારી હોય તો જાણવાનું ઘણું મળે છે. તેમ સત્પુરુષના પ્રસંગથી નિત્ય નવીન જાણવાનું મળે અને તેમાં સુખ શાંતિ અને આનંદ રહે. માટે એથી છૂટા પડવાનો કે છેટે રહેવાનો વિચાર જ ન કરવો. સત્પુરુષની પાસે રહેવાથી સુખ થાય છે, આશીર્વાદ મળે છે અને મહારાજ રાજી થાય છે." પછી સનાતનદાસે સ્વામીશ્રીને પ્રશ્ન પૂછ્યો, 'જેતલપુરના ૧ લા વચનામૃતમાં આપોપું કરવાનું કહ્યું છે તે કેમ કરવું ?' પછી સ્વામીશ્રી બેઠા હતા તે ઊભા થઈને તેમના ખોળામાં બેઠા અને કહ્યું. "તમારું દેહ છે તે ભૂલી જવું અને આ બેઠા છે તેને સ્વરૂપ માનવું." એમ થોડી ક્ષણ એ પ્રમાણે બેસીને સૌને દર્શનનું અલૌકિક સુખ આપ્યું અને સિદ્ધાંત સમજાવી દીધો. એ પ્રમાણે ઘણી વાતો સત્પુરુષનો પ્રસંગ કરવાની કરી.

સત્પુરુષની પાસે રહેવાથી સુખ થાય છે

બીજે દિવસે થાણા દેવડીના દરબારના કારભારી આલા ખાચર મોટર લઈને સ્વામીશ્રીને તેડવા આવ્યા. સ્વામીશ્રી, યોગીજી મહારાજને લઈને થાણા દેવડી પધાર્યા. અહીં બે દિવસ રોકાઈ દરબારને કથા વાર્તાથી સંતોષ પમાડી, સ્વામીશ્રી ત્યાંથી અમદાવાદ પધાર્યા.

× × ×

સં. ૨૦૦૩ નો અન્નકૂટનો સમૈયો અટલાદરા કરી સ્વામીશ્રી, નિર્ગુણદાસ સ્વામી, શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી, સનાતનદાસ સ્વામી વગેરે અમદાવાદ પધાર્યા. હું પણ ખાસ તે જ અરસામાં

અટલાદરા સ્વામીશ્રીના દર્શન માટે ગયો હતો એટલે મને પણ સાથે આવવાની આજ્ઞા કરી.

## જ્યાં 'થીઓસોફી'ના આકર્ષણ ઓછા થાય છે

ઇસ્ટ આફ્રિકામાં–મોમ્બાસામાં વસતા ઉત્સાહી ભક્તરાજ છોટાભાઈ ટી. પટેલ મોમ્બાસામાં 'થીયોસોફિકલ સોસાયટી'*ના પ્રમુખ હતા. આત્માના ઉત્કર્ષ અને વિકાસ માટે ઉર્ધ્વગતિ શોધતું તેમનું મન અહીં તૃપ્ત ન થયું. સર્વ વાતની બુદ્ધિથી તુલના કરતા બુદ્ધિશાળી પુરુષોને બુધ્ધિગમ્ય વાતો કે વિષયોથી કદાચ તૃપ્તિ થાય, પરંતુ આત્માની ભૂખ જ્યારે જાગૃત થાય ત્યારે આત્માની અનુભૂતિવાળા પુરુષ જ એ ભૂખને સંતોષી શકે. છોટાભાઈ તેમના પૂર્વ સંસ્કારના બળે શ્રી સ્વામિનારાયણ સત્સંગ મંડળના યોગમાં આવ્યા. આ સત્સંગ મંડળના પ્રાણ સમાન મુક્તરાજ મગનભાઈ મોતીભાઈ પટેલનો તેમને પરિચય થયો. ब्रह्मभूतः प्रसन्नात्मा। એ ગીતાવાકયમાં દર્શાવેલી બ્રહ્મસ્થિતિ તેમણે મુક્તરાજ મગનભાઇમાં નીહાળી. તેમના દર્શન કરતાં જ તેમના મનોભાવ શાંત થઈ ગયા. તેમને પ્રતીતિ થઈ કે આ પુરુષ તેમને પરમ શ્રેયસ્‌ને માર્ગે દોરી જશે. તેમણે મગનભાઇનો સંસર્ગ સાધ્યો. મુક્તરાજ મગનભાઇએ તેમને સ્વામીશ્રીની અગાધ બ્રહ્મસ્થિતિ અને શ્રીજીમહારાજના અખંડ સંબંધે યુક્ત ભગવત્‌સ્વરૂપ ભાવનું પ્રગટીકરણ સ્વામીશ્રીમાં અખંડ છે, તેમ સ્વામીશ્રીના અપૂર્વ મહિમાની વાત કરી. છોટાભાઈનું અંતર સ્વામીશ્રીની આ બ્રહ્મસ્થિતિની વાતો સાંભળી દ્રવી ગયું. સ્વામીશ્રી દિવ્ય પુરુષ છે, શ્રીજી સ્વામીનું સાક્ષાત્‌ સ્વરૂપ છે,

---

* મેડમ બ્લેવેટસ્કી સ્થાપિત આ સંસ્થા વિશ્વમાં ભ્રાતૃભાવ, પ્રેમ અને સર્વત્ર સુમેળ સાધવાના કેન્દ્ર સમાન ગણાય છે. મનુષ્યમા રહેલી દિવ્યશક્તિઓને બહાર લાવવાનાં પ્રયત્નમાં, सत्यान्नास्ति परो धर्मः । સત્યથી પર કોઈ ધર્મ નથી, એ સિદ્ધાંતના પ્રચારમા જ, આધ્યાત્મિક ઉન્નતિ સિદ્ધ થઈ શકશે. આ સંસ્થાના આ મૂળભૂત સિદ્ધાંતો છે. તેમા જોડાવા માટે વર્ણ, જાતિ કે સ્ત્રી-પુરુષ એવો ભેદભાવ નથી.

એવો તેમને નિશ્ચય થઈ ગયો. હવે તેમના દર્શનની તાલાવેલી લાગી.

રજા લઈ તેઓ દેશમાં આવ્યા કે તુરત જ સ્વામીશ્રીના દર્શને માટે આણંદમાં મુક્તરાજ મોતીભાઈને ઘેર પહોંચ્યા. મોતીભાઈએ તેમને કહ્યું, 'કદાચ તમને દર્શન દેવા માટે જ સ્વામીશ્રી ખાસ અમદાવાદથી આવતી કાલે પધારે છે.' બીજે દિવસે અમો બધા સ્વામીશ્રી સાથે અમદાવાદથી આણંદ આવ્યા. છોટાભાઈ સ્ટેશને આવ્યા હતા. સ્વામીશ્રીના દર્શન કર્યાં. જેવું મગનભાઈએ સ્વરૂપ વર્ણવ્યું હતું તેવું જ સાક્ષત્ સ્વરૂપ, સાક્ષાત્ બ્રહ્મની મૂર્તિ, રોમે રોમમાંથી જાણે શ્રીજીનાં ઐશ્વર્ય પ્રતાપના ઓજસ્ બહાર આવતા હોય, એવી અતિ તેજસ્વી સૌમ્ય સ્વામીશ્રીની મૂર્તિ જોઈ, છોટાભાઈએ સ્વામીશ્રીના શ્રીચરણોમાં દંડવત્ કરતા કરતા ચરણારવિંદ પકડી લીધાં. જન્મ જન્માંતરની તેમની આત્માની ભૂખ આજે સંતોષાતી હતી. એટલે અતૃપ્ત નયને, અતૃપ્ત ભાવે એ પુનિત પાદરવિંદમાંથી ઊઠવાનું તેમને મન જ થતું ન હતું. સૌ આ પ્રેમભક્તિનું દૃશ્ય જોઈ રહ્યા. આવા ભણેલા, બુદ્ધિશાળી, થીઓસોફિકલ સોસાયટીના પ્રમુખ, આમ સ્ટેશન ઉપર આ રીતનો ભક્તિભાવ પ્રગટ કરે, તેમાં ઘણાને અજુગતુ લાગ્યું. પરંતુ જ્યાં ઇંદ્રિયો અંતઃકરણ જ એ દિવ્ય મૂર્તિમાં અતિ વેગથી ખેંચાઈ જાય ત્યાં યોગ્ય અયોગ્યનું નિરાકરણ કરવા બુદ્ધિને અવકાશ જ શી રીતે રહે? સ્વામીશ્રીએ તેમને સ્નેહથી પકડી લીધાં અને પોતે પ્રેમથી ભેટયા. છોટાભાઈને અનિર્વચનીય શાંતિનો અતિ અદ્‌ભુત અનુભવ સ્વામીશ્રીના આ દિવ્ય સ્પર્શથી થયો. સ્વામીશ્રીએ તેમને પોતાની સાથે જ ગાડીમાં બેસાર્યા અને મોતીભાઈને ઘેર ઉતારે પધાર્યા.

અહીં સ્વામીશ્રીએ કેટલીક વાતો છોટાભાઈને ઉદ્દેશીને જ કરી. તેમાં અંતર્યામીપણે તેમના પ્રશ્નોના ઉત્તર કરતા ગયા. શ્રીજી મહારાજના સર્વોપરી સ્વરૂપની, અનાદિ અક્ષરના સ્વરૂપની અતિઅદ્‌ભુત

વાતો પ્રથમ મિલનમાં આ ભક્તરાજને સ્વામીશ્રીએ કરી, ત્યારે સભામાં બેઠેલા સર્વ હરિભક્તોને લાગ્યું કે જરૂર આ કોઈ પૂર્વના અતિ બલિષ્ટ સંસ્કારવાળા ભક્ત છે, નહિ તો પહેલે પ્રસંગે સ્વરૂપ-નિષ્ઠાની આવી વાતો સ્વામીશ્રી ન કરે. છોટાભાઈને પણ આ વાતો સાંભળી પરમ આનંદ થયો અને અંતરમાં શાંતિ થઈ ગઈ!

તેજ દિવસે મુંબઈથી છગનભાઈ નારણભાઈ પટેલ* આણંદ આવ્યા. સ્વામીશ્રી આણંદમાં, પોતાના જ ગામમાં મંદિર બંધાવે છે એટલે આ પ્રસંગે સ્વામીશ્રીની ઈચ્છાથી તેમણે સારી રકમ સેવા નિમિત્તે આપવાનું, સ્વામીશ્રીને વચન આપ્યું. પછી હાથ જોડી કહ્યું, 'સ્વામીજી! જો આપ મુંબઈ પધારો તો બીજી પણ સારી રકમ આ મંદિર માટે કરી આપું.' સ્વામીશ્રી તેમની શ્રદ્ધા અને ભાવથી ઘણા જ રાજી થયા અને તેઓ કહે તેટલા દિવસ મુંબઈ રહેવા કબૂલ કર્યું. છગનભાઇને લોભ હતો, આવા સંતવર્ય રાજી થઈ જાય તો જીવનું કામ થઈ જાય. અત્યાર સુધી દેહનું તો સુધાર્યું, પરંતુ જીવનું સુધારવા માટે આ બ્રહ્મસ્વરૂપ શ્રીજીના અખંડ ધારક સંત મળ્યા છે, તો હવે બીજા મનસુબા મૂકી, આ સ્વામીશ્રીનો સમાગમ કરી લેવો. તેમણે કહ્યું, 'આપ રાજી થશો તેટલી સેવા કરાવીશ.' બીજે દિવસે તેમણે રસોઈ આપી અને સાંજે તેઓ મુંબઈ ગયા.

ત્રીજે દિવસે છોટાભાઈએ સ્વામીશ્રીને પ્રાર્થના કરી. 'દયાળુ!

---

* મૂળ આણંદના વતની પરંતુ ધંધાર્થે મુંબઈમાં વસતા અને સ્વામીશ્રીના જૂના શિષ્ય-વાંસદા તથા લીંમડી રાજ્યના ભૂતપૂર્વ દીવાન શ્રી ઝવેરભાઈ નાથાભાઈ અમીનના સંબંધી હોવાથી, છગનભાઈમાં તેમની વિદ્યાર્થી અવસ્થામાંથીજ સત્સંગના સંસ્કાર રેડાયા હતા. પોતાની વિદ્યાર્થી અવસ્થા તેમણે લીમડીમાં વ્યતીત કરી હતી. તે વર્ષો દરમ્યાન સ્વામીશ્રીનો તથા યોગીજી મહારાજનો તેમને ઘણો પ્રસંગ થયો હતો. આમ વિદ્યાર્થી અવસ્થામાં લીંમડીમાં સ્વામીશ્રી અને તેમના સંતમંડળની સેવાનો ઘણોજ લાભ તેમણે લીધો હતો. સ્વામીશ્રી અને યોગીજી મહારાજ સાથે ત્યારથીજ તેમને હેત થયું. તે હેતના સંસ્કારો ઉત્તરાવસ્થામાં જાગૃત થઈ ગયા. પછી મુંબઈમાં રહીને સત્સંગની સેવા સ્વામીશ્રીની આજ્ઞા પ્રમાણે તેઓ કરવા લાગ્યા.

મારે ઘેર પધારી અમને પાવન કરો.' સ્વામીશ્રીએ તેમનું ભાવભર્યું આમંત્રણ સ્વીકાર્યું અને વલાસણ જવા નક્કી કર્યું.

આણંદથી નીકળી અમો કરમસદ આવ્યા. સાથે નિર્ગુણદાસ સ્વામી, નારાયણસ્વરૂપદાસજી, સનાતનદાસજી વગેરે હતા. બીજે દિવસે વલાસણ જવાનું હતું. સ્વામીશ્રી સાથે અમો બધા તથા કરમસદથી છોટાભાઈ ખુશાલભાઈ વગેરે મળીને ૧૦ હરિભક્તો વલાસણ ગયા. વલાસણમાં છોટાભાઇને ઘેરજ ઉતારો હતો. તેમના પિતાશ્રી રાધાસ્વામી સંપ્રદાયના અનુયાયી હતા. એટલે આ પ્રસંગનો તેમને વિરોધ હતો. તેમાં વળી તેમના પૂજાના ઓરડામાંજ સ્વામીશ્રીની બેઠક ગોઠવી હતી એટલે તેમની વ્યગ્રતા વધી ગઈ. પરંતુ સ્વામીશ્રીના દર્શનથી તેમના પિતાશ્રીની મનોવૃત્તિ તદ્દન ફરી ગઈ! સ્વામીશ્રીના ચરણકમળ પકડી એકદમ ગદ્ગદ્ કંઠે બોલી ઊઠયા, 'સ્વામી! તમે તો સાક્ષાત્ ભગવાન છો. મારા ભગવાન તમે જ છો. માટે આજથી આ શિષ આપના ચરણમાં સોંપું છું.' તેમના આ પરિવર્તનથી છોટાભાઇને અત્યંત આશ્ચર્ય થયું. સ્વામીશ્રીના અદ્ભુત પ્રતાપની વિશેષ ઝાંખી તેમને આ પ્રસંગથી થઇ.

૨૫ થી ૩૦ માણસોની રસોઇ તેમને ઘેર બનાવી હતી. સ્ત્રીઓએ સ્પર્શ કરેલું પાણી પણ સ્વામીશ્રી અને તેમના સંતો નથી પીતા એવી માન્યતાવાળા છોટાભાઈએ, સવારના પોતે જ, રસોઈ માટે તેમજ સ્વામીશ્રીના ઉપયોગ માટે વાપરવાનું તમામ પાણી કૂવેથી ભરી દીધું. પ્રેમલક્ષણા ભક્તિમાં શ્રધ્ધા અને ખપના અતિ આવશ્યક અંગને પ્રથમથી કેળવી રાખનાર આ ભક્તરાજમાં, પૂર્વની મુક્તદશાના સંસ્કારો દેખાતા હતા. સ્વામીશ્રી અને સંતો તથા સર્વ હરિભક્તોને ખૂબજ ભાવપૂર્વક તેમણે જમાડ્યા. આટલી રસોઈમાંથી ૫૦-૬૦ માણસો જમ્યા. તેમને લાગ્યું કે સ્વામીશ્રી તેમના દિવ્ય પ્રતાપની પરંપરા આજે દેખાડવા માંગતા હતા અને એ રીતે

તેમને વિશેષ અને વિશેષ પોતાની નજીક ખેંચતા હતા. જમ્યા પછી શેકેલા ખુંદનો મુખવાસ સ્વામીશ્રીને અને સંતોને તેમણે આપ્યો. તેમાંથી થોડી પ્રસાદી સ્વામીશ્રીએ મને આપતા કહ્યું, 'આ તો ગુણાતીતાનંદ સ્વામી જમતાં તે મુખવાસ મળ્યો.' મુખવાસ જમ્યા પછી નિયમની કથા કરી, સ્વામીશ્રી થોડીવાર પોઢી ગયા.

બપોરે ઊઠીને સ્વામીશ્રીએ છોટાભાઈને કહ્યું, 'આપણે વરતાલ દર્શન કરવા જવું છે તો ગાડું મળે તો લઈ આવો.' આ પહેલાં છોટાભાઈને અંતરમાં ગડમથલ થતી કે વરતાલ અને બોચાસણ એ જૂદાં શા માટે ? ધર્મમાં વળી આ પ્રકારના ભેદ શા માટે હોવા જોઈએ ? તેમની આ મુંઝવણ ટાળવા સ્વામીશ્રીએ આ પ્રસંગ ગોઠવ્યો. આ પણ એક વિશેષ આશ્ચર્ય છોટાભાઈ માટે હતું ! વળી આ સમયે ગાડું ક્યાંથી લાવવું ? ખેડૂતો બધા ખેતરમાં હોય, તેમને મુંઝવણ થવા લાગી. સ્વામીશ્રીની આજ્ઞા પાળવા ગાડાની તપાસ કરવા તેઓ બહાર નીકળ્યા. સામેથી તેમને એક ખેડૂત મળ્યો. તેણે કહ્યું, 'છોટાભાઈ ! કાંઈ કામકાજ હોય, ગાડું વગેરે જોઈતું હોય તો મને કહેજો.' છોટાભાઈને લાગ્યું કે આજે આશ્ચર્યની પરંપરાની જ જોવાની છે. તેમને પ્રતીતિ થઈ કે 'સ્વામીશ્રીએ તો બધું જ ગોઠવી રાખ્યુ હોય છે. પરંતુ આપણી માન્યતા પ્રમાણે તેમની આજ્ઞા પાળવામાં કેટલા સંકલ્પો ઊઠે છે, તેની પરીક્ષા કરવા જ મોટા પુરુષ આજ્ઞા કરતા હોય છે.' તે ખેડૂતને ગાડું લાવવાનું કહી તેઓ ઘેર આવ્યા.

ઘેર આવ્યા ત્યારે સ્વામીશ્રી તૈયાર જ બેઠા હતા. એક બે ઘેર પધરામણીએ જઈ આવ્યા અને પ્રસાદીના આંબલાના દર્શન કરી, નિર્ગુણદાસ સ્વામી તથા નારાયણસ્વરૂપદાસજીને કરમસદ જઈ, આણંદ જવાની આજ્ઞા કરી અને સ્વામીશ્રી, સનાતનદાસ, છોટાભાઈ અને હું અમો ચાર જણા વરતાલ જવા ગાડામાં બેઠા.

રસ્તામાં સ્વામીશ્રીએ, છોટાભાઈએ કોંગ્રેસની ચળવળ તથા દેશની પરિસ્થિતિ અંગે પૂછતાં કહ્યું, 'થોડા વખતમાં પંજાબ તરફ હિંદુ મુસલમાનનું જબરું ખંડ થશે અને તેમાં ઘણાં માણસોનો ભોગ લેવાશે.' સ્વામીશ્રીની એ અગમવાણીનો તે વખતે કોને ખ્યાલ હોય? એ તો ઈ. સ. ૧૯૪૭ના સ્વાતંત્ર્ય દિન પછીની પરિસ્થિતિના પ્રેક્ષકોને, સ્વામીશ્રીના એ ભવિષ્ય કથનની ખબર પડી. એ વાતના વલણને બદલીને સ્વામીશ્રીએ શ્રીજીમહારાજના સર્વોપરી સ્વરૂપની વાતોમાં છોટાભાઈને લીન કરી નાંખ્યા અને દેહનું ભાન ભૂલાવી શ્રીજી મહારાજની અલૌકિક દિવ્ય તેજસ્વી મૂર્તિ, વરતાલના અક્ષર ભુવનમાં જે અભય હસ્તની મૂર્તિ છે, તેના દર્શન કરાવ્યા. તેમના આનંદનો પાર ન રહ્યો. અહો! અનંત વર્ષના વ્રત, તપ કે દાનથી, જે દિવ્ય સ્વરૂપનાં દર્શન સ્વપ્નમાં પણ ન થાય, તે આજે કેવળ આ સંતવર્યના દર્શન માત્રથી, તેમની કૃપાથી થયા! આ તે દયાની, કૃપાની કેવળ અવધિ જ કહેવાય! સ્વામીશ્રી તેમને વાત કર્યે જતા હતા. આ રસ્તે મહારાજ આટલી વખત નીકળ્યા હતા. વલાસણમાં આંબલા નીચે હિંડોળે હિંચક્યા હતા અને રાસ ઉત્સવ કર્યો હતો વગેરે અનેક વાતો કરી.

સ્વામીશ્રીની અગમવાણી

આગળ ચાલતાં તલાવડી આવી એટલે સ્વામીશ્રીએ ગાડું ઊભું રખાવીને કહ્યું, 'આ તલાવડી પ્રસાદીની છે. મહારાજને ગોમતી તીર્થ અહીં લાવવું હતું. પરંતુ આ ગાયકવાડ સરકારની હદ એટલે ગાયકવાડ યાત્રાળુ ઉપર કરવેરા નાખે અને યાત્રાળુઓને ઉપાધિ થાય એટલે પછી તે વિચાર બંધ રાખ્યો.' છોટાભાઈ તો સ્વામીશ્રીની મૂર્તિમાં અત્યંત સંલગ્ન થઈ ગયા હતા. એટલે સ્વામી-શ્રીએ જ્યાં હાથ લાંબો કરી તલાવડી બતાવી, ત્યાં તો તલાવડી ઉપર શ્રીજી મહારાજની તેજોમય મૂર્તિ હારબંધ તેમને દેખાવા લાગી. આગળ મોટી પછી નાની, એમ હારબંધ મહારાજની મૂર્તિના દર્શન થવા લાગ્યા. સ્વામીશ્રીના સંબંધથી અક્ષરધામનું અમાપ

સુખ તેમને મળતું હતું. ત્યાંથી ગાડું આગળ ચલાવવા ગાડાવાળાએ બળદને પરોણો માર્યો, પરંતુ બળદ હઠે ચડ્યા હતા એટલે તસુ પણ આગળ ખસ્યા નહિ. પછી સ્વામીશ્રીએ હાથમાં રાશ પકડી બળદની પીઠ ઉપર હાથ મૂક્યો. ત્યાં તો બળદ દોડ્યા તે સીધા વરતાલ મંદિરના દરવાજા સુધી. અમો વરતાલ મંદિરમાં આવી પહોંચ્યા.

છોટાભાઈને આ અનુભવોની પરંપરાથી સ્વામીશ્રી, વર્તમાન કાળે, શ્રીજી મહારાજનું પ્રત્યક્ષ સ્વરૂપ છે તેવો નિશ્ચય થઈ ગયો. મુક્તરાજ મગનભાઈના શબ્દોમાં નર્યું સત્ય જ હતું. એ પ્રતીતિ તેમને થઈ ગઈ! સ્વામીશ્રીને પણ એ જ કરાવવું હતું. હરિકૃષ્ણ મહારાજની મૂર્તિના અહીં દર્શન કર્યાં. ત્યારબાદ સર્વ પ્રસાદી સ્થાનોના સ્વામીશ્રીએ દર્શન કરાવ્યા. દરેક પ્રસાદી સ્થળે સ્વામીશ્રી અદ્‌ભુત વાતો, મહારાજના તે સ્થાનના સંબંધની, કરે તે સાંભળીને જાણે સાક્ષાત્ મહારાજના સમયમાં જ હોઇએ એવો તાદશ્યભાવ અમોને થઇ ગયો. ધીરે ધીરે સર્વ સ્થાનનાં દર્શન કર્યાં. પછી નિત્યાનંદસ્વામીના આસનના દર્શન કર્યાં. સાઠી મંડળના આસનના દર્શન કર્યાં. ત્યારે મેં પૂછ્યું, 'આપનું આસન આ મંડળમાં ક્યાં હતું?' સ્વામીશ્રી મારો હાથ પકડી પોતાના આસને લઇ ગયા અને કહ્યું, 'આ અમારું આસન.' ત્યાં દંડવત્ કર્યાં, પ્રસાદીની રજ માથે ચડાવી. પછી કોઠારી ગોવિંદ ભગતે બોલાવ્યા તેથી તેમને આસને સ્વામીશ્રી પધાર્યા. કેટલીક જૂની જૂની વાતો કરી. કોઠારી ઘણાજ રાજી થયા. પછી ઠાકોરજીને થાળ કરાવ્યો અને પ્રસાદી લઈ અમો વરતાલ સ્ટેશનેથી આણંદ આવ્યા અને છોટાભાઈ ગાડામાં વલાસણ પાછા ગયા.

**આણંદમાં એકાંતના સુખ**

આણંદમાં સ્ટેશન પાસે રણછોડભાઇ બકોરભાઈ પટેલની વાડીમાં ઉતારો કર્યો. તદ્દન નિર્દોષ અને ભોળા સ્વભાવના રણછોડભાઈ સ્વામીના સેવક થવાજ જાણે અક્ષરધામમાંથી આવ્યા હોય તેમ, તેમની

સેવાભાવની પ્રવૃત્તિ જોતાં થતું. મંદિરો માટે ચોખા, દાળના ધર્માદા હરિભક્તોએ લખાવ્યા હોય તે તમામ પોતે ઉઘરાવતા. એ ઉઘરાવેલું અનાજ પાછું સ્વામીશ્રીની આજ્ઞા મુજબ, સારંગપુર, ગોંડળ, બોચાસણ કે અટલાદરા પોતે ચઢાવી દેતા. મોટા સામૈયામાં શાકભાજી વગેરે પોતાની વાડીમાંથી જ પહોંચાડતાં. એ ઉપરાંત સ્વામીશ્રી જે જે સેવા બતાવતા તે તમામ સેવા પોતાનો વ્યવહાર છોડીને કરતા. તેમને સદા સ્વામીશ્રી સન્મુખ હાથ જોડીને ઊભા રહેવાની ટેવ હતી. તેથી સેવામાં તેમની અતિશય તત્પરતા જણાતી. અમો રાત્રે પહોંચ્યા. નિર્ગુણદાસ સ્વામી તથા નારાયણસ્વરૂપદાસજી પણ કરમસદથી આવી ગયા હતા.

બીજે દિવસે રણછોડભાઈની રસોઈ જમી અમો મોતીભાઈ ભગવાદાસની ખળીમાં આવ્યા. મોતીભાઈને પણ સ્વામીશ્રીને એક દિવસ રોકવાનો આગ્રહ હતો. તેમના ભાવથી સ્વામીશ્રી તેમને ના ન કહી શકયા.

તે રાત્રે પુરુષોત્તમ જોરાભાઈ, મોતીભાઈ નાથાભાઈ, ભૂલજી-ભાઈ, રણછોડભાઈ મિસ્ત્રી, રણછોડભાઈ બકોરભાઈ વગેરે સમગ્ર સત્સંગ મંડળ કથામાં આવ્યું. આ ભક્તમંડળના ભાવને અનુરૂપ પ્રસંગો ઉપર વાત કરવા, સ્વામીશ્રીએ ભક્તચિંતામણી પ્રકરણ ૬૫થી કથા શરુ કરાવી. રાત્રીની નીરવ શાંતિ, ભક્તચિંતા-મણીમાં આવતી મહારાજની દિવ્ય લીલાનું અદ્ભુત વર્ણન અને નારાયણસ્વરૂપદાસની સુમધુર વાણી. શ્રોતાવૃંદ તો, મણિધર નાગ ગારડીની મોરલી આગળ જેમ ડોલે તેમ, ડોલવા લાગ્યો.

'મહારાજની મૂર્તિના સંબંધ અને કેફે જેમ તે વખતના સંત હરિભક્તો મસ્ત હતા, તેમ જ અત્રે પણ જાણે એવી જ મસ્તાઈ સ્વામીશ્રીની દિવ્ય મૂર્તિના સંબંધે સૌને આવી હોય તેમ જણાતું હતું. સ્વામીશ્રીના સંબંધે જે બ્રહ્મના સુખનો અપરિમીત આનંદ સૌએ અનુભવ્યો હતો, તેજ અનુભવની સત્યતા ભક્ત ચિંતામણીના

પદેપદમાં સૌને તાદશ્ય થતી હતી ! સ્વામીશ્રીની મૂર્તિના દર્શન કરતા કરતા બ્રહ્માનંદમાં સૌ લીન થઈ ગયા હતા. નારાયણ સ્વરૂપદાસજી આગળ વાંચ્યે જતા હતા. ..

'થયું પ્રગટ જાણે કલ્યાણ, નહિ ઉધારી વાતની વાણ્ય;
હોય પરચા હજારો હજાર, જાણે જન ન જાણે સંસાર.

પદે પદે શ્રીહરિની મૂર્તિની સ્મૃતિ કરાવતું નિષ્કુળાનંદ સ્વામીનું આ કાવ્ય સાંભળી, મહારાજ આજે સ્વામીશ્રી દ્વારા પ્રગટ જ છે તેના પોતાને થએલા અનેક અનુભવોથી, આ શબ્દોની સત્યતા સૌ સમજતા હતા. સ્વામીશ્રી પણ રાત્રિની આ નીરવ શાંતિમાં આ સુખનો વિશેષ અને વિશેષ અનુભવ કરાવવા, એક પછી એક પ્રકરણ વંચાવ્યે જતા હતા. ૬૫-૬૬ પ્રકરણો પૂરાં થયાં. રાત્રિના બાર વાગી ગયા હતા. છતાં નારાયણસ્વરૂપદાસને સ્વામીશ્રીએ કહ્યું 'વાંચો આગળ. મહારાજના અતિ અપાર મહિમાના નિષ્કુળાનંદ સ્વામીના આ પરભાવના શબ્દો સાંભળી અંતર ઠરી જાય છે.' ૬૭ મું પ્રકરણ શરુ થયું:

કહે આપણા ભાગ્ય અપાર, પ્રકટ મળ્યા પ્રાણ આધાર,
જેને ઇચ્છે મોટા મુનિજન, તેના આપણે થાય દર્શન.
જેને ઇચ્છે-અતિ ઘણું અજ, પ્રભુ ચરણની પામવા રજ,
જેને ઇચ્છે અતિ ઘણું ઈશ, તે આપણે મળ્યા જગદીશ.
જેને ઇચ્છે છે શેષ સુરેશ, શશિ સૂર્ય શારદા ગણેશ,
જેને ઇચ્છે છે ક્રોડ તેત્રીસ, જેને ઇચ્છે મોટા મુનીશ.
જેને ઇચ્છે છે રૂડા ઋષિરાય, તે મળ્યા આપણે અણઈચ્છાય,
માટે આપણો પુણ્ય અપાર, ભલે આવ્યો આ સમે અવતાર.
અતિ આપણાં ભાગ્ય અતોલ, ત્રિલોકે નહિ આપણી તોલ,
ધન્ય અહો મોટું એ આશ્ચર્ય, એવું શું આપણું તપશ્ચર્ય !

અહો ! આવા બ્રહ્મના આનંદની અલમસ્તાઈ ! આવો કેફ ! અમને પણ એમ જ થયુ કે નિષ્કુળાનંદ સ્વામીએ જે સનાતન સત્ય

આ વાણીમાં ઉચ્ચાર્યું છે, તે પ્રકટના ભક્તો માટે તો સદા સત્ય જ છે. સ્વામીશ્રીના સંબંધનો આવો આનંદ, બ્રહ્મની આવી અતુલ મસ્તિ, સૌના અંતઃકરણમાં રમતી હતી. પ્રકરણ પૂરું થયુ અને અમને ધ્રાસકો પડયો કે આવી સુંદર દિવ્યકથા બંધ થશે! રાત્રિના લગભગ દોઢ થયો હતો. સ્વામીશ્રીને પણ આજે ખૂબ આનંદ આપવો હતો. તેમણે નારાયણસ્વરૂપદાસને કહ્યું, 'હજુ એક વાંચો. એકાંતનું સુખ સૌને આપીને પછી કથા બંધ કરીશું.' ૬૮મું પ્રકરણ શરુ થયું:

પછી પ્રભુ ગઢડે ગયા, તિયાં તેડાવીયા સંત;
એકાંતનું સુખ આપવા, હૈયે હેત છે અત્યંત.

અમને તો ખરેખરું એકાંતનું સુખ મળતું હતું. સંકલ્પ માત્ર બંધ થઈ ગયા હતા અને જાણે જડવત્ બની અખંડ સ્વામીશ્રી પાસે બેસી રહીએ, એવું થયા કરતું હતું. શ્રીકૃષ્ણનો વેણુંનાદ સાંભળી ગોપીઓ કહે છે:—

अस्पन्दनं गतिमतां पुलकस्तरूणां
निर्योगपाशकृतलक्षणयोर्विचित्रम् ॥

શ્રીમદ્ ભાગવત ૧૦-૨૧-૨૯

અહો! આ વૃંદાવનમાં સ્થાવર વૃક્ષો, પર્વતો વગેરે છે તેમને આ વેણુનાદથી જંગમ સ્વરૂપ પ્રાપ્ત થાય છે અને આ સર્વ જંગમ સ્વરૂપો આ વેણુનાદ સાંભળી જડવત્ બની સ્થાવર ભાવને પામી જાય છે. એ એક અત્યંત વિચિત્ર ઘટના છે!

નારાયણસ્વરૂપદાસજીનો, શ્રીકૃષ્ણના વેણુનાદ જેવો સુમધુર સ્વર, અને સ્વામીશ્રીનું તે ઉપર પદે પદે થતું દિવ્ય નિરૂપણ સાંભળી, સૌની 'દેહ દશા ભોલાણુ' એવી સ્થિતિ થઈ ગઈ હતી. નારાયણસ્વરૂપદાસજી વાંચ્યે જતા હતા:

પછી પ્રભુજી બોલીયા, તમે સાંભળો સર્વે જન,
જ્યારે પ્રભુને પામીએ, ત્યારે સર્વે થયાં સાધન.
પછી જે જે કરવું, તેહની કહું વાત,
ગુરુ સંતને ભજવા, શ્રીહરિ જે સાક્ષાત્.

એમ કહીને પછી મહારાજ પોતાના દિવ્ય સ્વરૂપનો મહિમા કહે છે:—

મારાં લોક મારી મૂરતિ, તે સત્ય નિર્ગુણ છે સહી;
તેને અસત્ય જે જાણશે, તે નાસ્તિક મારા નહિ.
મારુ ધાર્યું અસત્ય સત્ય થાય છે, સમરથ મારુ નામ સહી,
મારી દૃષ્ટિએ જક્ત ઉપજે સમે, અનેક રૂપે માયા થઈ.
પ્રકટરૂપે સતસંગમાં, રહું છું રૂડી પેર્ય,
વળી અવનીએ અવતાર લહું, નૃપ, યોગી, વિપ્રને ઘેર.

આ પ્રમાણેનું એકાંતનું સુખ આપીને સ્વામીશ્રીએ લગભગ અઢી વાગે શ્રીપતિમ્ કર્યું. સૌને સૂવાની આજ્ઞા કરી અમે સૌ સૂતા, છતાં નિદ્રામાં પણ એજ ભણકારા વાગ્યા કર્યા કે:

પ્રકટરૂપે સતસંગમાં, રહું છું રૂડી પેર્ય;
વળી અવનવીએ અવતાર લહું, નૃપ, યોગી, વિપ્રને ઘેર્ય.

સ્વામીશ્રીએ આમ બે દિવસ પોતાની મૂર્તિના સંબંધનો અતિ અદ્‌ભુત દિવ્ય આનંદ કરાવી, બીજે દિવસે મને મુંબઈ જવાની આજ્ઞા કરી.

## સલાડમાં ભવ્ય પારાયણ

મહા સુદી ૭થી સલાડમાં મુક્તરાજ શ્રી મણીભાઈ નાનાલાલ ભટ્ટ પારાયણ કરાવતા હતા. મણીભાઈનો ઉત્સાહ જ સર્વોપરી! નાનકડા ગામમાં, મોટા શહેરમાં ઉપલબ્ધ એવી તમામ સગવડતા તેમણે કરી રાખી હતી. સ્વામીશ્રી પધારે, સંતો પધારે, મોંઘેરા હરિભક્તો પધારે, તેમને અર્થે શું ન થાય ?

મુક્તરાજ મણીભાઈની સ્થિતિ જોતાં સૌને એમ જ લાગે કે સ્વામીશ્રીનો મહિમા વિશેષ પ્રવર્તાવવા અક્ષરધામમાંથી જ જાણે ફરી પધાર્યા ન હોય ! તેમની અલમસ્ત સ્થિતિ અને મુક્તદશા જોઇ, તેમની સાથે સૌને વગર કર્યું હેત થઈ જતું. -

આ પારાયણનો પ્રારંભ, સલાડના હરિભક્તો શ્રી બદ્રિનાથભાઈ, નાગણભાઈ. ડાહ્યાભાઈ, નાથાભાઈ ગોર વગેરેના સહકારથી થયો. સ્વામીશ્રીએ પણ સમસ્ત ગામનો ભાવ જોઈ સલાડમાં સૌને દિવ્ય સુખ આપવાનું નક્કી કર્યું. સ્વામીશ્રી તથા યોગીજી મહારાજ, નિર્ગુણદાસ સ્વામી વગેરેનું ભવ્ય સ્વાગત ઇટોલા સ્ટેશને અને ગામની ભાગોળે કર્યું અને પછી મંદિરમાં પધરાવ્યા.

મંદિરના ચોકમાં જ ભવ્ય મંડપ બંધાવી ત્યાં વ્યાસ પીઠ બનાવી હતી. સ્વામીશ્રી માટે સુંદર આસન તૈયાર કર્યું હતું. તેમ જ સંતો માટે પણ સુંદર શણગારેલાં આસનો કર્યા હતા. હરિભક્તો માટે પણ યોગ્ય ગોઠવણી કરી હતી. આ પ્રમાણે માઘ સુદી ૭ ને દિવસે સત્સંગિજીવનના ૨ જા પ્રકરણની પારાયણનો પ્રારંભ શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજીએ કર્યો.

આસોપાલવના સુંદર તોરણો, રસ્તે રસ્તે ચોકમાં કેળના સ્તંભોના દરવાજા વગેરેથી આખું ગામ શણગારી દીધું હતું. સૌને જાણે લગ્ન સમારંભ કે ઉત્સવ હોય તેવો ઉત્સાહ હતો. હરિભક્તોના વૃંદ આવ્યે જ જતા હતા. તેથી પુરાતની સહદેવપુરાના નામથી ઓળખાતું આ ગામ, જાણે એ પુરાતન કાળનું પુનરુજ્જિવન પામ્યું હોય, તેવું દીપતું હતું.

આ પ્રસંગની વિશિષ્ટતા એ હતી કે વડોદરાથી ખાસ ગજેન્દ્ર રાજશેખર, નારાયણે પોતાની સ્તુતિ સાંભળી, મગરના મહાકાય મુખમાંથી છોડવી પોતાનો મોક્ષ કર્યો હતો, તેથી કૃત-કૃત્યતા અનુ-

લવતો, નારાયણ સ્વરૂપ એ ભગવાનની સેવા કરવા ખાસ આવ્યો હતો. સવાર સાંજ સહદેવપુરાના રાજ્ય માર્ગમાંથી રાજશેખર ઘંટડીઓના રણકાર કરતો ધીમી ગતિએ ચાલતો, સભામંડપમાં આવતો અને સ્વામીશ્રીના દર્શન કરી, સ્વામીશ્રી સન્મુખ નૃત્ય કરી, ચમ્મર ઢોળી, હાર પહેરાવી, એવી જ સ્થિર ગતિએ પાછો જતો. સ્વામીશ્રી પણ તેની સામું જોઇ હસતા અને તેની સૂંઢ પંપાળતા. ભગવાનના સાક્ષાત્ સ્વરૂપને ઓળખતા આ ગજેન્દ્રની સ્થિરતા અને ડહાપણ જોઈ, रिक्त: सर्वो भवति हि लघु पूर्णता गौरवाय ! * એ મહાકવિ કાલીદાસના શબ્દો સત્ય લાગ્યા.

પૂર્ણાહુતિના મંગલ પ્રભાતે આ પ્રસંગે ખાસ શરુ કરેલા મહાયજ્ઞની પૂર્ણાહુતિ થઈ. શ્રી અક્ષર પુરુષોત્તમ મહારાજ અને અનાદિ મહામુક્ત શ્રી ગોપાળાનંદ સ્વામીની તથા વૈરાગ્ય મૂર્તિ નિષ્કુળાનંદ સ્વામીની દિવ્ય મૂર્તિઓની પ્રતિષ્ઠા ત્યાંના હરિમંદિરમાં સ્વામીશ્રીના વરદહસ્તે થઈ. સ્વામીશ્રીએ હરિભક્તોના અતિ મહાન સમૂહ વચ્ચે આરતી ઉતારી અને જયઘોષણાના દિવ્ય સ્વરમાં સૌ લુપ્ત થઈ ગયા. તેજ સમયે મંદિરના એક ભાગમાંથી આ દિવ્ય સભાને આકર્ષતો, બીનના મધુર ઝંકાર સમો, તંબુરના નાદથી ઝણઝણતો, શિવાનંદ સ્વામીનો સ્વર સંભળાયો :—

નમું યજ્ઞપુરુષ કરુણા કરણં, જનનાં જનનં મરણં હરણં,
નમું બ્રહ્મસ્વરૂપ ધરં વરદં, નિજ સેવકને પદ અક્ષરદં.

આ સૂરથી, આ દિવ્ય શબ્દોથી, સભા સ્થંભી ગઈ. સ્વામીશ્રીનું પ્રશસ્તિ ગીત આગળ ચાલ્યું :

નમું નિર્મળ કોમળ કંજપદં, જીત કામ સદાગત મોહ મદં,
નમું મંજુલ કોમળ હાસ્યમુખં, નમું ભક્ત જનાર્પિત સર્વ સુખં.

એ દિવ્ય સ્વરની સૂરાવલી મૃદંગના નાદે વધુ ને વધુ દિવ્ય બનતી ગઈ :

* 'હોયે ખાલી હલકું સઘળું ભાર છે પૂર્ણતામાં.' – મેઘદૂત.

શ્રુતિમાર્ગ પ્રવર્તન કારી સદા, નમું નાથ નિરંજન દેવ મુદા,
સહદેવપુરે પ્રભુ આગમનં, નિજ ભક્ત મનોરથ પૂર્ણ કરં.
જેની ભક્તિમાં જક્ત દીવાનું બન્યું, જેને સેવ્યાથી બાકી કાંઈ ન રહ્યું,
શિવાનંદ કહે છે વિનંતિ કરી, આવો સમય ન આવે ફરીને ફરી.

પ્રશસ્તિ ગીત પૂરું થયું. દિવ્ય ચેતનામાં લુબ્ધ બની ગએલી સભા જાગ્રત થઈ, છતાં કાનમાં એ શબ્દો ગુંજતા હતા :

'નમું યજ્ઞપુરુષ કરુણા કરણું, જનનાં જનનં મરણું હરણું'

કથાની પૂર્ણાહુતિ પછી જ્ઞાનભરપુર પ્રવચનો થયા. છતાં પણ એ કરતાં ય સૌને વધુ રસ તો ત્યારબાદ, સુવર્ણની અંબાડીથી સુશોભીત એવા ગજેન્દ્ર રાજશેખર ઉપર સ્વામીશ્રી, યોગીજી મહારાજ અને નિર્ગુણદાસ સ્વામીની જે સ્વારી નીકળવાની, તે અતિ અલૌકિક દશ્ય જોવામાં, સ્વામીશ્રીની તે સમયની મનોહર મૂર્તિના અતૃપ્ત નયને દર્શ કરી, તે મંગળકારી મૂર્તિનું સદાય અંતરમાં સ્મરણ જાળવી રાખવામાં, સૌને હતો. જ્ઞાનના અંતે જે સ્વરૂપનિષ્ઠા દૃઢ થાય છે, તે સાક્ષાત્ સ્વરૂપમાં જ સૌની ચિત્તવૃત્તિ ચોંટી ગઈ હતી.

સાંજના બરોબર પાંચ વાગે સ્વામીશ્રીની ગજેન્દ્ર રાજશેખર ઉપર ભવ્યસ્વારી નીકળવાની તૈયારી થઈ. સ્વામીશ્રી, નિર્ગુણદાસ સ્વામી અને યોગીજી મહારાજ પધાર્યા. રાજશેખરે પોતાની સૂંઢમાં કિંમતી હાર લઈ, સ્વામીશ્રીના કંઠમાં પહેરાવ્યો. એ રીતે સ્વામીશ્રીનું પૂજન કર્યું. પછી સ્વામીશ્રી હાથી ઉપર બિરાજ્યા. નિર્ગુણદાસ સ્વામી હાથી ઉપર ન બેઠા અને યોગીજી મહારાજને બેસારવા આગ્રહ કર્યો. યોગીજી મહારાજ પોતાની ખૂબ જ અનિચ્છા છતાં સ્વામીશ્રીની આજ્ઞાથી બિરાજ્યાં. દેવોને પણ દુર્લભ એવી આ ભવ્ય સ્વારીના દર્શન કરવા સહદેવંપુરાના ગ્રામવાસીઓ શેરીએ શેરીએ, અટારીએ અટારીએ, ઉમટયાં. એકબાજુ રેશમી પીતાંબરમાં સજ્જ થઈ મુક્તરાજ મણીભાઈ અને બીજી તરફ નારણભાઈ, ચમર

ઢોળતા હતા. હાથમાં ધજાપતાકાથી શોભતા ઘોડેસ્વાર, છડી પોકારતા છડીદાર, પાછળ સંતોની ગાડીઓ, ધૂન્યમાં મગ્ન એવા હરિભક્તો, અને સૌથી પાછળ સુંદર વસ્ત્રાભૂષણથી સજ્જ, સુવર્ણના કળશે યુક્ત સ્ત્રીઓના વૃંદ, આવી રીતની શોભાએ યુક્ત આ ભવ્ય સ્વારી આગળ ચાલી. શરણાઈ, ભેરી, દુક્કડ, સરોદા અને મૃદંગના સુમધુર સૂરોથી આલાપ કરતી ભજનમંડળીઓ, કીર્તનો ધૂન્ય અને બંધૂકોના અવાજોથી માયાને પડકારતી આ દિવ્ય સ્વારીથી વાતાવરણ અતિ દિવ્ય બની ગયું. સૌ અબીર, ગુલાલ અને પુષ્પથી સ્વામીશ્રી તથા યોગીજી મહારાજને વધાવતા હતા. તેથી જાણે અબીર ગુલાલની ડમરી આકાશમાં ચડી હોય તેમ આકાશ રક્તવર્ણું બની ગયું. સ્ત્રીઓ તો પ્રેમની પરાકાષ્ટા અનુભવતી, સ્વામીશ્રીના દર્શન કરતી, સોનારૂપાના પુષ્પે સ્વામીશ્રીને વધાવતી હતી. આવી દિવ્ય સ્વારી, દિવ્ય શોભાએ યુક્ત નીહાળી, સૌ કૃતકૃત્ય થઈ ગયા. પાંડવોના સંબંધે અને તેમણેજ વસાવેલી આ પુરાતની નગરી આજે સ્વામીશ્રીના સંબંધે દિવ્ય બની ગઈ. એ દિવ્ય સંબંધના સંબંધે ગ્રામવાસીઓ પણ સૌ દિવ્ય બની ગયા. સ્વારી જયઘોષણા વચ્ચે આગળ ચાલતી હતી. ઠેઠ રૂંવાદ ગામ સુધી સ્વારી ગઇ.

રૂંવાંદનાં મંદિરમાં ઠાકોરજીના દર્શન કરવા સ્વામીશ્રી ઉતર્યા. અહીં ખાસ બેઠક ગોઠવી ચોગાનમાં, દારૂખાનાની અદ્‌ભુત રમતથી સૌને અતિશય આનંદ પમાડી દીધો. ધન્ય છે સહદેવપુરની સત્સંગી જનતાને ! ધન્ય છે મુક્તરાજ મણીભાઇને, જેમણે સ્વામીશ્રી માટે આ લોકની સર્વ કાંઈ વસ્તુ તૃણવત્ કરી દીધી હતી ! મેષોન્મેષ દૃષ્ટિએ સ્વામીશ્રી સન્મુખ જ સૌની દૃષ્ટિ સ્થિર થઈ હતી. જાણે આ દિવ્ય ચેતનાના અદ્‌ભુત સંચારથી સૌ એ દિવ્યતામાં ભાન ભૂલી ગયા હોય તેમ લાગતું હતું. એવી જ ભવ્યતાથી સ્વારી પાછી ફરી અને ધીરે ધીરે મંદિરમાં આવી. ગજેન્દ્ર રાજશેખર * ઝુકયો. ફરી

---

* આ પ્રસંગ બાદ ચોથે જ દિવસે ગજેન્દ્ર રાજશેખર સ્વામીશ્રીના સંબંધના બળે ધામમા ગયો.

તેણે સ્વામીશ્રીના કંઠમાં હાર પહેરાવ્યો. સ્વામીશ્રી અત્યંત રાજી થયા અને રાજશેખરની સૂંઢ પકડી તેના ઉપર હાથ ફેરવ્યો પછી મંદિરમાં પધાર્યા.

આ રીતે સહદેવપુરમાં મુક્તરાજ મણીભાઈ, બદ્રિનાથભાઈ, નારણભાઈ ગોર વગેરેના અતિ ઉત્સાહથી આ દિવ્ય ઉત્સવ ઊજવાઈ ગયો. પારાયણનો વિશિષ્ટ પ્રસંગ, ગજેન્દ્ર રાજશેખર ઉપરની દિવ્ય સ્વારીનું ભવ્ય દર્શન, સૌ અંતરમાં સાચવી ઘેર જવા તૈયાર થયા. મહદેવપુરથી ઇટોલા સ્ટેશનના માર્ગે હરિભક્તોની એકધારી કતાર ઘર તરફ જતી હતી. સર્વત્ર એક જ સ્વર ગુંજતો હતો :

'નમું યજ્ઞપુરુષ કરુણા કરણું, જનનાં જનનં મરણું હરણું.' એ દિવ્ય ગુંજારવમાં સ્વામીશ્રીની દિવ્ય મૂર્તિની સ્મૃતિ કરતા કરતા સંઘ જતો હતો. આ દિવ્ય શબ્દોને વિલીન કરવા ભૌતિક આકાશ અસમર્થ હતો. તેથી પંચમહાભૂતોએ આ શબ્દો ઝિલ્યા અને પરમ ચેતનાની દિવ્યતા પામવા, મહાનાદ સમો પ્રતિધ્વનિ કર્યો :

'નમું યજ્ઞપુરુષ કરુણા કરણું, જનનાં જનનં મરણું હરણું.'

× × ×

મહેળાવના હરિભકત શ્રી નારણભાઈ મહીજીભાઈના આગ્રહથી સ્વામીશ્રી સંત મંડળ સાથે મહેળાવ પધાર્યા. નારણભાઈ આણંદમાં રહેતા તેમના મામા રણછોડભાઈ બકોરભાઈને ઘેર રહેતા હતા. અત્રે સારસાવાળા ગિરધરભાઈ વારંવાર આવતા અને સ્વામીશ્રીના મહિમાની વાતો કરતા. આ વાતોની ચોટ નારાણભાઈને લાગી. પછી બોચાસણમાં સ્વામીશ્રીના તેમણે દર્શન કર્યા, તે ક્ષણથીજ તેમના જીવનમાં અણધાર્યું પરિવર્તન થઈ ગયુ. ત્યારબાદ સ્વામીશ્રીના આશીર્વાદથી તેમની કેટલીય વ્યાવહારિક ગૂંચ ઉકલી ગઈ.

આ વખતે સ્વામીશ્રી મહેળાવ પધાર્યા ત્યારે આખું ગામ હિલોળે ચઢયું. સ્વામીશ્રીની અપાર બ્રહ્મ સ્થિતિ અને અપૂર્વ વ્યક્તિત્વ જોઈ, ગામના તમામ વૈષ્ણવ હરિભકતોએ પણ સ્વામીશ્રીની પધરામણી કરી. સ્વામીશ્રીના આ પ્રભાવથી પ્રભાવિત થઇ, તેમના ભત્રીજા શિવાભાઈ સ્વામીશ્રી પાસે તેમને ઉતારે – અંબાલાલ લલ્લુભાઇને બંગલે–આવ્યા અને સ્વામીશ્રીને પોતાને ઘેર પધારવા પ્રાર્થના કરી. ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'સાધુને પોતાના જન્મ સ્થાનના મકાનમાં ન જવાય ' એમ કહી સાફ ના કહી દીધી. પરંતુ શિવાભાઈનો અત્યંત ભાવ જોઇ, સ્વામીશ્રી સાથે આવેલ પંડિત શ્રી માયાદત્ત પાંડેએ સ્વામીશ્રીને કહ્યું ' 'શાસ્રની આજ્ઞાનુસાર આપની આટલી ઉંમરે હવે આપને જન્મસ્થાનમાં જવામાં બાધ નથી.' છેવટે સ્વામીશ્રીએ ત્યાં જવા કબૂલ્યું.

સ્વામીશ્રી સંત મંડળ તથા હરિભક્તોના સમૂહ સાથે અહીં પધાર્યા. પરંતુ જન્મસ્થાનના ઓરડામાં તો ન જ ગયા. બહાર ખુરસી નંખાવી બિરાજ્યા. અહીં સ્વામીશ્રી તથા સંતોનું પૂજન અર્ચન થયું. ત્યારબાદ સ્વામીશ્રીએ પોતાના બાલપણના પ્રસંગોની કેટલીક રસમય વાતો કરી – જયાં જ્યાં રમતા, મિત્રો સાથે ગમત કરતા, તોફાન કરી છાપરા ઉપર કૂદી ન્હાસી જતા વગેરે પ્રસંગો કહ્યા અને સૌને આનંદ આનંદ કરાવી દીધો.

આ પ્રમાણે મહેળાવની જનતામાં સ્વામીશ્રીના દિવ્ય વ્યકિતત્વની આ પ્રસંગથી અદ્દભુત છાપ પડી. આટલી વયોવૃધ્ધ વયે પણ શાસ્ત્રની તમામ આજ્ઞા અભંગ પળી, સન્યસ્ત ધર્મનું યથાર્થ પાલન કરનારા આ સંતવર્યની અજોડતા નીહાળી, સૌ તેમના ચરણકમળમાં મનોમન અંતઃકરણપૂર્વક નમી પડયા. ત્યારબાદ સ્વામીશ્રી મહેળાવથી સંત મંડળને લઇને ચાંગા પધાર્યા.

વૈશાખ સુદ ૧૦ નો પ્રતિષ્ઠા ઉત્સવનો સમૈયો કરવા સ્વામીશ્રી ગોંડળ પધાર્યા. યોગીજી મહારાજ અગાઉથી જ ગોંડળ આ સમૈયા માટે પધાર્યા હતા. સ્વામીશ્રી સાથે નિર્ગુણદાસ સ્વામી, શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી, કોઠારી હરિજીવનદાસજી, સનાતનદાસ, ધર્મકિશોરદાસ, અક્ષરજીવનદાસ, પુરુષોત્તમવલ્લભદાસ, પ્રભાકર ભગત આદિ સંતો હતા.

ભગવાન સર્વોપરી અને તેમના કાર્યો પણ સર્વોપરી

આ સમૈયામાં સ્વામીશ્રીએ કેટલીક મુદ્દાની વાતો કરતાં કહ્યું કે 'સ્વામિનારાયણ ભગવાન સર્વોપરી અને તેમના કાર્યો પણ સર્વોપરી. આપણે પણ શ્રીજીમહારાજની ઇચ્છાથી સર્વે કાર્ય થાય છે. અટલાદરા મંદિર કરવા ઘણાની હિંમત ચાલતી ન હતી પણ મને હિંમત હતી તો સ્વામી અને મહારાજે કરી દીધું અને ડંકો વાગ્યો. વળી એક હરિભક્તે કહ્યું, 'આ સારંગપુરનો દરવાજો શા માટે કરો છો ? એક લાખનું ખર્ચ અને ઉપયોગ કાંઇ નહિ.' પરંતુ દરવાજો એ મંદિરની શોભા છે. કોઈ જીવ દરવાજાના પણ દર્શન કરે અને અંતકાળે તેને સ્મૃતિ થઇ જાય તો તેનું રુડું થાય. તેથી આ સારંગપુરનો દરવાજો આદર્યો છે." એમ કહીને સભામાં બેઠેલા જામનગરના મિસ્ત્રી રામજીભાઇ તથા સવજીભાઈને કહ્યું, 'આ સારંગપુરનો દરવાજો તમારી પાસે જ પૂરો કરાવવો છે. જેમ ગઢડાનો દરવાજો જામનગરવાળા લાલજીએ કર્યો હતો, તેમ આ લાભ તમારે લઇ લેવાનો છે.' ત્યારે તે બન્ને હરિભક્તોએ હાથ જોડી કહ્યું, 'ભલે દયાળુ ! આપની આજ્ઞા પ્રમાણે કરશું.'

એટલી વાત કરીને સ્વામીશ્રીએ કહ્યું કે "ગઢડામાં ભીમજી કોઠારીને દરવાજો કરવો હતો. પરંતુ ભગવત્પ્રસાદજી મહારાજની ઈચ્છા ન હતી. પણ જ્યારે ખોખરાના હરિભક્તને મહારાજ દરવાજા સહિત દર્શન દઈ, ધામમાં લઇ ગયા, ત્યારે દરવાજાનું માહાત્મ્ય સમજાયું." એટલે હરિજીવનદાસ કોઠારીએ પૂછ્યું,

'તમો પણ ફરવાજા સાથે દર્શન દઈ સૌને ધામમાં તેડી જશોને?' ત્યારે સ્વામીશ્રીએ પોતાની છાતી ઉપર હાથ મૂકી કહ્યું, "હા, હા મહારાજ જરૂર તેડી જશે." એમ કહીને પછી બોલ્યા, "હંમેશા હિંમત સહિત જ વાત કરવી. મને પણ શુભ સંકલ્પોનું બળ હંમેશા રહે છે. વળી મોટાના શબ્દો વિચારીએ તો ખબર પડે. ગુણાતીતાનંદ સ્વામી ગોંડળથી નીકળ્યા. વેરી દરવાજા પાસે નીલકંઠ મહાદેવનું દહેરું જોઇ સાથે ચાલતા વિપ્ર દવેએ સ્વામીને કહ્યું, 'આ ઓરડો છે તેવું આપણું મંદિર થવું જોઈએ.' ત્યારે સ્વામી કહે, 'તમે વિપ્ર, તે તમારું દિલ મોટું ન હોય. પણ સ્વામિનારાયણના મંદિરના શિખરો તો ગગનમાં ગાજે તેવડા મોટા હોય.' તેવીજ રીતે કેરીઆના દેવજી ભગતને સ્વામીએ કહ્યું, 'આ સાધુ ભેળા મહારાજ અખંડ નિવાસ કરીને રહ્યા છે. તેથી આ મૂર્તિ તમે કહો છો એવી મઢીમાં રહે તેવી નથી અને રામરોટી ખાય તેવી નથી. આ તો લાખો રૂપિયાના મંદિરોમાં સહજાનંદ સ્વામીની સાથે બિરાજશે અને સોનાના થાળમાં જમશે.' અત્યારે આપણને સ્વામીની વાત સાક્ષાત્કાર દેખાય છે." એટલી વાત કરી ત્યાં આરતીનો ડંકો થયો એટલે સર્વ સભા દર્શન માટે ઊઠી.

**વૃદ્ધ છતાં પણ દિન-રાત વિચરે**

રાત્રિના આરતી બાદ ફરી સભા રાયણના ઓટા નીચે થઈ. સ્વામીશ્રી અને સંતો ગાદીતકિયે બિરાજ્યા હતા અને સભા ચિકાર ભરાઈ હતી. તે વખતે પંડિત માયાદત્ત પાંડેએ ગ. પ્ર. ૧–૨–૩ વચનામૃત હિંદીમાં સમજાવ્યા અને ત્યારબાદ કોઠારી બણુભાઇએ રસિકભાઇ ધનજીભાઇ પટેલ રચિત કીર્તનઃ

ભક્તિ તણાં જ્યાં પૂર ઊમટયાં, કોઈની પરવા નથી,
મહા સમર્થ જ્યાં ગુરુજી મળીયા, લોકની પરવા નથી.

સંભળાવ્યું. તેમાં એ પદ આવ્યું કે :—

' વૃદ્ધ છતાં પણ દીનરાત વિચરે દેહની પરવા ત્યજી. '

તે ઉપર બબુભાઈએ વાત કરીઃ " આ ખરેખર સત્ય છે. સ્વામીશ્રી અને યોગીજી મહારાજ જોડે ગયે વર્ષે હું ફરવા ગયો હતો. અમો સાંકરદા જવા માટે રણોલી સ્ટેશને રાત્રે ઉતર્યા. આગળથી કહેવરાવ્યું ન હતું એટલે ગાડું આવ્યું ન હતું. ખાડા ટેકરાવાળો કોતરોનો રસ્તો, અને તેમાં વળી અમાસની કાળી રાત. અમે સૌએ પોટલા માથે ઉપાડયા. યોગીજી મહારાજે અને સ્વામીશ્રીએ પણ પોટલા ઊંચકયા અને ચાલતા ચાલતા પદમલા ગામ પહોંચ્યા. હું તો થાકી ગયો. મને વિચાર આવવા લાગ્યા. ' અહાહા ! સ્વામીશ્રીની સત્સંગ વધારવાની શી ધગશ ! આવા ઘોર અંધારામાં માથે પોટલા મૂકી, ખાડા ટેકરાના રસ્તે ચાલવું એ સત્સંગીઓ પ્રત્યે સ્વામીશ્રીનો કેટલો કરુણાનો ભાવ કહેવાય ! પછી સ્વામીશ્રી કહે, 'આજ તો જંગલમાં સૂવું છે.' એમ કહી એક ઝાડ નીચે ગોદડી પાથરી ગાતરડી ઓઢીને પોતે પોઢયા. જોગી મહારાજ ગામમાં ગાડું લેવા ગયા. પણ જેને ઘેર બળદ તેને ગાડું નહિ અને જેને ત્યાં ગાડું તેને બળદ નહિ, એવું હતું. છેવટે એક ભાંગલું ગાડું મળ્યું અને બે બળદ મળ્યા. તે જોડીને અમો સાંકરદા પહોંચ્યા. હું તો આવી મુસાફરીથી કંટાળી ગયો. મને થયુ કે ધન્ય છે ગુરુરાજ ! અમારા જેવાથી તો આ સહન ન જ થાય." આ પ્રમાણે સ્વામીશ્રીના ઘણા પ્રસંગો આ કાવ્યમાં વર્ણવ્યા પ્રમાણે તેમણે કહ્યા.

ત્યારબાદ સ્વામીશ્રીએ વાત કરતા કહ્યું, " ભગવાન પ્રત્યક્ષ બિરાજે ત્યારે અનેક દિવ્ય ચરિત્ર અને મનુષ્યચરિત્ર કરે. તેમાં જે ખરેખરા ભગવાનના ભક્ત હોય તેનું જ ઠેકાણું રહે. વળી બુદ્ધિશાળી હોય તે જ ભગવાનને ઓળખી શકે. નહિ તો દિવ્યભાવ બતાવે ત્યારે અહોહોપણું થાય અને મનુષ્યભાવ બતાવે ત્યારે ઝાંખો પડી જાય. પણ બુદ્ધિશાળી હોય તે લક્ષણથી ઓળખે. જેમ મોક્ષમાં બુધ્ધિની જરૂર પડે છે તેમ વ્યવહારમાં પણ બુધ્ધિ

હોય તો કુશળતા આવે. તે ઉપર દષ્ટાંત છે કે એક વાણિયો અને પાટીદાર બન્ને ભાગમાં અનાજનો વેપાર કરે. બન્નેને સરખો નફો મળે છતાં વાણિયો રોજ દાળ, ભાત, રોટલી, શાક જમે અને પાટીદાર દાળ રોટલો જેમ તેમ ખાય. પછી ઊંડા ઉતરી પાટીદારે તપાસ કરી ત્યારે તેને જણાયું કે વાણિયાની સ્ત્રી બહુ જ ડાહી અને બુદ્ધિશાળી હતી. દુકાનમાંથી ઘઉં, બાજરો, જુવાર, દાળ વગેરે ભેગા થઈ જાય તેને બરોબર વીણી, જુદા પાડે અને જુદી જુદી રસોઈ કરે. પાટીદારની સ્ત્રી તો પોતાને ત્યાં જે આવે તેનો ભેગો ખીચડો બાફે. આ દષ્ટાંતનું સિદ્ધાંત એ છે કે જ્ઞાનમાં પણ અનેક રીતની બુદ્ધિ પહોંચાડવાની જરૂર છે. નહિ તો બધું જ સરખું થઈ જાય."

એટલી વાત કરીને પછી બોલ્યા, "જ્ઞાનમાં ત્રણ પ્રમાણ છે. પ્રત્યક્ષ પ્રમાણ, અનુમાન પ્રમાણ અને શબ્દ પ્રમાણ. શાસ્ત્રના શબ્દથી ભગવાનના સ્વરૂપના લક્ષણ સમજાય. એ લક્ષણ સમજ્યા પછી જ્યાં આવા લક્ષણ હોય ત્યાં ભગવાન જરૂર હોય જ, એમ અનુમાન થાય. પછી પ્રત્યક્ષ સંબંધ થતાં એ જ્ઞાનની દઢતા થાય. આ જોગી મહારાજ જેવા સંતના સંબંધથી એ જ્ઞાન દઢ થઈ જાય.'

જોગી મહારાજની તો આખા સત્સંગને તાણ છે

ત્યારે કોઈકે કહ્યું, 'સ્વામી! જોગી મહારાજ અહીં સોરાષ્ટ્રમાં વધારે રહે તેવી આજ્ઞા કરો.' ત્યારે સ્વામીશ્રી હસીને બોલ્યા, 'જોગી મહારાજની તો આખા સત્સંગને તાણ છે.' એમ કહીને પછી વાત કરી "આપણે તો સ્વામિનારાયણ ભગવાનના છીએ તો તેમની સારપ્ય રાખવા સારું વૃત્તાંત શુધ્ધ રાખવું જોઈએ. સત્સંગની મર્યાદા, લાજ, ધર્મ પાળવો, પળાવવો વગેરે રાખવું જોઈએ. નહિ તો પછી 'લાજ વિનાનો માનવી તેને લાંબા લાંબા કાન' એવું કહેવાશે. આપણે કોણ છીએ? આપણા ગુરુ કોણ છે? તે લક્ષ્યમાં રાખી ભગવાન ભજી લેવા" એટલી વાત કરીને પછી શ્રીપતિમ્ કરી, સૌને નિયમ ચેષ્ટા બોલવાની અજ્ઞા કરી.

બીજે દિવસે વૈશાખ સુદી ૧૨ ને દિવસે સભામાં સ્વામીશ્રીએ ગ. મ. ૭, કા. ૭, લોયા ૭, અને ગ. મ. ૧૩ આ ચાર વચનામૃત વંચાવ્યા અને પછી વાત કરી, "આ ચારે વચનામૃતમાં જ્ઞાનની સ્થિતિ અને સાક્ષાત્કારની સ્થિતિ, જે સિધ્ધદશાને પામી ભગવાનને અખંડ પોતાના સ્વરૂપમાં ધારી રાખવા તે, બતાવી છે. જ્ઞાનની સ્થિતિ અને સાક્ષાત્કારની સ્થિતિમાં એટલો ભેદ છે કે જ્ઞાનની સ્થિતિમાં સર્વ પદાર્થ માત્રનો સાંખ્ય કરી પ્રકૃતિ પુરુષ સુધીના લોકને નાશવંત અને તુચ્છ સમજી, પોતાને આત્મારૂપ માની, ભગવાન તેમાં અખંડ રહ્યા છે, તેમ માને. જ્યારે સાક્ષાત્કારની સ્થિતિમાં તો એ ભક્તના ઇંદ્રિયો અંતઃકરણના ભાવ ટળી જાય છે અને એ ભક્ત બ્રહ્મરૂપ થઈ જાય છે અને તેને પિંડ બ્રહ્માંડ કાંઈ દેખાતું નથી. એવી સાક્ષાત્ બ્રહ્મની સ્થિતિ પ્રાપ્ત કરી, પુરુષોત્તમ નારાયણને અખંડ ધારણ કરવા, એ સાક્ષાત્કારની સ્થિતિ છે. ભગતજી મહારાજને એવી સાક્ષાત્કારની સ્થિતિ હતી અને મહારાજને અખંડ ધારણ કરી રાખ્યા હતા."

× × ×

ગણોદમાં પારાયણ

ગોંડળમાં પ્રતિષ્ઠા ઉત્સવનો સમૈયો કરી સ્વામીશ્રી, યોગીજી મહારાજ, નિર્ગુણદાસ સ્વામી તથા સંતમંડળને લઈને વૈશાખ સુદી બારસને દિવસે ગોંડળથી નીકળી ઉપલેટા ઉતર્યા. અત્રે ગણોદ દરબાર શ્રી દીલાવરસિંહજી તથા દરબાર શ્રી મહોબ્બતસિંહજી એ સ્વામીશ્રી અને સંતોનું ફુલહારથી ભવ્ય સ્વાગત કર્યું અને ત્યાંથી મોટર, સિગરામ, ગાડા વગેરે વાહનોમાં સો સંત તથા હરિભક્ત મંડળને ગણોદ લઈ ગયા.

મૂ. અ. મૂ. ગુણાતીતાનંદ સ્વામીના અત્યંત કૃપાપાત્ર તે સમયના ગણોદના પુણ્યશ્લોક દરબારશ્રી અભયસિંહજીની સ્મૃતિ, દરબારગઢ જોતાં જ થતી. દરબાર ધ્યાનમાં બેસતા એ ઓરડો તથા શ્રીજી મહારાજનો પ્રસાદીનો પાદ તથા ગુણાતીતાનંદ સ્વામીની પ્રસાદીની

શ્રી અક્ષર પુરુષોત્તમની મૂર્તિ તથા મહારાજ અને મુક્તાનંદ સ્વામીની મૂર્તિ, જે મૂર્તિ દરબાર અભયસિંહ પટારામાં રાખતા, પરંતુ દરબાર બહાર ગામ જતા ત્યારે આ મૂર્તિ પટારામાંથી બહાર આવતી, એ તમામ પ્રસાદીની વસ્તુ અદ્યાપિ પર્યંત, ત્યાંના કુમારશ્રી બહાદુરસિંહજી, મહોબ્બતસિંહજી તથા દીલાવરસિંહજીએ સાચવી રાખી છે. મહારાજ અહીં પધારતા અને દરબારગઢમાં દાખલ થતાં જે ઓટો છે ત્યાં બેસતા અને સભા ભરતા. દરબારગઢ પણ મહારાજની પ્રસાદીનો છે.

ગુણાતીતાનંદ સ્વામીએ સ્વહસ્તે તિલક કરી 'આ તો ભગવાનના દીધેલા છે માટે ભગવતસિંહજી નામ રાખો ' તે અભયસિંહ નૃપના પુત્ર ભગવતસિંહજી પણ અનન્ય ભક્ત હતા. એક પગે ઊભા રહી, રોજ સો માળા મંદિરમાં જઈ ફેરવતા અને અખંડ સમાગમ કરતા. તેમના કુમાર દરબારશ્રી ભૂપતસિંહજી ગયા વર્ષે અક્ષરવાસી થયા હોવાથી, તેમની પુણ્યસ્મૃતિ માટે અહીં શ્રી સત્સંગિજીવનનું પારાયણ રાખ્યું હતું.

કુમારશ્રી મહોબ્બતસિંહજી, દીલાવરસિંહજી તથા બહાદુર-સિંહજીને સ્વામીશ્રી પ્રત્યે અનન્યભાવ અને ભક્તિનિષ્ઠા હતી. સ્વામીશ્રી જ્યારે આજ્ઞા કરતા ત્યારે સેવામાં ખડે પગે અખંડ તૈયાર રહેતા. વળી સ્વામીશ્રી જ્યાં બોલાવતા ત્યાં પણ જતા. રાજ્યકુટુંબ હોવા છતાં સ્વામીશ્રીના સંબંધથી રજોગુણનો ભાવ તેમનામાં લેશ માત્ર જણાતો ન હતો. સ્વામીશ્રીના તમામ સંતો તથા હરિભક્તો પ્રત્યે અત્યંત સુહૃદભાવ અને પ્રેમ તેમને હતો. આ પારાયણમાં પણ તેમના એ ઉત્સાહ અને ભક્તિ ભાવનાં દર્શન પરાયણમાં આવેલ સર્વ સંત હરિભક્તોને થયા.

દરબારગઢની પરસાળ સુંદર રીતે શણગારી ત્યાં વ્યાસપીઠ ગોઠવી હતી. સંત હરિભકતોની બેઠક પણ એવી જ સુંદર શણગારી હતી. સ્ત્રીઓ માટે મર્યાદા જળવાય તે પ્રમાણે પડદા રાખી બેઠક

કરી હતી. આ પ્રમાણે સત્સંગિજીવનના ત્રીજા પ્રકરણની કથા શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજીએ વાંચવાનો પ્રારંભ કર્યો. સ્વામીશ્રી પણ બે ત્રણ અધ્યાયો વાંચતા અને કથા પ્રસંગમાં જૂની જૂની વાતો અભયસિંહ દરબારની તથા સ્વામીના સંબંધની કરતા. અભયસિંહ દરબારે ગુણાતીતાનંદ સ્વામીને રાજી કર્યા એટલે વિહારિલાલજી મહારાજ તેમને ગુરુભાઈ કહેતા. આમ મોટાના સંબંધે સૌને મહિમા આવે છે.

સ્વામીશ્રીની વાતોમાં એક જ સિધ્ધાંત આવતો, "બ્રહ્મવેત્તા સત્પુરુષ મળે તો તેમની અનુવૃત્તિ સાચવી મન, કર્મ, વચને તેમને સેવી લેવા. બધું થાય પણ મન સોંપવું કઠણ છે. મન સોંપવું અને મરવું એ બરોબર છે. આવો યોગ મળ્યો અને જાદવ જેવા અભાગિયા રહીએ તો શું મેળવ્યું ? માટે જેમ અગણોતરા કાળમાં લોકોએ ખીચડા માટે ખપ રાખ્યો હતો, તેવો ખપ આ સમાગમનો રાખવો અને વ્યવહારના સંકલ્પ મોળા પાડવા."

"આગળ મોટા મોટા પરમહંસોએ કેવો દાખડો કર્યા તેનો વિચાર કરવો. નિષ્કુળાનંદ સ્વામી દિવસે સિંહાસનનું, હિંડોળાનું કામ કરતા અને રાત્રે ગ્રંથ લખતા. એમ ૨૩ ગ્રંથો લખ્યા તો આપણને મહારાજનો મહિમા, સંતના લક્ષણ વગેરે જાણવા મળ્યા. પરંતુ વિદ્વત્તા હોય તો આ બધું ઉપયોગનું છે. માટે વિદ્યા ભણાવી."

"સમર્થ શાહુકારે હુંડી લખી હોય તેનો સ્વીકાર થવાનો જ છે, એમ બુદ્ધિશાળી હોય તેને ખબર પડે. પણ બુદ્ધિ વગરના કંગાળને શું ખબર પડે ? તેવી જ રીતે વ્યાસ, વાલ્મિક, નારદ વગેરેએ ગીતા, ભાગવત, રામાયણ આદિ ગ્રંથોમાં અનેક વાતો લખી છે. તેમ જ મુક્તાનંદ સ્વામી, શુક સ્વામી, ગોપાળાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી વગેરેએ અનેક શબ્દો લખી આપ્યા છે. તેમાં વિશ્વાસ રાખવો અને પ્રત્યક્ષ સત્પુરુષના વચનમાં પણ વિશ્વાસ

રાખવો: શબ્દો મનમાં ઠસે તો જ કાર્ય બને. મોટા પુરુષ કહે, લખે, તેમાં નાસ્તિકભાવ હોય તો મનાય નહિ."

"વિષયના ચિંતવનથી જીવ ભ્રષ્ટ થઈ જાય છે. નારીના ચિંતવનથી નારીરૂપ થઈ જાય છે, તે જ પ્રમાણે બ્રહ્મવેત્તા સત્પુરુષના ચિંતવનથી બ્રહ્મરૂપ થઈ જવાય છે. માટે એવા પુરુષનો મનન દ્વારા સંગ કર્યા કરવો." આવી આવી ઘણી વાતો સ્વામીશ્રીએ પ્રસંગોપાત આ કથા પ્રસંગમાં કરી.

છેલ્લે દિવસે ભાદર ગંગામાં સ્નાનાવિધિનો કાર્યક્રમ હતો. સ્વામીશ્રી સાથે સૌ સંતો હરિભક્તો સ્નાન કરવા પધાર્યા. અત્રે સ્વામીશ્રીએ ઉન્મત્તગંગા–ઘેલા–નો ખૂબ જ મહિમા કહેતા કહ્યું, "ગમે તેવો દુષ્ટજન હોય, પાપી હોય તેને પવિત્ર કરવામાં અતિશય ઉતાવળી અને વિચાર ન કરવાવાળી–ઉન્મત્ત બનેલી–તેથી તેને ઉન્મત્ત ગંગા કહે છે. ભવિષ્યમાં ઉન્મત્ત ગંગાને કિનારે ઊભા રહેવાની પણ જગ્યા નહિ મળે." ત્યારબાદ સ્વામીશ્રીને સૌએ નવરાવ્યા. સ્વામીશ્રીએ પણ સૌના શિર પર પ્રસાદી જળ ચડાવ્યુ અને સૌના મનોરથ પૂરા થાય તેવા આશીર્વાદ આપ્યા. આ પ્રમાણે સ્નાનવિધિ કર્યા બાદ સૌ મંદિરે આવ્યા.

પંચતીર્થની જાત્રામાં

બીજે દિવસે પંચતીર્થની જાત્રામાં જવાનો કાર્યક્રમ હતો. એટલે ત્યાંથી મોટરમાં નીકળી સૌ સંત હરિભક્તો સાથે પ્રથમ વરજાંગ જાળીયા, ત્યાંના હરિભક્તોનો આગ્રહ હોવાથી પધાર્યા. ત્યારબાદ સોરઠના તમામ પ્રસાદી સ્થળોના દર્શન પંચતીર્થિમાં સૌ સંતો તથા હરિભક્તોના સંઘને કરાવીને, સ્વામીશ્રી વંથળી પધાર્યા.

અત્રે સ્વામીશ્રી પધાર્યાની વાત સાંભળી બેચરભાઈ તથા નાનજીભાઈ વગેરે કણબી હરિભક્તો સ્વામીશ્રીના દર્શને આવ્યા. પછી સ્વામીશ્રી સૌ સંત તથા હરિભક્તના મંડળ સાથે પ્રથમ સૂર્યકુંડે

દર્શને આવ્યા. અહીં સ્વામીશ્રીએ કુંડનું પ્રસાદીનું જળ શિરે ચઢાવી, સૌને પ્રસાદીનું જળ પોતે આપ્યુ. પછી પોતે વાત કરી, "અહીં અ. મૂ. અ. મૂ. ગુણાતીતાનંદ સ્વામી ઘણી વખત આવ્યા છે. અહીંના કલ્યાણભાઈ સ્વામીના અનન્ય શિષ્ય મહામુક્ત હતા. સ્વામી કહેતા કે 'જેણે પર્વતભાઈના દર્શન ન કર્યાં હોય તે આ કલ્યાણભાઈના દર્શન કરજો.' કલ્યાણભાઈએ ઉપદેશ આપીને ૪૦ સાધુ કર્યા હતા. પ્રસાદાનંદ સ્વામી, સમાધિવાળા કેશવદાસ વગેરે મોટા સંતો પણ તેમના ઉપદેશથી આવ્યા હતા. હરિહર્યાનંદ સ્વામી અહીં એક વખત આવ્યા અને કલ્યાણભાઈને કહ્યું, 'મારે તમને એક વાત સમજાવી દેવી છે.' ત્યારે કલ્યાણભાઈએ કહ્યું, 'મહારાજ સર્વોપરી પુરુષોત્તમ નારાયણ અને સ્વામી અનાદિ મૂળ અક્ષર આ વાત મેં દૃઢ કરી સમજી રાખેલ છે અને મારા છોકરાને પણ સમજાવી દીધી છે. હવે તે સિવાયની જે બીજી વાત કહેવાની હોય તે કહો.' ત્યારે હરિહર્યાનંદ સ્વામીએ કહ્યું, 'હું એ જ વાત તમોને સમજાવવા આવ્યો હતો જેથી ખોટ ન રહી જાય.' કલ્યાણભાઈ એવા મોટા હતા."

એટલી વાત કરીને સ્વામીશ્રી મંદિરમાં પધાર્યા. અહીં ઠાકોરજીના દર્શન કરી મહારાજની પ્રસાદીની થાંભલીના દર્શન કર્યા. પછી ઠાકોરજીને થાળ ધરી પ્રસાદી સૌને વહેંચી અને પછી વાત કરી, "અહીં સ્વામી સત્સંગીના છોકરાને જોઈ બોલ્યા હતા કે આ સત્સંગીના છોકરામાં અવતાર કરતા કરોડગણું દૈવત છે. જેઠાભાઈ, ભવાનભાઈ, હરિભાઈ, ગોપાળભાઇ વગેરે સાત છોકરા તે વખતે બેઠા હતા. તેમાં હરિભાઈ તથા ગોપાળભાઈને અમે જોએલા અને તેમણે આ વાત અમને કહી હતી."

એટલી વાત કરીને પછી સ્વામીશ્રી કહે, "અમો સં. ૧૯૪૦ની સાલમાં અહીં પ્રથમ આવ્યા હતા અને સાંજના અહીંથી ચાલ્યા તે શયન આરતી પહેલા જૂનાગઢ પહોંચી ગયા. બે કલાકમાં

કાળા પહેરકે ભી અક્ષર કહુંગી

પાંચ ગાઉ પાળ્યા. ફરી સં. ૧૯૫૫ની સાલમાં આવ્યા હતા. ફરી સં. ૧૯૫૮, ૧૯૮૪ ને ૧૯૯૪ અને આ વખતે, એમ છ વખત અહીં પંચતીર્થિમાં આવ્યા અને દર્શન કર્યા." પછી વળી વાત કરી "કેશવજીવનદાસ, ગુણાતીતાનંદ સ્વામીને અક્ષર સમજતા અને છડે ચોક તેની વાત કરતા. ત્યારે કેટલાક તેમને કહેતા, 'આ વાત બહુ કરશો તો વરતાલવાળા ધોળા પહેરાવશે.' ત્યારે કેશવદાસ જવાબ દેતા 'કહુંગી, કહુંગી, કાળા પહેરકેભી સ્વામીકો અક્ષર કહુંગી.' એવો તેમનો વેગ હતો." વંથળીથી સ્વામીશ્રી જૂનાગઢ સંઘ સહિત પધાર્યા. ત્યાં પ્રસાદી સ્થાનના દર્શન કરી ત્યાંથી જેતલસર, ઢસા જંકશન થઈને બોટાદ ઉતરી સારંગપુર પધાર્યા.

અત્રે સભામંડપમાં સિંહાસનનું કામ જોઈ બહુ જ રાજી થયા અને ભોજન શાળાના નવા ઓરડા માટે સૂચના આપી. પછી રાત્રે સ્નાન કર્યા બાદ સ્વામીશ્રીએ વાત કરી, 'અમે સં. ૧૯૫૭ માં અત્રે હનુમાનજીના જૂના મંદિરમાં હતા તે વખતે આ હકાભાઈના પિતા રૂખડ ખાચર મંદિરની સેવામાં હતા. તેમને અને જગજીવન શેઠને અમારા ઉપર બહુ જ હેત હતું. તે અરસામાં એક વખત અમને બહુ જ તાવ આવ્યો. તાવ એટલો બધો હતો કે આખું અંગ ધ્રૂજતું હતું. તે મંદવાડ જોઈ આ બન્ને જણા રોવા લાગ્યા. પછી અમે તેમને ધીરજ આપી અને કહ્યું, 'તમે રડશો નહિ. મને કંઈ થવાનું નથી. જો અમારો તાવ ઉતારવો હોય તો અમારી વાતો સાંભળો.' એટલું કહીને પછી ભગતજી મહારાજના જીવન ચરિત્રની વાતો તેમને કરી. ત્રણ દિવસ સુધી તે આખ્યાન કહ્યું, તેથી તાવ ઉતરી ગયો. એમ મોટા પુરુષના ચરિત્રો તો સદા કલ્યાણકારી અને શાંતિદાયક જ હોય છે. તે વખતના ગઢડા મંદિરના પાળા નરસી-ભગત ગઢડેથી અહીં આવ્યા હતા. તેમનું અમે બહુ રાખતા. તેમને પણ અમારા વિષે બહુ જ હેત હતું. વઢવાણમાં મંદિર થયું ત્યારે રોજ હાર કરી વઢવાણ અક્ષર પુરુષોત્તમ દેવ માટે મોકલતા એવી તેમને નિષ્ઠા હતી. તે જોઈ ઇર્ષ્યાવાળો મોરલીધરદાસ અમને કહેતો,

'તમારો ચેલો નરસી વઢવાણ રોજ હાર મોકલે છે. પણ અક્ષર પુરુષોત્તમને વઢવાણના ખારામાં (ખારા પ્રદેશમાં) કેમ બેસાર્યા?' ત્યારે અમે તેને કહેતા, 'આ તો હજુ ઉતારો કર્યો છે. હજુ તો ચરોત્તરના ચોકમાં બેસશે ત્યારે સૌને ખબર પડશે.'" એટલી વાત કરી શ્રીપતિમ્ કરી પોઢી ગયા.

× × ×

વાઘોડિયામાં પંચાલ મોહનભાઈ, મોરારભાઈ, વિઠ્ઠલભાઈ, ભાઈલાલભાઈ વગેરેએ મળી સત્સંગિજીવનનું પારાયણ ગોઠવ્યું હતું. આ કથાના દિવસો દરમ્યાન કરાંચીથી શેઠ લક્ષ્મીચંદભાઈનો પત્ર આવ્યો કે આપ કરાંચી જલ્દી પધારો. તે પત્ર નિર્ગુણદાસ સ્વામીએ સ્વામીશ્રીને વંચાવ્યો અને કરાંચી જવાનો દિવસ નક્કી કરવા જણાવ્યું. ત્યારે સ્વામીશ્રીએ તેમને કહ્યું 'હાલ ગરમી બહુ જ છે એટલે એકાદ વરસાદ થયે ઠંડક થયા પછી, એક માસ પછી આવીશું તેમ લખો.' નિર્ગુણદાસ સ્વામીએ ફરી વિનતિ કરી 'આ કાગળ ઉપરથી તો તેઓ આપણને જલ્દી બોલાવે છે તો એક માસની ઢીલ શા માટે કરવી?' પરંતુ સ્વામીશ્રીએ છેવટનો નિર્ણય આપી દીધો અને તે પ્રમાણે નિર્ગુણદાસ સ્વામીએ કરાંચી પત્ર લખી દીધો. બીજે દિવસે કોઠારી બળુભાઈ ઉપર લક્ષ્મીચંદ શેઠનો તાર આવ્યો. તેમાં જણાવ્યું હતું, 'સ્વામીશ્રી હાલ ન પધારે, એક મહિના પછી આવે તેમ ગોઠવવા વિનતિ છે.' આ તાર લઈને અમદાવાદથી કોઠારી બળુભાઈ આવ્યા. તે તાર નિર્ગુણદાસ સ્વામીએ વાંચ્યો અને સ્વામીશ્રીએ જે નિર્ણય લીધો હતો તેનું રહસ્ય તેમને સમજાયું.

વાઘોડિયામાં પારાયણની પૂર્ણાહુતિ ખુબ જ ધામધૂમપૂર્વક કરી સ્વામીશ્રી સંતમંડળ લઈને અટલાદરા પધાર્યા.

યુધિષ્ઠિરને યક્ષના પ્રશ્નો

અત્રે શ્રી. ગુલઝારીલાલ નંદા, શ્રી ચંપકલાલ બેંકર, ડૉ. પાઠક (બનારસ યુનિવર્સિટીના આયુર્વેદ વિભાગના પ્રિન્સિપાલ), કરસનદાસ ગણાત્રા વગેરે ખાસ દર્શને આવ્યા હતા. સ્વામીશ્રીના દર્શનથી શાંતિ અને આનંદનો અનુભવ સૌને થયો. સાંજની સભામાં સ્વામીશ્રીએ ગ. મ. ૨૮, ૨૯ ને ૩૦ વચનામૃત વંચાવ્યા અને તે ઉપર ઘણી વાત કરી. ત્યારબાદ શ્રી નંદા સાહેબે સ્વામીશ્રીને હાથ જોડી કહ્યું, 'સ્વામીજી ! સરકારના કામ અંગે યુરોપ જવાનું નક્કી થયું છે તો આપ આશીર્વાદ આપો અને અખંડ ભેગા રહેજો.' સ્વામીશ્રીએ રાજી થઈ તેમને આશીર્વાદ આપ્યા અને માથે બે હાથ મૂકયા. પછી પોતે વાત કરી :

" વસ્તુ માત્રનું રહસ્ય સમજવું જોઇએ. તે રહસ્ય જાણવાથીજ સાંખ્ય જ્ઞાન દઢ થાય છે અને ધીરે ધીરે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, ધર્મ પળાય છે. ધર્મથી જ હંમેશા વિજય છે. ધર્મવાળાને ભગવાન કે તેમના સાચા સંતનો આશ્રય પ્રાપ્ત થઈ જાય. સત્પુરુષના આશ્રયથી દાસપણું આવે. એવી દાસત્વભક્તિ-વાળા ભક્તના તમામ કાર્યો ભગવાન પોતે કરે છે. આપણને તો પ્રગટ ભગવાન, પ્રગટ સંત અને તેમના મોટા પુરુષનો સંગ થયો છે તો मोक्ष मूलंगुरुकृपा । એમ કૃપાના અધિકારી થઈ જવું. એવા ભાવથી પ્રગટ સત્પુરુષમાં જોડાઈ જઈએ તો આનંદનો પાર ન રહે."

શ્રીજીમહારાજે તો 'ન જોઈ જાત કુજાત પુરુષોત્તમ પ્રગટીરે' એમ બ્રાહ્મણ, વૈશ્ય, ક્ષત્રિય, કાઠી, કોળી, કણબી, ખોજા, મુસલમાન, પારસી વગેરે તમામ કોમનું કલ્યાણ કર્યું છે. પણ સાથે સાથે વર્ણા-શ્રમ ધર્મ પણ પળાવ્યા છે.' એટલી વાત કરીને પછી કહ્યું, " હિન્દુ-સ્તાનમાં ધર્મના મૂળ બહુ જ ઊંડા છે અને તેથી જ આ દેશ કર્મભૂમિ ગણાય છે. धर्मो रक्षति रक्षित : । મહાભારતમાં યુધિષ્ઠિર

રાજાને યક્ષ પ્રશ્ન પૂછે છે કે 'મૃત્યુ બાદ મનુષ્યનો સાથી કોણ છે?' ત્યારે યુધિષ્ઠિરે કહ્યું, " ધર્મ એ જ મનુષ્યનો સાથી છે." પછી યુધિષ્ઠિરને યક્ષે બીજો પ્રશ્ન પૂછયો કે 'આ જગતમાં સાચો સુખી કોને કહેવાય?' ત્યારે યુધિષ્ઠિર રાજાએ જવાબ આપ્યો કે 'જે તૃષ્ણા રહિત હોય તે જ સાચો સુખી છે. ભલે સાત દિવસે ખાવાનું મળતું હોય પણ જેને પરદેશ રખડવું પડતું ન હોય અને માથે કરજ ન હોય તે સાચો સુખી છે.'

'સાચું જ્ઞાન શાથી થાય છે?' યક્ષે ત્રીજો પ્રશ્ન પૂછયો. 'શ્રુતિ સ્મૃતિઓ અનેક પ્રકારની છે. તેમજ ઋષિ મુનિઓના અભિપ્રાય પણ ભિન્ન ભિન્ન છે. તે શાસ્ત્રોથી કાંઈ જ્ઞાન થતું નથી. પરંતુ મોટા એકાંતિક સત્પુરુષના સંગથી જ જ્ઞાન થાય છે. માટે તેવા મોટા પુરુષોએ જે નિર્ણય કર્યો હોય અને જે માર્ગને અનુસર્યા હોય તે માર્ગે જવું એ જ સાચું જ્ઞાન પામવાનો ઉપાય છે. મહાજનો યેન ગતઃ સ પન્થાઃ ।" એ પ્રમાણે યક્ષના યુધિષ્ઠિર સાથેના પ્રશ્ન ઉત્તરની સ્વામીશ્રીએ વિસ્તારથી વાત કરી સૌને રાજી કરી દીધાં. શ્રી નંદાજી તે જ દિવસે સાંજના સ્વામીશ્રીના આશીર્વાદ લઈ અમદાવાદ ગયા.

× × ×

**રસ કવિ રસિકભાઈ**

નારના ખુશાલભાઈ બ્રહ્મભટ ભગતજી મહારાજના અનન્ય શિષ્ય હતા. સ્વામીશ્રીનો પણ તેમને ખૂબ જ મહિમા હતો. તેમના પૌત્ર રસિકભાઈમાં તે સંસ્કારનો વારસો આવ્યો હતો. સ્વામીશ્રીમાં અનન્ય નિષ્ઠાએ સહિત ભક્તિભાવથી તેઓ જોડાઈ ગયા હતા. મીલમાં નોકરી કરનાર આ યુવાનને સ્વામીશ્રીની તાલાવેલી લાગી હતી. ભક્તિના અંતર્ગત સંસ્કારોથી અંતરના ઊંડાણમાં ભાવનાના પૂર જાગ્રત થઈને જ્યારે બહાર આવતા ત્યારે સ્વામીશ્રી વિષેની તેમની ભક્તિ પરાવાણીના કાવ્ય સ્વરૂપે નિર્ઝરતીઃ

'નમન કરું શિર નામી જય જય યજ્ઞપુરુષ સુખકારી'
જીવન દોરી હમારી જય જય યજ્ઞપુરુષ સુખકારી'
અંત સમયના બેલી જય જય યજ્ઞપુરુષ સુખકારી'

આવા અણુમૂલા ગુરુજી મળ્યા તેમને હવે શી રીતે ભૂલાય ? ગમે તેવા પ્રસંગમાં પણ સ્વામીશ્રી નહિ જ ભૂલાય, એવી ગુરુ ભક્તિનો ભાવ તેમના આ કીર્તનમાં વણાઈ ગયો છેઃ

ભૂલીશ હું જગતની માયા, ગુરુજી નહિ ભૂલું તમને,
જીવન આધાર દીનબંધુ, ગુરુજી નહિ ભૂલું તમને.

એટલેથી જ એ કવિ અટકયા નથી. સ્વામીશ્રીએ તેમને પોતાના સંબંધમાં લાવી, કલ્યાણના અનિર્વચનીય પથનો નિર્દેશ કરી જે જે ઉપદેશ કર્યો, પોતાની મૂર્તિનું સુખ આપ્યું વગેરે ન ભૂલી શકાય તેવી સ્મૃતિને ફરી ફરી યાદ કરતા, આ ભક્ત કવિના અંતરમાં મંથન થાય છે. આ સ્વામીશ્રીના સંબંધે ચૈતન્ય મંદિર કરી લેવું, એવી તમન્ના તેમના અંતરમાં જાગ્રત થાય છે. તેમના કાવ્યમાં આ ભાવ તાદૃશ્ય જણાય છેઃ

હંસા માનસના વસનાર (૨) ચારો મુક્તાનો કરીએ,
સેવી શાસ્ત્રી મહારાજને આજ (૨) કાયા ચૈતનની કરીએ.
મોંઘો માનવનો અવતાર (૨) ફેરો સફળ કરી લીજીએ.

આ મંથનની સિદ્ધિ અર્થે એકાંતમાં સ્વામીશ્રીની સ્મૃતિ કરતા, અશ્રુ સારતા આ ભક્તકવિને એકાએક એ સ્વામીશ્રીનો મીઠો, મન હરનારો વેણુનાદ સંભળાય છે. અંતરના તાર ઝણઝણી ઊઠે છે અને ગોપીઓ જેમ ભાન ભૂલી બધું છોડી, વૃન્દાવનમાં દોડી ગઇ હતી, તેમ એ ભક્તકવિ પણ એ મીઠો વેણુનાદ સાંભળી ઝબકે છે. તેને લાગે છે કે સ્વામીશ્રી જરૂર પધાર્યા. એકાંત હોવા છતાં તેના મુખમાંથી પ્રશ્ન સરી પડે છેઃ

ક્યાં વાગી, સખી ક્યાં વાગી, અધૂરી વાગી
મધુરી લાગી, સુણાવી જગાવી પ્રીતિની મીઠી તાન,
હું જાગી, સખી હું જાગી, મીઠી રઢ લાગી
બની હું સુભાગી, પ્રીતિની વીણાયે જગાવ્યું રસભાન

એ ઉન્મત્તદશામાં એ ભક્તકવિ દોડે છે. જેમ શ્રીકૃષ્ણનું સ્થાન વૃન્દાવનમાં, તેમ સ્વામીશ્રીનું સ્થાન ગઢપુરમાં જ છે. એ તેને ખાત્રી હતી. આ વેણુનાદ ગઢપુરથી આવ્યો, ઘેલા તીરેથી આવ્યો. કવિનું અંતરપટ અણઅણે છે. તેને થયું સ્વામીશ્રી સાદ કરે છે, ભક્તવૃંદને પુકારે છે, કે હવે જો રાસ રમવો હોય, છેલ્લું સુખ લેવું હોય તો ઘેલાના તીરે સૌ આવી જાઓ. બેસી રહેશો, પ્રમાદ કરશો, આ વેણુનાદની ઉપેક્ષા કરશો, તો જીવનભર પશ્ચાતાપના મહા સાગરમાં ડૂબી જશો. કવિ એ સમજી ગયા અને બધું છોડી દોડયા. ગઢપુરમાં વેણુનાદના શબ્દો સાંભળી કવિના મુખમાંથી શબ્દો સરી પડે છે.

એ વાગીતી ઘેલા તટપર
તે વાગે છે અંતરપટ પર,
ભીંજે કોમળ પ્રાણ......ક્યાં વાગી

મહા રાસ શરુ થઇ ગયો. સૌના કોમળ પ્રાણ, એ મહા પ્રણય રાસમાં, સ્વામીશ્રીના એ વેણુનાદે, ભીંજાઇ ગયા. કવિ એ રાસમાં ભાગ લે છે અને એ ભવ્ય દર્શનનું વર્ણન કરતાં કહે છેઃ

અક્ષર ધામે મુક્તો નાચ્યા, સ્વામી નાચ્યા, દેવો નાચ્યા,
નચવી નચવી નટવર નાચ્યા, લૂંટી રસની લ્હાણ....ક્યાં વાગી
ઘેલા તીરે રાસ રચાવ્યા, સંત જનોને મન બહુ ભાવ્યા
નચવી નચવી ઘનશ્યામ નાચ્યા, ગઢપુર ધામ મોઝાર....ક્યાં વાગી

એ રસમસ્તિમાં કવિ ભાન ભૂલી જાય છે.

પ્રેમભક્તિનું આવું સુંદર રસદર્શન કરાવતા આ ભક્તકવિમાં સ્વામીશ્રી પ્રત્યેના મહિમાના સંસ્કારનું જબ્બર દર્શન થાય છે.

સ્વામીશ્રી જ્યારે જ્યારે શ્રીનગર પધારતા ત્યારે આવા કાવ્યોથી સ્વામીશ્રીને તે રિઝવતા. સ્વામીશ્રી પણ તેમની આવી ભક્તિ જોઈ તેમના ઉપર અખંડ રાજી રહેતા.

મહાકાળ આવ્યો હશે તો પણ ચાલ્યો જશે

આ ભક્તકવિને અચાનક માંદગી આવી, ભયંકર માંદગી. લોહીની ઊલટીઓ થવા લાગી. શ્રીનગરના સૌ સત્સંગીઓ મુઝાયા. હવે શું થશે? બે ત્રણ ચાર દિવસમાં શરીર એકદમ કૃશ થઈ ગયું. હોસ્પિટલમાં દાખલ કરવા પડયા. ડૉકટરોએ અભિપ્રાય આપ્યો 'ક્ષયના જંતુઓ ફેફસાને ઘેરી વળ્યા છે, અમને તો હવે ઉપાય સૂઝતો નથી.' રસિકભાઈને તો સ્વામીશ્રીનો આશરો હતો. સ્વામીશ્રી તે વખતે વસો બિરાજતા હતા. ત્યાં જગજીવનભાઈને પત્ર લખી તુરત જ મોકલ્યા. સ્વામીશ્રીએ વળતા પત્રમાં જવાબ આપ્યો, 'મને શરીરે વા છે એટલે આવી શકાશે નહિ. પરંતુ જોગી મહારાજ કાલે દર્શન દેવા પધારશે તો મુઝાશો નહિ. મહારાજ સારું કરી દેશે.' આ પ્રમાણે સ્વામીશ્રીનો પત્ર લઈને જગજીવનભાઈ આવ્યા. રસિકભાઈને પત્રમાંનાં સ્વામીશ્રીના હસ્તાક્ષરના દર્શન કરાવ્યા અને તુરત જ ઊલટીઓ બંધ થઈ ગઈ! આવો અદ્‌ભુત ચમત્કાર જોઈ સૌને થયું, કે જરૂર સારું થઈ જશે.

બીજે દિવસે યોગીજી મહારાજ પધાર્યા. સીધા હોસ્પિટલે દર્શન દેવા આવ્યા. તેમણે તેમને માથે હાથ ફેરવી કહ્યું, 'સ્વામીશ્રીના આશીર્વાદ છે કે મહાકાળ આવ્યો હશે તો પણ ચાલ્યો જશે. માટે ચિંતા કરશો નહિ. મહારાજ મટાડી દેશે.' એમ આશીર્વાદ આપી યોગીજી મહારાજ આંબલી પોળમાં મંદિરે પધાર્યા. ત્યારબાદ રસિકભાઈને ધીરે ધીરે આરામ થવા લાગ્યો. થોડા દિવસે તદ્દન આરામ થઈ ગયો. આજે સંસ્થાની અને સત્સંગની ખૂબ જ ધગશથી તેઓ સેવા કરી રહ્યા છે. સ્વામીશ્રીએ પુનર્જીવન આપ્યું તેનો એ પ્રતાપ છે.

## કરાંચીમાં સત્સંગિજીવનું પારાયણ

કરાંચીમાં શ્રી સત્સંગિજીવનના પારાયણ પ્રસંગે ઘણા હરિભક્તો સ્વામીશ્રી સાથે જવા તૈયાર થઈ ગયા. સંતોમાં સ્વામીશ્રી સાથે શ્રી યોગીજી મહારાજ, નિર્ગુણદાસ સ્વામી, શાસ્ત્રી નારાયણ સ્વરૂપદાસજી, સનાતનદાસજી, ચતુર્ભુજદાસજી હતા. હરિભકતોમાં નારણજી મહારાજ, હકાભાઈ ખાચર, મુકતરાજ આશાભાઈ, ઈશ્વરભાઇ, હીરાભાઈ ચતુરભાઈ, પુરુષોત્તમભાઇ જોરાભાઈ, વિનાયકરાવ ત્રિવેદી, રામચંદ્રભાઈ ઠાકર, વાઘોડીયાના મોહનલાલ પંચાલ, મોહનલાલ પરીખ, મથુરભાઈ, (ગામડીના) તથા વાંકનેરના પોપટલાલ લક્ષ્મીશંકર મહારાજ વગેરે મંડળ હતું. સૌને આ યાત્રાનો અપૂર્વ ઉત્સાહ હતો. મુક્તરાજ ચંપકલાલ શેઠે અમદાવાદથી ખાસ ડબ્બો રીઝર્વ કરાવી તે ડબ્બો અશોપાલવના તથા ફુલહારના તોરણથી સુંદર શણગાર્યો હતો. સ્ટેશને ભવ્ય વિદાય સમારંભ પણ ગોઠવ્યો હતો. અમદાવાદના તમામ હરિભક્તો તેમજ નડિયાદ, આણંદ, વડોદરા, ચરોતર વગેરેના હરિભક્તોના મહાન સંઘે શ્રી સહજાનંદ સ્વામી, શ્રી અક્ષર પુરુષોત્તમ મહારાજ તથા સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજની જયઘોષણા વચ્ચે, ભવ્ય વિદાય આ દિવ્ય સંઘને આપી.

કરાંચીમાં છત્રી મંદિરમાં આષાઢ વદી ૮ ના દિવસે સવારમાં શ્રી સત્સંગિજીવન ગ્રંથના બીજા પ્રકરણની કથા સ્વામીશ્રીએ શરુ કરી. આ અનાર્ય દેશમાં લક્ષ્મીચંદ શેઠ તથા તેમના ધર્મપત્ની અ. સૌ. નર્મદા બહેનના શુભ સંકલ્પે જગદુધ્ધારક પરમ શ્રેયસ્ વિભૂતિ સ્વરૂપ સ્વામીશ્રી પધાર્યા અને આ ભૂમિમાં સર્વોપરી ભગવાન શ્રી સહજાનંદ સ્વામીના લીલા ચરિત્રની કથાનો પ્રારંભ થયો. ભગવાન કે ભગવાનના સંતના સંબંધે ભૂંડા દેશમાં પણ શુધ્ધ સત્વગુણ પ્રધાન ક્રિયા જ થાય છે અને સત્યયુગ પ્રવર્તે છે. સ્વામીશ્રી તથા સંતોના પધારવાથી કરાંચીના હરિભક્ત મંડળને, તે અરસામાં

શરૂ થયેલી રાજકીય પ્રવૃત્તિથી, જે મુઝવણ થતી હતી તે ટળી ગઇ અને શાંતિ થઈ ગઈ. કથાવાર્તાનો કાર્યક્રમ ભરચક્ક ગોઠવ્યો હતો. એટલે બીજો વિચાર કરવાનો કોઇને વ્યવસાય મળતો નહિ. યોગીજી મહારાજ તથા નિર્ગુણદાસ સ્વામી પણ અઢળક વાતો કરતા. આ પ્રમાણે કરાંચીમાં આ જ્ઞાનસત્રથી સર્વને ખૂબજ આનંદ થયો. શ્રી કૃષ્ણજી અદાના કુટુંબી અને જાગા ભક્ત સ્વામીના આશીર્વાદ પામેલા પ્રભાશંકર દવે, જેઓ ત્યાંના સત્સંગ મંડળને જ્ઞાન વાતોથી સદૈવ જાગ્રત રાખતા, તેમણે સ્વામીશ્રીને હાથ જોડી કહ્યું, ' દયાળુ ! સિંધ જેવા ભૂંડા દેશમાં આપ પધાર્યા તેથી અમો તો ધન્ય થઈ ગયા. આ લક્ષ્મીચંદ શેઠના પત્નીએ આપ અહીં ન આવો ત્યાં સુધી ધારણાપારણાનું વ્રત રાખ્યું તો તેમના વ્રતના પ્રતાપે અમને સૌને આપના દર્શન સમાગમનો લાભ મળ્યો. "

કથા દરમ્યાન સ્વામીશ્રી કરાંચીના મોટા મંદિરમાં રોજ દર્શન કરવા પધારતા. ત્યાંના મહંત પણ સ્વામીશ્રીનું સ્વાગત કરી તેમની પાસે વાતો કરાવતા. કોઇ કોઇ વખત સ્વામીશ્રી સંતમંડળ સાથે સમુદ્રસ્નાન માટે પણ પધારતા. હરિભક્તોના આગ્રહથી પધરામણી પણ રોજ થતી. આમ અતિ ઉત્સાહમાં પ્રથમ પારાયણ પૂરું થયું. પૂર્ણાહુતિ ખૂબ જ ધામધૂમથી કરી. શેઠ પ્રભુદાસભાઈની સુંદર શણગારેલી મોટરમાં ઠાકોરજીને તથા સત્સંગિજીવનના ગ્રંથને પધરાવી, સ્વામીશ્રી તથા સંતોને તેમાં બેસારી, કરાંચીના મુખ્ય મુખ્ય રાજમાર્ગો ઉપરથી સંત હરિભક્તોની અતિ ભવ્ય સંઘયાત્રા નીકળી. સૌએ ભાવપૂર્વક આ સંતવર્યના દર્શન કર્યાં, ફુલે વધાવ્યા, કુંકુમ, અબીર અને ગુલાલથી પૂજન કર્યું. સૌ પાવન થઇ ગયા, કૃતકૃત્ય થઈ ગયા. આ સંતવર્યે પણ કૃપા કરી સૌને અમીદૃષ્ટિથી થોડા જ સમય પછી આવતા મહાકાળના મુખમાંથી ઉગારી લીધા.

સત્સંગી જનતા, મુમુક્ષુ ભાવિકો હજુ તૃપ્ત થયા ન હતા. સ્વામીશ્રી અહીં વિશેષ રહે એવી સૌને ઇચ્છા હતી. મોહનલાલ અઢીયાએ બીજી પારાયણ પોતાને ઘેર અધિક શ્રાવણ સુદ ૧ ના

દિવસે શરુ કરી. આ પારાયણમાં પણ સૌને સ્વામીશ્રીની શુદ્ધ ઉપાસનાના સિદ્ધાંતની અદ્‌ભુત વાતો, યોગીજી મહારાજની 'સ્વામીની વાતો,' નિર્ગુણદાસ સ્વામીની બળભરી વચનામૃત ઉપર વાતો તથા નારણજી મહારાજની શ્રીજી મહારાજના લીલાચરિત્રની વાતો સાંભળી અદ્‌ભુત આનંદ થયો. પૂર્ણાહુતિનો પ્રસંગ પણ એવી ભવ્ય રીતે ઊજવાયો. ફરી શહેરના રાજમાર્ગ ઉપર સ્વામીશ્રીની દિવ્ય મૂર્તિનાં સૌને દર્શન થયા. સ્વામીશ્રીનો છેલ્લો સંદેશ સૌને એ હતો કે મહાકાળ આવે છે, સૌ અહીં જે કાંઇ હોય તે છોડીને દેશમાં આવી જજો.

બીજે દિવસે તુલસી ભગતે રસોઇ આપી. તેઓ બોચાસણ સાત દિવસ સ્વામીશ્રી સાથે રહ્યા હતા. સ્વામીશ્રીનો મહિમા યથાર્થ સમજતા હતા. અબજી બાપાના મંડળના તમામ હરિભક્તોને પણ સ્વામીશ્રીને શ્રીજીની મૂર્તિમાં અખંડ રસબસ જોઇ, ખૂબ જ ભાવ થયો. આમ આ પ્રદેશમાં સ્વામીશ્રીના પધારવાથી ઘણાનું કામ નીકળી ગયુ. ઘણાને ગુણ આવ્યો, ઘણાને સંસ્કાર થયા. સ્વામીશ્રીનો પણ એ જ ઉદ્દેશ હતો. આ સત્પુરુષના દર્શન થશે, ગુણ આવશે તો જ મહારાજ અને સ્વામીની શુદ્ધ ઉપાસના સમજાશે અને અક્ષરધામના અધિકારી થવાશે. મોટા પુરુષને વિષે સદ્‌ભાવ એ જ શુભ વાસના વૃદ્ધિ પમાડવાનો હેતુ છે અને અસદ્‌ભાવ એ અશુભ વાસના વૃદ્ધિ પમાડવાનો હેતુ છે. એ કાર્ય કરી સ્વામીશ્રીએ પોતાના સંત–હરિભક્તના મંડળને લઈને કરાંચીથી વિદાય લીધી. સ્ટેશને ફુલહાર, મેવા મીઠાઇ, ફળફળાદિ લઈને આશરે ૨૦૦ હરિભક્તો વિદાય આપવા આવ્યા હતા. એ દર્શન ભવ્ય હતું. સહજાનંદ સ્વામીની જયઘોષણા ઝિલતી ગાડી ઉપડી.

સ્વામીશ્રી બિલારામાં સાત દિવસ રોકાયા અને પછી જયપુર પધાર્યા. અત્રે શ્રીનારાયણ, રામનારાયણ, ડૉ. ગણપતરામ પરીખ, ડીસાના રામપ્રતાપભાઈ

**જયપુરમાં પારાયણ**

વગેરેએ સ્વામીશ્રીનું અદ્દભુત સ્વાગત કર્યું. ડૉ. ગણપતરામે સ્વામીશ્રીને પ્રાર્થના કરી, 'દયાળુ ! સાત દિવસનું પારાયણ ગોઠવો અને અમને લાભ આપો.' પરંતુ સ્વામીશ્રીએ કહ્યું, 'તમારો સાત દિવસની કથાનો ભાવ જોગી મહારાજ પૂરો કરશે.' એમ કહીને પાંચ દિવસની શ્રી સત્સંગિજીવનની કથાનો પ્રારંભ કર્યો. સ્વામીશ્રી રોજ ત્રણ અધ્યાય વાંચતા. નારાયણસ્વરૂપદાસજી દસ અધ્યાય વાંચતા. આ પ્રમાણે મંદિરમાં કથા શરુ થઈ. મંદિરમાં હરિભક્તોની સભા અખંડ રહેતી અને કોઈને ત્યાંથી જવાનું મન થતું ન હતું. રોજ ફુલહારના ઢગલે ઢગલા થતા. સંતો ઉપરાંત હરિભક્તોને પણ સૌ હાર પહેરાવે. એવો ઉત્સાહ સૌને હતો. રસોઈઓ પણ રોજ નવીન, શુદ્ધ ઘીના પકવાન્નથી સૌના થાળ ભરી દેતા. આવો ઉત્સાહ જોઈ કોઠારી બખુભાઈ અત્યંત રાજી થઈ ગયા અને કહ્યું, 'અહો ! આવા દૂર દેશમાં પણ આવો ઉત્સાહ અને સ્વામીશ્રી પ્રત્યે પ્રેમ છે ! સ્વામીશ્રીનો મહિમા તેઓ કેવો સમઝે છે ?' ડીસાના ૩૦ ભક્તોએ સ્વામીશ્રી પાસે વર્તમાન ધરાવ્યા અને સત્સંગી થયા. પારાયણની પૂર્ણાહુતિ કરી.

**યોગીજી મહારાજનું પ્રવચન**

યોગીજી મહારાજે પૂર્ણાહુતિના દિવસે અદ્દભુત વાતો કરી, 'હે સંતો ! હે હરિભક્તો ! દૂર દેશના હરિભક્તોએ સ્વામીશ્રીને તેડાવીને કેવો લાભ લીધો તે બધાને ધન્ય છે. સ્વામીબાપા પણ કેવા દયાળુ કે પોતાની ૮૩ વર્ષની ઉમરે પણ આટલે દૂર ફરીને, અતિશય શ્રમ વેઠીને, સૌને દર્શન કથા વગેરેનું સુખ આપ્યું ! વળી સ્વામીશ્રી ગામે ગામ ફરી અક્ષરપુરુષોત્તમની ધજા સદા ફરકતી જ રાખે છે અને આપણને અક્ષરધામરૂપ સ્વસ્વરૂપનું રાજ મેળવી આપે છે. હવે આપણે બધા નિષ્ઠાવાળા ભક્તો જાગ્રત થાઓ અને પંચવિષયને મૂકીને વર-૧૯ પ્રમાણે મૂર્તિનું સુખ લઈને, ગામોગામ ફરીને, સ્વામીશ્રીજીની નિષ્ઠા સૌને કરાવો. તે પરમાર્થ અને પરાભક્તિ છે, અત્યારે આફ્રિકાવાસી મગનભાઈ,

હરમાનભાઈ, ત્રિભોવનદાસ, શિવાભાઈ વગેરે તે કાર્ય કરી રહ્યા છે. અહા ! ધન્ય છે તેમની સેવાભક્તિને ! અમદાવાદનું મંડળ પણ રાતદિવસ એવી સેવા અને દાખડો કરે છે. હમેશ નવીન ઉત્સાહ અને નવીન ધગશ ! સ્વામીશ્રીની સેવાનો અખંડ ભીડો વેઠે છે. તો હવે આપણે ગ. મ. ૫૯ વાંચીને સિદ્ધ કરવાનું છે. બોલો સહજાનંદ સ્વામી મહારાજની જય.' એમ સૌની જય બોલાવી, યોગીજી મહારાજે સૌને પોતપોતાના કર્તવ્યનું ભાન કરાવી દીધું.

## વાસુદેવ માહાત્મ્યની કથા

સં. ૨૦૦૩ ના ભાદરવા સુદમાં સ્વામીશ્રી, યોગીજી મહારાજ, નિર્ગુણદાસ સ્વામી, શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી વગેરે સંત મંડળને સાથે લઈને મુંબઈ પધાર્યા. સૂર્યનારાયણની વાડીમાં ઉતારો કર્યો. તેજ દિવસે વાસુદેવ માહાત્મ્યનો ગ્રંથ સ્વામીશ્રીને મેં આપ્યો તે જોઈને પોતે અત્યંત રાજી થયા અને કહ્યું, 'આવા પુસ્તક તમો વસાવી રાખો છો તે રુચિ સારી કહેવાય.' પછી કહ્યું, 'આવતી કાલે સવારના આ ગ્રંથની કથાનો પ્રારંભ કરવો છે તો સવારના વહેલા આવજો.'

બીજે દિવસે મુંબઈના સ્થાનિક હરિભક્તોની મોટી સભા વચ્ચે સ્વામીશ્રીએ વાસુદેવ માહાત્મ્યના ગ્રંથની કથાની શરૂઆત કરી. ગ્રંથનું પૂજન તથા સ્વામીશ્રીનું પૂજન સર્વે હરિભક્તોએ કર્યું. ત્યારબાદ આરતી ઉતારી કથાની શરૂઆત કરતા સ્વામીશ્રીએ પ્રથમ શ્રીજીમહારાજે આ ગ્રંથ સંબંધી જે શબ્દો કહ્યા છે તે કહ્યા, 'શ્રીમદ્ ભાગવત તો સારું જ છે પરંતુ સ્કંદપુરાણને વિષે શ્રી વાસુદેવ માહાત્મ્ય છે તે જેવો કોઈ ગ્રંથ જ નથી. કાં જે એ ગ્રંથને વિષે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ

વગેરેએ સ્વામીશ્રીનું અદ્દભુત સ્વાગત કર્યું. ડૉ. ગણપતરામે સ્વામીશ્રીને પ્રાર્થના કરી, 'દયાળુ ! સાત દિવસનું પારાયણ ગોઠવો અને અમને લાભ આપો.' પરંતુ સ્વામીશ્રીએ કહ્યું, 'તમારો સાત દિવસની કથાનો ભાવ જોગી મહારાજ પૂરો કરશે.' એમ કહીને પાંચ દિવસની શ્રી સત્સંગિજીવનની કથાનો પ્રારંભ કર્યો. સ્વામીશ્રી રોજ ત્રણ અધ્યાય વાંચતા. નારાયણસ્વરૂપદાસજી દસ અધ્યાય વાંચતા. આ પ્રમાણે મંદિરમાં કથા શરુ થઇ. મંદિરમાં હરિભક્તોની સભા અખંડ રહેતી અને કોઇને ત્યાંથી જવાનું મન થતું ન હતું. રોજ ફુલહારના ઢગલે ઢગલા થતા. સંતો ઉપરાંત હરિભક્તોને પણ સૌ હાર પહેરાવે. એવો ઉત્સાહ સૌને હતો. રસોઇઓ પણ રોજ નવીન, શુધ્ધ ઘીના પકવાન્નથી સૌના થાળ ભરી દેતા. આવો ઉત્સાહ જોઈ કોઠારી બળુભાઈ અત્યંત રાજી થઈ ગયા અને કહ્યું, 'અહો ! આવા દૂર દેશમાં પણ આવો ઉત્સાહ અને સ્વામીશ્રી પ્રત્યે પ્રેમ છે ! સ્વામીશ્રીનો મહિમા તેઓ કેવો સમજે છે ?' ડૌસાના ૩૦ ભકતોએ સ્વામીશ્રી પાસે વર્તમાન ધરાવ્યા અને સત્સંગી થયા. પારાયણની પૂર્ણાહુતિ કરી.

યોગીજી મહારાજનું પ્રવચન

યોગીજી મહારાજે પૂર્ણાહુતિના દિવસે અદ્દભુત વાતો કરી, 'હે સંતો! હે હરિભક્તો! દૂર દેશના હરિભક્તોએ સ્વામીશ્રીને તેડાવીને કેવો લાભ લીધો તે બધાને ધન્ય છે. સ્વામીબાપા પણ કેવા દયાળુ કે પોતાની ૮૩ વર્ષની ઉમરે પણ આટલે દૂર ફરીને, અતિશય શ્રમ વેઠીને, સૌને દર્શન કથા વગેરેનું સુખ આપ્યું! વળી સ્વામીશ્રી ગામે ગામ ફરી અક્ષરપુરુષોત્તમની ધજા સદા ફરકતી જ રાખે છે અને આપણને અક્ષરધામરૂપ સ્વસ્વરૂપનું રાજ મેળવી આપે છે. હવે આપણે બધા નિષ્ઠાવાળા ભક્તો જાગ્રત થાઓ અને પંચવિષયને મૂકીને વ૨-૧૬ પ્રમાણે મૂર્તિનું સુખ લઈને, ગામોગામ ફરીને, સ્વામીશ્રીજીની નિષ્ઠા સૌને કરાવો. તે પરમાર્થ અને પરાભક્તિ છે. અત્યારે આફ્રિકાવાસી મગનભાઇ,

હરમાનભાઈ, ત્રિભોવનદાસ, શિવાભાઈ વગેરે તે કાર્ય કરી રહ્યા છે. અહા ! ધન્ય છે તેમની સેવાભક્તિને ! અમદાવાદનુ મંડળ પણ રાતદિવસ એવી સેવા અને દાખડો કરે છે. હમેશ નવીન ઉત્સાહ અને નવીન ધગશ ! સ્વામીશ્રીની સેવાનો અખંડ ભીડો વેઠે છે. તો હવે આપણે ગ. મ. ૫૯ વાંચીને સિદ્ધ કરવાનુ છે. બોલો સહજાનંદ સ્વામી મહારાજની જય.' એમ સૌની જય બોલાવી, યોગીજી મહારાજે સૌને પોતપોતાના કર્તવ્યનું ભાન કરાવી દીધું.

## વાસુદેવ માહાત્મ્યની કથા

સં. ૨૦૦૩ ના ભાદરવા સુદમાં સ્વામીશ્રી, યોગીજી મહારાજ, નિર્ગુણદાસ સ્વામી, શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી વગેરે સંત મંડળને સાથે લઇને મુંબઇ પધાર્યા. સૂર્યનારાયણની વાડીમાં ઉતારો કર્યો. તેજ દિવસે વાસુદેવ માહાત્મ્યનો ગ્રંથ સ્વામીશ્રીને મેં આપ્યો તે જોઇને પોતે અત્યંત રાજી થયા અને કહ્યું, 'આવા પુસ્તક તમો વસાવી રાખો છો તે રુચિ સારી કહેવાય.' પછી કહ્યું, ' આવતી કાલે સવારના આ ગ્રંથની કથાનો પ્રારંભ કરવો છે તો સવારના વહેલા આવજો.'

બીજે દિવસે મુંબઈના સ્થાનિક હરિભક્તોની મોટી સભા વચ્ચે સ્વામીશ્રીએ વાસુદેવ માહાત્મ્યના ગ્રંથની કથાની શરૂઆત કરી. ગ્રંથનું પૂજન તથા સ્વામીશ્રીનું પૂજન સર્વે હરિભક્તોએ કર્યું. ત્યારબાદ આરતી ઉતારી કથાની શરૂઆત કરતા સ્વામીશ્રીએ પ્રથમ શ્રીજીમહારાજે આ ગ્રંથ સંબંધી જે શબ્દો કહ્યા છે તે કહ્યા, ' શ્રીમદ્ ભાગવત તો સારું જ છે પરંતુ સ્કંદપુરાણને વિષે શ્રી વાસુદેવ માહાત્મ્ય છે તે જેવો કોઈ ગ્રંથ જ નથી. કાં જે એ ગ્રંથને વિષે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ

તથા અહિંસાપણું, એમનું અતિશય પ્રતિપાદન કર્યું છે.*" ત્યારબાદ કથાનો પ્રારંભ સ્વામીશ્રીએ કર્યો. પહેલે દિવસે પાંચ અધ્યાય વાંચ્યા.

આ પ્રમાણે રોજ ચાર પાંચ અધ્યાય સ્વામીશ્રી સ્વયં વાંચતા અને એ શ્રીમુખની કથાનું રસપાન કરાવી, શ્રોતા વર્ગને મુગ્ધ કરી દેતા. ચાતુર્માસના પવિત્ર દિવસો, એકાંતિક ધર્મનું નિરૂપણ કરતો આ ગ્રંથ અને એકાંતિક ધર્મ સિદ્ધ કરેલા ભગવત્સ્વરૂપ આ સંતવર્યની શ્રીમુખની પરાવાણી, આ સુમેળથી જાણે સાક્ષાત્ ધામનું જ સુખ આવતું હોય, એમ સર્વેના અંતરમાં અનુભવ થવા લાગ્યો. સ્વામીશ્રી પણ શ્રોતાવર્ગની અખૂટ શ્રદ્ધા જોઈ કથા રસ ખૂબ જ જમાવતા અને મુદ્દાના પ્રસંગો સમજાવતા.

प्रवृत्ते वा निवृत्ते वा तस्माद्धर्मे स्थितैर्नरैः ।

उपास्तव्यो वासुदेवस्ततसम्यक् सिद्धिमीप्सुभिः ॥ અ. ૨-૨૧

'પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ ધર્મમાં સ્થિતિ કરી મોક્ષની સિદ્ધિની ઈચ્છાવાળા મુમુક્ષુઓએ ભગવાન વાસુદેવની ઉપાસના કરવી.'

न तत्स्वरूपं मम दानयज्ञ

योगैश्च वेदैस्तपसापि दृश्यम् ।

एकान्तिकैर्भक्तवरैस्तु भक्त्या

ह्यनन्यया नारद ! दृश्यते तत् । અ. ૪-૪

'દાન, યજ્ઞ, વેદનું અધ્યયન કે તપથી પણ મારા સ્વરૂપનું દર્શન થતું નથી; પરંતુ મારા એકાંતિક ભક્ત હોય તેની ભક્તિના ફળરૂપે જ હે નારદ ! મારું દર્શન થાય છે. પરંતુ બીજા સાધનોથી મારું દર્શન થઈ શકતું નથી.' તેનું કારણ સમજાવતાં સ્વામીશ્રીએ કહ્યું, 'ભગવાનના એકાંતિક ભક્તો છે તે ગમે તેવા વિષમ કાળમાં

* ગ. મ. ૨૮ વચનામૃત.



એકાંતિક ધર્મના ધારક પાત્રને હાર પહેરાવવાની
સ્વામીશ્રીની ઉત્સુકતા.

તથા અહિંસાપણું, એમનું અતિશય પ્રતિપાદન કર્યું છે.*" ત્યારબાદ કથાનો પ્રારંભ સ્વામીશ્રીએ કર્યો. પહેલે દિવસે પાંચ અધ્યાય વાંચ્યા.

આ પ્રમાણે રોજ ચાર પાંચ અધ્યાય સ્વામીશ્રી સ્વયં વાંચતા અને એ શ્રીમુખની કથાનું રસપાન કરાવી, શ્રોતા વર્ગને મુગ્ધ કરી દેતા. ચાતુર્માસના પવિત્ર દિવસો, એકાંતિક ધર્મનું નિરૂપણ કરતો આ ગ્રંથ અને એકાંતિક ધર્મ સિદ્ધ કરેલા ભગવત્સ્વરૂપ આ સંતવર્યની શ્રીમુખની પરાવાણી, આ સુમેળથી જાણે સાક્ષાત્ ધામનું જ સુખ આવતું હોય, એમ સર્વેના અંતરમાં અનુભવ થવા લાગ્યો. સ્વામીશ્રી પણ શ્રોતાવર્ગની અખૂટ શ્રદ્ધા જોઈ કથા રસ ખૂબ જ જમાવતા અને મુદ્દાના પ્રસંગો સમજાવતા.

प्रवृत्ते वा निवृत्ते वा तस्माद्धर्मे स्थितैर्नरैः ।

उपास्तव्यो वासुदेवस्तत्सम्यक् सिद्धिमीप्सुभिः ॥ અ. ૨-૨૧

'પ્રવૃતિ અથવા નિવૃત્તિ ધર્મમાં સ્થિતિ કરી મોક્ષની સિદ્ધિની ઈચ્છાવાળા મુમુક્ષુઓએ ભગવાન વાસુદેવની ઉપાસના કરવી.'

न तत्स्वरूपं मम दानयज्ञ

योगैश्च वेदैस्तपसापि दृश्यम् ।

एकान्तिकैर्भक्तवरैस्तु भक्त्या

ह्यनन्यया नारद ! दृश्यते तत् । અ. ૪-૪

'દાન, યજ્ઞ, વેદનું અધ્યયન કે તપથી પણ મારા સ્વરૂપનું દર્શન થતું નથી; પરંતુ મારા એકાંતિક ભક્ત હોય તેની ભક્તિના ફળરૂપે જ હે નારદ ! મારું દર્શન થાય છે. પરંતુ બીજા સાધનોથી મારું દર્શન થઈ શકતું નથી.' તેનું કારણ સમજાવતાં સ્વામીશ્રીએ કહ્યું, 'ભગવાનના એકાંતિક ભક્તો છે તે ગમે તેવા વિષમ કાળમાં

* ગ. મ. ૨૮ વચનામૃત.



એકાંતિક ધર્મના ધારક પાત્રને હાર પહેરાવવાની
સ્વામીશ્રીની ઉત્સુકતા.

સમગ્ર સત્સંગ પ્રત્યે અખંડ દૃષ્ટિ રાખતા સ્વામીશ્રી



પણ આપદ ધર્મનું ગ્રહણ કરતા નથી અને ધર્મનો લોપ કરતા નથી. તેથી તેવા ભક્ત ભગવાનનું અખંડ દિવ્ય સ્વરૂપ બની એકાંતિક ધર્મના પોષક બની રહે છે. ધર્મ વિનાની ભક્તિ અભદ્ર કહી છે. સત્સંગિજીવનના સારમાં પણ મહારાજે કહ્યું છે, धर्मस्त्याज्यो न कैश्चित् ॥'

મનુ આદિક ઋષિઓની સ્તુતિના પ્રસંગે ભાગવત્ ધર્મનું સ્વરૂપ સમજાવતાં સ્વમીશ્રીએ કહ્યું, " આ સ્તુતિમાં ભગવાનને વિષે સદા નિર્દોષભાવે જે અનન્ય અવ્યભિચારિણી ભક્તિ કરવી તેને જ પરમધર્મ કહ્યો છે અને તેને જ ભાગવત્ ધર્મ કહ્યો છે. મહારાજે પણ છે. ૨૧ ના વચનામૃતમાં ભગવાનના સંબંધે સહિત જે ધર્મ તેને જ ભાગવત્ ધર્મ બતાવ્યો છે. "

" નિષ્કપટ ભાવથી અને અંતરાય રહિતની ભક્તિ જે ભક્ત કરતો હોય તે જ ભાગવત ધર્મનો અધિકારી બને છે. મહારાજ કહે છે, હે નારદ ! અક્ષરના સાધર્મ્યપણાને પામેલા એવા એકાંતિક ભક્તોને જ મારું દર્શન થાય છે. "

भक्त्यैकान्तिकया तस्य प्राप्ता अक्षर साम्यताम् ।
येहि भक्तास्त एवैनं पश्यन्त्यखिल कारणम् ॥ १९-१४

" આ પ્રમાણે સર્વ શાસ્ત્રોમાં અક્ષરનું સાધર્મ્યપણું પામીને જ પુરુષોત્તમની ભકિતના અધિકારી થવાય-છે, તેવું પ્રતિપાદન તો છે. પરંતુ એ અક્ષર કોણ ? એ સ્વરૂપ તો મહારાજે જ સૌને ઓળખાવ્યું.

आत्मब्रह्मैक्यमम्वनैर्विनिवृत्त गुणैरपि ।
क्रियते वासुदेवस्य भक्तिरित्यंगुणो हि स ॥ १९-१९

" માયાના ગુણોથી રહિત થઈ, અક્ષરબ્રહ્મની સાથે એકતા કરી, વાસુદેવ ભગવાનની એકાંતિક ભકિત કરવી, એ જ સર્વ શાસ્ત્રોનો સિધ્ધાંત છે."

થાય, એવી પૃથ્વી થોડી. વળી એલચી, તજ, લવિંગ વગેરે તેજાના પાકે એવી જમીન તદ્દન થોડી અને સોનું થાય એવી તો સાવ ઓછી. આ તો દૃષ્ટાંત છે. તેનો સિદ્ધાંત એ છે કે આ જગતમાં સાધુ સન્યાસી તો ઘણા છે. પણ ભગવાનને મેળવી દે અને જીવને મોક્ષ માર્ગ બતાવે, ધર્મ પળાવે, એવા થોડા. એવા તો આ સ્વામીજી છે. તો એવા સત્પુરુષને ઓળખી પોતાના જીવાત્માનું સાર્થક કરી લેવું." આ પ્રમાણે યોગીજી મહારાજે સ્વામીશ્રીની અદ્વિતીયતા સમજાવી.

આવી રીતે આ કથાનો અદ્‌ભુત આનંદ સૌને સ્વામીશ્રીએ આપ્યો. હવે એકાંતિક ધર્મ સિદ્ધ કરવા માટે અનિવાર્ય સેવા ભાવના સૌને શીખવવા સ્વામીશ્રીએ રોગ ગ્રહણ કર્યો. આ માંદગી પ્રસંગે સ્વામીશ્રી પાસે ઘણા ભક્તો દર્શન અને સેવા માટે આવતા અને સ્વામીશ્રી પણ તેમને જુદી જુદી સેવા બતાવતા.

પૂ. છગનભાઇને સ્વામીશ્રીએ એક પગાર સેવામાં આપવાની ભલામણ કરતા કહ્યું કે 'રૂપિયા એક હજાર આપજો.' પૂ. છગનભાઇએ હાથ જોડી કહ્યું, 'સ્વામીજી મને રૂા. ૩૦૦૦) મળે છે તો તેટલી સેવા કરીશ.' તેથી સ્વામીશ્રી બહુ જ રાજી થયા અને બેઠા થઈ કોલ આપ્યો, 'હું તથા જોગી મહારાજ, મહારાજને લઇને તમોને સાક્ષાત્ તેડવા આવીશું.' એટલે છગનભાઇએ હાથ જોડી કહ્યું 'દયાળુ! અક્ષરધામ સીવાય બીજે મૂકી ન દેશો; એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'આ દેહેજ ચોખ્ખા કરી અક્ષરધામમાં લઈ જઈશ.'

આ પ્રસંગથી મુંબઈના હરિભક્તોને સ્વામીશ્રીની અંગત સેવાનો ઘણો લાભ મળ્યો. અંબુભાઈ હિરાભાઈના મિત્ર ડૉ. જમનાદાસ પટેલે સ્વામીશ્રીના દર્દની ચિકિત્સા કરી દવા શરુ કરી. સાધુ અક્ષરપ્રિયદાસ સાથે બે ત્રણ હરિભક્તો સ્વામીશ્રીની અંગત સેવામાં રહ્યા. નાનુભાઇએ સ્વામીશ્રીને રુચે એવી રસોઈ કરી જમા

ડવાની સેવા ઉઠાવી લીધી. નાના સાધુ સનાતનદાસ તથા નિરન્નમુક્તદાસ* સ્વામીશ્રી પાસે જ રહેતા અને મૂર્તિના કીર્તનો ગાઈ સ્વામીશ્રીને રાજી કરતા. આમ અનેક પ્રકારે સ્વામીશ્રીની અંગત સેવામાં સૌ જોડાઈ ગયા. સ્વામીશ્રી પણ રાત્રી પડે ત્યારે નિયમ મુજબ સ્નાન કરી, જાણે કાંઈ રોગ જ નથી, એમ ખાટલામાં બેસી વાતો કરે અને સૌને દેહદશાનું ભાન ભુલાવી દે. સ્વામીશ્રીને થાક લાગશે એવો વિચાર અમને આવતો અને અમે સ્વામીશ્રીને કહેતા ત્યારે હસીને અમને કહેતા, 'અહો ! તમારા જેવા અતિ શ્રદ્ધાવાળા હરિભક્તો સાંભળનારા ક્યાં મળે ? વળી તમે અમારી દેહે કરીને, પદાર્થે કરીને અને ધને કરીને સેવા કરો છો તો અમારે તમારી વાતે કરીને સેવા કરવી જોઈએ.' એમ થાક કે રોગને અવગણીને, સ્વામીશ્રી બ્રહ્માનંદમાં અમને તૃપ્ત કરી દેતા. આવા અતિ અદ્‌ભુત બ્રહ્મના આનંદનો અનુભવ કર્યા પછી મહારાજના શબ્દો, 'આત્મસત્તારૂપે રહેવું તેથી પણ ભગવાનને ભગવાનના ભક્ત ભેળે દેહ ધરીને રહેવું એ શ્રેષ્ઠ છે.' યથાર્થ સમજાયા. આવું અપૂર્વ સુખ મુંબઈના હરિભક્તોને સ્વામીશ્રીએ આપ્યું. આ દિવ્ય આનંદના અનુભવમાં સૌ મસ્ત બની ગયા અને પચ્ચીસ દિવસ ક્યાં ગયા તેની ખબર પણ ન પડી. સ્વામીશ્રી સંતમંડળ સાથે વિદાય થયા. કાર્તિકી પૂનમના સમૈયે સૌને આવવાની આજ્ઞા કરી. અમે સૌ સ્વામીશ્રીની મૂર્તિની સ્મૃતિ કરતા કરતા, સત્સંગ મહોદધિમાં લીન થઈ ગયા.

મુંબઈથી નીકળી સ્વામીશ્રી સુરત ત્યાંના સત્સંગમંડળના આમંત્રણથી ઉતર્યા. શેઠ ગોવનભાઈ અંબારામ ભગતને ઘેર ઉતારો રાખ્યો. મગનભાઈ નરસિંહભાઈ પટેલ તથા જયંતિલાલ ટાંક અત્રે સેવામાં હાજર થઈ ગયા.

---

* પૂર્વાશ્રમના બેચ ગામના વેકરીનરી ડૉ. પ્રભાકર

રાત્રે સભામાં, આ મંદિરમાં વિજ્ઞાનાનંદસ્વામીના મંડળમાં પોતે રહેતા તે સમયના પ્રસંગની વાત સ્વામીશ્રીએ કરી, "અહીં હરિકૃષ્ણ મહારાજની મૂર્તિની પ્રતિષ્ઠા પ્રસંગે લગભગ ૮૦ હરિભક્તોને નારાયણ મુનિના સ્વરૂપમાંથી મહારાજે દર્શન દીધાં. ત્યારે મને સંકલ્પ થયો, 'ગૃહસ્થ હરિભકતોને દર્શન થાય ત્યારે અમે ત્યાગીઓએ શું ગુન્હો કર્યો ?' એ પ્રમાણે સંકલ્પમાં થયો અને ત્યારપછી એકચિત્તે આઠ કલાક અખંડ મહારાજની મૂર્તિ સંભારી માળા ફેરવી, ત્યાં મહારાજે સાક્ષાત્ દર્શન દીધાં અને મારો હાથ પકડી મંદિરમાં લઈ ગયા. ગૃહસ્થ સત્સંગીઓને જેવી રીતે દર્શન થયા હતા તેવી જ રીતે ઘણા વખત સુધી દર્શન આપી શાંતિ પમાડી અદૃશ્ય થવાની ઇચ્છા કરતા હતા ત્યારે મેં વિનતિ કરી, 'આ પ્રમાણે અખંડ દર્શન દેશોને ?' ત્યારે મહારાજે હસીને કહ્યું, 'સદાને માટે હું તમારી ભેગો છું.' કહેવાનો મુદ્દો એ છે કે ભગવાન પોતાના ભક્તથી જરાપણ અળગા રહી શકતા નથી. માટે દરેકે ભક્ત થવાનું તાન રાખવું. પછી ભગવાન અખંડ રહેશે. એવી રીતે ભગવાનની મૂર્તિરૂપી ચિંતામણી મળી પછી કોઈ વાતની ખામી રહેશે જ નહિ. તમો પણ સૌ એવા એકાંતિક ભક્ત થઈ શ્રીજીસ્વામીની સેવામાં અખંડ રહો અને અનેક મુમુક્ષુ જીવોને મોક્ષને માર્ગે પ્રેરો, એવું અપાર બળ મહારાજ અને સ્વામી તમને આપે, એવા અમારા અંતરના આશીર્વાદ છે." આ પ્રમાણે રાત્રીની સભામાં પોતાના પ્રસંગની વાત કરી મહારાજ પોતાની ભેળા અખંડ છે, એ સૌને સમજાવ્યું.

સદાને માટે હું તમારી ભેગો છું

બીજે દિવસે ત્યાંથી જમીને સ્વામીશ્રી સંતમંડળ સાથે નીકળી અટલાદરા પધાર્યા.

× × ×

સં. ૨૦૦૪નો અન્નકૂટનો સમૈયો સ્વામીશ્રીએ સારંગપુર કર્યો.

સારંગપુરનો દરવાજો

સૌરાષ્ટ્રના હરિભક્તોને સત્સંગનું સુખ આપવા તથા સારંગપુરના સંતમંડળને કથા-વાર્તા અને સમાગમનો લાભ આપવા, સ્વામીશ્રી આ સમૈયા પછી પણ સારંગપુરમાં વિશેષ રોકાયા. દેહે મંદવાડ જણાવતા, સેવાનો અવકાશ આપતા, સ્વામીશ્રી સૌને આનંદ કરાવતા હતા.

મંદિરનો ભવ્ય દરવાજો તૈયાર થઈ ગયો હતો. ગગનને તાળી દેતો આ દરવાજો અક્ષરધામના દ્વારપાળ સમો, અનેકને દૂરથી આકર્ષતો, પોતામાં ખેંચતો, પોતાના દર્શન માત્રથી અંતઃકરણમાં ભક્તિભાવનાં પૂર ભરી દેતો, જાણે કોઈ મુક્તાત્મા સ્વરૂપે સ્વામીશ્રીની આજ્ઞાથી અહીં પળ માત્રમાં ખડો થઈ ગયો હોય, તેમ દેખાતો હતો. સ્વામીશ્રી દરવાજો જોઈને બોલ્યા, 'આ દરવાજાના જે દર્શન કરશે તેનો મોક્ષ થશે અને શ્રીહરિ ને સ્વામી તેને સાક્ષાત્ તેડવા આવશે.' તે વખતે ગુંદા ગામના ગઢવી ખૂમાભાઈએ સ્વામીશ્રીની આ વાત સાંભળી કહ્યું, "સ્વામીજી બહુજ પ્રતાપી છે. ગયા જળઝિલણીના સમૈયા વખતે સ્વામીશ્રીને બહુજ વરસાદને લીધે ગુંદા રોકાઈ જવું પડયું હતું. અહીં બીજે દિવસે પારાયણ શરુ કરવાની હતી, અને વરસાદ બંધ થતો ન હતો. પછી સ્વામીશ્રીએ કહ્યું, 'હવે બંધ થઈ જા.' એટલે તુરત જ વરસાદ બંધ થઈ ગયો, મારી નજરે જોએલ વાત છે."

ત્યારબાદ સભામાં કથા પ્રસંગે સ્વામીશ્રીએ વાત કરી, "આ ગામમાં શ્રીહરિ ઘણો વખત બિરાજ્યા છે અને મુક્તરાજ જીવાખાચરને વર આપેલ તે આજે પૂરો કરી બતાવ્યો છે. વળી અત્યારે મહારાજ અને સ્વામી પરોક્ષ નથી, પ્રગટ જ છે અને આ જે તમે લાભ લ્યો છો તે મહારાજ સ્વામીના પ્રગટના સ્વરૂપનો જ છે. આ ગોંડળ, સારંગપુર, બોચાસણ, અટલાદરા એ બધા ધામો શ્રી હરિના છે. તેમાં અધિક ન્યૂન કાંઈ નથી. માટે

રાત્રે સભામાં, આ મંદિરમાં વિજ્ઞાનાનંદસ્વામીના મંડળમાં પોતે રહેતા તે સમયના પ્રસંગની વાત સ્વામીશ્રીએ કરી, " અહીં હરિકૃષ્ણ મહારાજની મૂર્તિની પ્રતિષ્ઠા પ્રસંગે લગભગ ૮૦ હરિભક્તોને નારાયણ મુનિના સ્વરૂપમાંથી મહારાજે દર્શન દીધાં. ત્યારે મને સંકલ્પ થયો, 'ગૃહસ્થ હરિભક્તોને દર્શન થાય ત્યારે અમે ત્યાગીઓએ શું ગુન્હો કર્યો ?' એ પ્રમાણે સંકલ્પમાં થયો અને ત્યારપછી એકચિત્તે આઠ કલાક અખંડ મહારાજની મૂર્તિ સંભારી માળા ફેરવી, ત્યાં મહારાજે સાક્ષાત્ દર્શન દીધાં અને મારો હાથ પકડી મંદિરમાં લઈ ગયા. ગૃહસ્થ સત્સંગીઓને જેવી રીતે દર્શન થયા હતા તેવી જ રીતે ઘણા વખત સુધી દર્શન આપી શાંતિ પમાડી અદૃશ્ય થવાની ઇચ્છા કરતા હતા ત્યારે મેં વિનતિ કરી, 'આ પ્રમાણે અખંડ દર્શન દેશોને ?' ત્યારે મહારાજે હસીને કહ્યું, 'સદાને માટે હું તમારી ભેગો છું.' કહેવાનો મુદ્દો એ છે કે ભગવાન પોતાના ભક્તથી જરાપણ અળગા રહી શકતા નથી. માટે દરેકે ભક્ત થવાનું તાન રાખવું. પછી ભગવાન અખંડ રહેશે. એવી રીતે ભગવાનની મૂર્તિરૂપી ચિંતામણી મળી પછી કોઈ વાતની ખામી રહેશે જ નહિ. તમો પણ સૌ એવા એકાંતિક ભક્ત થઈ શ્રીજીસ્વામીની સેવામાં અખંડ રહો અને અનેક મુમુક્ષુ જીવોને મોક્ષને માર્ગે પ્રેરો, એવું અપાર બળ મહારાજ અને સ્વામી તમને આપે, એવા અમારા અંતરના આશીર્વાદ છે." આ પ્રમાણે રાત્રીની સભામાં પોતાના પ્રસંગની વાત કરી મહારાજ પોતાની ભેળા અખંડ છે, એ સૌને સમજાવ્યું.

સદાને માટે હું તમારી ભેગો છું

બીજે દિવસે ત્યાંથી જમીને સ્વામીશ્રી સંતમંડળ સાથે નીકળી અટલાદરા પધાર્યા.

× × ×

સં. ૨૦૦૪નો અન્નકૂટનો સમૈયો સ્વામીશ્રીએ સારંગપુર કર્યો.

સારંગપુરનો દરવાજો

સૌરાષ્ટ્રના હરિભક્તોને સત્સંગનું સુખ આપવા તથા સારંગપુરના સંતમંડળને કથા-વાર્તા અને સમાગમનો લાભ આપવા, સ્વામીશ્રી આ સમૈયા પછી પણ સારંગપુરમાં વિશેષ રોકાયા. દેહે મંદવાડ જણાવતા, સેવાનો અવકાશ આપતા, સ્વામીશ્રી સૌને આનંદ કરાવતા હતા.

મંદિરનો ભવ્ય દરવાજો તૈયાર થઈ ગયો હતો. ગગનને તાળી દેતો આ દરવાજો અક્ષરધામના દ્વારપાળ સમો, અનેકને દૂરથી આકર્ષતો, પોતામાં ખેંચતો, પોતાના દર્શન માત્રથી અંતઃકરણમાં ભક્તિભાવનાં પૂર ભરી દેતો, જાણે કોઈ મુક્તાત્મા સ્વરૂપે સ્વામીશ્રીની આજ્ઞાથી અહીં પળ માત્રમાં ખડો થઈ ગયો હોય, તેમ દેખાતો હતો. સ્વામીશ્રી દરવાજો જોઈને બોલ્યા, 'આ દરવાજાના જે દર્શન કરશે તેનો મોક્ષ થશે અને શ્રીહરિ ને સ્વામી તેને સાક્ષાત્ તેડવા આવશે.' તે વખતે ગુંદા ગામના ગઢવી ખૂમાભાઈએ સ્વામીશ્રીની આ વાત સાંભળી કહ્યું, "સ્વામીજી બહુજ પ્રતાપી છે. ગયા જળઝિલણીના સમૈયા વખતે સ્વામીશ્રીને બહુજ વરસાદને લીધે ગુંદા રોકાઈ જવું પડયું હતું. અહીં બીજે દિવસે પારાયણ શરુ કરવાની હતી, અને વરસાદ બંધ થતો ન હતો. પછી સ્વામીશ્રીએ કહ્યું, 'હવે બંધ થઈ જા.' એટલે તુરત જ વરસાદ બંધ થઈ ગયો, મારી નજરે જોએલ વાત છે."

ત્યારબાદ સભામાં કથા પ્રસંગે સ્વામીશ્રીએ વાત કરી, "આ ગામમાં શ્રીહરિ ઘણો વખત બિરાજ્યા છે અને મુક્તરાજ જીવાખાચરને વર આપેલ તે આજે પૂરો કરી બતાવ્યો છે. વળી અત્યારે મહારાજ અને સ્વામી પરોક્ષ નથી, પ્રગટ જ છે અને આ જે તમે લાભ લ્યો છો તે મહારાજ સ્વામીના પ્રગટના સ્વરૂપનો જ છે. આ ગોંડળ, સારંગપુર, બોચાસણ, અટલાદરા એ બધા ધામો શ્રી હરિના છે. તેમાં અધિક ન્યૂન કાંઈ નથી. માટે

દરેક સ્થળે સરખી સેવા કરવી અને સત્સંગમાં સુહૃદપણું રાખવું. ભગવાન અને તેમના ભક્ત સિવાય બીજું કાંઈ કામનું નથી.” એ પ્રમાણે સ્વામીશ્રીએ કેટલીક મુદ્દાની વાત કરી. સારંગપુરમાં સ્વામીશ્રી, વાની ઉપાધિ ગ્રહણ કરી હોવાથી, ઘણો વખત રહ્યા. તે પછી અમદાવાદમાં મકરસંક્રાંતિનો સમૈયો હોવાથી, અને અમદાવાદ શ્રી નરનારાયણ દેવની ગાદીના આચાર્ય મહારાજ શ્રી દેવેન્દ્રપ્રસાદજી મહારાજના ખાસ આમંત્રણથી, અમદાવાદ પધાર્યા.

## આફ્રિકા મુક્ત મંડળ દેશમાં

પોષ માસમાં આફ્રિકાથી ત્યાંના સત્સંગ મંડળના જ્યોતિર્ધર સમાન મુક્તરાજ મગનભાઈ તથા ત્યાંના સત્સંગ મંડળના સ્થાપક હરમાનભાઈ, ભાદરણના ત્રિભોવનદાસ મૂળજીભાઈ પટેલ, અંબાલાલભાઈ પી. પટેલ, કોઠારી ઈશ્વરભાઈ, ગાનાવાળા પ્રભુદાસ લાલાજી તથા ચુનીભાઈ વગેરે દેશમાં સ્ટીમર રસ્તે આવ્યા. મુંબઈમાં સત્સંગ મંડળે સદ્‌ગુરુ શ્રી નિર્ગુણદાસ સ્વામીની હાજરીમાં તેમનું ભવ્ય સ્વાગત કર્યું. મુંબઈમાં તેઓ બે દિવસ રોકાયા અને પછી ગુજરાતમાં પધાર્યા.

× × ×

અટલાદરામાં મહા સુદ પંચમીના શુભ દિવસે સ્વામીશ્રીની જયંતિ, ચાંદી તુલા કરી ભવ્ય રીતે ઉજવવી, એવી મુક્તરાજ મથુરભાઈની ઈચ્છા હતી. સર્વે હરિભક્તોને મથુરભાઈના આ શુભ સંકલ્પથી ઘણો જ આનંદ થયો. આ સેવામાં ભાગ આપવા મથુરભાઈને ઘણાએ વિનતિ કરી, પરંતુ મથુરભાઈએ કહ્યું, ‘આ સેવા તો મને એકલાને જ કરવા દો. આપના સૌના મનોરથો સ્વામીશ્રી ભવિષ્યમાં જરૂર પૂરા કરશે.’

આ સમૈયાનું તમામ નિયંત્રણ આફ્રિકા સત્સંગ મંડળે હાથમાં લઈ લીધું. હરમાનભાઈએ કાર્યક્રમ જાહેર કર્યો. પ્રથમ શ્રી હરિની પ્રાર્થના બાદ શ્રી નિર્ગુણદાસ સ્વામીએ શરૂઆત કરી. ત્યારબાદ શ્રી યોગીજી મહારાજની દિવ્ય વાણી સાંભળવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. આ સંતવર્ય ખૂબ જ ઓછું બોલતા. કથા પ્રસંગે વાતો કરે પરંતુ આવા પ્રસંગે ઝાઝું ન બોલે. આજે તેમણે સ્વામીશ્રીના આ શુભ જન્મદિન પ્રસંગે સ્વામીશ્રીના મહિમાની અદ્ભુત વાતો કરી. છેલ્લે શ્રી નંદાજીએ પોતાની અનુભવ વાણી ઉચ્ચારીઃ

સ્વામીશ્રી અતિ મહાન છે

"સ્વામીશ્રી અતિ મહાન છે, અલૌકિક છે, અદ્વિતીય છે. જેટલા પ્રમાણમાં આપણે તેમની સાથે રહ્યા તેટલાં આપણાં સદ્ભાગ્ય. આ જગતમાં એવું કોઇ પદાર્થ નથી જે આપણે તેમની સમક્ષ મૂકી શકીએ. તેઓ તેનાથી રાજી થતા નથી. તેઓ તો એમ જ કહે છે કે મારી પાસે જે છે તે તમો લ્યો. તે આપણે લઇ શકતા નથી, તે આપણી ખોટ છે. સ્વામીશ્રીના સંબંધમાં હું થોડા જ વર્ષોથી આવ્યો છું છતાં તેમની પાસેથી એ અલ્પ સમયમાં પણ મેં જે મેળવ્યું છે તે, મારી ૫૦ વર્ષની ઉમરમાં જે કાંઈ બીજા પાસેથી હું મેળવી શકયો છું, તેની સરખામણીમાં અતિ અતિ મહાન છે. બીજી સેવા હું કરું છું તેમાં અનેક પ્રકારની ભ્રમણા ઉત્પન્ન થાય છે. જ્યારે સ્વામીશ્રીના અલ્પ પ્રસંગથી મને અંતઃકરણમાં અપાર શાંતિ, સ્થિરતા પ્રાપ્ત થાય છે. આ લાભ અમૂલ્ય છે."

"સ્વામીશ્રી આ પૃથ્વી ઉપર પધાર્યા છે. આપણે માટે, આપણે તેમની પાસે જે છે તે બધું લઈ લેવાનું છે. શ્રીજી મહારાજને પ્રાર્થના કરવાની છે કે સ્વામીશ્રી પાસે જે છે તે બધુ જ અમને મળે ત્યાં સુધી સ્વામીશ્રીને આ પૃથ્વી ઉપર અમારે માટે રાખો. સ્વામી એવી મહાન વસ્તુ લઈને પધાર્યા છે. પરંતુ આપણે તેમની પાસેથી અલ્પ પણ લઈ શકતા નથી."

"આજે જગતમાં જે દુઃખ અને અનાચાર દેખાય છે તેનું કારણ શ્રીજી મહારાજે જે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિના સિધ્ધાંતો પ્રવર્તાવ્યા છે, તેને કોઇ અનુસરતું નથી, તે જ છે. આપણે તો ફક્ત એક જ વાતનો પ્રચાર કરવો કે ધર્મવાળા છે તે જ સુખી છે. એ કહેવું અને સિદ્ધ કરવું. આપણું ચારિત્ર્ય બીજાને દાખલો બેસાડી શકે તેવું હોવું જોઇએ. સ્વામીશ્રી તોજ રાજી થાય." આ પ્રમાણે ખૂબ જ વિસ્તારપૂર્વક શ્રી નંદાજી બોલ્યા. સ્વામીશ્રી પ્રત્યેની તેમની ભાવનાને અનુરૂપ શબ્દો તેમને જડતા ન હતા. છતાં સ્વામીશ્રી માટે શું કરી નાખવું તેવો તેમનો અંતર્ગત ભાવ સૌને જણાઈ આવતો હતો.

**વિશેષ ભક્તિનું સ્વરૂપ**

ઉપસંહારમાં સ્વામીશ્રીએ धर्मस्त्याज्यो न कैश्चित् એ શ્લોકથી પ્રારંભ કરી તેનું રહસ્ય સમજાવ્યું અને પછી કહ્યું, "અક્ષરધામનું સ્વરૂપ ઓળખી તેમાં અખંડ બિરાજેલ પુરુષોત્તમ નારાયણને સદા સાકારમૂર્તિ સમજી તેમની ઉપાસનારૂપ ભક્તિ કરવી, એનું નામ ભક્તિ ! વળી નારદજી જેવો ગુણવાન હોય તો પણ જો ભગવાનની ભક્તિ ન હોય તો મહારાજને ન ગમે, તેમ મહારાજે વચનામૃતમાં લખ્યું છે. નારદજી તો કીર્તન ગાતા, નામ સ્મરણ કરતા, છતાં મહારાજે જે ભક્તિ બતાવી છે તે જૂદી છે. તે ભક્તિ એટલે પોતાના ઇષ્ટદેવનું માહાત્મ્ય યથાર્થ સમજી તેમની બહુ જ પ્રેમપૂર્વક ઉપાસના કરવી તે છે. વળી અક્ષરબ્રહ્મરૂપ પોતે થઈને જે ભકિત કરવી તે વિશેષ ભકિત. અહીંથી તે ઠેઠ પ્રકૃતિપુરુષ સુધીના લોકના પદાર્થને નાશવંત સમજી, તેવો વૈરાગ્ય કેળવી, મહારાજના સ્વરૂપ સાથે જોડાએલા સત્પુરુષને અખંડ સેવવાથી, આ પ્રકારની વિશેષ ભકિત સિધ્ધ થાય છે."

"મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીને આવો જ પ્રશ્ન જૂનાગઢમાં પૂછવામાં આવ્યો હતો. ત્યારે તેમણે મુકતાનંદ સ્વામીના

' સંત જન મોઈ સદા મોહે ભાવે ' એ ચાર પદ બોલીને કહ્યું, ' આ ચારે પદમાં મહારાજનો તમામ સિધ્ધાંત આવી જાય છે. '

•

" શ્રીજી મહારાજે ગઢડામાં કહ્યું હતું કે ગઢડાનું મંદિર તો હું પોતે કરીશ. વળી સારંગપુર મંદિર માટે આગળથી કહ્યું કે ત્યાં સર્વોપરી દેવ બેસશે અને એ ધામ સર્વોપરી થશે. આજે એ વચન પ્રમાણે મહારાજ ત્યાં બિરાજ્યા છે. હવે ભવિષ્યમાં આપણે શું કરવું તે વિચારવાનું છે. હવે મોટું મંદિર જે થવાનું છે તેમાં સૌએ ભળવાનું છે." સ્વામીશ્રીએ આ પ્રમાણે શ્રીજી મહારાજનો ગઢપુરમાં મોટું મંદિર કરવાનો ગૂઢ સંકલ્પ કહ્યો અને સૌને આદેશ કર્યો કે શ્રીજીમહારાજની આ સર્વોપરી સેવામાં સૌએ તન, મન અને ધનથી ભળવું અને દિગ્વિજય કરવો.

•

ત્યારબાદ સ્વામીશ્રીની ચાંદી તુલા થઈ, આ દર્શન અલૌકિક હતું. અક્ષર અને પુરુષોત્તમની સેવામાં પોતાના જીવનની પળે પળ અર્પનાર આ સંતવર્યે પ્રત્યેનો આ સદ્‌ભાવ લૌકિક દૃષ્ટિએ પણ ઘણો જ અલ્પ હતો, તો આધ્યાત્મિક દૃષ્ટિએ તો એ સ્વરૂપનું મૂલ્યાંકન થઈ જ શી રીતે શકે ? આ ધન્ય પ્રસંગની સ્મૃતિ જાળવી રાખવા સૌ એકાગ્રચિત્તે સ્વામીશ્રીની દિવ્ય મૂર્તિના દર્શનમાં તલ્લીન થઈ ગયા. તુલાવિધિ પૂર્ણ થયા બાદ સૌ હરિભક્તોએ વ્યકિતગત પૂજન કર્યું. લક્ષ્મીના તો ગંજના ગંજ આ સંતવર્યના ચરણકમળમાં પડવા લાગ્યા. ત્યારબાદ આરતી થઇ. આવી રીતે આ સમૈયો અતિ અપાર ભવ્યતાથી ઉજવાયો. સ્વામીશ્રીનો દિવ્ય આદેશ સૌ અંતરમાં ઝિલી છૂટા પડયા.

× × ×

આ સમૈયા બાદ તુરત જ કનીજ સ્ટેશન પાસે નેનપુરમાં, શ્રી સત્સંગિજીવનનું પારાયણ મણીભાઈ તથા ડાહ્યાભાઈ તથા નારાયણભાઇએ તેમના પિતાશ્રી સોમાભાઇના શુભ સંકલ્પ અનુસાર

કરાવવાનું ગોઠવ્યું હતું. એટલે સ્વામીશ્રી, નિર્ગુણદાસ સ્વામી, યોગીજી મહારાજ, નારાયણસ્વરૂપદાસજી વગેરે સંતમંડળને લઈને નેનપુર પધાર્યા. આફ્રિકાનું સત્સંગમંડળ પણ સાથે હતું.

કથા દરમ્યાન સ્વામીશ્રી અમદાવાદ એક દિવસ માટે પધાર્યા. અદાવાદ આવ્યા પછી અચાનક સ્વામીશ્રીએ મંદવાડ ગ્રહણ કર્યો. ડૉ. રતિલાલ સ્વામિનારાયણ તુરત જ સેવામાં હાજર થઈ ગયા. અમદાવાદના પ્રતિષ્ઠિત ડૉકટર માંકડને લઈને શ્રી ચંપકભાઈ પણ તુરત જ આવ્યા. ડૉકટરે સ્વામીશ્રીની નાડ તપાસી. નાડીની ગતિ મંદ હતી. હૃદય તપાસ્યું. હૃદય ઉપર સખત હુમલો થયાનું જણાવ્યું અને સ્થિતિ ખૂબ જ ગંભીર છે, એમ કહી સૌને અતિ અપાર ચિંતામાં મૂકી દીધા. સ્વામીશ્રીના હજૂરી સેવકો અક્ષરપ્રિયદાસ, સુમનલાલ, કાંતલાલ, જગજીવનદાસ, પન્નાલાલ શેઠ વગેરે અતિશય મુઝવણમાં પડયા. સ્થિતિ ધીરે ધીરે ગંભીર થવા લાગી. આથી સૌની ધીરજનો અંત આવી ગયો. તુરત જ રામચંદ્રભાઈને નિર્ગુણદાસ સ્વામીને તથા યોગીજી મહારાજને બોલાવવા નેનપુર મોકલ્યા.

અર્ધી રાત્રે રામચંદ્રભાઈ નેનપુર પહોંચ્યા. કોઇને ખબર ન પડે તેવી રીતે નિર્ગુણદાસ સ્વામીને તથા યોગીજી મહારાજને જગાડીને વાત કરી. સૌ ચિંતાગ્રસ્ત થઈ ગયા. મુકતરાજ મગનભાઈ તથા સંસ્થાના સેક્રેટરી મગનભાઈ નરસિંહભાઈ પટેલ તથા હરમાનભાઈ તુરત જ અમદાવાદ જવા તૈયાર થયા. નિર્ગુણદાસ સ્વામીએ હિંમતપૂર્વક સૌને કહ્યું, ‘ તમો ચિંતા ન કરશો. સ્વામીશ્રી ઉદાસ થવાના જ નથી. તમો ત્રણ જાવ અને હું તથા યોગી મહારાજ પૂર્ણાહુતિ કરીને આવીશું. ’ નિર્ગુણદાસ સ્વામીની આવી ધીરજ છતાં આ હરિભકતોના અંતરમાં એક જાતનો સંદેહ ઉત્પન્ન થયો. સ્વામીશ્રીએ અચાનક આ ચરિત્ર કેમ કર્યું ? કદાચ ઉદાસ થશે તો ? વિષાદથી સૌની શકિત જાણે ક્ષીણ થઈ ગઈ હોય તેમ લાગ્યું.

## सत्संगना साचा सुहृद स्वामीश्री निर्गुणदासजी



सत्सङ्गे पुरुषोत्तमस्य विपुलं धामाऽतनोत् शाश्वतं
'आफ्रीका'-जडतां स्वलेखमहितैर्ज्ञानैश्च योऽनाशयत् ।
कृत्वा विस्मयकारि कर्म रुचिरं लोकोत्तरो योऽभवत्
तं श्री निर्गुणदासमेव मधुरं वन्दे सदा मङ्गलम् ॥

એકાએક મુક્તરાજ મગનભાઈએ સૌને કહ્યું. 'સાંભળો ! સ્વામીબાપા દયાળુ છે, આપણને રખડાવીને જાય નહિ. માટે આપણે સૌ એવો સંકલ્પ કરો કે અમદાવાદ આંમલીપોળના મંદિરે પહોંચીએ ત્યારે સ્વામીબાપા પૂજા કરતા હોય તેવા દર્શન થાય.' મગનભાઈના એ શબ્દોથી સૌને હિંમત આવી અને તે પ્રમાણે દઢ સંકલ્પ કરી, સૌ અંતરમાં ભજન કરતા અમદાવાદ પહોંચ્યા.

આંમલી પોળના મંદિરમાં તેઓ પહોંચ્યા ત્યારે સ્વામીશ્રી ઝાડે જઈ આવી દાતણ કરતા હતા. સ્વામીશ્રીને આ પ્રમાણે દાતણ કરતા જોઈ સૌના જીવમાં જીવ આવ્યો. દંડવત્ કરી સૌ પાસે બેઠા. સ્વામીશ્રીને તબિયતના સમાચાર પૂછ્યા. ત્યારે તેમણે કહ્યું, 'હૃદયરોગ થયો છે એવું દાકતર કહે છે.' પછી સ્નાનવિધિ કરી પૂજા કરવા બેઠા. આ રીતે તેમના સંકલ્પ પ્રમાણે તેમને દર્શન દીધાં અને પછી ખાટલામાં પોઢી ગયા. હરમાનભાઈને નેનપુર મોકલ્યાં અને કહ્યું, 'પારાયણની પૂર્ણાહુતિ કરીને પછી જ સૌ અહીં આવે તેમ કહેશો.'

હરમાનભાઈ નેનપુર ગયા. તમામ સમાચાર કહ્યા. સૌને શાંતિ થઈ, છતાં ઉત્સાહ ચાલ્યો ગયો. તે જ દિવસે હું પણ નેનપુર પહોંચ્યો. સ્વામીશ્રીને ન જોયા પરંતુ સ્વામીશ્રીની માંદગીના સમાચાર મળ્યા એટલે અંતરમાં અકથ્ય વ્યથા થઈ. નિર્ગુણદાસ સ્વામીએ ધીરજ આપતાં કહ્યું, 'સ્વામીશ્રીને કાંઇ થવાનું નથી. તમે ચિંતા ન કરશો.' બીજે દિવસે યજ્ઞની તથા પારાયણની પૂર્ણાહુતિ થઈ. ત્યાર બાદ વેદવિધિપૂર્વક મૂર્તિની પ્રતિષ્ઠા યોગીજી મહારાજના વરદ હસ્તે થઈ અને સૌ જમીને તુરત જ અમદાવાદ ગયા.

ગંભીર રોગ ધારણ કરીને જાણે પોઢયા હોય એવી સ્વામીશ્રીની મુખમુદ્રા જોઇ, કોઇના અંતઃકરણ હાથ ન રહ્યા. ના[illegible]

શાસ્ત્રી તો ચોધાર આંસુએ રડી પડયા. સૌએ તેમને ધીરજ આપી. પછી મુક્તરાજ આશાભાઈએ સ્વામીશ્રીને હાથ જોડી ગદ્દગદ કંઠે પ્રાર્થના કરી, 'દયાળુ! હજુ ઘણા કાર્યો આપને કરવાના બાકી છે તો આપ ઉદાસ ન થશો અને અમારી સામું જોશો.' પછી સ્વામીશ્રી જાણે કાંઇ રોગ થયો જ નથી એવું પ્રફુલ્લ મુખારવિંદ કરીને ખાટલામાં બેઠા થયા અને તકિયે ઓઠિંગણ દઈને બોલ્યા, 'રહેવું કે જવું તે તો મહારાજના હાથની વાત છે. મૃ. અ. મૃ. ગુણાતીતાનંદ સ્વામી પણ ૮૨ વર્ષે દેહ મૂકીને ગયા. એમ મોટા મોટા પણ ચાલ્યા ગયા. તેમ આપણે પણ જવાનું છે. પરંતુ મહારાજે સમજાવ્યું કે 'બેઠા હોય અને ઊભા થતાં જેટલી વાર લાગે તેટલી પણ વાર આજ્ઞા પાળવામાં ન લગાડે ત્યારે આજ્ઞામાં ટુકટુક વર્ત્યા કહેવાય. તમે સૌ આજે એવી રીતે વર્તો છો તેથી સર્વોપરી કાર્ય કરવાનો એક શુભ સંકલ્પ રહે છે!'

શિવરાત્રીના પુણ્ય અવસરને દિવસે સવારમાં સ્વામીશ્રી બિમાર હોવા છતાં નિત્યવિધિથી પરવારી, સભામાં પધાર્યા. શ્રી ગુલઝારીલાલ નંદા, ચંપકભાઇ બેંકર તેમજ અમદાવાદના મુખ્ય મુખ્ય હરિભકતો સભામાં બેઠા હતા 'સ્વામિનારાયણ દિગ્વિજય' ના તંત્રી શ્રી બેચરદાસ પણ સ્વામીશ્રીના દર્શને આવ્યા હતા. તેમના કેટલાક પ્રશ્નોનો ઉત્તર આપતાં સ્વામીશ્રીએ સભામાં વાત કરીઃ—

"દરેકને અવળો અભિનિવેશ થયો છે. તેથી તેમના મંતવ્ય કે તેમની પ્રણાલિકા પાછળ વિચારને સ્થાન હોતું જ નથી. ધર્મ એટલે સદાચારના નિયમો, એમજ સૌ સમજે છે અને ભક્તિ કે ઉપાસનાનું તો કયાંઇ સ્થાનજ જણાતું નથી. દરેક સંપ્રદાયનું મૂળ ભૂત અંગ ભકિત અને ઉપાસના છે અને દરેક સંપ્રદાયની બિશેષતા તેના ઉપાસ્ય દેવ ઉપર હોય છે."

"આજે આપણે જોઇએ છીએ કે ચારિત્ર્યનું, નિયમનું, ધર્મનું ઠેકાણું પણ ન હોય છતાં મોટા પુરુષ કે ભગવાનની પંક્તિમાં કેટલાય મહાત્માઓ ગણાય છે. તેની પાછળ વિચાર કે શાસ્ત્ર અભ્યાસ નથી હોતો. તો તે બધાથી પર શુદ્ધ આત્માના અનુભવનું જ્ઞાન તો કયાંથી હોય ? આપણે આપણા ઇષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ ભગવાનને સર્વોપરી, સર્વ અવતારના અવતારી અને આત્યંતિક કલ્યાણના દાતા કહીએ છીએ. કારણ આપણા મોટા મોટા સદ્‌ગુરુઓ ગુણાતીતાનંદ સ્વામી, ગોપાળાનંદ સ્વામી, મુક્તાનંદ સ્વામી વગેરેએ શ્રીજી મહારાજના સર્વોપરી દિવ્ય સ્વરૂપનું અનુભવ જ્ઞાન મેળવ્યું અને આપણને આપ્યું. મહારાજે પણ સર્વોપરી સ્વરૂપ નિષ્ઠાના શબ્દો વચનામૃતમાં લખી દીધા અને પોતાના ભક્તોને પોતાના સર્વોપરીપણાનો સાક્ષાત્ અનુભવ પણ કરાવ્યો. આવું મહારાજનું અપાર ઐશ્વર્ય અને પ્રતાપ જોઇ, આપણે મહારાજને સર્વોપરી કહીએ છીએ. તેની પાછળ શ્રીજી મહારાજના જ શાસ્ત્રજ્ઞાનના શબ્દો છે અને સદ્‌ગુરુઓના અનુભવ જ્ઞાનના શબ્દો છે, પણ કેવળ અભિનિવેશ કે અંધશ્રદ્ધા નથી."

પછી અક્ષરનિરૂપણની વાતો કરતાં કહ્યું, "તત્ત્વે સહિત જ્યારે અક્ષરનો નિશ્ચય થાય ત્યારે જ તે ધામના અધિપતિ પુરુષોત્તમ ભગવાનનો નિશ્ચય થાય. વળી લોયા ૧૨ માં સર્વોપરી નિર્વિકલ્પ ઉત્તમ નિશ્ચયની વાત કરતાં મહારાજે ધામરૂપ અક્ષરનુ સાધર્મ્યપણું પામવાનું કહ્યું. શિક્ષાપત્રીમાં પણ निजात्मनं ब्रह्मरूपं એમ બ્રહ્મરૂપ થઈને પુરુષોત્તમ નારાયણની ભક્તિ કરવી એ જ સિધ્ધાંત કહ્યો છે. ગ. મ. ૩૧ માં પણ મનન દ્વારા બ્રહ્મનો સંગ કરવાનું કહ્યું છે. એટલે અક્ષરધામનો નિષેધ કરવો તેમાં તો શુદ્ધ ઉપાસનાના સિધ્ધાંતમાંજ વાંધો આવે." તે પછી ગ. મ. ૩૩, ૩૫, ૪૫, ૪૬, ૪૭, ૬૩; ગ. અં. ૭, ૩૮; ગ. પ્ર. ૧૩, ૬૩ વગેરે વચનામૃતો વંચાવી ખૂબ વાતો કરી. ત્યારબાદ સભા વિસર્જન કરી પોતે આરામ કરવા પધાર્યા.

શાસ્ત્રી તો ચોધાર આંસુએ રડી પડયા. સૌએ તેમને ધીરજ આપી. પછી મુકતરાજ આશાભાઈએ સ્વામીશ્રીને હાથ જોડી ગદ્‌ગદ્ કંઠે પ્રાર્થના કરી, 'દયાળુ! હજુ ઘણા કાર્યો આપને કરવાના બાકી છે તો આપ ઉદાસ ન થશો અને અમારી સામું જોશો.' પછી સ્વામીશ્રી જાણે કાંઇ રોગ થયો જ નથી એવું પ્રફુલ્લ મુખારવિંદ કરીને ખાટલામાં બેઠા થયા અને તકિયે ઓઠિંગણુ દઇને બોલ્યા, 'રહેવું કે જવું તે તો મહારાજના હાથની વાત છે. મૂ. અ. મૂ. ગુણાતીતાનંદ સ્વામી પણ ૮૨ વર્ષે દેહ મૂકીને ગયા. એમ મોટા મોટા પણ ચાલ્યા ગયા. તેમ આપણે પણ જવાનું છે. પરંતુ મહારાજે સમજાવ્યું કે 'બેઠા હોય અને ઊભા થતાં જેટલી વાર લાગે તેટલી પણ વાર આજ્ઞા પાળવામાં ન લગાડે ત્યારે આજ્ઞામાં ટુકટુક વર્ત્યા કહેવાય. તમે સૌ આજે એવી રીતે વર્તો છો તેથી સર્વોપરી કાર્ય કરવાનો એક શુભ સંકલ્પ રહે છે!'

શિવરાત્રીના પુણ્ય અવસરને દિવસે સવારમાં સ્વામીશ્રી બિમાર હોવા છતાં નિત્યવિધિથી પરવારી, સભામાં પધાર્યા. શ્રી ગુલઝારીલાલ નંદા, ચંપકભાઇ બેંકર તેમજ અમદાવાદના મુખ્ય મુખ્ય હરિભકતો સભામાં બેઠા હતા 'સ્વામિનારાયણ દિગ્વિજય' ના તંત્રી શ્રી બેચરદાસ પણ સ્વામીશ્રીના દર્શને આવ્યા હતા. તેમના કેટલાક પ્રશ્નોનો ઉત્તર આપતાં સ્વામીશ્રીએ સભામાં વાત કરી:—

"દરેકને અવળો અભિનિવેશ થયો છે. તેથી તેમના મંતવ્ય કે તેમની પ્રણાલિકા પાછળ વિચારને સ્થાન હોતું જ નથી. ધર્મ એટલે સદાચારના નિયમો, એમજ સૌ સમજે છે અને ભક્તિ કે ઉપાસનાનું તો કયાંઇ સ્થાનજ જણાતું નથી. દરેક સંપ્રદાયનું મૂળભૂત અંગ ભકિત અને ઉપાસના છે અને દરેક સંપ્રદામની બિશેષતા તેના ઉપાસ્ય દેવ ઉપર હોય છે."

"આજે આપણે જોઇએ છીએ કે ચારિત્ર્યનું, નિયમનું, ધર્મનું ઠેકાણું પણ ન હોય છતાં મોટા પુરુષ કે ભગવાનની પંક્તિમાં કેટલાય મહાત્માઓ ગણાય છે. તેની પાછળ વિચાર કે શાસ્ત્ર અભ્યાસ નથી હોતો. તો તે બધાથી પર શુદ્ધ આત્માના અનુભવનું જ્ઞાન તો ક્યાંથી હોય ? આપણે આપણા ઇષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ ભગવાનને સર્વોપરી, સર્વ અવતારના અવતારી અને આત્યંતિક કલ્યાણના દાતા કહીએ છીએ. કારણ આપણા મોટા મોટા સદ્‌ગુરુઓ ગુણાતીતાનંદ સ્વામી, ગોપાળાનંદ સ્વામી, મુક્તાનંદ સ્વામી વગેરેએ શ્રીજી મહારાજના સર્વોપરી દિવ્ય સ્વરૂપનું અનુભવ જ્ઞાન મેળવ્યું અને આપણને આપ્યું. મહારાજે પણ સર્વોપરી સ્વરૂપ નિષ્ઠાના શબ્દો વચનામૃતમાં લખી દીધા અને પોતાના ભક્તોને પોતાના સર્વોપરીપણાનો સાક્ષાત્ અનુભવ પણ કરાવ્યો. આવું મહારાજનું અપાર ઐશ્વર્ય અને પ્રતાપ જોઇ, આપણે મહારાજને સર્વોપરી કહીએ છીએ. તેની પાછળ શ્રીજી મહારાજના જ શાસ્ત્રજ્ઞાનના શબ્દો છે અને સદ્‌ગુરુઓના અનુભવ જ્ઞાનના શબ્દો છે, પણ કેવળ અભિનિવેશ કે અંધશ્રદ્ધા નથી."

પછી અક્ષરનિરૂપણની વાતો કરતાં કહ્યુ, "તત્ત્વે સહિત જ્યારે અક્ષરનો નિશ્ચય થાય ત્યારે જ તે ધામના અધિપતિ પુરુષોત્તમ ભગવાનનો નિશ્ચય થાય. વળી લોયા ૧૨ માં સર્વોપરી નિર્વિકલ્પ ઉત્તમ નિશ્ચયની વાત કરતાં મહારાજે ધામરૂપ અક્ષરનુ સાધર્મ્ય-પણું પામવાનુ કહ્યુ. શિક્ષાપત્રીમાં પણ निजात्मनं ब्रह्मरूपं એમ બ્રહ્મરૂપ થઈને પુરુષોત્તમ નારાયણની ભક્તિ કરવી એ જ સિધ્ધાંત કહ્યો છે. ગ. મ. ૩૧ માં પણ મનન દ્વારા બ્રહ્મનો સંગ કરવાનું કહ્યું છે. એટલે અક્ષરધામનો નિષેધ કરવો તેમાં તો શુદ્ધ ઉપાસનાના સિધ્ધાંતમાંજ વાંધો આવે." તે પછી ગ. મ. ૩૩, ૩૫, ૪૫, ૪૬, ૪૭, ૬૩; ગ. અં. ૭, ૩૮; ગ. પ્ર. ૧૩, ૬૩ વગેરે વચનામૃતો વંચાવી ખૂબ વાતો કરી. ત્યારબાદ સભા વિસર્જન કરી પોતે આરામ કરવા પધાર્યા.

## રાજપુરમાં પારાયણ

અમદાવાદથી ૧૮ માઈલ દૂર દંઢાવ્યદેશમાં રાજપુર શ્રીજી-મહારાજની મહા પ્રસાદીનું ગામ છે. મહારાજ અહીંના ઠાકોર વૃજસિંહજીના દરબારમાં પધાર્યા હતા. તે સંબંધથી ઠાકોર સાહેબના કુટુંબીઓમાં પણ હજુ સત્સંગ જળવાઈ રહ્યો છે.

રાજપુરમાં સ્વામીશ્રીએ ઘણા વર્ષો પહેલાં પારાયણ કરી હતી અને અક્ષર પુરુષોત્તમની શુદ્ધ ઉપાસનાના બીજ વાવી દીધા હતા. ત્યારબાદ સદ્‌ગુરુ સ્વામી વિજ્ઞાનદાસજી તથા મુક્તરાજ કુબેરભાઈના પ્રસંગોપાત વિચરણથી, આ દેશમાં સત્સંગ ખૂબ જ વધ્યો અને અક્ષર પુરુષોત્તમની શુદ્ધ નિષ્ઠાવાળા પુરુષો પાક્યા. સ્વામીશ્રીના અનન્ય શિષ્ય સ્વામી સંતવલ્લભદાસજી આ દેશમાંથી જ આવ્યા છે. તેમની અતિ અપાર મુક્ત સ્થિતિ અને બૃહદ્ વૈરાગ્યનો રંગ તથા અખંડ કથા વાર્તાનું વ્યસન, નિર્માન આદિ અનેક સાધુતાના ગુણોથી, સ્વામીશ્રીની અપાર કૃપાના અધિકારી તેઓ થયા છે. સ્વામીશ્રીએ તેમને પોતાની અંગત સેવામાં ઘણો વખત રાખ્યા હતા.

એ ઉપરાંત અત્રેના ભક્તરાજ કુબેરદાસ રંગજીભાઈ, મુક્તરાજ અંબાલાલભાઈ ભગત, પુરુષોત્તમદાસ મારફતિયા, બેચરભાઈ માસ્તર, ચુનીભાઈ, બબલભાઈ, દરબાર પ્રતાપભાઈ આદિ આ દેશના મુક્ત પુરુષોને આ નિષ્ઠા સચોટ અંતરમાં દૃઢ થઈ ગઈ હતી અને વિજ્ઞાન-દાસજી તથા મુક્તરાજ કુબેરભાઈના પ્રસંગથી, અખંડ કથા વાર્તાનું વ્યસન સૌને પડી ગયું હતું.

મુક્તરાજ કુબેરભાઇ રંગજીભાઇના સંકલ્પથી અત્રે શ્રી સત્સંગિજીવનનું પારાયણ ગોઠવાયું. સ્વામીશ્રી તથા યોગીજી મહારાજ, નિર્ગુણદાસ સ્વામી, વિજ્ઞાનદાસ સ્વામી, પુરુષોત્તમ

ચરણદાસજી, અક્ષરપ્રિયદાસજી, વિષ્ણુપ્રિયદાસજી[1] ભક્તિવલ્લભદાસજી ભાવનગરથી મુક્તરાજ કુબેરભાઈ, દાઉમાથી નારણજી મહારાજ વગેરે સંત–હરિભક્તોનું મંડળ રાજપુર આવ્યું.

મુક્તરાજ કુબેરભાઈના ઘર આંગણે ચોકમાં ભવ્ય મંડપ તૈયાર કરી સુંદર રીતે શણગારી, કથા સ્થાન તૈયાર કર્યું હતું. બીજે દિવસે કથાનો પ્રારંભ શાસ્ત્રી પુરુષોત્તમચરણદાસજીએ કર્યો. સ્વામીશ્રીએ બે અધ્યાય વાંચ્યા અને પ્રસંગોપાત નિરૂપણ કર્યું. સાંજે ' સ્વામીની વાતુ ' યોગીજી મહારાજે શરુ કરી અને અનાદિ મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીના સિધ્ધાંત ઉપર મુક્તરાજ કુબેરભાઈએ તથા વિજ્ઞાનદાસ સ્વામીએ અદ્‌ભુત વાતો કરી.

બીજે દિવસે આફ્રિકા સત્સંગ મંડળના મુક્તરાજ મગનભાઈ, હરમાનભાઈ, ત્રિભોવનદાસ, અંબાલાલભાઈ, ચુનીભાઈ, ઇશ્વરભાઈ, વગેરે આવી ગયા. અમદાવાદથી અર્જુનભાઈ, વિનુભાઈ, રસિકભાઈ, તથા સંગીત મંડળના વિદ્યાર્થીઓ આવ્યા. કથાવાર્તાના પ્રેમી હરિભક્તોનો આવો અલૌકિક સમૂહ, સ્વામીશ્રીના સાક્ષાત્ દર્શન અને પ્રસંગ, યોગીજી મહારાજ, નિર્ગુણદાસ સ્વામી, વિજ્ઞાનદાસ સ્વામી વગેરે સંતોની, શ્રીજી સ્વામીના મહિમાની અદ્‌ભુત

૧ વિષ્ણુપ્રિયદાસઃ પૂર્વાશ્રમમાં તુંડાવના વતની, છોટાભાઈ નામ. ટીંબરવામાં શ્રીજી મહારાજે કાઠિયાવાડી પોષાકમાં દર્શન દીધાં અને કહ્યું 'શાસ્ત્રીજી મહારાજ જે કાર્ય કરે છે તે હુંજ કરું છું. મોક્ષ જોઈતો હોય તો શાસ્ત્રીજી મહારાજ પાસે બોચાસણ જાવ.' પછી સ્વામીશ્રી પાસે આવ્યા અને ત્યાગી થયા. તેમને સંકલ્પો થતા હતા કે ગૃહસ્થાશ્રમ કરીને આવ્યો છું, તેથી મોક્ષ આને આ જન્મે શી રીતે થશે? સ્વામીશ્રી સાથે અમરેલીમાં શ્રી મૂળજી રાઘવજી ટાંકે પારાયણ કરાવી હતી ત્યાં તેઓ હતા. સ્વામીશ્રીએ તેમનો સંકલ્પ જાણી કહ્યું 'સંસાર ભોગવીને આવ્યો છું પણ ધામમાં હું લઈ જઇશ.' ત્યારબાદ જેસંગ પરામાં સ્વામીશ્રીની સેવા રાત્રે કરતા હતા ત્યારે સ્વામીશ્રીએ તેમને પોતાના ખાટલા ઉપર બેસારી કહ્યું 'વિષ્ણુ ! પ્રગટ ભગવાન કે તેમના સ્વરૂપરૂપ સંત મળે એટલે કોઈ જાતની ખામી મોક્ષ માર્ગમાં રહેવા દે નહિ.' આવા આવા પ્રસંગોથી વિષ્ણુસ્વામીને સ્વામીશ્રી તેમનો મોક્ષ આ જન્મેજ કરશે તેની પ્રતીતિ થઈ અને સ્વામીશ્રી સાક્ષાત્ શ્રીજી મહારાજનું સ્વરૂપ છે, તેવો નિશ્ચય પણ થયો.

પરાવાણી, આવા યોગથી રાજપુર જાણે સાક્ષાત્ અક્ષર ધામ તુલ્ય બની ગયું.

જ્ઞાનનું ફળ ભકિત અને ભકિતનું ફળ સેવા. એ આદર્શને મૂર્તિમાન કરતા અહીંના મંડળે જ્ઞાનને પચાવ્યું હતું. કેવળ જ્ઞાનમાં દેહાભિમાન વધે અને કેવળ ભક્તિમાં સ્વભાવ વધે. પરંતુ સેવાભક્તિ મહિમા સમજીને જો કરે તો દેહાભિમાન અને સ્વભાવ બંને ટળે. તે અહીંના મંડળે સિધ્ધ કર્યું હતું, તેમ તેમનો સેવાભાવ જોઇ દેખાતું હતું.

સાત દિવસની કથા સમાપ્ત થઇ. શાસ્ત્રી પુરુષોત્તમચરણદાસના મીઠા સ્વરથી નીકળતી શ્રીજીના દિવ્ય લીલાચરિત્રની આ પરાવાણી સાંભળી, સૌને દિવ્ય આનંદ થયો. સાધુ નિરન્નમુકતદાસજી એ પણ એક બે અધ્યાયો વાંચી સ્પષ્ટતા–પૂર્વક નિરૂપણ કરી સૌને આનંદ પમાડયો. વળી નારણજી મહારાજના, તેમની અનોખી શૈલીમાં, મહારાજના અદ્‌ભુત ચરિત્રોના આખ્યાન સાંભળી સૌ મસ્ત બની ગયા. મહારાજના લીલા ચરિત્રોને કંઠાગ્ર કરી, હજારો હરિભકતો સમક્ષ સૌરાષ્ટ્રની લોકભાષામાં તે વહેતા મુકનાર આ પુરુષ, શ્રીજીના દિવ્ય ચરિત્રોનાં સંગ્રાહક હોઇ, બોલતાં પુરાણ સમા હતા. લોક સાહિત્યના રસિકો–સાંપ્રદાયિક કે બિન સાંપ્રદાયિક–નારણજી મહારાજને સાંભળવા, સ્વામિનારાયણ મંદિરમાં ઊમટતા. તેઓ શીઘ્ર કવિ પણ હતા. એટલે લોકભાષામાં રસિક લોકગીતો રચી સભાને રંજન કરી દેતા. સૌરાષ્ટ્રના લોકસાહિત્યની તેમની રસ ભરપૂર વાણી સાંભળતા સૌને ખૂબજ આનંદ થતો. રાજપુરમાં પણ સૌ તેમની વાણીથી મુગ્ધ બની ગયા.

મહારાજ મને અંદરથી કહે છે વાતો કરો

આ કથા દરમ્યાન સ્વામીશ્રીએ પણ અદ્‌ભુત વાતો કરી. ૮૪ વર્ષની વયોવૃદ્ધ ઉમરે નવજુવાનને શરમાવે તેવી સ્ફૂર્તિ બતાવી સૌને આશ્ચર્ય મુગ્ધ કરી દીધાં. સૌ કહેતાં, 'સ્વામી બાપા ! આપ આરામ કરો.' ત્યારે સ્વામીશ્રી હસીને

કહેતા, 'આરામ તો મહારાજની મૂર્તિમાં હું અખંડ કરું છું. પરંતુ તમારા જેવા હરિભક્તોનો જોગ થાય છે ત્યારે મહારાજ મને અંદરથી કહે છે કે વાતો કરો. એટલે વાતો કર્યા સિવાય મારાથી રહેવાતું નથી.' એમ કહીને પછી ઢોલિયામાં બેસીને અદ્‌ભુત વાતો કરતા.

એક હરિભક્તે સ્વામીશ્રીને કહ્યું, 'સ્વામીબાપા ! મારે આ છોડી દેવી છે પરંતુ છોડાતી નથી.' તે સાંભળી સ્વામીશ્રીએ કહ્યું, "બરાબર છે. આ તો છોડી જ દેવી. પરંતુ તે કરતાં પણ આ દેહ અને દેહના સંબંધીને વિષે જે હેત છે તે છોડવાની જરૂર છે. ત્યારે આત્મનિષ્ઠા દૃઢ થશે અને ત્યારે જ ભગવાનનું સુખ આવશે. આ દેહ અને જગતના પદાર્થ માત્ર નાશવંત છે તેનો વિચાર અખંડ કર્યા કરવો."

પૂર્ણાહુતિને પ્રસંગે સ્વામીશ્રીએ કથાના ઉપસંહારરૂપે કહેતા કહ્યું કે "સ્વામી જાગા ભક્ત કહેતા કે અનંતકોટિ મુક્તોમાં સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામી ઉત્તમ મહામુક્ત અને સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી તો મૂળ અક્ષર. વળી કહેતા 'એક રતિ બીન એક રતિકો' એમ શ્રીજી મહારાજ વિના જો કોઈની મોટપ કહે તો એક રતિનો એટલે કે કિંમત વગરનો કહેવાય. માટે સર્વોપરી શ્રીજી મહારાજ છે અને તેમને લઈને સૌની મોટપ છે."

"નિયમ ધર્મ સૌએ યથાર્થ પાળવાની રુચિ રાખવી. શિક્ષાપત્રી જે પાળતો હોય તેને કોઈ દિવસ દુઃખ આવે નહિ. સેંજળ ગામના માણસીયો ખુમાણ શિક્ષાપત્રી પ્રમાણે ચોકખો ધર્માદો કાઢતા. એક દિવસ પોતે વહેલી સવારમાં પૂજા કરતા હતા, ત્યારે નોકરે આવીને કહ્યું 'બાપુ ! ઘરમાં ખાતર પડયું'. ત્યારે દરબારે કહ્યું, 'ખાતર ભલે પડયું પણ કાંઈ ગયું નથી. હું શિક્ષાપત્રી પ્રમાણે ચોકખો ધર્માદો કાઢું છું એટલે મારું કાંઈ જાય નહિ'. પછી તપાસ કરી તો જણાયું કે રૂપિયાના ચરૂ તો બાજુમાં

સહિસલામત રહી ગયા હતા. આમ શિક્ષાપત્રી પાળતા તો મહારાજે રક્ષા કરી."

"ભગવાનના ભક્તનો દ્રોહ તો કોઇએ કરવો જ નહિ. જે દ્રોહ કરતા હોય તે પાપી, દુષ્ટ, ચાંડાળ છે એમ સમજવું. મહારાજે પણ કહ્યું છે, 'મારા ભકતનો જો મારો હાથ દ્રોહ કરે તો તે હાથને પણ કાપી નાંખું'. એટલી વાત કરીને પછી કહ્યું, "અહીંનાં હરિભકતોએ સેવાનું વ્યસન પાડી દીધું છે તો તેમના ઘાટ માત્ર બંધ થઇ ગયા છે. ઉકા ખાચરે સેવાનું વ્યસન પાડયું હતું તો મહારાજે તેમનું નામ વચનામૃતમાં લખી* દીધું. માટે વાસના ટાળવી હોય તો ભગવાન અને ભગવાનના ભકતની સેવા કરવી."

"અમારા ગુરુ વિજ્ઞાનાનંદ સ્વામી હતા. મહારાજે તેમને ન્યાય ભણવાનું કહ્યું. તે ભણીને પોતે ગઢડા આવ્યા અને શુકમુનિને કહ્યું, 'શ્રીજી મહારાજને કહો કે અમો આવ્યા છીએ'. પછી શ્રીજીમહારાજે તેમને બોલાવ્યા અને વિદ્યા સંબંધી પ્રશ્નો પૂછી જોયા. ન્યાયમાં પારંગત થયા છે જાણીને મહારાજે તેમને જમરૂખ ભેટ આપ્યું. આ જોઇને મુકતાનંદ સ્વામી કહે, 'વાહ ! તમોને તો ભકિતનું ફળ સાક્ષાત્ મળ્યું.' તેમ જે આજ્ઞા પાળે તેના ઉપર રાજીપો થાય છે. આપણે સૌએ શ્રીજી મહારાજના ગમતામાં રહેવું. એ જ કરવાનું છે."

આ પ્રમાણે રાજપુરમાં ત્યાંના હરિભકતોની સેવા ભકિતથી પ્રસન્ન થઈ સ્વામીશ્રીએ સુદાની વાતો કરી, કથાની પૂર્ણાહુતિ કરી. રાજપુરમાં આવો અદ્‌ભુત ઉત્સવ કરી, સૌને આનંદ કરાવી, સ્વામીશ્રી સંત મંડળ સહિત અમદાવાદ પધાર્યા.

---

* ગ. મ. ૨૫ મું વચનામૃત.

## શ્વેતદ્વીપના કીનારે

સ્વામીશ્રીને શ્રી નંદાજીએ વિનતિ કરી, 'દયાળુ ! આપને હવે આરામની જરૂર છે તો આપ મુંબઈ પધારો અને બે માસ ત્યાં રહો તો સારા નિષ્ણાત ડૉક્ટર કે વૈદ્ય પાસે આપની દવા કરાવવાની સેવા મને મળે.' સ્વામીશ્રીએ તેમનો અંતરનો ભાવ પરખ્યો અને મુંબઈના મંડળને દર્શન, સેવા અને સમાગમનો લાભ આપવા મુંબઈ આવવા કબૂલ કર્યું.

વૈશાખ માસમાં સ્વામીશ્રી મુંબઈ પધાર્યા. આ વખતે સ્વામીશ્રી અને સંતમંડળનું નિવાસસ્થાન પ્રથમ ગાનાના શ્રી ડાહ્યાભાઈ શંકરભાઈ પટેલને ઘેર રાખ્યું હતું. સ્વામીશ્રી સાથે નિર્ગુણદાસ સ્વામી, વિષ્ણુપ્રિયદાસ, અક્ષરપ્રિયદાસ, સનાતનદાસ, હકાભાઈ વગેરે હતા. ડાહ્યાભાઈના બ્લોકમાં સ્વામીશ્રી અને સંતો માટે સુદર વ્યવસ્થા કરી રાખી હતી. ગાનાના આ ભકતરાજનું આખું કુટુંબ સત્સંગી હોવાથી, સ્વામીશ્રી જ્યારે જ્યારે ગાના પધારતા ત્યારે અનેક પ્રસંગોએ સ્વામીશ્રીની સેવા કરતું. આજે પણ સ્વામીશ્રી પોતાને આંગણે પધાર્યા તેથી તેમને પોતાના અહોભાગ્ય મનાયા ! પૂર્ણ ઉત્સાહ અને પ્રેમથી સ્વામીશ્રીની સેવામા તેઓ મંડી પડ્યા.

શ્રી નંદાજીનો સ્વામીશ્રીને તેમને બંગલે તેડી જવાનો ખૂબજ આગ્રહ હતો. પરંતુ તે જ પ્રમાણે વીરસદના શ્રી કાંતિભાઈ તુલસીદાસ અમીન અને તેમના માતુશ્રી સોનાબાનો અતિ અદ્ભુત પ્રેમ અને ડાહ્યાભાઈનો સંકલ્પ સ્વામીશ્રીની આ સેવાનો લાભ લેવાનો હતો, તેથી સ્વામીશ્રીએ નંદાજીને સમજાવી કહ્યું, 'આપનો બંગલો તો હવે અમારો કાયમનો ઉતારો થયો.' એમ સ્વામીશ્રી અત્રે થોડા દિવસો રોકાયા. અત્રે શેઠ ભગવાનદાસભાઈ તથા બાલાગામના મુકતરાજ વલ્લભભાઈ સ્વામીશ્રીની સેવામાં જોડાઈ ગયા.

ડૉકટરો આ સંતવર્યની સેવા માટે રોજ આવવા લાગ્યા. નિષ્ણાત ડૉ. જમનાદાસ પટેલ, ડૉ. મંગળદાસ શાહ, ડૉ. દફતરી, ડૉ. ચુગ્ધા, ડૉ. ભગુભાઈ વગેરે સ્વામીશ્રીના સ્વાસ્થ્ય માટે અનેક પ્રકારની યોજના વિચારી, સારવાર કરવા લાગ્યા. અતિ મહદ્ પુણ્યના યોગે તેમને પ્રાપ્ત થએલ સ્વામીશ્રીના દિવ્ય સંબંધનો સંપૂર્ણ લાભ તેઓ લેવા લાગ્યા.

અહીં થોડો વખત રહી સ્વામીશ્રી નંદાજીને બંગલે પધાર્યા. અહીં પણ ડૉ. દફતરી સ્વામીશ્રીને તપાસવા આવતા.એક દિવસ તેમણે તેમની પ્રી માટે સ્વામીશ્રી પાસે જ્ઞાન પ્રસંગની માંગણી કરી. તેમની ઉત્તમ મુમુક્ષુતા જોઈ સ્વામીશ્રીએ તેમને વાત કરીઃ

“ વ્યાસજીએ દરેક મુમુક્ષુ મનુષ્ય માટે ઉપદેશ પંચકના પાંચ શ્લોક બનાવ્યા છે. તેમાં સર્વ શાસ્ત્રનો સિદ્ધાંત આવી જાય છે અને મોક્ષનો ઉપાય પણ મળે છે. તે કહ્યું છે કેઃ

सकलजन विमोचनैकहेतुर्भुवन गुरुः कृपया यदा मुकुन्दः ।
प्रकटित करुणार्द्र रम्यमूर्ति मिलतितदैव भामवाहमुक्तिः ॥१॥

‘ સર્વ જીવ પ્રાણી માત્ર ઉપર અત્યંત કરુણા કરીને તેના મોક્ષ માટે, તેને સંસારના બંધનથી મૂકાવાવા માટે, ભગવાન પોતે અવતાર લે છે અને આ પૃથ્વી ઉપર પ્રગટ થાય છે. પછી ભગવાનના સંબંધે કરીને મોક્ષ થાય છે. ’

विषयविषमहोदधिं तरीतुं भवति हरीर्गुरु पादपद्ममेकम् ॥
निगम गदित साधनं विना तं कृतमपि नैव सुखाय दुखमुक्त्यै ॥

‘ આ જગતમાં ભગવાન કે ભગવાનના એકાંતિક સંત વિના બીજા કોઈ મોક્ષ આપનાર નથી. પંચવિષય રૂપી ઝેરના દરિયામાંથી બચવાનો ઉપાય તો ભગવાનના ઉત્તમ એવા સંત ગુરુરૂપ હરિના, ચરણ કમળનો આશ્રય એ જ છે.’

सुरनरयुतमण्डमीशमायावृतमिदमावरणैः समेतमस्ति ।
अत इह नहि कोऽपि मोक्षदाता प्रकट हरिं गुरुमन्तरा सदैव ॥

'જીવપ્રાણી માત્રને ભગવાન કે ભગવાનના સંતનો જ આશ્રય કરવો તે ઉત્તમ માર્ગ છે. આઠ આવરણે યુક્ત આ બ્રહ્માંડમાંથી ઉગારનાર પણ પ્રગટ ભગવાન કાં પ્રગટ સંત જ છે.'

जगति तमपहाय यो गुरुः स्यात् भवति तदाश्रयिणां भवान्नमुक्तिः ।
स्वयमपि पतितो भवाब्धिपूरे कथमिव मोचयति प्रपन्नजीवन् ॥

'એવા સત્પુરુષનો ત્યાગ કરી બીજા જે ગુરુ હોય કે જે ભવાબ્ધિમાં ડૂબેલા જ હોય, તેનો આશ્રય કરવાથી મોક્ષ થતો જ નથી. કારણ કે પોતે બુડેલો છે તે બીજાને શી રીતે ઉગારી શકે ? માટે હે મુમુક્ષુઓ !

यदि मनसि हितं विधातुमिच्छा हरिजनसङ्गममेकमेव कुर्याः ।
निगमगदित लक्षणा हि सन्तो भुवि विचरन्त्यतिदुःखिदीन मुक्त्यै ॥

'જો કલ્યાણની ઇચ્છા હોય તો આ સંસારથી છૂટેલા માયા પર જે ગુરુ હોય તે જ જગતના બંધ થકી મુમુક્ષુઓને છોડાવે છે. માટે તેવા સાધુના લક્ષણ તપાસીને તેમને ઓળખવા. જગતમાં સત્પુરુષ તો દુઃખીજનોની મુક્તિને અર્થે અખંડ વિચરતા હોય પણ ઓળખાણ વિના સુખ ન આવે." એટલી વાત કરીને પછી સાખી બોલ્યા:

"બીન સત્સંગ ન હરિ કથા, તાહે બીન મોહ ન જાય,
મોહ ગયે બીન હોય ન રામપદ અનુરાગ.

'એમ સત્સંગ વિના અને પ્રગટ સત્પુરુષના આશ્રય વિના મોક્ષ થાય જ નહિ. માટે મોક્ષને અર્થે જેવો ગોપીચંદ રાજાએ ખપ

રાખ્યો હતો, તેવો ખપ રાખવો." એમ કહીને સનાતનદાસ પાસે 'જનની જીવો રે ગોપીચંદની' એ પદ ગવરાવ્યું. તેમાં 'કોઈ રે ઉગારે મને કાળથી સોંપું તેને હું શિષજી' એ કડી આવી એટલે સ્વામીશ્રીએ વાત કરી.'મુમુક્ષુ જો ખરેખર મંડે તો ભગવાન કે ભગવાનના સંતનો જરૂર યોગ થાય. ભગવાન તો ભક્તિથી રાજી થાય છે. સગ્રામ વાઘરી હતો પણ ભક્ત હતો તો ભગવાને તેનો મોક્ષ કર્યો. ધ્રુવજી બાળક હતા તો પણ ભક્તિ કરી તો ભગવાન રાજી થયા. વિદુરજીનું કૂળ કાંઈ ઊંચુ ન હતું, કુબ્જામાં કાંઈ રૂપ ન હતું, પણ તે સર્વમાં ભગવાનની ભક્તિ હતી તો ભગવાન રાજી થયા. ભગવાનને તો ભક્તિ પ્રિય છે. પરંતુ રૂપ, ગુણ, રાજ્ય, સત્તા, અધિકાર કે લક્ષ્મીથી તે રાજી થતા નથી." આવી રીતે સ્વામીશ્રીએ મુમુક્ષુઓએ અનુસરવા યોગ્ય વ્યાસજીના વચન સૌને સંભળાવ્યા. ડૉ. દફતરી પણ પોતાનું અહોભાગ્ય માની સ્વામીશ્રીની આ જ્ઞાનગહન વાતોનું અંતરમાં સ્મરણ કરતા ઘેર ગયા.

**નેપીયન્સરોડ કે નૈમિષારણ્ય**

નેપીયન સી રોડના છેક છેલ્લે ખૂણે 'સી વ્યુ' નામનો વિશાળ બંગલો નંદાજીએ સ્વામીશ્રીના ઉપયોગમાં આપી દીધો હતો. પોતાના પુરતી જુદી જગ્યા રાખી, આખો બંગલો, સ્વામીશ્રી અને સંતોના ઉતારા માટે, રસોડા માટે, ઉપયોગમાં લઈ લીધો. જ્યાં જેવી જોઈએ ત્યાં તેવી સગવડતા પણ કરાવી દીધી. રોજ હરિભક્તોની નવી નવી રસોઈ આવે અને ભગવાનદાસ શેઠ તથા જેશંગભાઈ રસોઈની તમામ સામગ્રી લઈ આવે, વિષ્ણુ સ્વામી સંતો માટે રસોઈ કરે. અક્ષરપ્રિય સ્વામીશ્રી માટે તેમને રુચે તેવી રસોઈ કરે. આમ, નંદાજીનો વિશાળ બંગલો નૈમિષારણ્ય ક્ષેત્ર સમો બની ગયો. જ્યાં અનેક પ્રકારની રાજકીય કોન્ફરન્સો કે રાજ્યનીતિની ગૂઢ રમતોની યોજનાઓ રચાતી, જ્યાં કાળબળને પડકારવા રજોગુણ મિશ્રીત કર્મ બંધનના પોટલા બંધાતા, ત્યાં આજે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિની કથા, ભગવાન અને

ભગવાનના સંતના ગુણાનુવાદ, ચાલવા લાગ્યા. સત્પુરુષના સંબંધથી કેવું પરિવર્તન થાય છે, કર્મ બંધનના પોટલા કેવી ત્વરિત ગતિથી છૂટે છે, તે તાદશ્ય અહીં આવનાર તમામને જણાતું !

નંદાજીને તો એક જ લક્ષ્ય હતું. સ્વામીશ્રીને બને તેટલો આરામ આપવો. તેમનું સ્વાસ્થ્ય જલદી સુધરે તે માટે તેઓએ ડૉ. ગિલ્ડર*ને સ્વામીશ્રીની તબિયત બતાવવાનું નક્કી કર્યું. તેમનો સમય લઈ સ્વામીશ્રીને તેમના 'કલીનિક' માં લઈ ગયા. ડૉ. ગીલ્ડરે સ્વામીશ્રીને નમસ્કાર કર્યા અને પછી તેમને સર્વ હકીકત પૂછી. ત્યારબાદ સ્વામીશ્રીની છાતીનું નિરીક્ષણ સ્ક્રીનિંગ મશીન દ્વારા કર્યું. તે જોયા બાદ ખૂબ જ ગંભીરતા પૂર્વક તેમણે નંદાજીને કહ્યું, 'સ્વામીશ્રીને હૃદયમા એક પ્રકારની ગાંઠ છે જે ગાળી નાંખવી જોઈએ. તે ગાઠ ગમે ત્યારે જોખમ કારક નીવડે.' આથી નંદાજી ખૂબ જ મુંઝવણમાં પડી ગયા. 'કલીનિક'માંથી નીચે આવ્યા સીધા જ બંગલે જવાનું હતું. પરંતુ સ્વામીશ્રી કહે, 'આપણે મંદિરે દર્શન કરીને પછી બંગલે જઈશું.' તદ્દન આરામની ડૉકટરની સૂચના હતી છતાં આ તકલીફ શા માટે ? એ પ્રકારના સંકલ્પો નંદાજીને થવા લાગ્યા. તેમણે સ્વામીશ્રીને કહ્યું, 'સ્વામીજી ! આપને સંપૂર્ણ આરામની જરૂર છે.' સ્વામીશ્રીએ હસીને કહ્યું, 'મહારાજના દર્શનથી આરામ થઈ જશે. તમે ચિંતા કરશો નહિ.' પછી મંદિરે દર્શન કરી બંગલે પધાર્યા.

બીજે દિવસે ફરી સ્ક્રીનિંગ કરવાનું હતું. ડૉકટર ગીલ્ડરને ત્યાં ફરી સ્વામીશ્રી પધાર્યા. સ્વામીશ્રીની છાતીનું નિરીક્ષણ ડૉ. ગીલ્ડરે કર્યું. ગઈકાલે દેખાતી ગાઠ આજે અદશ્ય થઈ ગઈ હતી ! તેમને આશ્ચર્ય થયું ! વળી તેમને પ્રતીતિ પણ થઈ કે મહાપુરુષો જ આ પ્રકારનું આશ્ચર્ય બતાવી શકે. તેમણે સ્વામીશ્રીના ચરણકમળમા નમસ્કાર કર્યા અને કહ્યુ, 'સ્વામીજી ! ગઈ કાલે

* તે વખતના મુંબઈ સરકારના આરોગ્યખાતાના પ્રધાન

ગાંઠ આપે જ બતાવી હતી. આજે આપે જ તે નાબૂદ કરી દીધી. આપને માટે આ લોકના કોઈ ડૉકટર દવા કરી શકે તેમ નથી. આપ પોતે જ ડૉકટરોના પણ ડૉકટર છો.' નંદાજી પણ આ જાણી આનંદ પામ્યા.

બંગલે આવી તેમણે સ્વામીશ્રીને કહ્યું, “આપશ્રીનો પહેલો ફોટો ડૉકટર ગીલ્ડર સાહેબે જોયો અને પછી તેમને બીજો ફોટો જોવાની જરૂર જણાઈ ત્યારે મને જરા ચિંતા થઈ કે આમ કેમ હશે? આપ તો દરેકની ચિંતા રાખો છો છતાં મને કેમ ચિંતા થઈ?' એટલે સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, “એવી ચિંતા તો રાખવી જોઈએ. ભગવાનના સંતને દુઃખ થાય ત્યારે આપણને પણ દુઃખ થવું જોઈએ. જેને દુઃખ ન થાય તેને મહારાજે વિમુખ કહ્યો છે. રઘુનાથદાસ હતો તે રામાનંદ સ્વામી ધામમાં ગયા ત્યારે હસતો જાય અને બીજા આગળ વાત કરતો જાય. તેથી મહારાજે તેને વિમુખ કહ્યો. માટે ભગવાનના ભકતના દુઃખે દુઃખી થવું એ જ આત્મબુદ્ધિ કહેવાય.”

× × ×

રોજ સવારના પાંચ વાગે છગનભાઈ નારણભાઈ હાર લઈને આવે અને સ્વામીશ્રીની પૂજા કરી હાર પહેરાવે. સ્વામીશ્રી પણ તેમના આ ભાવથી ખૂબ રાજી થાય. એક દિવસ સ્વામીશ્રીની પોતાને ઘેર પધરામણી કરાવી, આણંદ મંદિર માટેની સેવા તેમણે, સ્વામીશ્રીના ચરણારવિંદમાં અર્પણ કરી. સ્વામીશ્રી તેમની ભક્તિ અને શૂરવીરતાના અંગથી અતિશય રાજી થયા અને આશીર્વાદ આપ્યા.

નિયમીત રોજ સવાર સાંજ હરિભક્તોના જૂથ સ્વામીશ્રીના દર્શન અને કથા વાર્તા માટે બંગલે આવતા. નિર્ગુણદાસ સ્વામી વચનામૃત વંચાવી ઘણીજ વાતો કરતા. શાસ્ત્રી પુરુષોત્તમચરણદાસજી

પણ શ્રીમદ્ ભાગવત, સત્સંગિજીવન વગેરે ગ્રંથોમાંથી જ્ઞાનના મુદ્દાના પ્રસંગો વાંચી સૌને સમજાવતા. સાંજે સ્વામીશ્રી મારી પાસે ભક્તચિંતામણીની કથા વંચાવતા અને શ્રીજી મહારાજની જૂની જૂની અનેક વાતો કહી સૌને એ સાક્ષાત્ સુખમાં તરબોળ કરી દેતા. તે વખતે પોતે કોઈ કોઈ વખત પલંગમાં બેસીને વાતો કરતા પરંતુ નંદાજીની ચાંખડીનો અવાજ સંભળાતો એટલે તુરત જ પોઢી જતા અને કહેતા, 'સાહેબ આવે છે. મને વાતો કરતા જોશે તો વઢશે. તમે સૌ આઘા બેસી જાઓ.' શું સ્વામીશ્રીની ભક્તવત્સલતા! દરેકને જેમ જોઈએ તેમ સુખ આપે, લાડ લડાવે, પોતાનો દેહ જાણે સત્સંગ અને હરિભક્તોને અર્થે જ હોય એમ જ સદા વર્તે. ઘણીવાર પોતે કહેતા, 'મહારાજની મૂર્તિના આવી પરાવાણીના નિષ્કુળાનંદ સ્વામીના શબ્દો સાંભળી અંતર ટાઢું થઈ જાય છે. આવી કથા તો અનંત જન્મ સુધી સાંભળ્યા જ કરીએ એમ થાય છે.'

એક પ્રસંગે શ્રી નંદાજીએ પ્રશ્ન પૂછયો, "સ્વામીજી! સ્વામીની વાતુમાં એમ વાત છે કે સર્વે વાત ગુરુ જ કરે છે. તો પછી પુરુષ પ્રયત્નનું કેમ સમજવું? આ વાત સમજાવો." પછી સ્વામીશ્રીએ તે આખી વાત તેમની સેવામાં રહેતા બાલાગામના ભક્તરાજ વલ્લભભાઈ પાસે બોલાવી અને પછી વાત કરી, "શામજીભાઈને કેડે વા આવ્યો હતો અને હરીફરી શકાતું ન હતું. તે અરસામાં મૂ. અ. મૂ. ગુણાતીતાનંદ સ્વામીને ફરવા નીકળવાનું થયું. તે જાણી શામજીભાઈને સંકલ્પ થયો કે કેડે વા છે એટલે સ્વામી સાથે ફરાશે નહિ અને સમાગમનો લાભ જશે. પછી સ્વામીને બહુ પ્રાર્થના કરી એટલે બીજે દિવસે વા મટી ગયો અને સ્વામી સાથે ફરવા નીકળ્યા. તે વખતે આ પ્રશ્ન તેમણે પૂછયો. ત્યારે સ્વામીએ કહ્યું, 'તમારી કેડનો વા ન મટયો હોત તો અહીં અવાત ખરું?' ત્યારે તેમણે હાથ જોડી કહ્યું, ના, 'મહારાજ'. પછી સ્વામી હસીને બોલ્યા, 'એ તો ગુરુની કૃપાથી જ અહીં અવાયું. પુરુષ પ્રયત્નનું શું ચાલે?' તેમ ગુરુની કૃપાથી

જ આ જોગ થયો છે, દર્શન થાય છે. અને વાતો સંભળાય છે પણ કૃપા વિના કાંઈ બને નહિ, માટે આ દેહે કરીને ભક્તિ કરવી. ભગવાન અને સંતના ગુણ ગાવા, સેવા કરવી એ કરી લેવું." એમ કહીને સાખી બોલ્યાઃ

"તુલસી હરિ ભક્તિ બીન, ધિક દાઢી ધિક, મૂછ."

એમ ભગવાનની ભક્તિ એ જ જીવન કરી દેવું આ પ્રમાણે શ્રીનંદાજીના પ્રશ્નનો ઉત્તર સ્વામીશ્રીએ કર્યો.

આ પ્રસંગો દરમ્યાન સ્વામીશ્રીએ પ્રસંગોપાત ગ. મ. ૪૫-૪૬-૪૭, ૪૮, ૪૯, ૫૦, ગ. પ્ર. ૨૭, ૨૯ વગેરે વચનામૃતો વંચાવ્યા હતા અને તે ઉપર ઘણી જ વાતો કરી હતી.

શ્રી મનુ સુબેદાર પણ સ્વામીશ્રીના દર્શને આવતા. તેમને સ્વામીશ્રી ભગતજી મહારાજનું આખ્યાન કહેતા. આ આખ્યાનના ઘણા પ્રસંગો સાંભળી તેમણે એક દિવસ સ્વામીશ્રીને કહ્યું, 'સ્વામીજી ! આ આખ્યાનનું પુસ્તક જો મને આપો તો હું અમારા લેખક પાસે લખાવી છાપી દઉં' સ્વામીશ્રી તેમનો ભક્તિભાવ જોઈ ઘણા જ રાજી થયા અને કહ્યું, 'તમારો સંકલ્પ પૂરો થશે. એ આખ્યાન લખવા માટે એવા ભક્તિ ભાવવાળો લેખક મળશે ત્યારે એ ગ્રંથ છપાશે.' શ્રી મનુ સુબેદારને ભગતજીના જીવન પ્રસંગોમાં અસાધારણ પ્રપત્તિ અને ભક્તિભાવ દેખાતો. સ્વામીશ્રી પણ અપૂર્વ ભક્તિભાવપૂર્વક તેમની પાસે ભગતજીના જ પ્રસંગો કહેતા.

**મોરલ 'રીઆર્માંમેંટ લીગ'ના સભ્યો સ્વામી શ્રી પાસે**

નંદાજીને મળવા માટે અને તેમની પાસેથી ભારતની સંસ્કૃતિ અને હિંદુ ધર્મના રહસ્યના મુળભૂત તત્ત્વો જાણવા માટે 'મોરલ રી-આર્માંમેન્ટ લીગ'* ના કેટલાક યુરોપિયન સભ્યો આવ્યા હતા. નંદાજી તેમને સ્વામીશ્રી પાસે લઈ આવ્યા અને

* જીવનના સાચા ધર્મોની વૃદ્ધિ કરનાર મંડળ

સ્વામીશ્રીને કહ્યું, ' આ ભાઇઓ જગતમાં પ્રેમ, અહિંસા, સત્ય અને શાંતિ સ્થપાય તે માટે પ્રચાર કરે છે અને આપના દર્શને આવ્યા છે. તો આપ તેમને કાંઇક પ્રેરણા આપો. ' સ્વામીશ્રી આ સભ્યોનો સિદ્ધાંત જાણી રાજી થયા અને પછી કહ્યું, 'એ જ કરવાનું છે. અમારે પણ પંચવર્તમાન પાળવા શ્રીજી મહારાજે આજ્ઞા કરી છે. અહિંસા એ જ મોટો ધર્મ છે. સત્ય, દયા, પ્રેમ વગેરે ગુણો કેળવવા. દારૂ ન પીવો, માંસ ન ખાવું એટલું કરશો. ભગવાનને સર્વકર્તા જાણી તેમની મરજી અનુસાર પુરુષ-પ્રયત્નમા મંડયા રહેશો, તો ભગવાન તમારી ભેળા સદાય છે. જેવી પ્રવૃત્તિ કરશો એવા વિચારો આવશે. હાથમાં જો તરવાર હશે તો કોઇને મારવાનો વિચાર થશે. હાથમાં જો માળા હશે તો પ્રભુ ભજવાનો વિચાર આવશે. તમારી પ્રવૃત્તિ ઘણી શુભ છે અને મહારાજ તમારા કાર્યમાં ભળશે. ' સ્વામીશ્રીના એવા આશીર્વચનો સાંભળી આ સભ્યો રાજી થયા. તેમણે નંદાજીને કહ્યુ, ' અહીં સ્વામીજી પાસે કોઈ અવર્ણનીય શાંતિ અને એકતા અનુભવાય છે. '* ત્યારબાદ આફ્રિકાથી આવેલ શ્રી અંબાલાલ-ભાઇએ તેમને સર્વને આફ્રિકાની સત્સંગ પ્રવૃત્તિ સંબંધી કેટલીક વાતો કરી. તે જાણી સ્વામીશ્રીના કાર્ય અને ' મિશન ' પ્રત્યે તેમને ખૂબ જ ભાવ થયો.

નંદા સાહેબની સ્વામીશ્રી પ્રત્યેની અનન્ય નિષ્ઠા તેમની કર્તવ્ય પરાયણતા પરથી જણાઇ આવતી. સ્વામીશ્રી અને સંતોની સેવા, અને અહીં દર્શને આવતા હરિભક્તોની સંભાવના, એ જ તેમનો કાર્યક્રમ થઈ ગયો હતો. પ્રધાનપદના જવાબદારી ભર્યા સ્થાનને ભૂલી, સાચી કર્તવ્યનિષ્ઠા, જીવનનું સાચું ધ્યેય અને સાચો કર્મકાંડ, અહીં થતા અખંડ જ્ઞાનયજ્ઞમાં જ છે, એ પરમ સત્ય તેમણે અખંડ દૃષ્ટિ સમક્ષ રાખ્યું હતું. સ્વામીશ્રી અત્રે બિરાજે છે ત્યારે બીજો

* We feel soothing harmony in presence of Swamijee.

સંકલ્પ કે ક્રિયા થઇ શકે જ નહિ, ઇંદ્રિયો અંતઃકરણની સમગ્ર વૃત્તિઓ સ્વામીશ્રીની મૂર્તિમાં તેમણે હોમી દીધી હતી.

**સ્વામીશ્રીના દર્શને બાલાસાહેબ ખેર**

પોતાના કાર્ય પ્રત્યે અત્યંત જવાબદારી ભરી ભાવના રાખી સદા કર્તવ્યનિષ્ઠ નંદાજીને સ્વામીશ્રી પ્રત્યે ખૂબ જ અનુરાગ થયો છે, તે જાણી વડા પ્રધાન શ્રી બાલાસાહેબ ખેરને પણ સ્વામીશ્રીના દર્શનની ઇચ્છા થઈ. સંસ્કૃત વિદ્યાના પ્રખર અભ્યાસી અને સાહિત્યપ્રિય શ્રી બાલાસાહેબ ખેર સેવાપ્રિય હતા. સેવાને જ ભક્તિ માનતા અને એવી કર્તવ્ય પરાયણુતામાં સદા રહેતા. તેઓ સ્વામીશ્રીના દર્શને આવ્યા ત્યારે સ્વામીશ્રીએ તેમની પાસે શિક્ષાપત્રીમાંથી વ્યવહાર શુદ્ધિના, સત્ય, દયા, અહિંસા અને ભક્તિના કેટલાક સિદ્ધાંતો કહ્યા અને પછી વાત કરી, 'આ શ્રીજી મહારાજની શિક્ષાપત્રીના ૨૧૨ શ્લોકો ચિંતામણી તુલ્ય છે. જે કોઈ એને અનુસરે છે તે સદા સુખી રહે છે. મહારાજે તેમાં કોઈ વાત બાકી રાખી નથી. આપને ઈશ્વર કૃપાથી મોટો હોદ્દો પ્રાપ્ત થયો છે તો આ સિદ્ધાંતને અનુસરશો તો મહારાજ રાજી થશે." પછી 'રઘુવંશ' માંથી દિલીપ રાજાની નીતિ સંબંધી શ્લોક બોલ્યાઃ

जुगोपात्मा न मत्रस्तो भेजे धर्ममनातुरः ॥
अगृध्नुराददे सोऽर्थमसक्तः सुखमन्वभूत ॥* રઘુવંશ સર્ગ ૧-૨૧

સ્વામીશ્રીનું અગાધ જ્ઞાન અને અખંડ બ્રાહ્મી સ્થિતિ જોઈ, ખેર સાહેબને સ્વામીશ્રીમાં કોઈ અલૌકિક વિભૂતિ તત્ત્વનું દર્શન થયું. સ્વામીશ્રી સાથેનો આ પ્રસંગ પોતાના જીવનમાં એક અમૂલ્ય મૌક્તિક તરીકે મેળવી, તેઓ ઘેર ગયા.

*અર્થ દિલીપ રાજા ધર્મમાં રહી પોતાનું શૂરવીરતા પૂર્વક રક્ષણ કરી, દુઃખમાં આર્ત ન થતાં, ભગવાનની ઈચ્છાએ જે કાંઈ પ્રાપ્ત થાય તેનો સંચય કરી, આસક્તિ રહિત પ્રાપ્ત થએલું સુખ ભોગવતા અને ધર્મમાં રહેતા.

સ્વામીશ્રીના સ્વાસ્થ્ય માટે નંદાજી બહુ જ કાળજી રાખતા. ડૉ. ધવલેને બોલાવી સ્વામીશ્રીના શરીરનું નિરીક્ષણ કરાવ્યું. તેમણે લોહી તપાસવાનું કહ્યું એટલે બીજે જ દિવસે ડૉ. ગર્જરની લેબોરેટરીમાં સ્વામીશ્રીને લઈ ગયા અને લોહી તપાસરાવ્યું. ત્યારબાદ તે ચિકિત્સા અનુસાર ગણપતિશંકર વૈદ્યની દવા શરુ કરી. પરંતુ સ્વામીશ્રીને તોઃ

ગયા રોગ મન ભયા નિરોગ, દિલ ગિરધર દર્શાયા
હરિકૃષ્ણ પરબ્રહ્મ પુરાતન, ભાવ સહિત મન ભાવ્યા રે
રે દરદ મિટાયા....

એવું અખંડ વર્તતું હતું. પરંતુ દરેકની સેવા અંગીકાર કરી, દરેકને આ અપૂર્વ સંસ્કારનું બીજબળ આપવું હતું. એટલે અહીં આ લીલા પ્રકરણ શરુ કર્યું હતું.

સ્વામીશ્રીના દર્શને ગુજરાતમાંથી પણ હરિભક્તો અવારનવાર આવતા. અમદાવાદથી શ્રી ભોગીલાલ ચોકસી, વડોદરાથી એલેંબિક કેમીકલના મેનેજીંગ ડીરેક્ટર ભાઈલાલભાઈ અમીન, આણંદથી રણછોડભાઇ પટેલ, ઉમરેઠના મહામુક્તરાજ શ્રી નાથજીભાઈ શુકલ તથા તેમના અનન્ય શિષ્ય શ્રી ભાલજા, ધરમપુરના મહારાજા, એ સર્વ અવારનવારદર્શને આવતા. સ્વામીશ્રી પણ તેમને યથાયોગ્ય વાતો કરી રાજી કરતા.

**અર્થ સચિવ શ્રી મોરારજી દેસાઈ સ્વામીશ્રીના દર્શને**

મુંબાઈના નાણાં પ્રધાન શ્રી મોરારજી દેસાઈ પણ તેમના જન્મ દિવસ પ્રસંગે સ્વામીશ્રીના દર્શન અને આશીર્વાદ માટે આવ્યા હતા. તેમજ જાણીતા કોંગ્રેસ પક્ષના મજુર નેતા શ્રી ખંડુભાઈ દેસાઈ પણ સ્વમીશ્રીના દર્શને આવી વાતો સાંભળતા. આ પ્રમાણે મુંબઈના મહાનુભાવો સ્વામીશ્રી પાસે આધ્યાત્મિક શાંતિ માટે આવતા.

શ્રી ગોકુળચંદ મોરારકા પણ સ્વામીશ્રીની ખ્યાતિ સાંભળી દર્શન કરવા આવ્યા. સ્વામીશ્રી સર્વ પ્રકારે સાચા સંત છે એવું નક્કી કર્યા પછી જ સ્વામીશ્રીમાં જોડાવું એવો સંકલ્પ કરી, તેમની સાથે એક વિદ્વાન શાસ્ત્રીને લઈને તેઓ સ્વામીશ્રીના દર્શને આવ્યા. આજ વખતે જામ સાહેબના મોટાભાઇ શ્રી પ્રતાપસિંહજી, સ્વામીશ્રીના દર્શને આવ્યા હતા. સ્વામીશ્રી તેમને સંબોધીને વાત કરતા હતાઃ

"રૈવતાચળ જે ગિરનાર તેની ગૂફામાં મુચકુંદ રાજા દેવોને માટે દાનવો સાથે યુદ્ધ કરી, દાનવોનો સંપૂર્ણ પરાજય કરી, પોઢયા હતા. તે સમયમા કાળયવનના ભયથી નાસીને શ્રીકૃષ્ણ ભગવાન આ ગૂફામા આવ્યા. અહીં મુચકંદ રાજાને પોતાનુ ઉત્તરીય ઓઢાડી ભગવાન પાછળ સંતાઈ ગયા. કાળયવને અહીં આવી, મુચકુંદને શ્રીકૃષ્ણ માની, વિચાર્યું કે કપટી કૃષ્ણ અહીં સૂઈ ગયો છે. તેથી પગવતે મુચકુંદને લાત મારી જગાડયા. મુચકુંદની દૃષ્ટિ તેના ઉપર પડી એટલે દેવોના વરદાનથી તેની આંખમાંથી અગ્નિ નીકળ્યો અને કાળયવન બળીને ભસ્મ થઈ ગયો. આ રીતે ભગવાને આ પૃથ્વીનો ભાર ઉતારવા અનેકને નિમિત્ત બનાવ્યા. પછી શ્રીકૃષ્ણ ભગવાને મુચકુંદ રાજાને ચતુર્ભુજ સ્વરૂપે દર્શન દીધાં. ત્યારે મુચકુંદ રાજા ભગવાનની સ્તુતિ કરે છે કે,

लब्ध्वा जनोदुर्लभमत्र मानुषं कथंचिदव्यङ्गमयत्नतोऽनघः ।
पादारविन्दं न भजत्यसन्मति[illegible] पतितो यथा पशु ॥

[illegible] વિના પ્રયત્ને [illegible] સાંગોપાંગ, [illegible]
મ[illegible] પણ જે મનુષ્ય [illegible]ારવિંદને
નથી [illegible] પશુ ઘાસના [illegible] કૂવામ
[illegible]માં જ પડ

'હે અજીત ! મારો કાળ તો નિષ્ફળ જ ગયો છે કારણ કે રાજ્ય અને ધનના મદમાં આ મર્ત્ય દેહમાં આત્મ બુદ્ધિ રાખી સ્ત્રી, પુત્ર વગેરેમાં જ હું આસકત રહ્યો છું.'

શ્રીમદ્ ભાગવત ૧૦-૫૧/૪૭-૪૮

આ પ્રમાણે મુચકુંદ રાજા ભગવાનની ઘણી સ્તુતિ કરે છે. પછી ભગવાન તેની સ્તુતિથી પ્રસન્ન થઈને કહે છે; 'હે રાજન્ ! મેં તને વર માગવા માટે કહ્યું પણ ભકિત વિના તેં બીજું કાંઈ માંગ્યુ નથી. માટે તું તો નિષ્કલંક છો અને હવે પછીના જન્મમાં પવિત્ર બ્રાહ્મણને ઘેર જન્મ લઈ મારો અનન્ય ભકત તું થઈશ. એવું મારું તને વરદાન છે.' એમ કહી ભગવાન અંતર્ધાન થઈ ગયા. મુચકુંદ રાજા ત્યાર પછી નરસિંહ મહેતા રૂપે પ્રગટ થયા અને ભગવાનની ભકિત કરી પોતાના જીવાત્માનું સાર્થક કર્યું."

આ પ્રમાણે સ્વામીશ્રીના અદ્‌ભુત જ્ઞાન અને ભકિતરસના પ્રવાહથી પ્રતાપસિંહજી ગદ્‌ગદ્ થઇ ગયા. આવા સંતના સંબંધથી જ આવી સત્ય વસ્તુનું જ્ઞાન થયું, એમ સમજી સ્વામીશ્રીને નમસ્કાર કરી, આ ધન્ય પ્રસંગને અંતરમાં ઉતારી પોતે ઘર ગયા.

શેઠ મોરારકાની સાથે આવેલ પંડિત પણ સ્વામીશ્રીનો, આ જ્ઞાનભકિત ભરપૂર અને ભગવાનના સ્વરૂપમાં જ રમણ કરવા સંબંધીનો ઉપદેશ સાંભળી, પોતાના પ્રશ્નનો ઉત્તર આ પ્રવચનમાં જ થઈ ગયા, તેથી અત્યંત પ્રસન્ન થયા. સ્વામીશ્રીની અતિ દિવ્ય તેજસ્વી મૂર્તિમાં તેમને ભગવત્સ્વરૂપભાવ દેખાયો, સંકલ્પો બધા બંધ થઈ ગયા અને અંતરમાં શાંતિ શાંતિ થઈ ગઈ. તેમણે પણ સ્વામીશ્રીને નમસ્કાર કર્યા. પછી ઘેર જતાં ગોકુળચંદ શેઠને કહ્યું, 'ખરેખર, બ્રહ્મસ્થિતિવાળા સત્પુરુષ છે. સેવી લેશો તો બેડો પાર થઈ જશે.'

× × ×

આમ દિવસો બ્રહ્માનંદમાં વીતતા ગયા અને ભીમ એકાદશીનો સમૈયો આવ્યો. નંદાજીના વિશાળ હોલમાં મુંબઈ સત્સંગ મંડળની અતિ અલૌકિક સભા થઈ. મુંબઈનો આ પ્રતિવર્ષનો સમૈયો હતો એટલે સૌનો ઉત્સાહ અપ્રતિમ હતો. લગભગ ૨૦૦ જેટલા હરિભક્તોની સભા અહીં ભરાઈ હતી. મુખ્ય મુખ્ય હરિભક્તોમાં શેઠ ગોવર્ધનભાઈ હાથીભાઈ, શેઠ ગોવિંદજી કલ્યાણજી, શેઠ કલ્યાણજી કરમશી, શેઠ રામજી કેશવજી, શેઠ વસનજી કરમશી, શેઠ સુખલાલભાઈ જરીવાળા, શેઠ મુકુંદરાય (મે. દાદાજી ધાકજીની કું. વાળા), શેઠ જયકૃષ્ણ દેસાઈ તથા ઉનાવાળા શેઠ માણેકચંદ ગાંધી શ્રી હરિપ્રસાદ ચોકસી વગેરે આવ્યા હતા. સ્વામીશ્રી માટે અતિ સુશોભીત ઉચ્ચ આસન બનાવ્યું હતું. પાસે નિર્ગુણદાસ સ્વામી તથા અન્ય સંતો વિરાજમાન થયા હતા.

પછી શાસ્ત્રી પુરુષોત્તમચરણદાસજીએ શ્રી હરિલીલા કલ્પતરુ ગ્રંથના ૫મા સ્કંધના અધ્યાય ૮ થી ૧૦ જેમાં 'શ્રી હરિનો સિદ્ધાંત' છે અને જેનું સંશોધન કરી સ્વામીશ્રીએ એક નાનકડો ગ્રંથ છપાવ્યો હતો, તેની કથા કરવાની શરૂઆત કરી.

શ્રીજી મહારાજની અલૌકિક દિવ્ય મૂર્તિનું વર્ણન કરીને એ દિવ્ય મૂર્તિનાં દર્શનનું સુખ લેતા સંત હરિભક્તોની સભામાં મહારાજ પોતાના હૃદગત અભિપ્રાયનું જ્ઞાન આપતાં કહે છે :—

॥ श्री हरि कृष्ण उवाच ॥

भक्ता ज्ञात्वा मदीयान्वोमद्रहस्यं हितायवः ।

कीर्त्तये शृणुता शेषायूयमेकाग्र चेतसः ॥ ८-१३

અર્થ : શ્રી હરિકૃષ્ણ મહારાજ કહે છે કે હે ભક્તો ! તમને મારા જાણીને તમારા હિત માટે મારું રહસ્ય હું કહું છું. તમો સર્વે તમો એકાગ્રચિત્તથી સાંભળો.

भवंति क्षर संज्ञेभ्यः पुरुषेभ्योऽक्षराभिधाः ।
श्रेष्ठावैपुरुषा भक्ता भवद्भिश्चेति बुद्धयताम् ॥ ૮-૧૪

હે ભક્તો ! ક્ષર સંજ્ઞક પુરુષ થકી અક્ષર સંજ્ઞક પુરુષ શ્રેષ્ઠ છે એમ તમે નિશ્ચય જાણો.

सत्संगेहंसदा प्रीत्यातिष्ठाम्येव मम प्रिये ।
दूरेहंनतनोवर्ते क्षणमात्रमपि क्वचित् ॥ ૮-૧૭

મને પ્રિય એવા સાચા સાધુના સમૂહમાં હું પ્રીતિ કરીને નિરંતર રહું છું. તેવા સાધુથી હું ક્ષણ માત્ર છેટો નથી રહેતો.

अष्टावृत्तिपरं नित्यं धामब्रह्मपुराभिधम् ।
दिव्यं ममास्ति परमं सर्वधामवरं शुभम् ॥ ૮-૨૩

સર્વ ધામ કરતાં શ્રેષ્ઠ, શુભ અને અતિ ઉત્તમ સંપત્તવાળું દિવ્ય અને આઠ આવરણથી પર અવિનાશી બ્રહ્મપુર નામે મારું ધામ છે.

मद्विक्षयेवजायन्ते प्रभवावस्थितिक्षयाः ।
ब्रह्मांडानामसंख्यानांमांजानीतेति मच्छ्रिताः ॥ ૮-૩૧

અસંખ્યાત બ્રહ્માંડની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય તે મારી દૃષ્ટિ વડે જ થાય છે. હે મારા આશ્રિત જનો ! એમ મને જાણો.

स्वसिद्धैश्वर्यएवाहं भगवानस्मिचेतरे ।
प्राप्यैश्वर्यं युनाजाता भगवत्संज्ञयाऽखिलाः ॥ ૮-૩૬

તે વાતને સ્પષ્ટપણે કહે છે, ભગવાન એવો જે હું સ્વસિદ્ધ ઐશ્વર્યવાળો છું અને બીજા સર્વે અવતાર તો મારાથી ઐશ્વર્ય પામીને ભગવાન સંજ્ઞાવાળા થયા છે,

આ પ્રમાણે ખૂબ જ રહસ્યપૂર્ણ એવી આ કથા સાંભળીને સૌને અતિ આનંદ થયો. સ્વામીશ્રી પણ કથા દરમ્યાન મહારાજની મૂર્તિના અતિ અલૌકિક ઐશ્વર્ય પ્રતાપની વાત સાંભળતાં સાંભળતાં મંદ મંદ હસતા હતા.

ત્યારબાદ શ્રી નંદાજી, શ્રી હરિપ્રસાદ ચોકસી વગેરે પ્રતિષ્ઠિત હરિભક્તોનાં પ્રવચનો થયા. નિર્ગુણદાસ સ્વામીએ ઉપસંહારમાં સ્વામીશ્રીનો મહિમા વર્ણવતું અતિ અદ્ભુત પ્રવચન કર્યું. ત્યારબાદ પૂજન અને આરતીવિધિ થયો અને લગભગ ૧૨ વાગે સમૈયો પૂરો થયો.

આફ્રિકા મંડળને આ જ અરસામાં આફ્રિકા પાછા ફરવાનું હતું. મુક્તરાજ મગનભાઈ, હરમાનભાઈ, ત્રિભોવનદાસ વગેરે આવી ગયા હતા. અંબાલાલભાઈ તો સ્વામીશ્રીની સાથે જ હતા. આફ્રિકા મંડળ તરફથી રસપૂરીની રસોઈ સ્વામીશ્રી તથા સર્વે મંડળને આપવામા આવી. સ્વામીશ્રી જમ્યાબાદ સૌએ તેમનું પૂજન કર્યું. બીજે દિવસે આ મંડળને ભવ્ય વિદાય મુંબઈના સત્સંગ મંડળે આપી.

સ્વામીશ્રી મુંબઈમાં લગભગ એક માસ અને દસ દિવસ રહ્યા. પ્રેમી હરિભક્તોને ખૂબ જ સુખ આપ્યું. અનેક આખ્યાનો, ચરિત્રો કરી, એ પ્રેમલ દિવ્યમૂર્તિ સદાને માટે અંતરમાં સ્થિર થઈ જાય એવા પ્રસંગો ઉજવાઈ ગયા.

× × ×

છગનભાઈને સ્વામીશ્રી પ્રત્યે અતિશય ભક્તિ ભાવ અને પ્રેમ હતો. સ્વામીશ્રીએ તેમને સુખ આપવામાં મણા રાખી ન હતી. આ વખતે જ લગભગ ૧૦-૧૧ વખત તેમની રસોઈ જમ્યા. તેમના સંકલ્પે ઘેર દર્શન દેવા ગયા, શાલ માગી, પોતે ઓઢી, પ્રસાદીની કરી પાછી આપી. બીજે દિવસે ઓઢવાનું ગાતરડું પણ છગનભાઈને

તેમના સંકલ્પે આપી દીધું. એમ અનેક પ્રકારે પોતાની દિવ્ય મૂર્તિનો અખંડ મનન દ્વારા પ્રસંગ રહે તેવું સુખ આપ્યું.

કાંતિભાઈને ઘેર પણ રહ્યા અને એકાદશીનું ફરાળ જમ્યા. તેમના માતુશ્રી સોનાબાએ સંકલ્પ કર્યો કે સ્વામીશ્રીને નવા વસ્ત્રો ઓઢાડી તેમના તમામ પ્રસાદીના વસ્ત્રો લઈ લેવા. તેમણે નવા વસ્ત્રો રંગાવી તૈયાર કરી રાખ્યા. સ્વામીશ્રી ફરાળ કરી ઊઠયા અને નાનુભાઈને કહ્યું, 'પૂજા કરવી હોય તો પૂજા કરી લ્યો. આ જૂના વસ્ત્રો આજે કાઢી નાખવા છે.' સોનાબાને તો અત્યંત આનંદ થયો. તુરતજ કાંતિભાઈએ પૂજા કરી અને પછી સ્વામીશ્રીને નવા વસ્ત્રો ઓઢાડી જૂના વસ્ત્રો લઈ લીધાં. આ પ્રમાણે-રાજીપાની પ્રસાદી, આ દિવ્ય લીલાનું ચિરઃસ્મરણ રાખવા પ્રેમી ભકતોને આપી.

એવી જ દિવ્ય રીતથી, નાનુભાઈ, મહિપતરામ, ભગવતરાય, શેઠ ભગવાનદાસભાઈ, જેશંગભાઈ, બલવંતરાય બ્રહ્મભટ વગેરે હરિભક્તોને, તેમના સર્વના સંકલ્પ પ્રમાણે અદ્દ્ભુત સુખ આપ્યું, સેવા અંગીકાર કરી અને કથાવાર્તાના સાર રૂપે આ દિવ્ય મૂર્તિનું અખંડ અનુસંધાન રાખવાની સૌને અનુજ્ઞા કરી. આ અદ્દ્ભુત સુખ, આ બ્રહ્મનો અનિર્વચનીય આનંદ તે અનુભવ્યા પછી બીજા સુખમાં શે વૃત્તિ જાય ? તે સુખનુ કેમ વર્ણન કરવું ? તે તો અનુભવગમ્ય – જેણે ભોગવ્યું હોય તે જ જાણે. આ પ્રમાણે સ્વામીશ્રી મુંબઈમાં રહ્યા અને અનેકના કાર્ય કરી દીધાં. અનેકને સંસ્કારબળ આપ્યું. નંદા સાહેબના તમામ મનોરથ પૂરા કરી, જેમ વાંસદામાં દીવાન સાહેબને ઘેર ભગતજી એક માસ રહ્યા હતા અને તેમને બ્રહ્મજ્ઞાન કરી અતિ અપાર સુખ આપ્યું હતું, તે જ પ્રમાણે સ્વામીશ્રીએ પણ મહારાજના મહિમાની અને મોટા પુરુષના સિધ્ધાંતની ઘણી ઘણી વાતો નંદાજીને કરી તેમને સદા સુખિયા કરી દીધાં, પછી પોતે સંત મંડળ સહિત અટલાદરા પધાર્યા.

× × ×

આજ અરસામાં અમદાવાદમાં શાહીબાગ રોડ ઉપર એક આલીશાન બંગલો શ્રી ભોગીલાલ હિરાલાલ ચોકશીના શુભ પ્રયત્નથી લીધો. સ્વામીશ્રીનો ઉતારો અહીં ફેરવી નાખ્યો. બંગલાની વિશાળ જગ્યા જોઈ તથા નારાયણ ઘાટ જવાના રસ્તા ઉપર જ બંગલાનું સ્થાન હોઈ, ભવિષ્યમાં અહીં ત્રણ શિખરનું મંદિર થશે., એવું જણાય ખરું. વળી બંગલાની રચના પણ મંદિરની રચનાને અનુરૂપ હોઈ, સ્વામીશ્રીએ જાતે જોઈને જ આ બંગલો લેવા સંમતિ આપી. આમ કોઠારી બળુભાઈના અતિ દૃઢ સંકલ્પથી શ્રીનગરમાં અક્ષર પુરુષોત્તમના મંદિરના ગણેશ મંડાયા.

આ જ બંગલામાં શેઠ શ્રી ચંપકભાઈ તથા વિનાયકરાવ સાહેબ તથા શંકરલાલ ઠાકર વગેરેના આગ્રહથી શ્રાવણ માસમાં પારાયણ રાખવામાં આવ્યુ. શાસ્ત્રી પુરુષોત્તમ ચરણદાસે શ્રી સત્સંગિજીવનના ત્રીજા પ્રકરણની કથા વાંચી અને પોતાની મધુર શૈલિથી સૌને રંજન કરી દીધાં.

પૂર્ણાહુતિને દિવસે શ્રીનગરના સજ્જનોની જબ્બર સભા આ બંગલાના વિશાળ ચોગાનમાં સુંદર શણગારેલા મંડપમાં થઈ. શ્રી વિનુભાઈ સાહેબ, શ્રી વિશ્વનાથ શાસ્ત્રી, પ્રાધ્યાપક નાગરદાસ બાંભણીયા, શ્રી નર્મદાશંકર ઠાકર વગેરેએ સુંદર પ્રાસંગિક પ્રવચનો કરી, સ્વામીશ્રીના અદ્‌ભુત કાર્યને અંજલિ આપી.

આટલી વૃદ્ધાવસ્થા હોવા છતાં સ્વામીશ્રી સત્સંગની દરેક પ્રવૃત્તિમાં જાતે રસ લઈ તેને પોષણ આપે છે અને સમૈયા ઉત્સવોમાં આવતા હરિભક્તોને પોતાની મૂર્તિનું દર્શન અને વાતોથી સુખ આપે છે, તે ખરેખર સૌને આશ્ચર્યકારી જણાતું હતું. સ્વામીશ્રીનો એ જ સિદ્ધાંત હતો કે દેહ રહે ત્યાં સુધી પળે પળ અને ક્ષણે ક્ષણ, આ દેહનો એકે એક રોમ સત્સંગ અર્થેજ વાપરી લેવો. તેથી જ તેમને જ્યારે કોઈ આરામની વાત

કરતા ત્યારે સ્વામીશ્રી હસતા અને કહેતા, 'જે કાર્યથી મનને શાંતિ અને આનંદ મળે તે જ આરામ !'

## સુવર્ણ યુગનો સુવર્ણ ઉત્સવ

સ્વામીશ્રી હવે ઉત્તરાવસ્થાનો ભાવ બતાવી રહ્યા હતા. આ

**સ્વામીશ્રીના કાર્યને નિવાપાંજલિ**

જીવન શ્રીજીસ્વામીની સેવા અર્થે અર્પણ કરી, શુદ્ધ ઉપાસનાની પ્રવૃત્તિ અર્થે જ સદા પોતાનું સમગ્ર જીવન તેમણે વ્યતીત કર્યું હતું. જેના ફળરૂપ, શુદ્ધ ઉપાસનાના મંદિરો, ચૈતન્ય મંદિર સમાન શુદ્ધ ઉપાસનાના બ્રહ્મરૂપ થએલા ઉપાસકોનો સત્સંગ સમુદાય, પરમહંસ સ્થિતિના સંત મંડળો, આ સર્વ સ્વામીશ્રીના વિરાટ કાર્યના અંગભૂત હતા. સ્વામીશ્રીના આ વિરાટ, અનુપમેય, અમાપ અને અગાધ કાર્યને બુદ્ધિમાં, શક્તિમાં, વિત્તમાં, સ્વલ્પ એવો ભક્તસમુદાય શી રીતે અંજલિ આપી શકે ? મોક્ષદાયિની બ્રહ્મવિદ્યાના પ્રવર્તક અને દાતા પાસે સમગ્ર અક્ષરપુરુષોત્તમનો સત્સંગ સમુદાય આજે આ મહદ્ ઉપકારના મહાભાવથી નત મસ્તકે ઊભો હતો. કેવા પ્રકારની બુદ્ધિથી, કયા કાર્યથી કેટલા વિત્તથી આપનું અમે બહુમાન કરીએ ? આપનું બહુમાન કરવું તે તો

तितीर्षु दुस्तरं मोहादुडुपेनास्मि सागरम् । * રઘુવંશ ૧-૨

તો પછી શું કરવું ? હૃદયમાં ઉછાળા મારતી ભક્તિના ભાવને શી રીતે પ્રદર્શિત કરવો ? ઓ મહાપ્રભુ ! અમારા જેવા અલ્પ જીવોને, આપે આપની કેવળ દૃષ્ટિથી, આપના અતિ દુર્લભ સંબંધથી, ક્ષણમાત્રમાં જ દેહભાવથી વિરકત કરી બ્રહ્મપુર ધામના અધિકારી બનાવી દીધા છે ! આશ્ચર્યવત્ એવા આપના કાર્યથી અમારા મન, બુદ્ધિ, ચિત્ત કેવળ સ્થિર થઈ

* મહાસાગરને એક નાના તરાપા વડે તરવાના ક્ષુદ્ર ઉપાય સમ આ વિચાર જણાય છે.

આપનું જ મનન ચિંતવન કર્યા કર્યા કરે છે અને બીજો વિચાર કરી શકતા નથી એટલે કેવળ ભક્તિથી જ, કેવળ આપના ચરણારવિંદમાં જ નિમગ્ન રહેવાથી ઋણમુક્ત થવાય છે, એવો શાસ્ત્રોમાંથી સિધાંત સમજી, અમે એ જ સિધ્ધાંતને અનુસરવા ઇચ્છીએ છીએ.

એ પ્રકારની ભક્તિનો છેલ્લો પ્રકાર આત્મનિવેદનમ્! સમગ્ર સત્સંગીઓના સર્વસ્વનું સર્વાર્પણ સ્વામીશ્રીના શ્રીચરણોમાં ન્યોચ્છાવર કરવાનો ઉપદેશ, જમદગ્નિ સમાન તીવ્ર તપધારી, શક્તિ અને ઓજસમાં અભૂતપૂર્વ એવા સલાડના મહામુક્ત શ્રી મણીલાલ નાનાલાલ ભટ્ટ, રામના બાણ જેવી ગતિવાળા, અગ્નિ વર્ષાના પ્રવાહ જેમ પોતાની વાણીથી સૌને પોતાના વિચારમાં લીન કરી દેતા, સ્વાર્પણની ભાવના શિખવાડતા, શુકજીની જેમ બ્રહ્મનિષ્ઠામાંથી જાગ્રત થઈ, સર્વને ભક્તિભાવના ઉત્તુંગ શિખર પરથી કરતા હતા.

+उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत्कवयो वदन्ति ॥

એવી ઉત્કૃષ્ઠ શ્રદ્ધા લઈને સ્વામીશ્રી પાસે તેઓ ગયા. સ્વામીશ્રીના ચરણકમળમાં નમસ્કાર કરી, તેમણે બે હાથ જોડી અત્યંત વિનયપૂર્વક નિવેદન કર્યું, "દયાળુ! આપે આપના કૃપાકટાક્ષથી જ અમને આ બ્રહ્મવિદ્યા સિધ્ધ કરાવી છે. આખા વિશ્વને આપે બ્રહ્મપરબ્રહ્મના સનાતન દિવ્ય સાકાર સ્વરૂપો ઓળખાવી, પરમ શ્રેયસ્‌નો માર્ગ બતાવ્યો છે. આપની એ અતિ દયા અને કરુણાના ભાવને અમે અમારી અલ્પ બુદ્ધિથી અંજલિ

+ ઊઠો, જાગો, આવા શ્રેષ્ઠ ગુરુવરની સમીપે જઈને બ્રહ્મવિદ્યા ભણો. તે વિદ્યા ભણવી તે અસ્ત્રાની ધાર ઉપર ચાલવું એવું ઘણું કઠણ છે, એમ વિદ્વાનો કહે છે.

(કઠોપનિષદ્)

આપી શકીએ તેમ નથી. છતાં આપ અમારા ઉપર દ્દષ્ટિ કરી અમને ગુરુદક્ષિણા રૂપી સેવા કરવાની આજ્ઞા આપો.' સ્વામીશ્રી તેમના આ વિનય વચન સાંભળી ફક્ત એટલું જ બોલ્યા, 'तां भक्तिमेवागणयत्पुरस्तात् ।'

'તમારી જે મારા પ્રત્યેની અપરિમીત શ્રધ્ધા અને નિષ્કામ ભકિત છે, તે જ મારી ગુરુ દક્ષિણા છે. તેથી વિશેષ આ લોકમાં કોઈ પદાર્થ નથી જે મને સંતોષી શકે.'

પરંતુ મુકતરાજ મણીભાઈને તો એવો જ વેગ ઊપડયો હતો કે આ સ્વામીશ્રી માટે જો હોમાઇ જવું પડે તો પણ તે ઓછું છે. 'સો માથાં જાતાં રે મોંઘા છોગાળા' માટે આખા સત્સંગમાં ફરી વળવું અને એવો પ્રસંગ ઉજવવો કે આવી પરમ કલ્યાણકારી વિભૂતિના કાર્યની લોકોને યત્કિંચત પણ ઝાંખી થાય !

સમગ્ર સત્સંગ સ્વામીશ્રીના આ ઉપાસનાના કાર્ય પ્રવર્તનમાં આજીવનભર સાથે જ રહ્યો. વળી આ ગુરુવર્યને રાજી કરવા અને એ રીતે શ્રી અક્ષર પુરુષોત્તમ મહારાજની સેવા કરવા પોતાને ઘેર સમૈયાઓ, પારાયણો, ઉત્સવો યોજ્યા. એ રીતે ભકિતના રંગ જમાવ્યા અને પોતાની પાસે જે કાંઈ ધન હતું તે સ્વામીશ્રીને અર્પણ કરી દીધું. આમ વર્ષોના વર્ષો સુધી એક પછી એક વર્ષે, દરેક હરિભક્તોએ સ્વામીશ્રીને રાજી કરવા તન, મન અને ધન, તેમની સેવામાં અર્પણ કરી દીધાં હતાં. તેના બદલામાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિની અણમૂલી મૂડી સૌએ જમા કરી હતી.

સ્વામીશ્રીની ૮૦મી જયંતિનો પ્રસ્તાવ મૂકનાર અતિ ઉત્સાહી અને પ્રેમલક્ષણા ભક્તિથી ભરપુર એવા મહા મુક્તરાજ શ્રી ચંપકભાઈ ઉપર મણીભાઈની દૃષ્ટિ પડી. આવા વિરાટ કાર્યમાં આ પુરુષની મદદ વિના કાર્ય થઈ શકે નહિ. મુક્તરાજ ચંપકભાઈ પણ દરેક વર્ષે પારાયણ, ઉત્સવ, શ્રીનગરમાં ઊજવતા. આ સર્વ

ઉત્સવોનો ભાર કોઈને પણ ખબર ન પડે તેમ પોતાને શિરે લઇ લેતા. એમ યજ્ઞ, યાગાદિક પારાયણ, ઉત્સવ અને સમૈયામાં પોતાની સમગ્ર ધનસંપત્તિનો, જેમ રઘુરાજાએ વિશ્વજીત યજ્ઞમાં પોતાની સમગ્ર સંપત્તિ ખર્ચી નાખી હતી, તેમ તેજ પ્રકારનો સદ્‌વ્યય કરીને તેઓ બેઠા હતા. રઘુરાજાની એવી પરિસ્થિતિમાં તેમની પાસે વારાતનું ઋષિના શિષ્ય કૌત્સ ગુરુ દક્ષિણા આપવા માટે ધનની માંગણી કરવા આવ્યા. તે જ પ્રમાણે આ મહામુક્ત મણીભાઈ પણ ચંપકભાઈ પાસે આવ્યા અને તેમને પોતાનો આ મહાન સંકલ્પ નિવેદન કરતા કહ્યું :

भक्तिः प्रतीक्ष्येषु कुलोचिता ते पूर्वान्महाभाग तयाति शेषे।
व्यतीतकालस्त्वहमभ्युपेतस्त्वामर्थि भावादिति मे विषादः ।*

રઘુવંશ

અર્થ : આપની કુલ પરંપરાને શોભા પમાડે એવા અને આપના અનેક શુભ કાર્યોથી આપના પૂર્વજોની કીર્તિને પણ મહાત કરતા એવા હે ઉદાર મહાનુભાવ ! આપની પાસે હું મોડો આવ્યો છું તેટલોજ મને વિપાદ છે. કારણ કે આપની સર્વ સંપત્તિનો યજ્ઞયાગાદિકમાં વ્યય થઈ ગયો છે, તે હું જાણું છું.

એટલું જ નહિ પરંતુ સમગ્ર સત્સંગના મહારથિઓની પણ એજ દશા છે

शरीरमात्रेण नरेन्द्र तिष्ठन्नाभासि तीर्थप्रतिपादितर्द्धिः ।
आरण्यकोपात्तफलप्रसूति स्तम्बेन नीवार इवावशिष्टः ॥

પોતાની સમગ્ર ધનસંપત્તિ સ્વામીશ્રીના ચરણકમળમાં સમગ્ર સત્સંગે ન્યાચ્છાર કરી દીધી છે. તેથી જેમ ડુંડા રહિતના છોડ ઊભા હોય તેમ તે સર્વે મને ભાસે છે, ડુંડારૂપી ધન મોટા પુરુષની સેવાને અર્થે વપરાઈ ગયું હોવાથી. છતાં પણઃ

स्थाने भवानेक नराधिपः सन्नकिंचनत्वं मखजं व्यनक्ति ।
पर्यायपीतस्य सुरैर्हिमांशोः कलाक्षयः श्लाघ्यतरो हि वृध्धेः ॥

'યજ્ઞયાગાદિક શુભ કાર્યમાં વપરાએલી આપની અને સમથ ઇષ્ટજનોની સંપત્તિથી આજે સર્વે મહારથિઓ વિત્તવિહીન બન્યા છે. જેમ ચંદ્રમામાં રહેલું અમૃત દેવોએ પીધું અને ચંદ્રને કલારહિત બનાવ્યો, છતાં પણ એ કલારહિત ચંદ્ર કલાપૂર્ણ ચંદ્ર કરતાં વધારે શોભાયમાન છે, તેમ આપ સર્વે આપની અમૃતરૂપી સંપત્તિનો સ્વામીશ્રીની સેવામાં સદ્વ્યય કરીને ભલે આજે જગતની દષ્ટિએ કલારહિત બન્યો છો, છતાં આપ ખૂબજ શોભાયમાન લાગો છો.' આવી રીતે મુકતરાજ મણીભાઇની સ્તુતિ સાંભળી, મહાનુભાવ શ્રી ચંપકભાઈ એકદમ ઊભા થયા અને તેમને ભેટીને અશ્રુપૂર્ણ હૃદયે બોલ્યા, 'તમે ખરેખર ધન્ય છો. વળી તમે સત્ય જ કહ્યું છે. પરંતુ જેમ રઘુરાજાના મહેલમાં કુબેરે ધનનો વર્ષાદ વર્ષાવ્યો હતો તેમ તમારા આ શુભ સંકલ્પે મહારાજ લક્ષ્મીના ઢગલા કરશે. માટે તમો હિંમતપૂર્વક આ શુભ કાર્યનો આરંભ કરો.' મુક્તરાજ ચંપકભાઈના આવા શુભ વચનોથી હિંમત લાવી, મણીભાઈ આ કાર્યમાં બીજા મહારથિઓનો સહકાર સાધવા નીકળ્યા.

મહા મુક્તરાજ શ્રી નંદા સાહેબ, આશાભાઇ, ઇશ્વરભાઈ, મોતીભાઈ, હિરાભાઇ ચતુરભાઈ, મનસુખરામ મિસ્ત્રી, વસંતરાય પંડયા, વિનાયકરાવ ત્રિવેદી, ખેંગારજીભાઈ ચૌહાણ, મથુરભાઈ, રામચંદ્રભાઈ, મૂળજીભાઈ વૈદ્ય, છગનભાઈ પટેલ વગેરે સત્સંગના સ્તંભોનો આ શુભ કાર્યમાં સહકાર મળ્યો. તે જ પ્રમાણે સૌરાષ્ટ્રમાં પણ મહા મુકતરાજ શ્રી કુબેરભાઈ, રાજકોટના નારણલાલ શેઠ, જામનગરના રામજી લક્ષ્મણ મિસ્ત્રી, લીંબડીના મુકતરાજ છગનભાઇ ગગાભાઇ શેઠ, અડવાળના બાપુભા સાહેબ,. અગરસંગ બાપુ, દરેડ દરબાર તેમજ ગણોદના દરબાર વગેરે ભકત મંડળ આ સર્વોપરી સંકલ્પમાં અતિ ઉત્સાહથી ભળ્યા. ગામો ગામ સંતો અને હરિભક્તોના મંડળ વ્યવસ્થા કર્યા પ્રમાણે સેવા ઉઘરાવવાના આ કાર્યમાં ફરવા લાગ્યા. નિર્ગુણદાસ સ્વામીનો ઉત્સાહ અજોડ હતો. પોતાના ઇષ્ટ અને ગુરુરૂપ હરિની સુવર્ણ તુલા ઉત્સવ થાય એ ખરેખર તેમને તો

અતિ મહાન કાર્ય મનાયું હતું ! સાક્ષરવર્ય દોલતરામ કૃપારામ પંડયાના શબ્દો 'સ્વામીશ્રી ! તમારા શિષ્યો તમારી સુવર્ણની મૂર્તિ ભવિષ્યમાં પધરાવશે એવું આપનું કાર્ય છે' એ સત્ય પડવાનો આ સમય આવ્યો છે, એમ સૌને જણાવા લાગ્યું.

સૌરાષ્ટ્રમાં યોગીજી મહારાજ, હકાભાઈ તથા બીજા હરિભક્તો ના મંડળો ફરવા લાગ્યા. સર્વત્ર અત્યંત ઉત્સાહ જણાતો હતો. દરેકને અધીરાઇ હતી 'કદાચ મેવાનો ફાળો બંધ કરી દે અને આપણે રહી જઈએ તો ?' એટલે પાસેના ગોંડળ કે સારંગપુરના મંદિરમાં જઈ રકમ નોંધાવા લાગ્યા. આ પ્રમાણે સ્વામીશ્રીની સુવર્ણ તુલા ઉત્સવની ભવ્ય તૈયારી થવા લાગી. મણીભાઈનો સંકલ્પ મૂર્તિમાન બની સમગ્ર સત્સંગમાં ફરવા લાગ્યો.

આફ્રિકામાં પણ એવો જ અદ્ભુત ઉત્સાહ સૌને હતો. મુક્તરાજ મગનભાઈને તથા હરમાનભાઈને તો સ્વામીશ્રીની જયંતિ એટલે ઘેર જ વિવાહ ! તેમની પ્રેરણાત્મક પરાવાણી ઝિલી સૌ પોતાની પાસે જે કાંઈ હતું તે આ સુવર્ણ તુલા વિધિની ઝોળીમાં નાખવા લાગ્યા. સ્ત્રીઓએ પોતાના અભૂષણો પણ હોમી દીધાં. એમ સંપૂર્ણ ઉત્સાહથી આ કાર્ય શરુ થઈ ગયું. સર્વત્ર એક જ સૂર સંભળાતો હતો 'સ્વામીશ્રીની સુવર્ણ તુલા વિધિ.'

આ પ્રસંગની મુખ્ય વિશિષ્ટતા એ હતી કે નાનામાં નાના હરિભકતે પણ આ અભૂતપૂર્વ સેવાકાર્યમાં – સ્વામીશ્રી પ્રત્યેના ભક્તિભાવમાં – પોતાનું સર્વસ્વ આપી દીધું. કોઈ કોઈ હરિભક્તોએ તો દેવું કરીને રકમ લાવી, આ દિવ્ય તુલા વિધિની સેવામાં આપી દીધી. મુક્તરાજ મણીભાઈએ પણ પોતાની જાંણુજ્ઞાતિમાં ઘેર ઘેર ફરીને આ ઉત્સવ માટે ભિક્ષા માંગી. તેમાં ભક્તિભાવવાળા કેટલાકને તેમનું આ કાર્ય રુચ્યું, અને તેમની ઝોળી ભરી દીધી. કેટલાકને ન પણ રુચ્યું, તેમણે વિરોધ કર્યો, પરંતુ છતાં એ બંને

ભાવમા મમતા રાખી, તેનપે તો આહલેક જગાવી. સ્વામીશ્રીએ તેમના ઉપર દૃષ્ટિ કરી દીધી. તેમની શૂરવીરતા, ઉત્સાહ અને વેગને પૂરું પ્રોત્સાહન આપ્યું. સ્વામીશ્રીના કાર્યનો સત્સંગમાં આ છેલ્લો કળશવિધિ હતો. આત્યંતિક કલ્યાણના મહાપૂરને વહેતા રાખવાની આ વિધિ હતી. મણીભાઈના આ કાર્યથી જાંબુ જ્ઞાતિ ધન્ય બની ગઈ!

મણીભાઈના સંબંધથી સારીંગના મનુભાઈ જગ્નેશ્વર ભટ્ટને સ્વામીશ્રી પ્રત્યે અનન્ય ભાવ થયો. ખૂબ જ શાંત અને વિનમ્ર પ્રકૃતિના આ ભક્તરાજ, બુદ્ધિમાં અતિ તીવ્ર વિચારશીલ છે. સ્વામીશ્રીના સર્વાંગ બ્રહ્મરૂપનું, તેમના અતિ દિવ્ય કાર્યનુ અને અક્ષરપુરુષોત્તમની શુદ્ધ ઉપાસનાના સિદ્ધાંતોનું, સુરેખ દર્શન તેમણે સુકતરાજ મણીભાઈની વાતોમાંથી કરી લીધું. આવી પ્રતીતિ થયા પછી તેમણે પણ સ્વામીશ્રીના આ અતિ અદ્વિતીય સુવર્ણ તુલાવિધિના કાર્યમાં પોતાનું સર્વસ્વ હોમ્યું અને મણીભાઈની આજ્ઞા પ્રમાણે કેટલાક અંગત વિરોધને દબાવીને તેમણે ૮૫ મી જયંતિ હોવાથી રૂ. ૮૫૮૫) અર્પણ કર્યા. સ્વામીશ્રીને આ વાતની ખબર પડી, એટલે મનુભાઇ ઉપર અત્યંત રાજી થયા અને મણીભાઇને કહ્યુ, 'આપણે સારીંગ જવું છે.' જયંતિ ઉત્સવ બાદ તે કાર્યક્રમ ગોઠવવાનું નક્કી કર્યું.

જયંતિ ઉત્સવ પ્રસંગે ફરતા સંતો તથા હરિભક્તોના મંડળને દરેક દિશામાંથી સુંદર સહકાર મળતો હતો. મુંબઈથી પણ શ્રી છગનભાઈ નારણભાઈ પટેલનો સ્વામીશ્રી ઉપર આગ્રહ ભર્યો પત્ર આવ્યો કે આપ મુંબઈ પધારો તો અત્રે પણ સુવર્ણતુલા ઉત્સવ નિમિત્તે સારી સેવા થશે. સ્વામીશ્રીએ નિર્ગુણદાસ સ્વામી તથા યોગીજી મહારાજ અને દાજીબાપુને મુંબઇ મોકલ્યા.

આ સંતમંડળનો ઉતારો મુકતરાજ શ્રી દાદુભાઈ નાથાભાઈ પટેલને ઘેર રાખવામાં આવ્યો. તેમના પિતાશ્રીએ સ્વામીશ્રીની કરમસદ અને બોરસદમાં ખૂબ જ સેવા કરી હતી. તેમનું સમગ્ર જીવન સત્સંગ પરાયણ હોઈ, સત્સંગને જીવનમાં ઉતારી, મુકતસ્થિતિ પ્રાપ્ત કરી, સંસારમાં જળકમળવત્ તેઓ રહ્યા હતા. તેમના આ સંસ્કાર તેમના કુટુંબમાં ઊતર્યા હતા. મુકતરાજ દાદુભાઈ તથા તેમના બહેન મુક્તાત્મા મણીબહેન, ડૉ. નાથાભાઈના જ્ઞાન અને પ્રેમના સ્વરૂપ કહી શકાય. મોટા પુત્ર ચુનીભાઈ આફ્રિકામાં સત્સંગના રંગથી રંગાઈ ગયા હતા. વચલા બાબુભાઈ સ્વતંત્ર વિચારક હોઈ, બુધ્ધિગમ્ય સિદ્ધાંતોને જ અપનાવી જીવનમાં ઉતારવા એવા સિદ્ધાંતવાદી હોવાથી, સત્સંગની આ અતિ ગૂઢ રહસ્યમય દિવ્યતાને, ઉપરથી ચઢેલા ક્ષુલ્લક મનોવ્યાપારના ઓપથી, જેમ છે તેમ સમજી શકયા ન હતા. યોગીજી મહારાજ તથા નિર્ગુણદાસ સ્વામી મુંબઈ પધાર્યા તે વખતે તેઓ પણ એક માસની રજા લઇ તેમના માતુશ્રી દીવાળીબાની તબિયત જોવા આવ્યા હતા.

દાદુભાઈએ ફરગ્યુસન કોલેજમાં બી. એ. નો અભ્યાસ પૂરો કર્યો હતો. ત્યાર પછી વધુ અભ્યાસ અર્થે તેઓ સીલોન ગયા હતા. ત્યાંથી પાછા આવ્યા બાદ સ્વામીશ્રીના દર્શને ગયા ત્યારે સ્વામીશ્રીએ તેમને કહ્યું 'પૈસા કમાવા માટે આફ્રિકા જવાની જરૂર નથી. અહીં પૈસા પણ મળશે અને સત્સંગ પણ મળશે.' સ્વામીશ્રીના એ વચનમાં વિશ્વાસ રાખી તેઓ મુંબઈ આવ્યા અને નોકરીમાં જોડાયા. ત્યારથી સ્વામીશ્રી સાથેનો તેમનો સંબંધ ઉત્તરોત્તર વધતો ગયો. સ્વામીશ્રી મુંબઈ પધારે ત્યારે દર્શને આવે, ધર્માદો આપે, એમ સેવા કરવાની શરૂઆત તેમણે કરી દીધી.

**મુંબઈમાં મંદિર હું કરાવીશ**

યોગીજી મહારાજ અને નિર્ગુણદાસ સ્વામી પધાર્યા એટલે હરિભકતોના ઉત્સાહ અને આનંદનો અવધિ ન રહ્યો. આ પ્રસંગ માટે સત્સંગમંડળનો અત્યંત ઉત્સાહ હતો. તેથી છગનભાઇએ

યોગીજી મહારાજ તથા નિર્ગુણદાસ સ્વામીને વિનતિ કરી કહ્યું, 'જો સ્વામીશ્રી પધારે તો સુવર્ણતુલા ઉત્સવ નિમિત્તે અહીં સેવા સારી થશે એમ મને લાગે છે. માટે સ્વામીશ્રીને જરૂર તેડાવો.'

આ આગ્રહને વશ થઈને સ્વામીશ્રી પધાર્યા અને કાંતિભાઈના બ્લોકમાં ઉતારો કર્યો. હરિભક્તો તો આ સેવા માટે તત્પર જ હતા. એટલે કોઇને આગ્રહની જરૂર ન હતી. સ્વામીશ્રીની આજ્ઞા પ્રમાણે સૌએ સેવાની રકમ લખાવી દીધી. છગનભાઇએ પણ આ ફાળાને વધારે ઊંચે લઈ જવા સારી મહેનત કરી અને સ્વામીશ્રીનો રાજીપો લઇ લીધો. અહીં છગનભાઇના ઉત્સાહથી સારી રકમ થઈ. પરંતુ આ રકમથી મુંબઈમાં જમીન લઇ મંદિર કરવાનો છગનભાઇનો સંકલ્પ હતો. નિર્ગુણદાસ સ્વામીનો પણ આગ્રહ હતો. છેવટે સ્વામીશ્રીએ છગનભાઇને જયંતિ ઉત્સવના ફાળામાં આ રકમ મોકલી દેવાની આજ્ઞા કરી. છગનભાઇએ સરળતા પૂર્વક તે આજ્ઞા પાળી. સ્વામીશ્રી રાજી થઇ ગયા અને તેમને કોલ આપ્યો કે 'મને આ વખતે રાજી કર્યા છે તો તમને હું ચોખ્ખા કરી ધામમાં લઈ જઈશ અને મુંબઈમાં મંદિર હું કરાવીશ.'

સ્વામીશ્રી આ પ્રમાણે મુંબઈમાં ખરડો કરીને ગુજરાત તરફ પધાર્યા. સુવર્ણજયંતિ ઉત્સવની અટલાદરામાં અદ્‌ભુત તૈયારી થઈ રહી હતી. અનાજના ગંજના ગંજ આવ્યે જતા હતા. તે જ પ્રમાણે ઉતારા પાગરણ વગેરેની વ્યવસ્થા પણ થઈ રહી હતી. વડોદરા નરેશના મહારાણી શાંતાદેવીને મુક્તાત્મા શ્રી મણીબાના પ્રસંગથી સ્વામીશ્રી પ્રત્યે ભક્તિ ભાવ પ્રગટ થયો હતો. આથી રાજ્ય તરફથી પણ સર્વ પ્રકારનો સહકાર મળવા લાગ્યો. તે વખતે વડોદરા રાજ્યમાં 'ચીફ કમીશ્નર' તરીકે કામ કરતા ડૉ. જીવરાજ મહેતા, નંદાજીના પ્રસંગથી અને નિર્ગુણદાસ સ્વામીના વિશેષ સંબંધથી, સ્વામીશ્રી પ્રત્યે આકર્ષાયા. આ પ્રસંગે તેમનાથી બનતી તમામ સેવા કરવા જણાવ્યું. વડો

રાજ્યના ફરાસ ખાતામાંથી મોટર લોરીઓ ભરી વસ્તુઓના ઢગલે ઢગલા અટલાદરા મંદિરમાં આવવા લાગ્યા. મંદિરમાં પણ બસો હરિભકતો અગાઉથી આવી સેવા અને વ્યવસ્થાના કાર્યમાં અવિરતપણે મંડી પડયા હતા. આ પ્રમાણે મણીભાઈના દૃઢ સંકલ્પે વ્યાપક સ્વરૂપ ધરી તમામના અંતઃકરણમાં પ્રવેશ કરી દીધો અને યંત્રવત્ વીજળીની ગતિથી કાર્ય શરુ થઇ ગયું.

આ અપૂર્વ સુવર્ણજયંતિ મહોત્સવ માટે વ્યવસ્થાપક સમિતિ અગાઉથી નીમી દીધી હતી. ઉત્સવ સમિતિના પ્રમુખસ્થાને શ્રી ગુલઝારીલાલ નંદા સ્થપાયા. ઉપપ્રમુખ તરીકે શ્રી ચંપકભાઇ બેંકર નિમાયા. મુખ્ય મુખ્ય સંતો તથા હરિભક્તો દરેક ગામનું પ્રતિનિધિત્વ જળવાય તે રીતે નિમાયા. ખજાનચી તરીકે પેટલાદના શેઠ નારણભાઈ પુરુષોત્તમદાસ અને કોઠારી બબુભાઈ સોમનાથની વરણી થઈ. મુખ્ય મંત્રી તરીકે 'સ્વામિનારાયણ પ્રકાશ' ના વિદ્વાન તંત્રી શ્રી ખેંગારજીભાઈ ચૌહાણ, મદદનીશ મંત્રીઓ તરીકે મણીલાલ નાનાલાલ ભટ્ટ, હર્ષદરાય દવે અને હકાભાઈ ખાચર નિમાયા. અન્વેષકો મણીભાઈ ઉમેદભાઇ પટેલ અને ડાહ્યાભાઈ વલ્લભભાઈ પટેલ નિમાયા. આવી રીતની આ સમિતિએ આ જવાબદારી ભર્યું કાર્ય માથે ઉપાડી લીધું.

જયંતિ મહોત્સવનો શુભ અને મંગળકારી દિવસ અત્યંત દૂર હોય એવી અધીરાઇથી, આ પ્રસંગની તત્પરતાથી રાહ જોતા હરિભક્તો, કાળને ત્વરિત ગતિથી પસાર થવા વિનંતિ કરતા હતા. જ્યારે બીજી બાજુ અટલાદરામાં સમર્થ સંતો કોઠારી હરિજીવનદાસ, પુરાણી ગોપીનાથદાસ, શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસ, કોઠારી અક્ષરસ્વરૂપદાસ, મુક્તરાજ આશાભાઇ, ઇશ્વરભાઈ, મોતીભાઈ, રામચંદ્રભાઈ, મથુરભાઈ, મૂળજીભાઈ વૈદ્ય, રણછોડભાઈ ઉમેદભાઈ વગેરે આ મહોત્સવની અપૂર્વ તૈયારીમાં, રખે દિવસો ઓછા પડે અને તૈયારી અપૂરી રહી જાય એવી બીકથી, કાળને સ્વામીશ્રી રોકે એવી તેઓ

પ્રાર્થના કરતા હતા ! આ પ્રમાણે આ બન્ને પ્રકારની પ્રાર્થનાથી કાળ ભીંસમાં આવ્યો. પરાભવની બીકથી કાળ છટકયો અને એ અપૂર્વ કલ્યાણકારી શુભ દિનના આગમનની વસંતની વધાઇ કોયલના ટહુકારથી સૌને મળી ગઈ ! આંબાને મોર ફાલે એમ સૌના અંતઃકરણમાં આનંદ અને ઉત્સાહનો ફાલ આવી ગયો !

× . × ×

ઊઘડયાં છે ભાગ્ય આજ તારા અટલાદરા,
અડસઠ તીરથોથી અધિક એક તારી જાતરા,
આવે તે પાવન થઈ જાય .... .... .... ....
જુગ જુગ જીવો સ્વામીજી

**અટલાદરાના મહાભાગ્ય**

માનવ સમુદાયનો મહા મોટો મેરામણ આજે અટલાદરામાં ઊમટયો હતો. આજે સ્વામીશ્રીની ૮૫ મી જયંતિ પ્રસંગે સમગ્ર સત્સંગ તરફથી સુવર્ણ તુલા ઉત્સવ છે. સર્વત્ર એક જ સૂત્ર 'ચાલો સ્વામીશ્રીની સુવર્ણ તુલા જયંતિ ઉત્સવમા' સંભળાતો હતો. સૌના વ્યાવહારિક કામો આઘા પાછા ઠેલાયા, કોઇના લગ્નોની તીથિ પણ ફેરવાઈ ગઈ, વેપારીઓએ વેપાર બંધ કર્યો, ખેડૂતો ઉભો મોલને મૂકી ચાલી નીકળ્યા. સ્ત્રીઓ, પુરુષો, બાળકો, વૃધ્ધો તમામ નીકળી પડયા. અટલાદરા મંદિરની બાજુમાંથીજ જતો વડોદરાથી પાદરાનો માર્ગ, જેમ મહાસાગરમાં ભરતીના ઉત્તંગ મોજાથી અખંડ ઘોષણા થાય, તેમ જયઘોષણાથી ગાજવા લાગ્યો. જાણે માનવ મહાસાગરની છોળ્યું ઊછળતી હોય તેમ એ રાજમાર્ગ શોભવા લાગ્યો.

મંદિરની આજુબાજુના માર્ગમાં દૃષ્ટિ પણ ન પહોંચે ત્યાં સુધી સફેદ શમિયાણા, તંબુઓ, રાવટીઓ વગેરે શોભી રહ્યા હતા. જાણે માનસ સરોવરના રાજહંસો એક સાથે,'પરમહંસોમા શ્રેષ્ઠ એવા આ સદ્‌ગુરુવર્યના દર્શન માટે ન આવ્યા હોય ? મંદિરના ઉત્તંગ દરવાજા, હવેલીઓ, સિંહદ્વાર વગેરેની શોભાથી અટલાદરા અલકાપુરીની જેમ શોભવા લાગ્યું !

આ પ્રસંગ માટે જ ખાસ તૈયાર કરેલા મહા મોટા દિવ્ય સભાગૃહમાં ઠાકોરજી માટે અગિયાર પગથિઆનું સુંદર સિંહાસન ગોઠવ્યું હતું. સ્વામીશ્રી માટે ભવ્ય આસન રંગમંચ બનાવી ગોઠવ્યું હતું. એ જ પ્રમાણે સંતો માટે, હરિભક્તો માટે, સ્ત્રીઓ માટે સુંદર વ્યવસ્થા કરી હતી. સભાગૃહના સ્વયંસેવકોની ટુકડી જુદી જ હતી. આ સભાગૃહમાં મહા સુદ ૪ ની સાંજની સભા અને જયંતિ પ્રસંગની સભા તથા તુલાવિધિ થવાના હતા.

સભાગૃહની બાજુમાં જ આ પ્રસંગે ખાસ ૮૫ લાખ શ્રી સ્વામિનારાયણ મંત્રોની આહુતિ આપવા માટે તથા હરિકૃષ્ણ મહારાજની મૂર્તિ પ્રતિષ્ઠા માટે બ્રહ્મયજ્ઞ ગોઠવ્યો હતો. તેમાં વિદ્વાન અને પવિત્ર ૮૫ બ્રાહ્મણો મહા સુદ ૪ ની સવારથી શ્રી સ્વામિનારાયણ મહામંત્રના અખંડ જાપ કરતા હતા. વારંવાર અપાતી ઘીની આહુતિઓ, વેદમંત્રો અને શાંતિ પાઠના મંત્રો

ॐ शांतिः शांति· शांतिः सर्वे जना सुखिनो भवन्तु भवन्तु ।

આ દિવ્ય ઘોષણાથી સર્વત્ર દિવ્યતા પ્રસરી ગઈ હતી.

ભોજનશાળામાં સીધા સામગ્રીના ગંજના ગંજ ખડકાયા હતાં. સંતો અને હરિભક્તો અહીં રાત્રી દિવસ સેવામાં હતા. બ્રાહ્મણો દિવસ અને રાત્રી અનેક પ્રકારની ભોજન સામગ્રી તૈયાર કરતા હતા. બીજી સામગ્રીઓ પણ તૈયાર થતી જતી જતી હતી. વર્ણાશ્રમના ધર્મ પ્રમાણે જુદા જુદા ભોજન મંડપોમાં સવાર સાંજ હરિભક્તોની પંક્તિઓ જમવા બેઠેલી જ દેખાતી હતી, અને સ્વયંસેવકો પણ અખંડ તમામ સામગ્રીઓ અતિ ઉત્સાહથી અખંડ પીરસે જતા હતા. જેમ દિલીપ રાજાના રાજ્યમાં ‘ દાન ઘો ઘો ’ એ ઘોષણા અખંડ થતી તેમ અત્રે પણ ‘ આપો, આપો, ’ એવી ઘોષણા અખંડ થતી અને સ્વયંસેવકો સૌને શાંતિથી, પ્રેમથી, પીરસી અતિ તૃપ્ત કરી દેતાં.

અશ્વશાળામાં ૮૫ કાઠિયાવાડી માતંગ સમા અશ્વો થનગનાટ કરતા નાચી રહ્યા હતા. પૃથ્વી ઉપરના તેમના આ જીવનમાં આ અણમૂલી ધન્ય ઘડી આવી હતી. કારણ કે સર્વેશ્વર પરમાત્મા શ્રી સહજાનંદ સ્વામીના અતિ લાડિલા આ સંતવર્યની, જન્મ જયંતિ ઉત્સવમાં ગજરાજ ઉપરની સ્વારી સમયે, તેમને સેનાનિ બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. તે જ પ્રમાણે ગજશાળામાં પણ ગજેન્દ્રરાજ આ ઉત્સવના આનંદમાં સૂંઢ ફેરવતા હતા.

કોઠારી બબુભાઇ, પેટલાદના શેઠ. નારણભાઈ તથા ઈશ્વરભાઈ પ્રભુદાસ સુવર્ણના દાનની ગણતરી કરી રહ્યા હતા. સુવર્ણની લગડીઓ, આભૂષણો અને નગદ નાણાના ઢગલા ગણતા આ નિષ્ણાત કોષાધ્યક્ષો થાકી ગયા હતા. છતાં લક્ષ્મી,

श्रीः साभिलाषापि गुरोरनुज्ञां धीरेव कन्या पितुराचकाङ्क्ष ॥

—રઘુવંશ

પિતા અને ગુરુની અનુજ્ઞાથી, અધીરી બની અહીં આવવા તત્પર બની ગઈ હતી. એમ એક પછી એક આવતી સુવર્ણની લગડીઓ ઉપરથી અને નગદની આવતી થેલીઓ ઉપરથી જણાતું હતું. આ મહોત્સવના મહારથિઓ સત્સંગના સમગ્ર ઇતિહાસમાં, અદ્વિતીય એવી સુવર્ણ તુલા ઉત્સવના ઉત્સાહમાં મગ્ન બની ગયા હતા.

માનનીય શ્રી નંદાજી પ્રધાનપદની અત્યંત જવાબદારી ભરી ફરજમાંથી મુક્ત થઇ, આ પ્રસંગે સેવા માટે આવી પહોંચ્યા. તમામ વ્યવસ્થાનું તેમણે જાતે નિરીક્ષણ કર્યું. તે જ પ્રમાણે શ્રી ચંપકભાઇ શેઠ પણ અંગત રસ લઇ દરેક કાર્યમાં જરૂરી સૂચના આપવા લાગ્યા. મુક્તરાજ આશાભાઈ, ઇશ્વરભાઇ અને મોતીભાઇની ત્રિપૂટિ તો કોઠારમાં, ભંડારમાં, કોષાધ્યક્ષોની કચેરીમાં, સભા મંડપમાં, સ્વામીશ્રીના આસને, એમ સ્થળે સ્થળે દેખાતી હતી,

તેમની સેવાપ્રવૃત્તિનું આ પ્રસંગે સૌને દર્શન થયું. મુક્તરાજ મથુરભાઈની તો વાત જ શી કહેવાય ? આ મુક્તરાજે પોતાનું સર્વસ્વ સ્વામીશ્રીને અર્પણ કરી દીધું હતું અને પોતાના પ્રેમથી જ કેવળ સ્વામીશ્રીને અટલાદરામાં આકર્ષ્યા હતા. તેમનો તથા તેમના કુટુંબનો ઉત્સાહ અપરિમીત હતો. મુક્તરાજ રામચંદ્રભાઈ પણ બ્રહ્મસ્થિતિની અલમસ્ત દશામાં આજે પોતાના ઇષ્ટ, ઉપાસ્ય સદ્‌ગુરુના આ દિવ્ય પ્રસંગે શું કરવું અને શું ન કરવું એ દ્વિધામાં અનેકવિધ પ્રવૃત્તિઓ કરતા હતા. આફ્રિકાથી ખાસ આ પ્રસંગ માટે જ આવેલા મુક્તરાજ છોટાભાઈ પટેલ, ત્રણ વર્ષ પહેલા જ સત્સંગી થયા હતા, પરંતુ અલ્પ સમયમાં મુક્તરાજ મગનભાઈના પ્રસંગે મુક્તદશાની પરિપકવતાને પામી ગયા હતા. જીવનમાં પરિવર્તન કરી, સત્સંગમય જ જીવન તેમણે હવે કરી રાખ્યું હતું. આવા અપૂર્વ જયંતિ મહોત્સવ પ્રસંગે અલભ્ય લાભ લેવા તેઓ આફ્રિકાથી ખાસ આવ્યા હતા. ટૂંકમાં સમગ્ર સત્સંગના મહારથિઓ આ સેવામાં જોડાઈ ગયા હતા.

બરાબર સાંજના પાંચ વાગે સ્વામીશ્રીની ગજરાજ ઉપરની ભવ્ય સ્વારીની તૈયારી થઈ. રત્નજડિત સુવર્ણની અંબાડીથી શોભત્તા, બાજુમાં ગાંડિવના ટંકાર સમા વિજયડંકા વગાડતા બે ઘંટાઓથી વિજયકૂચનું આગમન દર્શાવતો ગજેન્દ્ર, મંદિરના સિંહાદ્વાર પાસે આવીને ઊભો રહ્યો. કીર્તન ભક્તિના નિષ્ણાત એવા ૮૫ કીર્તનકારો ભેરી, મૃદંગ, કરતાલ, શરણાઈ, મંજીરા વગેરેથી કીર્તનો ગાતા, નૃત્ય કરતા, જીવનના આ અમૂલ્ય પ્રસંગને અંતરપટ ઉપર સદાને માટે જડી લેવા, તત્પર બની ગયા હતા. વડોદરાના પ્રખ્યાત સરદાર બેંડના ૮૫ નાયકો, શણગારેલા પોષાકમાં સૂર્યનારાયણના પ્રકાશથી સુવર્ણસમ શોભતા, વાજિંત્રો સહિત તૈયાર ઊભા હતા. તેમની પાછળ જ ૮૫ અશ્વો ભગવા ઝંડાધારી કેસરિયા અંસ્વારના ખમીરને શોભાવતાં થનગનાટ કરતાં હતા. ૮૫ સુંદર શણગારેલા

રથમાં સંતો, પાર્ષદો અને મહા મોટા સત્સંગી મહાનુભાવો, શોભતા હતા. તેમની પાછળ અસંખ્ય હરિભક્તો સુંદર વસ્ત્રો ધારણ કરી શોભતા હતા. છેલ્લે સ્ત્રીઓ પણ અમૂલ્ય વસ્ત્રાભૂષણ ધારણ કરી સુવર્ણ કળશ સહિત આ દિવ્યતા પ્રાપ્ત કરવા મૂર્તિના અદ્દભુત કીર્તનો ગાતી તૈયાર ઊભી હતી. અંતમાં અહીં ઉપસ્થિત સર્વે આબાલ વૃધ્ધ સ્ત્રી પુરુષોને એક જ લક્ષ્ય હતું. સ્વામીશ્રીની દિવ્ય મૂર્તિનું ! આ એક જ પ્રસંગની સ્મૃતિથી અક્ષરધામના દરવાજા ઊઘડી જાય એવો આ અતિ દિવ્ય અણમૂલો પ્રસંગ હતો !

સ્વામીશ્રી, યોગીજી મહારાજ અને નિર્ગુણદાસ સ્વામી આ મહાભાગી ગજરાજ ઉપર બિરાજ્યા અને સર્વત્ર સહજાનંદ સ્વામીની જયઘોષણા ગાજી રહી. ત્યારબાદ અક્ષર પુરુષોત્તમ અને શાસ્ત્રીજી મહારાજની જબ્બર જયઘોષણાના પડછંદા ગિરિકંદરામાંથી પડઘારૂપે પડવા લાગ્યા. આમ અક્ષર પુરુષોત્તમ અને શાસ્ત્રીજી મહારાજ સિવાય બીજો શબ્દ ચિદાકાશ સુધીના આવકાશમાં જાણે છે જ નહિ, તેમ વારંવાર સંભળાતા એ જયઘોષણાના શબ્દોથી લાગ્યું. મુક્તરાજ મણીભાઇ રેશમી પીતાંબરમાં સજ્જ થઈ હાથમાં ચમર લઈ સ્વામીશ્રીને ચમર ઢોળતા, પોતાના સંકલ્પને સ્વામીશ્રીએ આજે મૂર્તિમાન કર્યો તેથી મલકાતા, શોભતા હતા. ગજરાજની આગળ સુંદર શણગારેલી મોટરમાં શ્રી હરિકૃષ્ણ મહારાજની મૂર્તિ શોભી રહી હતી. બંધૂકોના અવાજ અને ઊંટ ઉપર શોભતી નોબતના ગડગડાટથી સ્વારી શરુ થઈ. મેજર ભગવતસિંહજી સમગ્ર સ્વયંસેવકોની સેનાના નાયક હતા. આ સ્વારીની વ્યવસ્થા તેમને શિરે હતી.

કીર્તનોની રમઝટ, બેંડના અપૂર્વ વાદન અને સ્વામિનારાયણની જયઘોષણાથી જાણે સાક્ષાત્ અક્ષરધામમાંથી જ મહારાજ પોતાના અનંત અક્ષરમુક્તો અને સાક્ષાત્ ધામ સહિત પધાર્યા હોય, તેવી દિવ્ય શોભાનું દશ્ય નયનગોચર થતું હતું.

અલૌકિક અને અતિ દિવ્ય એવું આ દર્શન, અંતરપટ પર સ્થિર કદાચ ન રહે તે માટે, તે અણમૂલા દર્શનને સદાને માટે સાચવી રાખવા, ભક્તરાજ કરસનદાસ ગણાત્રા પોતાનો 'કેમેરા' સ્થળે સ્થળે ગોઠવી 'ફોટાઓ' લઇ રહ્યા હતા. વળી આ પ્રસંગ માટે જ ખાસ અમદાવાદથી આવેલ શ્રી તેલાટ આ સમગ્ર સ્વારીની 'મુવી કેમેરાથી' ફીલ્મ લેતા હતા. સર્વની દૃષ્ટિ સ્વામીશ્રી સન્મુખ હતી. મહારાણી શાંતાદેવી પણ આ દિવ્ય દર્શન માટે ખાસ આવી ગયા હતા. સડકની એક બાજુ મોટર ઊભી રાખી તેમણે સ્વામીશ્રીના દેવોને પણ દુર્લભ એવા આ દર્શન કરી લીધા.

ધીરે ધીરે સ્વારી મહાદેવના મંદિર પાસે આવી. ભગતજી મહારાજ આ મંદિરમાં એક રાત રહ્યા હતા. તે સંબંધથી આ સ્થાન અતિ પ્રસાદીનું બની ગયું હતું. સ્વામીશ્રીએ એ પ્રસંગની સ્મૃતિ અહીં સૌને કરાવી. સૌને અહીં દર્શન કરવાની આજ્ઞા કરી. સ્વારી પછી ત્યાંથી પાછી ફરી. અતિ આપાર ઉત્સાહથી ધૂન્ય, કીર્તનની રમઝટ બોલાવતાં, જયનાદોની ઘોષણા કરતા, સૌ મંદિર તરફ પાછા વળ્યા.

આ દિવ્ય સ્વારીના દર્શન માત્રથી કેટલાક પ્રેમી હરિભક્તોને રસ્તામાંજ સમાધિ થઈ. તેમાં કેટલાકને શ્રીજી મહારાજ,-સ્વામી, ગોપાળાનંદ સ્વામી, ભગતજી મહારાજ, જાગાભક્ત સ્વામી તથા અનંત મહા મુક્તોના દિવ્ય સ્વરૂપે દર્શન થયા. સ્વામીશ્રી ઉપર પુષ્પવૃષ્ટિ કરી આ દિવ્ય પ્રસંગથી તેઓ સર્વ અત્યંત પ્રસન્ન થયા હોય તેવું જણાયું. કેટલાકને દેવોના દિવ્યગાન સંભળાયા. કેટલાકને નારદજીનું વીણાવાદન સંભળાયું; કેટલાકને અનંત દેવો પુષ્પ વૃષ્ટિ કરતા દેખાયા. કેટલાકને શિવ, બ્રહ્મા અને વિષ્ણુ, સર્વાવતારી પૂર્ણ પુરુષોત્તમ ભગવાનના સાક્ષાત્ સંબંધવાળા અને તદ્વત્ ભાવને પામી ગએલા આ સંતવર્યના, પોતાના બ્રહ્માંડમાં કરેલા અતિ મહાન કાર્યની પ્રશસ્તિ કરતા, . અંતરિક્ષમાંથી જયનાદો

કરતા સંભળાયા. આ પ્રમાણે આ અતિ દિવ્ય પ્રસંગની મહત્તા લૌકિક દષ્ટિવાળાને તો ન જ જણાય, પરંતુ દિવ્ય દષ્ટિવાળા ભક્તોનાં હૃદયમાં આ પ્રસંગની અપૂર્વ મહત્તા દેખાતી હતી.

મહુવા પાસે તલગાજરડા ગામમાં પોતાની કિશોરાવસ્થામાં પોતાના ગુરુ પ્રાગજી ભક્તની આજ્ઞાથી ઝોળી માંગવા ગયેલા, તે સમયના આ નાનકડા સંતવર્યમાં, અતિ સર્વોપરી વિભૂતિ તત્વના દર્શન કરનાર ત્યાંના ગામના પટેલે, આ સંતવર્યને ઉદ્દેશીને તે સમયે કહેલા શબ્દો, 'અહો! આવા હાથીની અંબાડીએ બેસે એવાને આજે રખડવું પડે છે' તે આજે સત્ય ઠર્યાં. શ્રીજી મહારાજના શબ્દો, 'એવા યથાર્થ જે ભગવાનના ભક્ત છે તેનું દર્શન તો ભગવાનના દર્શન તુલ્ય છે અને એના દર્શને કરીને અનંત પતિત જીવોનો ઉધ્ધાર થાય છે એવા એ મોટા છે.'* તે શબ્દોની પ્રતીતિ, સ્વામીશ્રીનું અતિ અદ્‌ભુત મહાન કાર્ય જોઇ, કેટલાક અણસમજણવાળાને પણ આજે થઇ. આજે સ્વામીશ્રીને સાક્ષાત્ શ્રીજીમહારાજના પ્રગટ સ્વરૂપ તુલ્ય સમજી, તેમના સૌ દર્શન કરતા હતા, અને પોતાને ધન્ય ધન્ય માનતા હતા! કેટલાક બે હાથ જોડી સ્વામીશ્રીની મૂર્તિ સમક્ષ સ્થિર થઈ હતા. કેટલાક ગદ્‌ગદ્ કંઠે સ્વામીશ્રીની એ દિવ્ય મૂર્તિની એ જ પ્રસંગે સ્તુતિ કરતા હતા. કેટલાક 'જુગો જુગ જીવો સો જોગીઆ' એવા શબ્દો ઉચ્ચારતા હતા. કેટલાક છડી પૂકારતા હતા. એમ અનેક દિવ્યનાદની ગર્જના, દિવ્ય સ્તુતિના શબ્દો, અત્રે સંભળાઇ રહ્યા હતા. એ પ્રમાણે સ્વારી ધીરે ધીરે મંદિરમાં પાછી આવી.

વસંત પંચમીની મંગલ પ્રભાતે શરણાઈમાં વાગતા બિભાસના પ્રભાતિ સૂરથી સૌ જાગ્રત થઈ ગયા. કાર્યકર્તાઓ તો સુતા જ ન હતા. સભા મંડપની સજાવટમાં આખી રાત સૌ જાગ્યા; હરિકૃષ્ણ મહારાજની મૂર્તિ પ્રતિષ્ઠાની પ્રવૃત્તિમાં કેટલાક જાગ્યા;

* ગ. પ્ર. ૩૭.

કેટલાક રસોડાની સેવામાં જાગ્યા; એ રીતે આ મંગલ દિવસના શુભ કાર્યની પ્રતીક્ષામાં મીઠાં સ્વપ્નો સેવનાર કોઈ ઊંઘી શકયા નહિ. છતાં પણ શરણાઈના પ્રભાતિ સૂરના ઝંકારથી સૌના અંતરમાં જાગૃતિ આવી ગઈ !

બરાબર ૭-૩૦ના સમયે હરિકૃષ્ણ મહારાજની પ્રતિષ્ઠાની આરતી સ્વામીશ્રીના વરદ હસ્તે થઈ. સહજાનંદ સ્વામી, અક્ષર પુરુષોત્તમ, શાસ્ત્રીજી મહારાજ વગેરેની જયઘોષણાથી મંદિરનો ઘુંમટ ગાજી ઊઠયો. સ્વામીશ્રી આરતી ઉતારી, ત્રણે શિખરમાં દર્શન કરી પ્રદક્ષિણા કરવા પધાર્યા. મંદિર ઉપર તો તસુ જેટલી ચાલવાની જગ્યા ન હતી. એક પ્રદક્ષિણા કરી સ્વામીશ્રી નીચે ઊતર્યા. ઊતરતા ઊતરતા પણ હરિભક્તો તરફથી ફુલહારના વર્ષાદ વષ્યાં. એ સમયની સ્વામીશ્રીની દિવ્ય મૂર્તિની શોભા અલૌકિક હતી. સ્વામીશ્રી ધીરે ધીરે બે હરિભકતોના હાથ પકડી સ્વયંસેવકોની બે હાર વચ્ચેથી સભાગૃહમાં પ્રવેશ્યા. સભાગૃહ ચિક્કાર હતું. સમગ્ર સત્સંગ આજે અહીં આવી ગયો હતો. સ્વામીશ્રી સભાગૃહમાં પધાર્યા તે વખતે સહજાનંદ સ્વામીની જયની, સિંહગર્જનાના પડછંદાને ભુલાવે તેવી, જય ગર્જનાથી સમગ્ર મંદિર ગાજી ઊઠયું. સ્વામીશ્રી સન્મુખ સૌએ ફુલોની વર્ષા વર્ષાવી. સ્વામીશ્રી તેમના આસન ઉપર બિરાજ્યા. સ્વામીશ્રીની આજુબાજુ યોગીજી મહારાજ, નિર્ગુણદાસ સ્વામી પાંડે રાધારમણપ્રસાદ, પંડિત માયાદત્ત પાંડે તથા સંતો બેઠા આવું અદ્‌ભુત અનુપમેય દર્શન જીવનની ધન્ય પળોમાં જ પ્રાપ્ત થાય છે. હર્ષાશ્રુના જળથી સ્વામીશ્રીને સૌએ અર્ધ્ય આપ્યો.

સભાની શરૂઆત પ્રથમ શ્રી હરિની સ્તુતિથી થઈ:

જય શ્રી નારાયણ સર્વ કારણ સદા જય શ્રી અક્ષરપતિ અંતર્યામી,
જય શ્રી ધર્માત્મજ પ્રગટ પુરુષોત્તમ,
જય શ્રી સહજાનંદ સુખદ સ્વામી.......જય શ્રી.

એ સ્તુતિના પદેપદમાં સર્વને સહજાનંદ સ્વામીનો, સ્વામી શ્રીના આ અદ્‌ભુત કાર્યથી દિગંતમાં જયજયકાર પ્રવર્ત્યો હતો, તેનો

આનંદ હતો. ત્યારબાદ શ્રી ઘનશ્યામભાઈ મણીલાલ ઠાકરે સ્વામીશ્રીના કાર્યનું પ્રશસ્તિ ગીત શરૂ કર્યું.

પંચાશી વીતી વસંત કેરી પંચમી,
તોયે એ ઓછી જણાય....જુગ જુગ જીવો સ્વામીજી.

સભામાં નીરવ શાંતિ પ્રસરી ગઈ હતી. સ્વામીશ્રીના આજીવન કાર્યની પ્રશસ્તિના આ સુમધુર શબ્દોએ સર્વના અંતરમાં ચોટ લગાવી દીધી. વર્ષો સુધી ફક્ત આ ઉપાસના કાજે, સ્વામીશ્રીજીના સ્વરૂપની પ્રસિદ્ધિ માટે, જેમણે કેવળ યાતના જ વેઠી જે કાર્યના પ્રવર્તન માટે વરતાલના વૈભવશાળી વાસને તિલાંજલિ આપી દીધી, તેવા આ અતિ દિવ્યમૂર્તિ સ્વામીશ્રીના આ અપ્રતિમ કાર્યને અંજલિ, તો આવા કરોડ કરોડ ઉત્સવો કરીએ તો પણ ન જ આપી શકાય. સર્વના અંતઃકરણ આ ભાવથી રડી ઊઠયાં.

આ ભાવમાં આનંદપૂર રેલાવવા મુક્તરાજ કોઠારી બબુભાઇએ તથા રસિકભાઇએ શ્રીનગરના બાલ સંગીત મંડળના મીઠા પ્રલાપથી સૌને મુગ્ધ કરી દીધાં:

ગાવો ગાવો ગુણ ગાવો, ગુરુ જયંતિ દિન આવ્યો,
બોલો બોલો જય બોલો, ગુરુ હરિની જય બોલો;
જીવો જીવો ઘણું જીવો, ગુરુજી પ્યારા ઘણું જીવો.

આ સુંદર કાવ્યના ભાવથી સભા રંજન થઇ ગઈ.

ત્યારબાદ સભાનો કાર્યક્રમ શરુ થયો. પ્રથમ આ વ્યવસ્થાપક સમિતિના મુખ્ય મંત્રી શ્રી ખેંગારજીભાઈ કા. ચૌહાણે દેશ-પરદેશથી આ જયંતિ ઉત્સવ નિમિત્તે આવેલા સંદેશાઓ વાંચ્યા. ત્યારબાદ આ માંગલિક પ્રસંગે સ્વામીશ્રીના આ અતિ વિરાટ કાર્યને અતિ અલ્પ અંજલિરૂપ માનપત્ર સમગ્ર સત્સંગ તરફથી અર્પણ કરવાનું હતું, તે વંચાયુ. સ્વામીશ્રીના આ અતિ દિવ્ય કાર્યની પ્રશસ્તિની રૂપરેખા સાંભળતા, હર્ષથી સૌની ચિત્તવૃત્તિ સ્વામીશ્રીની રમણીય મૂર્તિમાં ચોંટી ગઈ.

સભાના આ કાર્યક્રમ દરમ્યાન વડોદરા રાજ્યના 'ચીફ કમીશ્નર' ડૉ. જીવરાજ મહેતા અને તેમના પત્ની શ્રીમતિ હંસા મહેતા આવ્યા. તે ઉપરાંત વડોદરા રાજ્યના બીજા પણ સંભાવિત સદ્‌ગૃહસ્થો અને અમલદારો આવ્યા. સૌ તેમને માટે નિયત કરેલા સ્થાને બેઠાં. ગોવર્ધનભાઈ બ્રહ્મભટ્ટનું સ્વયંસેવકોનું નિયંત્રણ ખૂબ જ સુંદર હતું. સ્ત્રીઓની સભામાં પણ એટલી જ સુંદર વ્યવસ્થા હતી.

આ કાર્યક્રમ બાદ વ્યવસ્થાપક સમિતિના પ્રમુખશ્રી ગુલઝારીલાલ નંદાજીએ તેમનું મનનીય પ્રવચન શરુ કર્યું:

" આજના પરમ આનંદના પ્રસંગ માટેની મારી લાગણી દર્શાવવા મારી પાસે શબ્દો નથી. આજની એ લાગણી અતિશય હર્ષની, અલૌકિક આનંદની છે. આજે આપણા મોક્ષના દાતા બ્રહ્મસ્વરૂપ સ્વામીશ્રીની સુવર્ણ જયંતિનો અપૂર્વ આનંદ મારા મનમાં છે. આજે સત્સંગી માત્રના હૈયા હર્ષથી ઊભરાએલા છે, એવો અતિશય મહત્તાનો આ પ્રસંગ છે. આજે આફ્રિકાથી કોઈ સ્ટીમરમાં, કોઈ 'પ્લેઇન'માં અહીં આવી ગયા છે. તેમને કેટલું માહાત્મ્ય હશે ?" નંદાજીના પ્રવચનમાં ભાવ હતો, એક ધાર્યું તેઓ બોલ્યે જતા હતા.

અત્યંત ભાવપ્રેરક આ પ્રવચનથી સૌના અંતરમાં આનંદ પ્રસરી ગયો.

ત્યારબાદ સમિતિના મુખ્ય મંત્રી શ્રી ખેંગારજીભાઈ ચૌહાણે આ શુભ પ્રસંગે બોલતા જણાવ્યું:

" આજે આપણે આધ્યાત્મિક ક્ષેત્રના યુગપુરુષની જયંતિ ઊજવવા, તેઓશ્રીના સાન્નિધ્યમાં જ એકત્રિત થયા છીએ. આવા

પ્રસંગ માટે આપણે પરમકૃપાળુ પરમાત્માનો ખૂબ જ ઉપકાર માનીએ અને સાથે સાથે આપણી જાતને કૃતાર્થ માનીએ. ”

“ સુવર્ણ જ્યંતિમાં સુવર્ણ સેવાનો ખ્યાલ સંપ્રદાયને તથા જગતને આશ્ચર્ય મુગ્ધ કરે છે. આપણને પૂછવામાં આવે છે કે કોઈ આચાર્યના સંબંધમાં કે સંપ્રદાયના કોઇ સત્પુરુષના સંબંધમાં આ અગાઉ કદી આવું બનેલું ? આપણો એ જવાબ છે કે ખરેખર આવી રીતનો જ્યંતિ ઉત્સવ અપૂર્વ છે. ભગવાનની ઈચ્છાથી જ આ બન્યું છે. કારણ કે કોઈ પણ આચાર્ય કે સંતે જે નથી કર્યું તેવું અજોડ અલૌકિક કાર્ય, આ સંતવર્યે શ્રીજી સ્વામીને અખંડ ધારી તેમની ઇચ્છાથી જ કર્યું છે. ” ત્યારબાદ સ્વામીશ્રીના કાર્યની રૂપરેખા આપતા તેમણે અંતમાં જણાવ્યું:

“ અંતમાં આજનો સુવર્ણ જ્યંતિ ઉત્સવ એ અક્ષર પુરુષોત્તમની ઉપાસનાનો વિજય ડંકો છે. પરમાત્માની ઈચ્છાથી જ, તેમને સર્વ પ્રકારે અખંડ ધારી વિચરતા આવા મહાપુરુષ આજે આપણી સમક્ષ બિરાજી રહ્યા છે. તેમની સુવર્ણ જ્યંતિ આવા ઉત્સાહપૂર્વક ઊજવવાનો મહા દુર્લભ પ્રસંગ આપણને આપવા માટે પરમ દયાળુ પરમાત્માનો અંતરથી આપણે સૌ ઉપકાર માનીએ અને આવા જગદ્ગુરુ સ્વામીશ્રીને દીર્ઘકાળ પર્યંત આ લોકમાં રાખે અને આપણને તેમની સેવાનું સુખ આપે એ જ પ્રાર્થના છે. ”

ત્યારબાદ જુદા જુદા વકતાઓ શ્રી હરિપ્રસાદ મંછુભાઈ ચોકસી, ચંપકલાઈ બેંકર, મોહનલાલ રામજી અજાગીઆ, આફ્રિકાથી ખાસ આ પ્રસંગે આવેલ શ્રી. સી. ટી. પટેલ, શ્રી રેવાશંકર ત્રિવેદી, શ્રી શંકરલાલ ઠાકર વગેરે મહાનુભાવોએ સ્વામીશ્રીના કાર્યને પોતાના શબ્દોમાં અંજલિ આપી.

પછી સ્વામીશ્રીનું પૂજન સુવર્ણ જયંતિ ઉત્સવ સમિતિના પ્રમુખ શ્રી ગુલઝારીલાલ નંદાજીએ સમગ્ર સત્સંગ વતી કર્યું. એ વિધિ પછી તુલા વિધિ શરુ થઈ. સ્વામીશ્રીએ અગાઉથી જ સ્પષ્ટ

**સ્વામીશ્રીની સુવર્ણની મૂર્તિ**

કહ્યું હતું ' સંતને અને સાકારને મેળ છે કારણ બન્ને મીઠાં. માટે સાકરથી તુલા કરશો તો જ હું સભામાં આવીશ. ' સાધુના ધર્મમાં એક રંચમાત્ર પણ ફેર ન પાડનાર આ સંતવર્યના આ નિર્ણયને સૌએ સ્વીકાર્યો. આ પ્રસંગ માટે જ ખાસ સુશોભીત કલાપૂર્ણ તૈયાર કરેલ તુલામાં સ્વામીશ્રી બિરાજ્યા લક્ષ્મીના ઢગ ઉપર ઢગ આવવા લાગ્યા. તેને થયું કે રખે મારો અનાદર થશે ! એટલે એકદમ

हिरण्मयीं कोषगृहस्य मध्ये वृष्टिं शशंसुः पतितां नमस्तः ॥*

જાણે આકાશમાંથી સુવર્ણનો વર્ષાદ સભાગૃહમાં વર્ષ્યો હોય તેમ સુવર્ણની લગડીઓ, આભૂષણો વગેરેના ગંજ ખડકાયા. વિસ્ફારિત નેત્રે સભાજનો આ જોઈ રહ્યા. સ્વામીશ્રીની તુલાવિધિનું દેવોને પણ અતિ દુર્લભ દશ્ય જોઈ, સર્વના નેત્ર ત્યાં સ્તંભી ગયા. આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ, દેવોએ દુંદુભિનાદ કર્યા અને જયનાદોની સિંહગર્જનાથી આખું સભાગૃહ ગાજી ઊઠ્યું. સમગ્ર જીવનના સૌભાગ્યની આ પરાકાષ્ઠા હતી. આ ધન્ય ક્ષણ હતી, દુર્લભ અવસર હતો.

ધન્ય છે મહામુક્તરાજ મણીભાઈને જેમના એક એક રોમમાં 'શાસ્ત્રીજી મહારાજ' 'શાસ્ત્રીજી મહારાજ' સિવાય બીજું ભજન ન હતું. જેમના એક જ સંકલ્પે આજે સમગ્ર સત્સંગીઓનું જીવન ધન્ય બની ગયું, સંપ્રદાયમાં સિક્કો બેસી ગયો, અક્ષર પુરુષોત્તમની ઉપાસનાનો વિજયડંકો વાગી ગયો. એ મહા મુક્તરાજને સભામાં આગળ બોલાવ્યા. આ સંકલ્પની સિદ્ધિ માટે દેશો દેશમાં ફરીને પ્રેરણાત્મક પ્રવચનો કરી, શૂરવીરતાના ઓપ ચઢાવી દેનાર, આ નરરત્ન આજે સભામાં આગળ આવતા ક્ષોભ પામતા

* રઘુવંશ સર્ગ ૫/૨૯.

હતા. તેમના સંબંધે આજે સમગ્ર જાંબુ જ્ઞાતિ ધન્યતા પામી ગઈ હતી. આ જ્ઞાતિના નારાયણ જોષીને, ચોરંદામાં આજથી ઘણા વર્ષો પૂર્વે, તેમની જ્ઞાતિમાં સત્સંગ થાય એવો તેમનો સંકલ્પ જાણી, સ્વામીશ્રીએ કહ્યું હતું, 'નારાયણભાઈ ! તમારી જ્ઞાતિમાં એવો વીર પુરુષ પાકશે કે જે આ સાધુને હાથીની અંબાડી ઉપર બેસારશે અને આખી જ્ઞાતિને રંગી દેશે.' તે શબ્દો આજે સિદ્ધ થયા હતા. મણીભાઈ સભામાં આવ્યા. સ્વામીશ્રીના કાર્ય પરત્વે તેમણે સુંદર પ્રશસ્તિ વચનો કહ્યા. પછી તેમને સમગ્ર સત્સંગ મંડળ તરફથી તેમના આ કાર્ય બદલ સુવર્ણ ચંદ્રક અર્પણ કરવામાં આવ્યો. આફ્રિકાના સત્સંગ મંડળ તરફથી પણ તેમને બીજો સુવર્ણ ચંદ્રક અર્પણ કર્યો. જો કે તેમના કાર્યનું પણ મૂલ્યાંકન થઈ ન શકે છતાં અમૂલ્યોનાં મૂલ્ય અલ્પ હોય છે. તેમ આ અલ્પ ભેટથી સમગ્ર સત્સંગે આ પ્રસંગે તેમનું બહુમાન કર્યું.

ત્યારબાદ આ પ્રસંગના ઉપસંહાર રૂપે સ્વામીશ્રીએ આશીર્વચન આપતાં સત્સંગિજીવનના શ્લોકથી મંગલાચરણ કર્યું. પછી ધર્મસ્ત્યાજ્યો ન કૈશ્ચિત્ એ શ્લોક બોલીને કહ્યું, "ભગવદાનંદ સ્વામીના પ્રશ્નના ઉત્તરમાં ગોપાળાનંદ સ્વામીએ કહ્યું છે કે શ્રીજી મહારાજનો તમામ સિદ્ધાંત સત્સંગિજીવનના અગિયાર શ્લોકમાંથી ઉપરના શ્લોકમાં આવી જાય છે. તેમાં મહારાજે કહ્યું છેઃ

'સૌએ પોતપોતાના આશ્રમમાં રહી ધર્મ પાળવા. તે મહારાજનો પ્રથમ સિદ્ધાંત છે. અક્ષરધામનું સ્વરૂપ ઓળખી તેમાં અખંડ બિરાજેલ પુરુષોત્તમ નારાયણને સદા સાકાર મૂર્તિ સમજી, તેમની ઉપાસનારૂપ ભકિત કરવી એનું નામ ભકિત ! વળી શ્રીજીમહારાજે સ્વમુખે વચનામૃતમાં કહ્યું છે, ' નારદજી જેવો ગુણવાન હોય પણ જો ભગવાનની ભકિત ન હોય તો તે અમને ન ગમે.' ભક્તિની યથાર્થ વિક્તિ કરતાં મહારાજે સમજાવ્યું છે કે પોતાના ઈષ્ટદેવનું માહાત્મ્ય યથાર્થ સમજી તેમની બહુ જ

પ્રેમપૂર્વક ઉપાસના કરવી. શ્રીજી મહારાજે એ ભક્તિ કહી છે. એવી રીતે ભક્તિ કરવી તે શ્રીજી મહારાજનો બીજો સિદ્ધાંત છે. પોતાના આત્માને બ્રહ્મરૂપ માની ભગવાનની માહાત્મ્ય જ્ઞાને યુક્ત ભક્તિ કરવી, તે શ્રીજી મહારાજનો ત્રીજો સિદ્ધાંત છે. અહીંથી પ્રકૃતિ પુરુષ સુધીના તમામ લોકમાં કશોય માલ નથી એમ માનવું એ વૈરાગ્યનું રૂપ છે. તેવો વૈરાગ્ય કેળવવો, એ શ્રીજી મહારાજનો ચોથો સિદ્ધાંત છે. ઉપરની તમામ વાતોની પુષ્ટિ માટે સત્પુરુષોને અખંડ સેવવા એ મહારાજનો પાંચમો સિદ્ધાંત છે. એ રીતે એકાંતિક સ્થિતિ પમાય છે. એ પામવાનો આવો યોગ મહારાજે આપ્યો છે; સત્પુરુષ ઓળખાયા છે. તેથી હવે એકાંતિક સ્થિતિ સિદ્ધ કરી મહારાજના ચરણારવિંદમાં અખંડ રહેવાય, તેવા આ પ્રસંગે આપ સૌને અમારા રૂડાં આશીર્વાદ છે," આ પ્રમાણે સ્વામીશ્રીએ ધીર ગંભીર વાણીમાં, સૌના ઇંદ્રિયો અંતઃકરણને પોતામાં ખેંચી, અલૌકિક ઉપદેશ સુધામૃત વર્ષાવ્યું. તેને જાણે પીધાં જ કરીએ એવી એકાગ્રતાથી સૌએ ઝિલ્યુ. સર્વત્ર અક્ષર ધામના ચિદાનંદથી અપરિમિત શાંતિ પ્રસરી ગઈ.

અંતમાં ૮૫ વિદ્વાન બ્રાહ્મણોએ આ પ્રસંગે વેદમંત્રોથી આશીર્વચન ઉચ્ચાર્યાં. આ વેદમંત્રોનો રણકાર સભાગૃહમાં ગર્જી ઊઠયો. સર્વત્ર દિવ્યતા પ્રસરી ગઈ.

આ પ્રમાણે આ અલૌકિક દિવ્ય ઉત્સવ શ્રીજીસ્વામીની જ કેવળ ઈચ્છાથી, સમગ્ર સત્સંગ સમુદાયની સ્વામીશ્રી પ્રત્યેની અનન્ય ભક્તિનિષ્ઠાથી, અલૌકિક રીતે ઊજવાઈ ગયો. જેણે જેણે આ ઉત્સવમાં સેવા કરી, ભાગ લીધો, દર્શન કર્યા કે આ ઉત્સવના ગુણગાન ગાયા કે સાંભળ્યા, તેમને સર્વેને શ્રીજીસ્વામી અને સ્વામીશ્રી છતી દેહે અક્ષરધામ પમાડી અને દેહ મૂકતાં પોતાની સાક્ષાત્ સેવામાં જરૂર મૂકી દેશે, એવું આ અપૂર્વ દિવ્ય પ્રસંગનું અતિ અદ્‌ભુત માહાત્મ્ય છે.

× × ×

આ દિવ્ય સુવર્ણતુલાના ઉત્સવ પછી તુરત જ સ્વામીશ્રીને સારીંગ પધારવાનું આમંત્રણ ત્યાંના મુક્તરાજ મનુભાઈ જગ્નેશ્વર ઠાકર તરફથી મળ્યું. મનુભાઈની સ્વામીશ્રી પ્રત્યેની ભક્તિનિષ્ઠા ખૂબ જ અદ્દભુત! કોઇ જાતનો વેશ નહિ, બાહ્ય આડંબર નહિ, છતાં તેમના અંતરમાં સ્વામીશ્રી પ્રત્યેના ભક્તિભાવનાં પૂર જબ્બર ઉછળતા. વિવેક અને નમ્રતાની મૂર્તિરૂપ આ ભક્તરાજ ઉપર સ્વામીશ્રીની દૃષ્ટિ પડી ગઇ હતી. સ્વામીશ્રીએ તેમનું ભાવપૂર્વકનું આમંત્રણ સ્વીકાર્યું. પોતાની સાથે યોગીજી મહારાજ, અક્ષર પુરુષોત્તમ સ્વામી, અક્ષરપ્રિયદાસ, મુનિ સ્વામી, ચતુર્ભુજદાસ, કોઠારી ઇશ્વર ભગત વગેરેને લઇને સ્વામીશ્રી સારીંગ પધાર્યા. મનુભાઇએ અદ્દભુત સ્વાગત કર્યું. મુળજીભાઈ છગનભાઇનો તેમને સહકાર મળ્યો. સલાડના મુક્તરાજ મણીભાઈ તો આ ઉત્સવની યોજનામાં ખડે પગે હતા જ.

સારીંગની સમગ્ર ગ્રામજનતા આ અપૂર્વ ઉત્સવથી અતિશય આનંદમગ્ન થઇ ગઈ. આવા તીવ્ર મુમુક્ષુઓનો સમૂહ સ્વામીશ્રીના દર્શને ઉમટયો. સારીંગની મુમુક્ષુ જનતા આ ઉત્સવથી ધન્યતા પામી ગઈ!

× × ×

**વિજ્ઞાનદાસ સ્વામીનો અક્ષરવાસ**

અક્ષર પુરુષોત્તમ સ્વરૂપના ઉપાસક અને પ્રવર્તક સદ્દગુરુ સ્વામી વિજ્ઞાનદાસજી આજ અરસામાં સાંકરદામાં ધામમાં ગયા. સં. ૧૯૬૭માં જૂનાગઢથી નીકળી સતત ૩૮ વર્ષ સુધી અવિરતપણે આ જ્ઞાનનો પ્રચાર તેમણે ગુજરાત અને સૌરાષ્ટ્રમાં કર્યો. રાજકોટમાં થોડો સમય તેઓ માંદા રહ્યા અને ત્યારબાદ વડોદરા આવ્યા. અહીં થોડો સમય મંદવાડ ભોગવી, સાંકરદામાં ભક્તજનોના સમૂહ વચ્ચે તેમણે દેહ મૂક્યો. મુક્તરાજ કુબેરભાઇએ તેમના કાર્યને અંજલિ આપવા, આ નિમિત્તે ભાવનગરમાં પારાયણ કરાવ્યું.

## દુર્ગપુરમાં અંતિમ દિગ્વિજય

સત્યપ્રતિજ્ઞાસ્વરૂપ શ્રીજીની કૃતનિશ્ચયતાનો ભાવ સ્વામીશ્રીમાં મૂર્તિમાન દેખાતો હતો. આ લોકમાં પધારવાનો પોતાનો અંતિમ હેતુ શ્રીજીના પાદપદ્મથી પુનિત થયેલી દુર્ગપુરની અક્ષરધામ તુલ્ય પવિત્ર ભૂમિ, શ્રીજીનું ચિરઃસ્મરણીય લીલાસ્થાન અને અંતિમ વિરામસ્થાન, તે ભૂમિની દિવ્યતાને શાશ્વતતાના ઓપ ચઢાવવા, સ્વયં શ્રીજીનો જ સંકલ્પ, ઉન્મત્ત ગંગાને તીરે, પોતાના અનાદિ ધામ સાથે બિરાજમાન થવાનો, આજે સ્વામીશ્રી દ્વારા પૂરો થતો હતો.

ઉન્મત્ત ગંગાને તીરે મહા મોટા અવધૂત સમ ભીષણ તપ આદરીને સ્થિત થએલ દત્તાત્રયની ધારને નામે ઓળખાતો [એ ટેકરો,] ભૂતકાળમાં શ્રીજીના પાદપદ્મથી અંકિત થયો હતો. છતાં જાણે તેનું તપ અધૂરું હોય તેમ, તપશ્ચર્યાભંગ થયો ન હતો. પોતાના પૂર્વ જન્મની તેને સ્મૃતિ હતી. નગાધિરાજ હિમાલયને, પોતાની પીઠ ઉપર શ્રી હરિને પધરાવવાનો સંકલ્પ હતો. નીલકંઠવર્ણિએ વનવિચરણ દરમ્યાન તે પૂરો ન કર્યો*. જન્મજન્માંતરના તપના ફળરૂપે પૂર્ણ પુરુષોત્તમ નારાયણના નીલકંઠસ્વરૂપે દર્શન તો થયા, પરંતુ તેમના ચરણકમળથી અંકિત થવાનું સૌભાગ્ય તો તેને પ્રાપ્ત ન જ થયું. શ્રીહરિના સિદ્ધાંતને અંતરમાં ઉતારી, પોતાની મોટપનો ત્યાગ કરી, ઉન્મત્તગંગાને તીરે, શ્રીહરિના નિત્ય દર્શન અને લીલા નીહાળવા, અને તે પુણ્યના ફળરૂપે શ્રીહરિને પોતાની પીઠ ઉપર પધરાવવાનો પોતાનો સંકલ્પ પૂરો થશે એમ માની, અચલ સ્થિતિ ધારણ કરેલા નગાધિરાજ હિમાલય ચલ થયા અને ઉન્મત્ત ગંગાને તીરે પોતાની અવધૂત સ્થિતિના માનનો–આડંબરનો, મોટપનો ત્યાગ કરી, અલ્પ બની આ ટેકરાના સ્વરૂપમાં વિરાજી ગયા ! શ્રીજી

* ભક્તચિંતામણી પ્ર. ૨૪

તેના ભાવને સમજ્યા, તપને લક્ષ્યમાં લીધું અને પોતાના પાદ પદ્મથી અનેકવાર તેને અંકિત કર્યો. પરંતુ નગાધિરાજ માટે તો આ પણ ઓછું હતું. તેને તો શ્રીજીને સદાને માટે પોતાની પીઠ ઉપર પધરાવી અખંડ ધારણ કરવાનો કોડ હતો. આ કોડ પૂરો કરવા શ્રીજીએ પોતાના સ્વરૂપને પોતાના અનાદિ ભક્ત સાથે અહીં પધરાવવાનો સંકલ્પ કર્યો. પરંતુ પોતાના દિવ્યાતીત સ્વરૂપને અખંડ ધારણ કરવા માટેનું નગાધિરાજનું તપ જાણે હજુ ઓછું હોય, જાણે સંપૂર્ણ પાત્રતાને તે ન પામ્યો હોય તેમ, એ સંકલ્પ તે સમયમાં તો અધૂરો જ રહ્યો.*

---

* મહારાજે આ ટેકરા ઉપર મંદિર કરવાનો સંકલ્પ કર્યો અને બ્રહ્માનંદ સ્વામી તથા મુક્તાનંદ સ્વામીને સાથે લઈ મંદિરની જગ્યાની માપણી કરી ખૂંટીઓ મારી અતિ ઉત્તમ સ્થાપત્યના સ્વરૂપને ભુલાવે તેવું ઉત્તમોત્તમ સુંદર મંદિર નિર્માણ કરવા ટેકરાની મધ્યમાં પોતે બિરાજી, પોતાના સંતપાર્ષદો પાસે નકશો તૈયાર કરાવ્યો. સાધુની વિશાળ ધર્મશાળા, ભવ્ય સભામંડપ, પુરવાસીઓને પ્રવેશવાનો આલીશાન દરવાજો, સંતોને સ્નાન અર્થે ઉન્મત્ત ગંગાને તીરે સીધા ઊતરવાનો અદ્ભુત માર્ગ અને સૌની મધ્યમાં સ્ફટિક સમું સુંદર શોભતું મંદિર! જાણે અક્ષરધામમાંથી જ ઉતાર્યું હોય તેવા દિવ્ય સ્થાનની રચના મહારાજે સંત પાર્ષદોને બતાવી દીધી.

ત્યારબાદ મહારાજે તેમના ગાણા કારભારી હરજી ઠક્કરને મંદિર કરવા માટેની સામગ્રી એકઠી કરવા આજ્ઞા કરી. હરજી ઠક્કરે હાથ જોડી કહ્યું, 'દયાળુ! આપની આજ્ઞા તો માથે ચઢાવું પરંતુ આ ટેકરાની જમીનના કબજાનો દસ્તાવેજ થઈ જાય પછી સામગ્રી તૈયાર કરું.' મહારાજને આ કથન સત્ય લાગ્યું. તુરત જ તેમણે જીવા ખાચર તથા દાદા ખાચરને બોલાવ્યા અને બન્નેની મજિયારી આ જગ્યાનો દસ્તાવેજ કરી આપવા સૂચન કર્યું. એક અથવા બીજા કારણસર તે ન બન્યું એટલે મહારાજ ગઢપુરમાં મંદિર નિર્માણ કરવાનું માંડી વાળી, ઉદાસ થઈ સારંગપુર પધાર્યા.

સારંગપુરમાં જીવા ખાચર પોતાને આંગણે મંદિર કરાવવા તૈયાર થયા અને પોતાની જમીન મહારાજને અર્પણ કરી દીધી. આ જ જમીન ઉપર અગાઉ મહારાજે રોઝો ઘોડો ફેરવી, મોટા મંદિરનું ખાત કર્યું હતું. ગઢપુરમાં આ વાતની દાદાખાચર, લાડુબા, જીવુબા વગેરેને ખબર પડી એટલે તુરત જ તે બધા સારંગપુર આવ્યા અને પોતાના દરબારગઢમાં મંદિર કરવા મહારાજને પ્રાર્થના કરી. મહારાજે તેમનો ભાવ નીહાળી તેમની પ્રાર્થના સ્વીકારી અને પાછા ગઢપુર પધાર્યા અને હાલ જે મંદિર છે તે નિર્માણ કર્યું. પરંતુ મહારાજના ટેકરા ઉપર સર્વોપરી મંદિર કરવાનો સંકલ્પ અધૂરો રહ્યો તે સ્વામીશ્રી દ્વારા પૂર્ણ થતાં નિર્માણ થયું હતું.

સ્વામીશ્રીએ તો લગભગ ૫૦ વર્ષ પહેલાં કહ્યું હતું. 'ગઢડાનું મંદિર તો રાજ્યપલટો કરાવીને પણ મહારાજ કરાવશે.' ત્યારબાદ ઉત્તરોત્તર ઘણો વખત સ્વામીશ્રીએ આ ટેકરાની જમીન મેળવવા પ્રયત્નો કર્યા. કેટલાક રાજકીય પરિબળોનો સહકાર સાધી, આ જમીન સ્વામીશ્રીને સદાને માટે ન જ મળે, એવો ભાવનગર રાજ્યના મુખ્ય અધિકારી પાસે કાયમનો ઠરાવ મંદિરના કારભારીઓએ કરાવી લીધો. સ્વામીશ્રી પણ મનુષ્યભાવમાં કહેતા 'હવે વૃદ્ધાવસ્થા થઈ, ગઢપુરમાં મંદિર થાય એવું જણાતું નથી.' સ્વામીશ્રીના આવા વચનો સાંભળી ઘણાને એ સત્ય પણ લાગતું. કારણ રાજ્યના નિર્ણયને ફેરવવાના ઘણાં પ્રયત્નો કર્યા. છતાં તે સર્વે વ્યર્થ ગયા હતા. એટલે સૌને એમ જ લાગતું કે ગઢપુરમાં મંદિર થવાની શકયતા હવે નથી જ.

**ઇતિહાસનું પુનરાવર્તન**

પરંતુ એકાએક અંગ્રેજ રાજ્યના અમલનો અંત આવ્યો. ભારત સ્વતંત્ર જાહેર થતાં પ્રથમ તમામ નાના મોટા રજવાડાનું વિલીનીકરણ કેન્દ્ર સરકારે પોતામાં કરી દીધું. ભાવનગર રાજ્ય નકશા ઉપરથી ભૂંસાઈ ગયું ! જેમ પેશ્વાના અધિકારી વિઠ્ઠલાએ મહારાજને અમદાવાદમાં પેશ્વાઇ રાજ્ય હોય ત્યાં સુધી આવવા મનાઈ કરી હતી, પરંતુ એકજ વર્ષમાં અંગ્રેજ અમલ આવતાં પેશ્વાઈ ભૂંસાઈ ગઈ; તે જ પ્રકારે તેવા જ ઇતિહાસનું પુનરાવર્તન આજ અહીં પણ થયું. રાજ્ય સત્તાધિકારીઓ, આવા પરમ ભાગવત સંતનું વર્ચસ્વ સમજ્યા સિવાય, પોતાની સત્તાના મદમાં તેમની સાથે જે રીતે વર્તન કરે છે, ત્યારે આ જ પ્રકારની ઘટનાઓ પુનઃ પુનઃ બન્યા જ કરે છે. ધર્મનું સંસ્થાપન કરવા માટે દુષ્કૃતોનો વિનાશ અનિવાર્ય હોય છે જ ! ભૂતકાળના ઇતિહાસના આવા પ્રસંગો તરફ દૃષ્ટિ રાખી, રાજ્યાધિકારીઓ ધર્મના વર્ચસ્વને ભૂંસવાનો પ્રયત્ન જો ન કરે તો, તેમણે દેશની ઘણી જ મહાન સેવા કરી ગણાશે. અહીં પણ સ્વામીશ્રીએ જે ભવિષ્ય કથન કર્યું, તેમ જ

બન્યું. સૌરાષ્ટ્રના તમામ નાના મોટા રાજ્યોનું એકમ થયું અને સૌરાષ્ટ્ર સરકાર ઊભી થઈ.

ગોહિલવાડ જીલ્લામાં પરમ ભગવદીય ક્ષત્રિય કુળશિરોમણી શ્રી ગોવિંદસિંહ ચુડાસમા 'કલેકટર' તરીકે નીમાયા. સ્વામીશ્રીના તેઓ અનન્ય શિષ્ય હોઈ, ભાવનગર રાજ્ય પાસેથી ગઢપુરની આ જમીન લેવા માટેનો સ્વામીશ્રીનો ઉત્કટ સંકલ્પ તેઓ જાણતા હતા. તે માટે તેમણે અગાઉ પણ ઘણા પ્રયત્ન કર્યા હતા. પરંતુ અત્યારે તો સત્તા તેમના હાથમાં આવી ગઈ હતી. વળી ગઢડાના નગરશેઠ શ્રી મોહનલાલ મોતીચંદ પણ આ શુભ કાર્યમાં ભળ્યા. તે ઉપરાંત ગઢડાના મુક્તરાજ જીવા ખાચરના વંશજ દાદા ખાચર અને મહારાજના અનન્ય ભક્તરાજ મહામુક્ત દાદા ખાચરના વંશજ* ભાણુભાઈ ખાચર પણ આ પ્રવૃત્તિમાં ભળ્યા. સ્વામીશ્રી પાસે સારંગપુરમાં ગોવિંદસિંહ ચુડાસમા તથા મોહનલાલ શેઠે આ પ્રસ્તાવ મૂક્યો. સ્વામીશ્રીએ હસતા હસતા તેમને કહ્યું, 'તમારી મદદ હોય અને તમે જમીન અપાવતા હો તો અમે મંદિર કરીએ.' જેની દૃષ્ટિમાત્રથી અનંત બ્રહ્માંડના કારભારીઓ કાર્ય કરવા શક્તિમાન થાય છે, તે સર્વોપરી ભગવાનની જ શક્તિના ધારક, આ સંતવર્યના આ શબ્દો સાંભળી, હવે કોઈ ભરમાય તેમ ન હતું. જે કાંઈ બની રહ્યું છે તે તેમની ઈચ્છાથી જ, તેમના સંકલ્પથી જ બન્યું છે, એમ સત્તાધીશો પણ આજે સ્વામીશ્રીના અદ્‌ભુત પ્રભાવથી જોઈ શક્યા હતા. આમ ગઢપુરમાં ઉન્મત્ત ગંગાને તીરે નગાધિરાજ હિમાલયનો દૃઢ સંકલ્પ પૂરો થતો હતો.

આ મહાનુભાવોના પ્રયત્નથી ટેકરાની જમીનનો કબજો મળ્યો. સ્વામીશ્રીએ શ્રાવણ સુદ ૧૫ ના માંગલિક દિવસે સાધુની ધર્મ-

* દાદા ખાચર-બાવા ખાચર-રાવત ખાચર-નાજા ખાચર-ભાણુ ખાચર. ભાણુ ખાચર આ અરસામાં ગઢડા મ્યુનિસિપાલિટિના ઉપ-પ્રમુખ હતા અને આ જમીન અપાવવામાં તેમનો સક્રિય ફાળો ઘણો હતો.

શાળાનું ખાતમુહૂર્ત કરવાનું નક્કી કર્યું. તે શુભ પ્રભાતે અગ્રણી સત્સંગીઓ પોતાના વ્યાવહારિક કાર્યો છોડીને અહીં આવી ગયા. સ્વામીશ્રીનું આ અંતિમ કાર્ય હતું, છેલ્લો સંકલ્પ હતો, ઉપાસનાના દિગ્વિજયનો ગગનભેદી મહાનાદ હતો. સ્વામીશ્રીના કાર્યની, તેમના વ્યક્તિત્વની, પ્રભાવની સૌને ઝાંખી થઇ ગઇ. स वै क्लिायं पुरुषः पुरातनो એ ભાવના સર્વના હૃદયમાં જાગ્રત થઈ. ભક્તિ ભાવે સ્વામીના આ કાર્યમાં સૌ એક સૂરથી જોડાઈ ગયા. ખાતમૂહુર્તનો ઉત્સવ વેદોક્ત વિધિથી સ્વામીશ્રીની સાન્નિધ્યમાં દરબાર શ્રી દાદાખાચરના હસ્તે પૂર્ણ થયો.

× × ×

શ્રાવણ વદીમાં સ્વામીશ્રી મુંબઇ પધાર્યા. સૂર્યનારાયણની વાડીમાં ઉતારો રાખ્યો હતો. આ વખતે મુંબઈ મંડળમાં ઉત્સાહના પૂર હતા. દાદુભાઇ પટેલ અને કાંતિભાઈ અમીનનો ઉત્સાહ અદમ્ય હતો. આ પસંગે ‘સ્વામીની વાતુ’ ના ગ્રંથની ત્રીજા પ્રકરણની કથા કરાવવાનો સૌનો સંકલ્પ હતો. સ્વામીશ્રીએ સૌની આ પ્રાર્થના સ્વીકારી. શ્રાવણ વદી ૧૩ થી પારાયણનો પ્રારંભ થયો.

જૂનાગઢનો અક્ષર યુગ

શ્રી યોગીજી મહારાજ ત્રીજા પ્રકરણની વાતો વાંચતા. સ્વામીશ્રી તે ઉપર નિરૂપણ કરતા. સમગ્ર સમાજનો ચાતક જેમ ચકોરમાં લીન થઈ જાય, તેમ સ્વામીશ્રીની મૂર્તિમાં લીન થઈ જતા. સ્વામીશ્રી પણ જાણે જૂનાગઢના એ અક્ષર યુગમાં સૌને મૂકી દેતા હોય તેવી અદ્દભુત શૈલીથી વાતો કરતા. યોગીજી મહારાજની પરાવાણી, સર્વને મુગ્ધ કરી દેતી. નંદાજી પણ રોજ કથામાં આવતા. અચલ આસને એકધારા કથાની સમાપ્તિ સુધી બેસી, સ્વામીશ્રીની દિવ્ય વાણીનું

શ્રવણ કરતા. સ્વામીશ્રી પ્રસંગોપાત જૂના ઇતિહાસ ઉખેળતા, જેમાંથી અનેકની સંશયગ્રંથિ, હૃદયગ્રંથી, મમત્વગ્રંથિ, નિર્મૂળ થઈ જતી.

**મોટાનો સમાગમ હોય તો હૈયામાં ગુણ આવે**

કથા પ્રસંગે શામળીયા ચૈતન્યાનંદ સ્વામીના પ્રસંગ ઉપર વાત કરતાં સ્વામીશ્રીએ વાત કરી, "શામળીયા ચૈતન્યાનંદ સ્વામી મોટા સદ્‌ગુરુ હતા. પરંતુ સમાગમ વગર સ્વભાવના દોષ રહી ગયા હતા. વરતાલમાં જળઝિલણીનો સમૈયો હતો. ઠાકોરજીને જળ ઝીલાવવા ઘેલે સૌ ગયા. કોઈને શામળીયા ચૈતન્યાનંદ સ્વામીનો ખ્યાલ રહ્યો નહિ. તે રહી ગયા. પછી તેમણે બાલમુકુન્દાનંદ સ્વામીને કહ્યુ, 'આપણો ભાવ કોઈ એ ન પૂછયો.' ત્યારે બાલમુકુન્દાનંદ સ્વામી કહે, 'સ્વામી! માન અપમાનમાં સમભાવ રાખો અને ગોપાળાનંદ સ્વામીની વાતો સાભળો.' એટલી વાત કરીને પછી સ્વામીશ્રી બોલ્યા, "ગોપાળાનંદ સ્વામીના સમાગમથી ચૈતન્યાનંદસ્વામીનું અંગ ફરી ગયું. પછી તો મહારાજને પ્રાર્થના કરતા કે હે મહારાજ! તમારા સાધુ ઓળખાવો. આમ મોટાનો સમાગમ હોય તો હૈયામાં ગુણ આવે."

"બાલમુકુન્દાનંદ સ્વામી ગોપાળાનંદ સ્વામી થકી બહુ મોટી સ્થિતિને પામ્યા હતા. રંગીલદાસે જૂનાગઢનું મંદિર ખોદી નાંખવાનું કહ્યું, ત્યારે સ્વામીએ બાલમુકુન્દાનંદ સ્વામીને પૃછયું, 'તમને શોક કેમ થતો નથી?' ત્યારે બાલમુકુન્દાનંદ સ્વામી બોલ્યા, 'બીજાં તો આ બેલા હૈયા ઉપર ખડકે છે અને તેને કોઇ સુકાવે તો મૃત્યુ થાય. આપણે તો આ બેલા બહાર જ ખડકવા અને હૈયામાં તો મહારાજ જ રાખવા.' એવી તેમની સમજણ હતી. પરંતુ નાગર હરિભક્તોને બહુ દુઃખ થયુ. તેમણે ગોપાળાનંદ સ્વામીને પૂછયું, 'સ્વામી! હવે શું થશે?' ત્યારે સ્વામીએ કાખનો મુવાળો તોડીને કહ્યું, 'આ તમારો રંગીલદાસ.' તે

જ વખતે રાજકોટથી જૂનાગઢ આવતા રંગીલદાસ ઘોડા ઉપરથી પડી ગયો .અને ભેટમાં ખોસેલો જમૈયો પેટમાં વાગ્યો એટલે મૃત્યુ પામ્યો. આમ મોટા પુરુષના વચનમાં રહ્યું છે. ”

“ અમે જે જે આજ્ઞા કરીએ છીએ તેમાં મૂર્તિ આપીએ છીએ. ” એ વાતના અનુસંધાનમાં બીજે પ્રસંગે સ્વામીશ્રીએ વાત કરી, “ જૂનાગઢમાં રઘુવીરજી મહારાજ પધાર્યા અને ૨૩ દિવસ રહ્યા ત્યારે સ્વામીની આજ્ઞાથી જાગાભક્ત સ્વામી સાંખડાવદરના ખીડમાં ખડના પૂળા સાચવવા રહ્યા. રાત્રે સ્વામી જાગાભક્ત સાથે ૨૩ દિવસ સુધી શ્રીજી મહારાજ અખંડ રહ્યા અને અપાર સુખ આપ્યું. ત્યારે સ્વામીએ વાત કરી કે ‘ અમે જે જે આજ્ઞા કરીએ છીએ તેમાં મહારાજની મૂર્તિ આપીએ છીએ. ’

“ સર્વજ્ઞ હોય તે દરેકના અંગ જાણીને વાત કરે અને સમાસ કરે અને શુદ્ધ અને સર્વોપરી જ્ઞાન કરે. એવાના સમાગમથી જીવ બ્રહ્મરૂપ થઈ જાય. ”

કથા પ્રસંગમાં જૂની જૂની અદ્‌ભુત વાતોનો રસપ્રવાહ સ્વામીશ્રી વહેવડાવતા હતા. શ્રોતાઓ પણ એકચિત્તે આ પરાવાણીનો સ્રોત ઝિલવા સવારના સમયસર આવી પહોંચતા. ૫૧ મી વાતના પ્રસંગ ઉપર સ્વામીશ્રીએ વાત કરી, “ જૂનાગઢમાં વાસુદેવ માહાત્મ્યની કથા વિશુદ્ધાત્માનંદ સ્વામી વાંચતા હતા. સભામાં સ્વામી જાગા ભક્ત પણ બેઠા હતા. તેમાં

कामादिभिर्विहिना ये सात्वताः क्षीणवासनाः ।
तेषां तु बुद्धि भेदाय क्वापि कालो न शक्नुते ॥

એ શ્લોક આવ્યો ત્યારે સ્વામીએ જાગા ભક્તને પાસે બોલાવીને કહ્યું, ‘તમે પ્રશ્ન પૂછતા હતા કે દેશકાળે કરીને કોની બુદ્ધિ ભેદાતી નથી, તે પ્રશ્નનો ઉત્તર આ શ્લોકમાં આપ્યો છે કે જે કામાદિક દોષે રહિત થયા હોય, જેની વાસના નાશ પામી હોય અને જેણે

સાત્વિક સેવ્યા હોય, તેની બુદ્ધિ ભેદાતી નથી. બીજાની તો ભેદાઇ જાય છે. તેમાં કાંઈ સંશય નથી. તે ઉપર સ્વામીએ વાત કરી, 'ગમે તેવો પાણીનો તરિયો હોય તેને પણ ભમરી બુડાડી દે છે.'

પૂર્ણાહુતિને દિવસે છેલ્લી વાતોના અદ્‌ભુત પ્રસંગો નીકળ્યા. સ્વામી જાગા ભક્તના સ્વાનુભવની અને તેમના થકી જ સ્વામીશ્રીએ સાંભળેલી આ વાતો, સંપ્રદાયના ઇતિહાસની સંકલનારૂપે હતી. આ વાતો જેના જેના પ્રસંગની હતી તેમની માન્યતાઓ, સંકલ્પો કે ગ્રંથિઓ, સ્વામીએ તેમના જ અંગ ઉપર વાતો કરી, શી રીતે તોડી નાંખી અને તેમને બ્રહ્મરૂપ બનાવી દીધાં, તે રહસ્ય દરેક મુમુક્ષુઓને સમજવું અનિવાર્ય છે. કારણ આધ્યાત્મિક અનુભવ તો ભૂત, ભવિષ્ય અને વર્તમાનના મુમુક્ષુઓ માટે સરખો જ હોય છે. તેમાં વિઘ્નો, દરેકના દોપના પરિબળ ઉપર અને શ્રદ્ધાના પ્રકાર ઉપર હોય છે. તે ટાળવા અને શુદ્ધ બ્રહ્મસ્થિતિ પ્રાપ્ત કરવા, આવી ફિરંગીની તોપ જેવી સ્વામીની વાતુ હતી.

સર્વનિવાસાનંદ સ્વામીને પ્રકૃતિનું કાર્ય નજરમાં જ નહિ. ૬૪ મી વાતના પ્રસંગમાં સ્વામીશ્રીએ વાત કરી, "સર્વનિવાસાનંદ સ્વામી બામણગામના કણબી હતા. ઘરના સુખી હતા. પરંતુ પૂર્વના મુક્ત એટલે વૈરાગ્ય થવાથી, સાધુ થવા વરતાલ આવ્યા. તેમના પિતાએ આ જાણ્યું એટલે ચાલીસ ધારાળા લઇને વરતાલ આવ્યા. રઘુવીરજી મહારાજે જાણ્યું કે તકરાર થશે, એટલે તેમને ઘેર જવાની રજા આપી દીધી. પરંતુ સર્વનિવાસાનંદ સ્વામીને અતિ તીવ્ર વૈરાગ્ય હતો. એટલે પિતાની સાથે પોતાને ગામ તો ગયા પણ ઘેર ન ગયા અને રામજી મંદિરમાં ઊતર્યા. પછી તો આખા શરીરે ચંદનના તિલક કરી ગામમાં ઝોળી માંગવા રોજ નીકળે. આથી તેમના સગા કંટાળી ગયા અને તેમને વરતાલ પાછા મોકલી દેવા કહ્યું. પછી તેમના પિતા તેમને વરતાલ મૂકી ગયા. "

**મોટાના સમાગમથી અવયવ ફરી જાય છે**

"સર્વનિવાસાનંદ સ્વામી દીક્ષા લઈને અમદાવાદમાં રહ્યા. અહીં ગોપાળ સ્વામીના પ્રસંગમાં આવતાં સ્વામીએ તેમની પાસે ગ. પ્ર. ૨૦ મું વચનામૃત વંચાવ્યું. તે ઉપરથી તેમણે સ્વામીને પ્રશ્ન પૂછ્યો, 'સ્વામી ! સંસારનો ત્યાગ કરી પ્રભુ ભજવા સાધુની દીક્ષા લીધી છે તો પણ આત્મા કેમ દેખાતો નથી ?' ત્યારે ગોપાળ સ્વામીએ હસીને કહ્યું, 'એ તો અમારો સમાગમ કરો તો થાય.' ગોપાળ સ્વામીના આ શબ્દથી સર્વનિવાસાનંદ સ્વામીને વેગ લાગ્યો. કોઇથી પણ ન છોડી શકાય તેવું મોટાઇનું બંધન તોડીને, અમદાવાદથી નીકળી વરતાલ આવ્યા. અહીં ગોપાળ સ્વામીનો સમાગમ કરી આત્મા પરમાત્માનું જ્ઞાન સિદ્ધ કર્યું. પછી ગોપાળ સ્વામી ધામમાં પધાર્યા બાદ સર્વનિવાસાનંદ સ્વામી વડોદરા રહ્યા. અહીં તેમની વાતો સાંભળી સૌને એમ જ લાગ્યું કે જાણે સાક્ષાત્ ગોપાળ સ્વામી જ વાતો કરે છે. આ સ્વામી દ્વારા જાણે ગોપાળ સ્વામી પ્રત્યક્ષ જ છે. એમ મોટાના સમાગમથી અવયવ ફરી જાય છે."

પછી ગુણાતીતાનંદ સ્વામીની દયાળુ પ્રકૃતિ ઉપર વાત કરતાં કહ્યું, "અક્ષર સ્વરૂપદાસને સ્વામીએ કોઠાર સોંપ્યો હતો. તેમનાથી એક વર્ષે વધારે ખર્ચ થઈ ગયો. રઘુવીરજી મહારાજ તે વખતે જૂનાગઢમાં હતા, તેમણે આ જાણ્યું એટલે અક્ષરસ્વરૂપદાસને ખૂબ ઠપકો આપ્યો. સ્વામીએ આ જાણ્યું એટલે મહારાજને તેમણે કહ્યું, 'એ વધુ પડતો ખર્ચ તો મારાથી થઈ ગયો છે અને અક્ષરસ્વરૂપનો કાંઈ વાંક નથી.' મહારાજ તો સ્વામીનો સ્વભાવ જાણતા હતા કે સ્વામીએ અક્ષરસ્વરૂપનો વાંક પોતાના માથે થઈ લીધો છે, એટલે પછી તેમને વઢવાનું બંધ કર્યું. આમ મોટા પુરુષ તો પોતાના આશ્રિતની સદા રક્ષામાં જ હોય છે."

એક વખત સ્વામી સિગરામમાં પોઢયા હતા ત્યાં સર્પ સિગરામ ઉપર ચઢયો. એટલે અક્ષરસ્વરૂપદાસને સ્વામીએ કહ્યું, 'દર્શન કર અને આ દેહ તો તારા સારુ રહ્યો છે, કેમ જે કાળ તો આંટા ખાતો રહે છે.' એમ કહીને સ્વામીશ્રીએ વાત કરી, "ગુણાતીતાનંદ સ્વામીનો તો એવો આગ્રહ હતો કે ભેળા રાખીને સૌને પોતાના સમાગમનું સુખ આપવું. તેમ જો સૌ રહે તો કસર રહેવા પામે જ નહિ. સ્વામીએ તો અખંડ કથાવાર્તા, ક્રિયા કરાવતા પણ, કરાવી છે. જાગાભક્ત તથા રાજા ભકતને સ્વામીએ લાકડા વહેરવાની ક્રિયા સોંપી હતી. તે વખતે સ્વામી તેમની પાસે બેસીને કથા કરતા."

કાળ તો આંટા ખાતો રહે છે

"એક દિવસ લાકડા વહેરવાની ક્રિયા થતી હતી ત્યારે સ્વામીએ ત્યાં આવી કા. ૮મું વચનામૃત વંચાવીને વાત કરી. 'ભગવાનના સ્વરૂપનું નિરૂપણ કરતા કોઈને આવડયું નથી....' ' તે સાંભળીને રૂપશંકરભાઈને થયું, 'અહો !. આપણે જાણીએ જે સ્વામી હવેલીના કામની દેખરેખ રાખે છે અને ફરે છે. એટલે આપણે તો સ્વામી સભામાં ન હોય એટલે જ્યાં સ્વામી હોય ત્યાં જઇ દર્શન કરી, પાછા જતા રહીએ છીએ. પણ અહીં તો અખંડ કથાવાર્તા થયા જ કરે છે.' પછી તો સવાર સાંજ રૂપશંકરભાઈ આવવા લાગ્યા. આમ સ્વામી કથા-વાર્તામાં સોપો પડવા દેતા જ નહિ."

"સ્વામી બીલખા તરફ ફરવા ગયા હતા. બાલમુકુન્દદાસ સ્વામીને ભંડારની ક્રિયા સોંપી હતી અને અક્ષરસ્વરૂપને કોઠારની ક્રિયા સોંપી હતી. આ બન્ને સંતો સ્વામીની અનન્ય નિષ્ઠાવાળા હતા. એટલે સ્વામીના સ્વરૂપને ઓળખવાની વાતો પ્રસંગે પ્રસંગે કરતા અને કહેતા ' આ સત્સંગમાં* ભલે જૂના હોય પણ સ્વામીના

* વાત-૬૭ મી

સ્વરૂપને જેમ છે તેમ જે ઓળખતા નથી તે ખીજડા જેવા છે અને જેને એ સ્વરૂપનિષ્ઠા તુરત દૃઢ થઈ જાય છે તે આંબા જેવા છે.' આથી વિષ્ણુસ્વરૂપદાસ તથા કેવળાત્માનંદ સ્વામી જેમને સ્વામીના સ્વરૂપની સ્વરૂપનિષ્ઠા જેમ છે તેમ દૃઢ ન હતી, તેમને થયું કે આ બે જણા આપણને ખીજડા જેવા કહે છે. એટલે જ્યારે સ્વામી પાછા જૂનાગઢ પધાર્યા, ત્યારે આ બન્ને સંતો સ્વામી પાસે રડી પડયા અને કહ્યું, 'આ બાલમુકુન્દ અને અક્ષરસ્વરૂપ અમને ખીજડા જેવા કહે છે.' પછી સ્વામીએ તે બન્ને સંતોને બોલાવીને કહ્યું, 'અમને અક્ષર ન કહેશો.' એમ કહીને પગ ઝલાવ્યા. પછી ફરવા નીકળ્યા ત્યારે ફરી આજ્ઞા કરી, 'અક્ષર કહેવા અને મોટા પુરુષના પગ ઝાલ્યા તે તો ચરણ સ્પર્શ થયો કહેવાય.' એમ સ્વામી અનેક પ્રકારની યુક્તિ કરી, સૌનું સાચવી, સ્વરૂપષ્ઠિા દૃઢ કરાવતા."

આ પ્રમાણે સ્વામીશ્રી તો વાતો કર્યે જ જતા હતા અને સૌ એકરસ થઈ જાણે જૂનાગઢમાં જ સ્વામી પાસે, સ્વામી જાગા ભક્ત પાસે હોઈએ, એવા દિવ્ય ભાવમાં સભાનું ભાન ભૂલી તલ્લીન થઈ જતા. સ્વામીશ્રી તો એક એક પ્રસંગમાં જીવની અનેક પ્રકારની ઘાંટીઓ તોડતા હતા, એવી દિવ્યભાવની વાતો અખંડ ચાલતી હતી.

અક્ષરધામમાં રહેવાય એવા સ્વભાવ કરવા

"મોટા પુરુષ થકી અધિકાર પામ્યા હોય પણ પછી તે અધિકારના મદમાં મોટાની મોટપ આ જીવ ભૂલી જાય છે. સ્વામીએ જૂનાગઢની મહંતાઈ રઘુવીરચરણદાસને સોંપી અને પછી પોતે સત્સંગમાં ફરવા નીકળવા તૈયારી કરી. સ્વામીને પોતાની સાથે સ્વામી જાગાભક્તને લઈ જવા હતા અને તેમને સાથે રાખી સુખ આપવું હતું. પરંતુ રઘુવીરચરણદાસે જાગા સ્વામીને સાથે લઈ જવા ના કહી. પછી સ્વામી તેના ઓરડા પાસે નીકળ્યા અને તેને બોલાવીને વાત કરી, 'ભગવાન કે મોટા સાધુ જ્યારે ઉદાસી થાય ત્યારે એમ જાણવું જે હવે મુમુક્ષુના કર્મ ફૂટયાં!

આપણે બહુ ભેગા રહ્યા અને બહુ સમાગમ કર્યો. હવે ભેગું દેશકાળે કરીને કદાચ ન રહેવાય તો અક્ષરધામમાં ભેગા રહેવા જેવા સ્વભાવ કરવા શીખો.' એમ કહીને કેટલોક ઠપકો આપ્યો. પછી સાંજે સ્વામી વાડીમાં જ્યાં જાગાભક્તને નહાવાની ઓરડી હતી, ત્યાં પધાર્યા અને જાગા ભક્ત પાસે બેઠા. પાસે મોટા રણછોડભક્ત પણ હતા. તે વખતે સ્વામીએ રઘુવીરચરણદાસની વાત કરતાં કહ્યું, ' એ તલમાં તેલ નથી. માટે હવે તો અક્ષરધામમાં રહેવાય એવા સ્વભાવ કરવા શીખવું.' એમ કહી ઉદાસી થઈ ગયા. છેવટે રઘુવીરચરણદાસે સ્વામી જાગાભક્તને સ્વામી સાથે જવાની રજા આપી."

"સ્વામીએ જાગા ભક્તને વંથળી સુધી ભેગા રાખ્યા અને ઘણી વાતો કરી અનેક પ્રકારે સુખ આપ્યું. વંથળીમાં મહારાજની પ્રસાદીનો જે સૂર્યકુંડ છે ત્યાં જાગા ભક્ત સ્વામીને, સ્વામી ચાર વખત મળ્યા અને પોતાનો અત્યંત રાજીપો તેમના ઉપર બતાવ્યો."

સ્વામીની વાતોના આ અદ્‌ભુત કથામૃતના પાનથી, અજ્ઞાનની નિવૃત્તિ થતાં, અમૃતમય જ્ઞાનદૃષ્ટિથી સ્વામીશ્રીના સ્વરૂપમાં સાક્ષાત્ ભગવત્સ્વરૂપભાવનું દર્શન સૌને થયું. શુકદેવજીના ઉપદેશને અંતે પરીક્ષિત રાજાને પણ આવોજ અનુભવ થયો ત્યારે તેણે શુકદેવજીને નમસ્કાર કરતાં કહ્યુંઃ

अज्ञानं च निरस्तं मे ज्ञानविज्ञाननिष्ठया ।
भवता दर्शितं क्षेमं परं भगवतः पदम् ॥* ભાગવત ૧૨-૬-૭

આ પ્રસંગથી સૌના અંતરમાં અત્યંત દિવ્યાનંદ પ્રસરી ગયો. પૂર્ણાહુતિનો પ્રસંગ ધામધૂમથી ઊજવાયો. સ્વામીશ્રીની આજ્ઞાથી

* હે ભગવન્ શુકદેવજી ! આપની જ કૃપાથી જ્ઞાન અને વિજ્ઞાનની નિષ્ઠા મને થઈ છે અને તેથી મારા અજ્ઞાનની નિવૃત્તિ થઈ છે. ભગવાનનું પરમ કલ્યાણકારી સ્વરૂપ હું હવે જોઈ શકું છું.

અને તેમને રાજી કરવા ગઢપુર મંદિરની જમીનની કિંમત ચૂકવવા છગનભાઈએ તથા દાદુભાઈએ સારી રકમની સેવા કરી. અત્રેના સત્સંગ મંડળના અત્યંત ભક્તિભાવથી સ્વામીશ્રી બહુ જ, રાજી થયા અને સત્સંગમંડળ ઉત્તરોત્તર વૃધ્ધિ પામે તેવા આશીર્વાદ આપી, પોતાના સંત મંડળ સાથે ગુજરાત તરફ પધાર્યા.

× × ×

સં. ૨૦૦૬ ના કાર્તિકની પૂર્ણિમાનો સમૈયો કરી, સ્વામીશ્રી સારંગપુર પધાર્યા. આ અરસામાં હું પણ સારંગપુર હવાફેર માટે રહ્યો હતો. મારી સાથે ચિ. અરૂણ વગેરે પણ હતા. સ્વામીશ્રી અરૂણને જોઈ ખૂબજ રાજી થતા; તેનો હાથ પકડી ચાલતા અને તેની સાથે બાળકના જેવી જ ચેષ્ટા કરતા. જ્યારે જ્યારે અરૂણને જોતા ત્યારે કહેતા ' અરૂણ ! તું મોટો કેમ થતો નથી ? કયારે મોટો થઈશ ? ' પછી તેનો હાથ જોઈ વળી કહેતા ' વિદ્યાતો ઘણીજ છે. ' બાબરાની પારાયણમાં અરૂણ તથા નિરંજનની * જોડીને જોઈ સ્વામીશ્રી કહેતા ' અક્ષરધામની આ જોડ છે. ' અહીં પણ અરૂણ તથા અરવિંદને જોઈ સ્વામીશ્રી કહેતા ' આ તો રામ લક્ષ્મણની જોડ છે. ' આ વખતે અરૂણને સ્વામીશ્રીએ સેવાનો સારો લાભ આપ્યો. સ્વામીશ્રી ત્રણ દિવસ રોકાઈ ગઢપુર પધાર્યા અને અમને ગઢપુરના ખાત મુહૂર્તના સમૈયા ઉપર આવવા કહ્યું. આ પ્રસંગે અરૂણનો હાથ પકડી સ્વામીશ્રી ચાલતા. તેથી આઠ દિવસ સુધી તેના હાથમાંથી મઘમઘતી ચંદનની સુવાસ આવ્યા કરી. સ્વામીશ્રીના અરૂણ તથા નિરંજન માટેના આ શબ્દોથી ભવિષ્યમાં તેમના જીવનમાં શું પરિવર્તન થવાનું હશે તે તો બીજા શું સમજી શકે ? દિવ્ય ભાવમાં બોલાએલા. અક્ષરધામની જોડ ' તથા ' તું કયારે મોટો થઈશ ' એ શબ્દોનો અમે તો લૌકિક અર્થ કાઢવાનો જ પ્રયત્ન કરતા. પરંતુ અલૌકિકતાની મૂર્તિ સમાન સ્વામીશ્રીના શબ્દોમાં અલૌકિકતાજ હોય છે, એ ભાવ અમો ભૂલી ગયાં !

* પૂ. મણિપતરામભાઈનો પુત્ર

ગઢપુરમાં અપૂર્વ ખાત મહોત્સવ

સં. ૨૦૦૬ ના કાર્તિક વદી ૧૧ ની માંગલિક પ્રભાતે ગઢપુરમાં સુવર્ણનો સૂર્ય ઉગતો હતો ! ઉન્મત્ત ગંગાને તીરે પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રી સહજાનંદ સ્વામીને તેમના અનાદિ ભક્ત મૂળ અક્ષર શ્રી ગુણાતીતાનંદ સ્વામી સાથે પ્રસ્થાપન કરવા માટે, અત્રે સંગેમરમરના સુંદર મંદિરના ખાત મૂહુર્તનો વિધિ મદ્રાસ રાજ્યના રાજપાલ અને ભાવનગર રાજ્યના ભૂતપૂર્વ રાજર્ષિ શ્રી કૃષ્ણકુમારસિંહજીના શુભ હસ્તે થવાનો હતો. દેશોદેશથી ઉત્સાહી હરિભક્તોના વૃન્દો આવ્યે જતા હતા. મુખ્ય મહેમાન મુંબઈ રાજ્યના મજૂરખાતાના પ્રધાન શ્રી ગુલઝારીલાલ નંદાજી હતા. ટેકરા ઉપર નંદનવન ખડું થઇ ગયું હતું.

સુંદર શોભાયમાન મંડપમાં સંપ્રદાયના નિયમ અનુસાર સભાજનો માટે વ્યવસ્થા કરી હતી. શિલારોપણનો વેદોક્તવિધિ ક્ષત્રિયકૂલભૂષણ શ્રી કૃષ્ણકુમારસિંહજીએ સ્વામીશ્રી તથા યોગીજી મહારાજ, નિર્ગુણદાસ સ્વામી અને અન્ય સંતોના સાન્નિધ્યમાં કર્યો. જે હાથે આ શુભ કાર્ય ન થવા દેવા માટે ઠરાવ કર્યો હતો, તે જ હાથે આ માંગલિક વિધિ સ્વામીશ્રીએ કરાવી ! ધન્ય છે સ્વામીશ્રીની દયા ભાવનાને ! આ શુભવિધિ પત્યા બાદ સૌ મંડપમાં આવ્યા.

આ શુભ પ્રસંગની વિધિ કરવાનો યશ પોતાને આપવા માટે આભાર માનતા શ્રી કૃષ્ણકુમારસિંહજીએ કહ્યું, 'પૃ. સ્વામીશ્રી સમગ્ર ભારતમાં અતિ મહાન સંતપુરુષ છે. હિંદના તમામ મંદિરોમાં અતિશય શ્રેષ્ઠ અને સર્વોપરી આ મંદિર બનશે. આ મંદિરના ખાત મૂહુર્ત માટે મને બોલાવી જે માન આપ્યું છે તે માટે હું આપ સર્વનો ઋણી છું.'

. તે પહેલાં નંદાજીએ પોતાના પ્રવચનમાં જણાવ્યું હતું, 'ભારતમાં બીજા કેટલાક મંદિરો છે તેમજ આપણા સંપ્રદાયમાં પણ જે મંદિરો છે, તે સર્વથી આ મંદિર શ્રેષ્ઠ થશે. હું પોતે કોઈ સંપ્રદાય કે ધર્મનો નથી. છતાં આજે આ સંપ્રદાયમાં છું તેનું કારણ આ સ્વામીશ્રી છે. જનસેવાના નિઃસ્વાર્થ કાર્ય કરવા કરતાં પણ સ્વામીશ્રીના પ્રસંગમાં આવી, નિષ્કામ ધર્મ સમજવો અને આચરવો, તે હું શ્રેષ્ઠ માનું છું. આ મારા માટે મોટામાં મોટો લાભ તથા પ્રાપ્તિ છે. મારા અનુભવ ઉપરથી હું આપને કહું છું કે જે મને મળ્યું છે તેથી પર કોઈ વસ્તુ નથી.'

હું આ સંપ્રદાયમાં છું તેનું કારણ આ સ્વામીશ્રી છે

ત્યારપછી શ્રી નંદુલાલ મંછારામ શેઠ, શ્રી મોહનલાલ મોતીચંદ વગેરે સજ્જનોએ પ્રવચનો કર્યા. તે તમામમાં એક જ સૂર હતો. સ્વામીશ્રી સત્યસંકલ્પ છે. શ્રીજી મહારાજનું સ્વરૂપ છે અને શુધ્ધ ઉપાસના પ્રવર્તનનું કાર્ય, મહારાજ આજે તેમની દ્વારા કરી રહ્યા છે. એમની મહત્તાનો ખ્યાલ સૌને આવી ગયો છે. સત્સંગની નાભિસમાન ગઢપુર, શ્રીજીનું લીલાસ્થાન, આજે સ્વામીશ્રીએ તેમના દૃઢ સંકલ્પથી સર કર્યું અને સત્સંગમાં ઉપાસનાનો સંપૂર્ણ દિગ્વિજય થઇ ગયો !

આમ અત્યંત દિવ્ય વાતાવરણમાં આ પ્રસંગ ઊજવાયો. શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી, કોઠારી હરિજીવનદાસ અને સર્વ સંતો તથા મુક્તરાજ કુબેરભાઇ વગેરે ગૃહસ્થ હરિભક્તોએ, આ પ્રસંગને દીપાવવા અપૂર્વ શ્રમ કર્યો હતો. સર્વે જાણે કૃતકૃત્યતા અનુભવતા હોય, એવા ભાવમાં મસ્ત બની ગયા હતા. વર્ષોથી જે પ્રસંગની પ્રતીક્ષા સૌ કરતા હતા, તે આજે અહીં ઊજવાયો, જેના શુભ પરિણામ રૂપે ઉપાધિની જડરૂપ જે માયા, તે પાતાળમાં પેસી ગઈ !

મુક્તરાજ ઈશ્વરભાઈના સંકલ્પથી આ મંદિરને સર્વાંગ આરસનું જ બનાવવા સ્વામીશ્રીએ નક્કી કર્યું. આવા ઉત્સાહી અને સેવાભાવી હરિભક્તોના સમૂહને આશીર્વાદ આપતાં સ્વામીશ્રીએ કહ્યું, 'તમારો આવો ઉત્સાહ જોઈને જ મને આ મંદિર પૂરું થઈ ગયુ દેખાય છે.'

× × ×

**પુરુષોત્તમનું સાધર્મ્યપણું પમાતું જ નથી**

ગઢપુર મંદિરના પ્રારંભ સાથે જ સ્વામીશ્રીના અંતિમ સંકલ્પની સિદ્ધિ થઈ ગઈ હતી. હવે સ્વામીશ્રીએ અવિરત વિચરણ બંધ કર્યું. અટલાદરા, અમદાવાદ કે સારંગપુર તેમના વિશ્રામ સ્થાન બન્યા. હવે એ સ્થાનમાં રહી સમગ્ર સત્સંગનું પરિપાલન ત્યાં રહ્યા થકા જ કરવાનો તેમણે નિશ્ચય કર્યો.

અટલાદરામાં સ્વામીશ્રી પધાર્યા. કાનમ વાંકળ અને ચરોત્તરના હરિભક્તો અહીં આવવા લાગ્યા. ભાદરણથી કાશીભાઈ મૂલજીભાઈ[*] તેમના મિત્ર ડાહ્યાભાઈ વલ્લભભાઈને લઈને ત્યાં આવ્યા. ડાહ્યાભાઈ

---

[*] સ્વામીશ્રીના અત્યંત જૂના અનુયાયી. બોચાસણમાં મૂર્તિ પ્રતિષ્ઠાના પ્રસંગથીજ સ્વામીશ્રીના યોગમા હતા. તેમના માતુશ્રી હરિબા સ્વામીશ્રી પ્રત્યે અનન્ય ભક્તિભાવવાળા હતા અને સ્વામીશ્રી જ્યારે જ્યારે ભાદરણ પધારતા ત્યારે પોતાને ઘેર અચૂક પધરામણી કરાવવાનો તેમને નિયમ હતો.

સં. ૧૯૭૫માં તેમના પિતાશ્રી મૂળજીભાઈ અત્યંત બિમાર પડી ગયા તેમણે તાર કરી મુંબઈથી કાશીભાઈને તેડાવ્યા. કાશીભાઈ આવ્યા. દસ દિવસ પિતાશ્રીની સારવાર કરી પણ કંઈ તબિયતમાં ફેર પડયો નહિ. તેમના ભાગીદારનો મુંબઈથી તેમને તેડાવવાનો તાર આવ્યો. તેઓ મુંઝાયા. તેજ રાત્રે સ્વામીશ્રીએ તેમના પિતાશ્રીને દર્શન દઈ આખા શરીરે હાથ ફેરવ્યો. સવારે તેઓ સ્વસ્થ થઈ ગયા. સ્વામીશ્રીએ રાત્રે દર્શન દીધા તે સૌને વાત કરી અને કાશીભાઈને મુંબઈ જવાની રજા આપી.

તેમના નાનાભાઈ ત્રિભોવનદાસ પણ સ્વામીશ્રીના અનન્ય શિષ્ય છે અને દક્ષિણ આફ્રિકામાં – કમ્પાલામાં – સત્સંગ પ્રચારનું કાર્ય અત્યંત ઉત્સાહપૂર્વક કરી રહ્યા છે.

આફ્રિકાથી સત્સંગનાં સંસ્કાર લઈને આવ્યા હતા. અહીં આવ્યા પછી તેમને ગળામાં ન પરખી શકાય તેવું દર્દ થયું અને તેની અસહ્ય પીડા થવા લાગી. તેમને લઈને કાશીભાઈ નડિયાદ અને આણંદની મિશન હોસ્પિટલમાં ત્યાંના નિષ્ણાત ડૉક્ટરોને બતાવવા ગયા. પરંતુ ડૉક્ટરો કાંઈ નિદાન કરી શક્યા નહિ. છેવટે નિરાશ થઈ બાદરણ પાછા જવાનો વિચાર કર્યો. ત્યાં સમાચાર મળ્યા કે સ્વામીશ્રી અટલાદરા બિરાજે છે. એટલે આશાનું કિરણ લઈ અટલાદરા આવ્યા.

આ બન્ને ભક્તરાજ અટલાદરા પહોંચ્યા તે વખતે સ્વામીશ્રી રંગમંડપમાં પોઢયા હતા. તેઓ રંગમંડપમાં સ્વામીશ્રીના દર્શન કરવા આવ્યા. સ્વામીશ્રી તેમનો સંકલ્પ જાણી બેઠા થયા અને તેમને દર્શન આપ્યા. કાશીભાઈએ ડાહ્યાભાઈના દર્દની હકીકત કહી. ત્યારે કરુણામૂર્તિ સ્વામીશ્રીએ તેમને ગળે હાથ ફેરવી કહ્યું, 'ઘોડાવજ ચોપડજો, મહારાજ મટાડી દેશે.' ડાહ્યાભાઈને તો સ્વામીશ્રીના આ અતિ દિવ્ય સ્પર્શથી જ જાણે દુઃખાવો મટી ગયો હોય તેમ લાગ્યું !

રાત્રે સભામાં મગનભાઈ નરસિંહભાઈ, રામચંદ્રભાઈ, ડાહ્યાભાઈ, કાશીભાઈ, હકાભાઈ તથા આજુબાજુના ગામના કેટલાક હરિભક્તો બેઠા હતા. તે વખતે મગનભાઇએ પ્રશ્ન પૂછ્યો, 'સ્વામીજી ! મૂર્તિમાં અને સ્વરૂપમાં શો ફેર છે ?' ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'બન્નેનો ભાવ એક જ છે.' પછી ડાહ્યાભાઇએ પ્રશ્ન પૂછ્યો, 'અક્ષરના સાધર્મ્યપણાને પામે છે અને પુરુષોત્તમના સાધર્મ્યપણાને પામે છે તે બન્ને એક છે ?' તે પ્રશ્નનો ઉત્તર આપતાં સ્વામીશ્રીએ કહ્યું, " હઠ, માન અને ઈર્ષ્યા મૂકીને સત્પુરુષના પ્રસંગથી, અક્ષરનું સાધર્મ્યપણું પમાય છે અને ત્યારે ઇંદ્રિયો અંતઃકરણના ભાવ ટળી જાય છે, અને પુરુષોત્તમનો નિશ્ચય થાય છે. પરંતુ પુરુષોત્તમનું સાધર્મ્યપણું તો પમાતું જ નથી. અક્ષરના સાધર્મ્યપણાને પામ્યા એવા અનંતકોટિ

મુક્ત અક્ષરધામને વિષે પુરુષોત્તમના દાસ ભાવે વર્તે છે.* તેમન ઇંદ્રિયો, અંતઃકરણ ભગવાનને આકારે થાય છે, એટલે ભગવાનન ભાવને પામે છે, દિવ્ય થાય છે, એ ભાવ કા. ૧ લા વચનામૃતમા છે. પણ ભગવાનરૂપ થતાં નથી. ભગવાનને જેવા જાણે તેવો પોતે થાય છે અને છતાં ભગવાન તો અપારને અપાર જ રહે છે." એટલી વાત કરીને શ્રીપતિમ્ કરાવી સ્વામીશ્રી પોઢી ગયા.

બીજે દિવસે કાશીભાઈ તથા ડાહ્યાભાઈ ભાદરણ આવ્યા. અત્રે સ્વામીશ્રીના આશીર્વાદથી ડાહ્યાભાઈનું દર્દ બે ત્રણ દિવસમાં મટી ગયું.

× × ×

જંબુસરમાં ત્યાંનાં હરિભક્તોએ અદ્ભુત ઉત્સવ ઉજવવાનો પ્રસંગ ગોઠવ્યો હતો. ત્યાંના નવા થએલા હરિભક્ત જેશંકર જમિયતરામ જોષીને ઉત્સાહ ઘણો હતો. તેઓ મૂળ ઠીકરીઆના વતની પરંતુ ધંધાર્થે જંબુસર રહેતા હતા. અત્રે તેમને સ્વામી અક્ષરપુરુષોત્તમદાસ તથા મણીલાલ નાનાલાલ ભટ્ટના પ્રસંગથી સત્સંગ થયો, સ્વામીશ્રીનો મહિમા સમજાયો, અને એ પુરુષને જંબુસરમાં પધરાવી અલૌકિક સમૈયો કરવાનો પુરુષોત્તમ પટેલ, રામચંદ્ર ભટ્ટ તથા ડાહ્યાભાઈ પટેલ વગેરેએ નિર્ણય કર્યો. તેમના આ કાર્યમાં મુક્તરાજ મણીલાલ ભટ્ટ તથા જંબુસરના સૌ હરિભક્તોએ સાથ આપ્યો. સ્વામીશ્રીનું ભવ્ય સ્વાગત કર્યું. સ્વામીશ્રી અહીં બે દિવસ રહ્યા, અલૌકિક સમૈયો કર્યો અને સૌના મનોરથ પૂરા કર્યા.

× × ×

**બ્રહ્માનંદ સ્વામીનો ભક્તિભાવ**

શ્રીનગરમાં આંબલીપોળમાં અક્ષરધામ સમા સ્થાનમાં સ્વામીશ્રી વારંવાર પધારતા. શ્રીનગરના વ્યવસાયી ભક્તો પણ સ્વામીશ્રી પધારતાં જ તમામ વ્યવહારને ફગાવી, સ્વામીશ્રીની

* ગ. પ્ર. ૨૧ મું વચનામૃત

સેવામાં હાજર થઈ જતા, અને સ્વામીશ્રીના સંબંધે બ્રહ્માનંદમાં મસ્ત બની જતા.

એક રાત્રે સ્વામીશ્રી પોતાના ઢોલિયા ઉપર બિરાજમાન થયા હતા અને આજુબાજુ સંત તથા હરિભક્તોની સભા ભરાઈને બેઠી હતી. તે વખતે સ્વામીશ્રીએ સનાતનદાસ તથા નિર્ગુણદાસને કીર્તન બોલવાની આજ્ઞા કરી. સ્વામીશ્રીની મૂર્તિમાં અતિ પ્રેમ ભાવે જોડાયેલા આ કિશોર સંતોને તો સ્વામીશ્રીની મૂર્તિનું અદ્‌ભુત આકર્ષણ હતું. એટલે આજ્ઞા થતાં જ સ્વામીશ્રી સન્મુખ દૃષ્ટિ સ્થિર કરી, તેમણે બ્રહ્માનંદ સ્વામીના કીર્તનઃ

લગાડી તેં પ્રીતિ લાલ રે, પ્રીતલડી તો લગાડી.
પ્રીતમ માર્યાં પ્રેમનાં, તમે તીખાં તીખાં બાણ;
જોતાં તમને જાદવા, થયા પરવશ મારા પ્રાણ રે
પ્રીતલડી તો લગાડી.

સુમધુર સુરાવલિ અને મૃદંગના નાદથી આ સંતોએ મહારાજની મૂર્તિ ખડી કરી દીધી. સૌ એકતાન બની સ્વામીશ્રીની મૂર્તિમાં જાણે મહારાજ દર્શન દેતા હોય, એવા એકાગ્રભાવે જોડાઈ ગયા. એક પદ પૂરું થયું અને બીજું પદ શરુ થયું:

બજાવી તે બંસી કાન રે, બાંસુરી તો બજાવી;
વેણુ વજાડી વિઠુલા, તમે રૂપાળા રંગરેલ.
ઘર ધંધો ભૂલી ગઈ, હું તો ભરવું ભૂલી જળ હેલ રે
બાંસુરી તો બજાવી

આ પદ બોલાયું એટલે સ્વામીશ્રીએ કહ્યું, " સાંભળો ! સારંગપુરમાં હરિકૃષ્ણ મહારાજની મૂર્તિ પ્રતિષ્ઠા સં. ૧૯૮૫ માં થઈ ત્યાર પછી તે-મૂર્તિ આગળ ઊભા રહીને અમે તથા રણછોડ ભક્ત આ કીર્તન ગાતા હતા. રાધારમણપ્રસાદ મૂર્તિના દર્શન

શ્રીનગરમાં શ્રી અક્ષર પુરૂષોત્તમ મંદિર



સ્વામીશ્રીનો સંકલ્પ

"શ્રીનગરમાં સ્વામી મહારાજ સાથે બેસે તો ઉપાસનાનો બંને દેશમાં ડંકો વાગી જાય"

ફરતાં આ પદ સાંભળીને ત્યાં મૂર્તિમાં એકાગ્ર થઈ ગયા હતા. તેમાં જ્યારે 'હું તો ભૂલી ભરવું જળ હેલ રે ' એ પદ ગવાયું કે તુરત જ રાધારમણપ્રસાદને સમાધિ થઈ ગઈ."

એટલી વાત કરીને સ્વામીશ્રી થોડીવાર અટકયા, અને નેત્ર મીંચીને જાણે મહારાજની મૂર્તિમાં લીન થઈ ગયા હોય તેમ, થોડી ક્ષણો થોભીને પછી બોલ્યા, "આ ચારે પદોમાં બ્રહ્માનંદ સ્વામીનો મહારાજ પ્રત્યેનો અત્યંત ભક્તિભાવ દેખાય છે. જ્યારે બ્રહ્માનંદ સ્વામીએ આ પદ બનાવ્યા અને પહેલું પદ મહારાજ પાસે ગાયું, ત્યારે મહારાજે પ્રસન્ન થઈને પોતાનો પાઘ ઉતારીને બ્રહ્માનંદ સ્વામીને ભેટ આપ્યો. બીજું પદ ગાયું ત્યારે ખેસ આપ્યો, ત્રીજા પદે શેલું અને ચોથા પદે જામો આપી દીધો. પછી મહારાજ બોલ્યા, 'સ્વામી ! હવે બીજા પદ ન બોલશો. મારી પાસે હવે કાંઈ રહ્યું નથી.' " ભક્તિભાવના આવા ઉન્નત રસમાં સૌને તરબોળ કરી, સ્વામીશ્રીએ મોડી રાત્રે શ્રીપતિમ્ કરી સભાને વિસર્જન કરી પોતે પોઢી ગયા.

## મુંબઈને આંગણે છેલ્લો મહોત્સવ

**મુંબઈમાં છેલ્લાં સુખ**

સદ્ગુરુ સ્વામીશ્રી નિર્ગુણદાસ સ્વામીની તબિયત દિવસે દિવસે બગડતી જતી હતી. તેમના રોગની ચિકિત્સા કરી, તેમની સારી રીતે સારવાર થાય તે માટે સ્વામીશ્રી, યોગીજી મહારાજ વગેરે સંતમંડળને લઈને મુંબઈ પધાર્યા. મહા મુક્તરાજ શ્રી નંદાજીને બંગલે ઉતારો રાખ્યો.

બીજે દિવસે ડૉ. જમનાદાસ પટેલ નિર્ગુણદાસ સ્વામીની તબિયત જોવા આવ્યા. ત્યારબાદ નંદાજીએ તેમના ખાસ મિત્ર અને યુરોપમાં જાણીતા થયેલા 'નેચરોપથી'ના નિષ્ણાત ડૉ. વર્માને બોલાવ્યા. તેમણે પણ તબિયત જોઈ, 'હોમીયોપથી'ના

નિષ્ણાત ડૉ. ચુગ્ધા પણ આવ્યા. ડૉ. ધવલ પણ આવી ગયા. આમ નંદાજીની નિર્ગુણદાસ સ્વામી માટેની અપાર કાળજીને લીધે, મુંબઈમાં પ્રથમ કક્ષાના ગણાતા તમામ ડૉકટરો, નિર્ગુણદાસ સ્વામીની ચિકિત્સા માટે, આવવા લાગ્યા, અને સારવાર પણ શરુ થઈ. અમદાવાદથી નાગરદાસ ચૌહાણ આવ્યા હતા. તેમને સ્વામીશ્રીએ નિર્ગુણદાસ સ્વામીની સેવામાં મૂક્યા.

સ્વામીશ્રી મુંબઈમાં પધાર્યા છે એ સમાચાર જાણીને, મુંબઈની ભાવિક, મુમુક્ષુ, વિદ્વજ્જનતા, સત્સંગી કે બિન સત્સંગી, સ્વામીશ્રીના દર્શન માટે, અને તેમની અમૃતમયી વાણીમાંથી આત્માના સાચા શાશ્વત સુખની પ્રેરણા લેવા, નંદાજીના બંગલે આવવા લાગી.

**સંભવામિ યુગે યુગે એટલે શું?**

જામ સાહેબના મોટાભાઈ નામદાર પ્રતાપસિંહજી તથા મૂળીના ઠાકોર સાહેબ સ્વામીશ્રીના દર્શને આવ્યા. સ્વામીશ્રી માટે પ્રતાપસિંહજી સાહેબને અપૂર્વ ભાવ હતો. જ્યારે જ્યારે સૌરાષ્ટ્રમાં કે મુંબઈમાં સ્વામીશ્રીના દર્શનનો સુયોગ થતો, ત્યારે તે પ્રસંગ તેઓ કદી ચૂકતા નહિ. ગીતાના અભ્યાસી અને શુભ સંસ્કારવાળા શ્રી પ્રતાપસિંહજીએ સ્વામીશ્રીને આ પ્રસંગે પ્રશ્ન પૂછ્યો, 'સ્વામીજી! ગીતામાં ભગવાને કહ્યું છે કે સંભવામિ યુગે યુગે। તો એ યુગ એટલે શું? અને અત્યારે એવો યુગ આવ્યો હોય તો ભગવાનનો અવતાર [illegible] છે તેમ કેમ સમ[illegible]?'

ભગવાનના પ્રગ [illegible] દાંતને સમ [illegible] અતિ
ભાવપૂર્વક પૃછાએલા [illegible] ઉત્તર
જણાવ્યું, "સત્યયુગ, [illegible] કળિયુગ
પરંતુ ભગવાન તો સદા [illegible] તિ માટે
એટલે [illegible] તું [illegible] સદા

છે. સ્વામિનારાયણ ભગવાન અધર્મના નાશ કરવા માટે પ્રગટ થયા અને આજે પણ દિવ્યસ્વરૂપે પ્રગટ વિચરે છે. તેમનો સંબંધ અને આશ્રય જો થાય તો જ મોક્ષ થાય.” સ્વામીશ્રીના આવા ટૂંકા પણ મુદ્દાસરના ઉત્તરથી પ્રતાપસિંહજી ઘણાજ રાજી થયા અને સ્વામીશ્રીના આશીર્વાદ લઈ વિદાય લીધી.

નંદાજીનો બંગલો તીર્થધામ જેવો બની ગયો હતો. છગનભાઈ, દાદુભાઈ, કાંતિભાઈ અમીન વગેરેને ઉત્સાહ અપૂર્વ હતો. હવે કુટુંબ તો સ્વામીશ્રીની સેવામાં જૂનું થઈ ગયું હતું, એટલે આવેગના ઊભરા તેમને શમી ગયા હતા, અને સ્વામીશ્રીના સંબંધથી અંતરમાં અખૂટ બ્રહ્માનંદના અનુભવથી, શાંત જેવા જણાતા હતા. ભગવાનદાસ શેઠ તથા જેસંગરાવ બ્રહ્મભટ્ટ તમામ પ્રકારની સેવામાં તત્પર રહેતા હતા. ચિત્તળના વતની વ્રજલાલ હિરાચંદ મોદી, જૈન હોવા છતાં સત્સંગના બલિષ્ઠ સંસ્કારવાળા હતા. તેઓ આ પ્રસંગે તેમના નાનાભાઈ રમણીકભાઈના સૂચનથી સ્વામીશ્રીના દર્શને રોજ આવતા. સ્વામીશ્રી એક સારા સાધુ છે, કદાચ બહુ મોટા સાધુ પણ કહીએ. પરંતુ તેમના દ્વારા ભગવાન સ્વામિનારાયણ પ્રગટ છે, એવી જીવનદોરીરૂપ નિષ્ઠા દૃઢ કરવા, તેઓ સદા સ્વામીશ્રીના સ્વરૂપને ચિકિત્સાથી નીહાળતા. શુદ્ધ મુમુક્ષુ હોવાથી તેમને સ્વામીશ્રીના દિવ્ય સ્વરૂપમાં શુદ્ધ ગુણાતીત સત્પુરુષના લક્ષણ જણાયા અને અનન્ય ભાવે તેઓ સ્વામીશ્રીમાં જોડાઈ ગયા. તે જ પ્રમાણે રાંદેરના ચંદ્રકાન્ત દેસાઈ પણ શ્રી માતાજીના પ્રસંગથી સ્વામીશ્રીમાં આકર્ષાયા. જેઠાલાલ નાથાલાલ ત્રિવેદી પણ ઉત્સાહથી સેવામાં સદા તત્પર રહેતા. ભગતજી મહારાજના પ્રાસાદિક કુટુંબના શ્રી બલવંતરાય બ્રહ્મભટ્ટ પણ રોજ આવતા. સ્વામીશ્રી તેમને જોઇ રાચતા અને ભગતજીની જૂની જૂની વાતો તેમની પાસે કરતા. મેથાણના વતની શ્રી રણજીતસિંહ ઝાલા પણ

અપૂર્વ ઉત્સાહ અને શ્રદ્ધા પૂર્વક સેવામાં જોડાઈ ગયા હતા. તે ઉપરાંત સમાધિનિષ્ઠ શ્રી મણીબહેન અને તેમના બન્ને પુત્રો બાબુભાઈ તથા દાદાભાઈ પણ અપૂર્વ ભક્તિભાવ અને ઉત્સાહથી, સમાધિથી આકર્ષાએલા પારસી મંડળને, લઈને આવતા. સોરાબજી મિસ્ત્રી અને તેમના પત્ની જરબાનું બહેન, સ્વામીશ્રી પ્રત્યે અનન્ય નિષ્ઠાવાળા થયા હતા અને પરમ કલ્યાણની ભાવના સ્વામીશ્રીના સંબંધ માત્રથી જ તેમણે દઢ કરી લીધી હતી. પ્રતાપસિંહ ઈનામદાર પણ પોલીસના વડા અધિકારીના હોદ્દાને શોભાવતા, વાંકડી મૂછોને અક્કડ રાખતા આજે જાણે સ્વામિનારાયણ ભગવાનનો જ સિક્કો ચાલે છે, તેમ સૌને સમજાવતા હતા. શંકરભાઈ સોલિસિટર, સ્વામીશ્રી સાથેના પોતાના જૂના મીઠા સંબંધને સદા તાજો રાખવા રોજ આવતા. સરકારી ધારાશાસ્ત્રી શ્રી હરિપ્રસાદ ચોકસી, સત્સંગના અનેકવિધ અનુભવોથી સ્થૂલતા પ્રાપ્ત કરી, સ્વામીશ્રી સાથે રહસ્યમય મંત્રણાઓ કરવા આવતા. શ્રી એમ. પી. અમીન, મુંબઈની હાઈકોર્ટના જાણીતા ધારાશાસ્ત્રી પણ, માધુર્ય ભર્યા સ્મિત વેરતા, સ્વામીશ્રી પ્રત્યેના અદમ્ય આકર્ષણથી પ્રેરાઈ આવતા. વિદ્વાન અર્થશાસ્ત્રી શ્રી મનુ સુબેદાર, સ્વામીશ્રીની વિદ્વત્તાથી આકર્ષાઈ રોજ આવતા. તે ઉપરાંત શેઠ ગોવિંદજી કલ્યાણજી, શેઠ માણેકચંદભાઈ, શેઠ રામજી કેશવજી, મુલ્તાની મેઘરાજ શેઠ, ભાદરણના અંબુભાઇ ભીખાભાઇ પ્રેમાનંદ પટેલ વગેરે આ અલભ્ય લાભ લેવાનું ચૂકતા નહિ. અમરેલીવાળા મૂળજીભાઇ રાઘવજી ટાંક પણ દરરોજ આવતા. અમરેલીમાં પોતાના નવા મકાનમાં સ્વામીશ્રીને તેડાવી, તેમણે પારાયણ કરાવી હતી. તેમજ આ વખતે પણ સ્વામીશ્રીની આજ્ઞાનુસાર સારંગપુરના મંદિરમાં આરસ પથરાવવાનું તેમણે કબૂલ કર્યું હતું. પારસી ગૃહસ્થ શ્રી પીરોજશાહ શેઠ, નસરવાનજી મારફતિયા, મીનુ વાડિયા, માણેકજી વકીલ વગેરે સ્વામીશ્રીમાં સર્વ પ્રકારે ભક્તિભાવવાળા હોવાથી આવતા. આમ સૌ પોતપોતાની રીતે પોતાના અંગ પ્રમાણે અહીં આવી દર્શન, સેવા અને સમાગમનો લાભ લેતા.

નિર્ગુણદાસ સ્વામીની તબિયતને અંગે સમગ્ર સત્સંગને ખૂબજ ચિંતા થતી હતી. નિર્ગુણદાસ સ્વામીને જલદી આરામ થઈ જાય તે માટે રોજ સ્વામીશ્રી ઉપર પ્રાર્થના પત્રો પણ આવતા હતા. વળી કેટલાક અત્યંત પ્રેમી હરિભક્તો તો પોતાની આયુષ્યમાંથી થોડા વર્ષો નિર્ગુણદાસ સ્વામીને આપીને, તેમને દીર્ઘાયુષ્ય બનાવવા પણ સ્વામીશ્રીને પ્રાર્થના કરતા હતા. આ પ્રમાણે સંતો તથા હરિભક્તો નિર્ગુણદાસ સ્વામી પ્રત્યેના અત્યંત પ્રેમને લીધે વારંવાર તેમનું સ્વાસ્થ્ય નીહાળવા મુંબઈ આવતા. આમ મુંબઇમાં જાણે નિત્ય સમૈયા જેવું થઈ ગયુ હતું.

આ જ અરસામાં દાદુભાઈ તથા કાંતિભાઈને તેમના ધંધામાં સ્વામીશ્રીના આશીર્વાદથી ખૂબ જ સફળતા મળી હતી. પૂર્વના મહાન સંસ્કારવાળા આ ભક્તોને, સ્વામીશ્રી એ જ પોતાનું સર્વસ્વ મનાયુ હતું. એટલે આ પ્રસંગે સારી સેવા કરી, સ્વામીશ્રીને રાજી કરી લેવાનો, તેમનો સંકલ્પ હતો. વળી છગનભાઈને પણ સ્વામીશ્રી પ્રત્યે અનન્ય નિષ્ઠા હતી. એટલે તેમને પણ અંતરમાં એવો ભાવ રહેતો કે ધન સંપત્તિ તો વારંવાર મળશે, પરંતુ આવા શ્રીજીસ્વરૂપ સંતવર્યની સેવાનો અમૂલ્ય લ્હાવો ફરી ફરી મળશે નહિ. એટલે સ્વામીશ્રીના વચનને તેઓ પાછું ઠેલતા નહિ.

ભગવાનને ભગવાનના ભક્ત અર્થે શું ન થાય?

ગઢપુર એ શ્રીજીનું સર્વોત્તમ સ્થાન. તેની સર્વોપરી સેવા તો જે અતિ ભાગ્યશાળી હોય અને સ્વામીશ્રીની અપૂર્વ કૃપાના અધિકારી હોય, તેને જ મળે. તે સેવા આજે સ્વામીશ્રીને, મુક્તરાજ દાદુભાઈ, કાંતિભાઈ તથા છગનભાઈને આપવી હતી. એ દિવ્ય સંકલ્પની વાત છેડતાં સ્વામીશ્રીએ એક દિવસ તેમને કહ્યું, "ગઢપુરમાં મહારાજના સંકલ્પે મંદિર થાય છે. મહારાજે પોતે જ દોરી લઈને ટેકરા ઉપર જમીન માપી ખૂંટીઓ ખોડી હતી અને કેવું મદિર કરવું, ધર્મશાળા, સભામંડપ, દરવાજો વગેરે કેવા કરવા તે માટે નકશો પણ તૈયાર કરી

દીધો હતો. પણ આપણા ભાગ્યમાં એ સેવા લખાઈ હશે, તેથી તે વખતે એ ન થયું. આજે મહારાજ સાથે સ્વામી, સુવર્ણના સિંહાસનમાં બેસી, સુવર્ણના થાળમાં થાળ જમે, એવો અહોભાગ્યનો અવસર આવ્યો છે, અને તે સેવા આપણને મળી છે. આપણે ભગવાન અને સંતને વિષે હેત છે તેનું લક્ષણ શું? તો ભગવાન અને સંતને અર્થે શું ન થાય? એને અર્થે કુટુંબનો ત્યાગ કરે, લોકલાજનો ત્યાગ કરે, રાજ્યનો ત્યાગ કરે, સુખનો ત્યાગ કરે, ધનનો ત્યાગ કરે અને સ્ત્રી હોય તે પુરુષનો ત્યાગ કરે.*" એટલી વાત કરીને પછી સ્વામીશ્રીએ ડડુસરવાળા રજપૂત ગલુજી, ધર્મપુરના કુશળકુંવરબાઈ, પર્વતભાઈ, રાજબાઈ લાડુબાઈ, જીવુબાઈ, મોટા રામબાઈ, દાદાખાચર, માંચા ભક્ત, મૂળજી બ્રહ્મચારી, ભૂજવાળા લાધીબાઈ, માતાજી, મુક્તાનંદસ્વામી, સામત પટેલ, માનકૂવાના મૂળજી અને કૃષ્ણજી, ગુંદાળી ગામના બે કાઠી હરિભક્તો, તે સર્વેનાં આખ્યાન વિસ્તારથી કહ્યા. હૃદયની આર પાર ઊતરી જાય એવી હૃદયંગમ શૈલિમાં, પ્રેરણાના અમૃત પાતા, આ મહામુક્તોના ચરિત્રોથી, આ હરિભક્તોનાં હૃદય રંગાઈ ગયા. તેમણે સ્વામીશ્રીને હાથ જોડી કહ્યું, 'દયાળુ! આપની જે આજ્ઞા હોય તે કહો.' સ્વામીશ્રીએ તેમનો ભાવ જોઈ હસીને કહ્યું, 'તમો ત્રણે મળીને રૂપિયા એકાવન હજારની સેવા કરો.' સ્વામીશ્રીનું વચન અધ્ધર ઝિલીને, આ ત્રણે હરિભક્તો રાત્રે એક વાગે ઘેર ગયા.

બીજે દિવસે સવારના રૂ. ૫૧,૦૦૦|નો થાળ ભરી, સ્વામીશ્રી પાસે આ ત્રણે હરિભક્તોએ ભેટ મૂકયો. સ્વામીશ્રીની પૂજા આરતી કરી. સ્વામીશ્રી તેમનો અત્યંત ભકિતભાવ જોઈ પ્રસન્ન થયા. આહીર સામત પટેલે પોતાના વાડી, ખેતર, ઘર તથા તમામ સરસામાન વેચી મહારાજને રૂ. ૪૦૦૦| લાવી ભેટ આપ્યા હતા અને જેવા મહારાજ રાજી થયા હતા, તેવા જ સ્વામીશ્રી આજે, આ હરિભક્તોના પોતા પ્રત્યેના અત્યંત ભકિત-

* લોયા ૩ નું વચનામૃત

ભાવથી, રાજી થયા. સ્વામીશ્રીએ તેમને અંતરની આશિષ આપતા કહ્યું, "આજે તમે લોયાનું ત્રીજું વચનામૃત સિધ્ધ કર્યું છે. મહારાજ અને સ્વામીની સેવા અમારા વચને કરી, માટે આજે તો તમો જે માગો તે આપું."

**પ્રેમલક્ષણા ભક્તિનું અદ્‌ભુત દૃશ્ય!**

સ્વામીશ્રી તો ચહાય તે આપવા સમર્થ હતા. અક્ષરધામ તો તેમના સંબંધે જ પ્રાપ્ત થઈ ગયું હતું. એવી અડગ નિષ્ઠાવાળા આ ભક્તોને આજે એ મુક્તિ કરતાં પણ, આ યોગેશ્વરની અતિ પ્રસન્નતાની, વધુ અપેક્ષા હતી. છગનભાઈએ હાથ જોડી સ્વામીશ્રીને પ્રાર્થના કરી, 'દયાળુ! આપ ખરેખર જ જો રાજી થયા હો તો જે પ્રમાણે ભગતજી આપને મળ્યા હતા તેમ અમને મળો!' સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, 'મારી કયાં ના છે? હું તૈયાર જ છું.' તુરત જ કેસર, અત્તરથી મિશ્રિત ચંદન મંગાવ્યું. પ્રથમ દાદુભાઈએ ચંદનની અર્ચા સ્વામીશ્રીના આખા શરીરે કરી અને પછી સ્વામીશ્રીને મળ્યા. ત્યારબાદ છગનભાઈએ એ પ્રમાણે ચંદનની અર્ચા કરી અને સ્વામીશ્રીને મળ્યા. છેલ્લે કાંતિભાઈએ પણ એ અમૂલ્ય લ્હવો લીધો. છગનભાઈએ પછી પ્રાર્થના કરી, 'સ્વામીજી! રાજી થયા હો તો ચરણારવિંદ આપો.' ત્યારે સ્વામીશ્રીએ સ્હેજ રોષ કરતાં કહ્યું, 'ચરણારવિંદ તો એક મહારાજના જ હોય. તે સિવાય જે ચરણારવિંદ આપે તે વચન દ્રોહી અને ગુરુ દ્રોહી કહેવાય. માટે એ માગણી ન કરશો.' પછી બહુ જ પ્રાર્થના કરી ત્યારે હાથે કંકુ લગાવી કંકુના થાપા પાડી આપ્યા. ગઢપુરની અપૂર્વ સેવાના અનન્ય રાજીપાનું ફળ, આ મહામુક્તોને સ્વામીશ્રીએ આપ્યું. સત્સંગના ઇતિહાસમાં અનન્ય નિષ્ઠાવાળા આવા ભક્તોનો, પોતાના ઈષ્ટદેવ પ્રત્યેની ભક્તિનો આ અપૂર્વ પ્રસંગ, પ્રેમ લક્ષણા ભક્તિના પ્રકરણમાં સદા પ્રેરણાના દિવ્ય પાન પાતો, ચિર : સ્મરણીય બની રહેશે!

અદ્વિતીય વિભૂતિ-ઓનું મીલન

આ પ્રસંગ આમ ઊજવાયો. સ્વામીશ્રી પ્રત્યેના અદમ્ય આકર્ષણમાં સૌ ભાન ભૂલી ગયા હતા. પરંતુ સ્વામીશ્રીનું સર્વાંગ સંપૂર્ણ અંગ કહો, સ્વામીશ્રીનું હૃદય કહો કે તેમનું સર્વસ્વ કહો, એવા યોગીજી મહારાજ, સ્વામીશ્રી પ્રત્યેના આ ભક્તોના ભાવને ખૂબ જ ગદ્ ગદ્ ભાવે નીહાળી રહ્યા હતા. તેમનો કોઇને ખ્યાલ ન રહ્યો. પોતાના ઇષ્ટ પ્રત્યેના આ ભકતોના આવા અપૂર્વ પ્રેમના પ્રસંગમાં રંચ માત્ર પણ વિક્ષેપ ન પડે, તે માટે તેઓ દેવતાને પણ દુર્લભ એવા આ દિવ્ય દર્શન કરતા, એક ખૂણામાં પોતાની હાજરીની કોઇને ય ખબર ન પડે, તેમ બેસી રહ્યા હતા. સ્વામીશ્રી આ ત્રણે હરિભક્તોને મળી રહ્યા. પછી યોગીજી મહારાજ તરફ જોઇ હસતા હસતા બોલ્યા, 'આવો જોગી! મળીએ.' સ્વામીશ્રીના આ શબ્દો સાંભળતાં, વીજળી પડી હોય અને આંચકો લાગે, તેવો આંચકો આ ત્રણે હરિભક્તોને લાગ્યો! અહો! આપણે યોગીજી મહારાજને જ ભૂલી ગયા! તેઓ અહીં છે તેવો ખ્યાલ પણ ન રહ્યો! સ્વામીશ્રીને પ્રથમ ભેટવાનો અધિકાર તો તેમને હતો. છતાં પ્રેમના અતિરેકમાં તે વિવેક ભૂલાઈ ગયો. તેમના આર્દ્ર થએલા હૃદયને દૃષ્ટિથી ક્ષમા આપતા, યોગીજી મહારાજ ઊભા થયા અને સ્વામીશ્રી પાસે આવ્યા. સ્વામીશ્રી તેમને ઊભા થઈને મળ્યા! અહો! શું રમણીય દૃશ્ય! કેવો ઉચ્ચત્તમ પ્રસંગ! સૌને એમ જ લાગ્યું કે આ બન્ને અદ્વિતીય વિભૂતિઓ જાણે,

'છો તો એક ને દીસો છો દોય
તેનો મર્મ જાણે જન કોય.'

એ મર્મને તો અનુભવજ્ઞાને રંગાએલા હોય તે જ જાણી શકે!

ત્યારપછીના દિવસોમાં મને, નાનુભાઈને, ભગવતરાયને, મહિપતભાઈને, ધીરૂભાઈ ભટ્ટને, હકાભાઈ, અરૂણ, અરવિંદ, પ્રદીપ વગેરેને એ અલભ્ય લાભ સ્વામીશ્રીએ આપ્યો. અરૂણ

તથા નિરંજનની જોડી જોઈ સ્વામીશ્રી હસતા. આમ સ્વામીશ્રી મુંબઈ મંડળના પ્રેમથી, સેવાથી, અત્યંત રાજી થયા હતા અને પ્રસન્નતાના મેઘ વર્ષાવતા હતા. કથામાં પણ સાંજે ભક્તચિંતામણી રોજ વંચાવે. રાત્રે પણ અદ્‌ભુત વાતો કરે. ધીરૂભાઈ ભટ્ટને જોઈ સ્વામીશ્રી બહુ જ પ્રસન્ન થતા. પોતાના ગુરુ પીતાંબર પુરાણીના પૌત્ર એટલે!

**શ્રીજી મહારાજે સ્વયં લખાવેલું ગીતા ભાષ્ય**

એક વખત સ્વામીશ્રીએ, તેમને જાગા ભક્ત સ્વામીએ, ગોપાળાનંદ સ્વામીએ કરેલ ગીતા ભાષ્ય ઉપર વાત કરી હતી તે વાત કરતા કહ્યું; 'ગોપાળ સ્વામીએ ગીતા ભાષ્ય લખ્યું છે તે મહારાજે ગીતા ઉપર જે સ્પષ્ટ સમજણ તેમને આપી હતી, તે ઉપરથી જ તેમણે લખ્યું છે. એક વખત ગોપાળ સ્વામી તેમના શિષ્ય માધવાનંદ પાસે ભાષ્ય લખાવતા હતા. તે વખતે સ્વામી જાગાભક્ત પાસે બેઠા હતા. તેમાં એક બે શ્લોકના અર્થ ગોપાળ સ્વામીને સ્પષ્ટ સમજાયા નહિ. તેમણે બીજા ભાષ્યો જોયા, છતાં તેમને સંતોષ થયો નહિ. એટલે ગોપાળ સ્વામીએ કહ્યું, 'માધવ! સૂઈ જા, ગઢડા મહારાજની પાસે અક્ષર ઓરડીમાં પૂછીને લખીશું.' પછી બધા સઇ ગયા. થોડીવારે ગોપાળ સ્વામી ઊઠયા અને કહ્યું, 'માધવ! ઊઠ. મહારાજ કહી ગયા. માટે લખવા માંડ.' એમ જ્યારે જ્યારે તેમને શંકા થતી ત્યારે મહારાજ પોતે લખાવતા. આમ ગીતા ભાષ્ય એ મહારાજે સ્વયં લખાવેલું છે. માટે તે ભાષ્ય અતિ ઉત્તમ અધ્યાત્મ શાસ્ત્ર છે,' એટલી વાત કરીને પછી સ્વામીશ્રી બોલ્યા, "જીવણરામ શાસ્ત્રીને મહારાજની સર્વોપરી નિષ્ઠા થઇ ગઇ. તેઓ ત્યારબાદ એક વખત મોરબી જવા રાજકોટ સ્ટેશને આવ્યા. અહીં ખુરશીમાં બેઠા હતા તે વખતે મહારાજે તેમને દર્શન દીધાં. સાથે ગોપાળ સ્વામી પણ હતા. મહારાજે તેમને કહ્યું, 'જીવણરામ! તમને ધામમાં તેડી જવા અમે આવ્યા છીએ.' એટલું કહીને જીવણરામ શાસ્ત્રીને મહારાજ ધામમાં લઇ ગયા. આમ

મહારાજની સર્વોપરી નિષ્ઠાથી સનાતન દિવ્ય અક્ષરધામની પ્રાપ્તિ તેમને થઈ. ”

સત્સંગની સેવા તમારી પાસે ઘણી કરાવવી છે

સ્વામીશ્રીના પ્રસંગથી સાક્ષાત્ નૈમિષારણ્ય ક્ષેત્ર જેવું આ રમણીય સ્થાન બની ગયું હતું. સરકારી પ્રધાનો, લક્ષ્મીનંદનો, સાક્ષરો, કવિઓ, તત્ત્વવેત્તાઓ, સર્વે અહીં આવતા અને સ્વામીશ્રીના પ્રસંગથી શાંતિ અનુભવતા. નંદાજી પણ પોતાના વ્યવસાયમાંથી સમય કાઢી, સ્વામીશ્રી પાસે બેસતા. ઘણી વખત તો સ્વામીશ્રી પાસે બેસીને જ દફ્તરનું કામ કરતા. પરંતુ ઊંડે ઊંડે તેમને અસંતોષ રહેતો કે આ બીજા જેમ સ્વામીશ્રીના સમાગમનો અને સેવાનો લાભ લે છે, તેમ મને નથી મળતો. આથી એક દિવસ તેમણે સ્વામીશ્રીને હાથ જોડી કહ્યું, ‘ સ્વામીજી ! આપ મારે ત્યાં બિરાજો છો છતાં આપના સમાગમનો લાભ નથી લેવાતો. તેથી મને એમ થાય છે કે હું આ પ્રધાન પદનું રાજીનામું આપી દઉં. ’ સ્વામીશ્રીએ તેમની આ વાત સાંભળી હસતા હસતા કહ્યું, ‘ હજુ તો અમારે તમને દિલ્હી મોકલવા છે. માટે એવા સંકલ્પ કરશો નહિ. સત્સંગની સેવા તમારા દ્વારા મહારાજ ઘણી જ કરાવશે. તે સેવા એ જ જ્ઞાનનું ફળ છે. માટે જે સ્થિતિમાં છો તેમાં જ સારું છે.’ સ્વામીશ્રીની આ વાત સાંભળી નંદાજી શાંત થઇ ગયા. દિલ્હી જવાની કોઇ શક્યતા હાલ તુરત ન હતી, છતાં સ્વામીશ્રીની શું મરજી હતી, તે સમજી શકાય તેમ ન હતું.

તમારા જેવા સત્યનિષ્ઠ પુરુષની સેવાની દેશને જરૂર છે.

બીજે દિવસે નંદાજી સ્વામીશ્રી પાસે આવ્યા અને સ્વામીશ્રીને નમન કરી તાર બતાવતાં કહ્યું, ‘ દયાળુ ! આપે ગઈ કાલે મને દિલ્હી મોકલવાની વાત કરી ત્યારે મને વિચાર થયો હતો કે હાલમાં દિલ્હી જવાની કોઈ શક્યતા હતી નહિ. એટલે આપની વાત સમજાણી ન હતી. પરંતુ સાંજે જ તાર

આવ્યો કે મારી આયોજન પંચ * ના ઉપ પ્રમુખ તરીકેની ત્યાં નીમણુંક થઈ છે. મારે હવે વહેલી તકે દિલ્હી જવાનું થયું છે.' સ્વામીશ્રી તેમની વાત સાંભળી અત્યંત રાજી થયા અને ખાટલામાં બેઠા થઈ તેમને માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યા અને કહ્યું, ' આપણા દેશનું કલ્યાણ થાય તે માટે આપના જેવા સત્યનિષ્ઠ પુરુષોની સેવાની ખાસ દેશને જરૂર છે. મહારાજ અને સ્વામી આપને જરૂર બળ આપશે. '

**ગઢપુરની જવાબદારી તમારે માથે**

પછી સ્વામીશ્રીએ કહ્યું, " મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીની સેવાને અર્થે આપણે બહાર નીકળ્યા હતા. તે સેવા આપણે હાથે સ્વામીના સ્થાનમાં ગોંડળમાં મંદિર થયું, તેમાં મળી ગઈ. સ્વામીનું એ સર્વોપરી સ્થાન છે અને આખા વિશ્વમાં આપણા સંપ્રદાયનો વિજય ડંકો, એ સ્થાનના પ્રતાપે જ વાગશે. વળી ગઢપુર પણ મહારાજનુ સર્વોપરી સ્થાન છે. તે સેવા પણ આપણને મળી. એ પણ આપણું અહો ભાગ્ય ! તેમાંય વળી જેમ ગોળના કંસારમાં ઉપરથી ખોબે ખાંડ પીરસે તે જેમ સર્વોપરી જમણ કહેવાય, તેમ મહારાજના આ પ્રસાદી સ્થાનમાં મહારાજના જ સંકલ્પ પ્રમાણે મંદિર થાય અને તે પણ આરસનું ! આ તો સર્વોપરી પ્રસંગ કહેવાય. માટે સાહેબ ! આપ આ સેવામાં ભળજો. હવે ગઢપુરની જવાબદારી તમારે માથે મહારાજે નાંખી છે. મારા દેહનો તો કાંઈ ભરોસો નથી. કારણ કે ભગતજી કહેતા કે મોટા મોટાના દેહ અપમાન થયા પછી પડયા છે. મારું પહેલા અપમાન ઘણું થયું અને હવે સન્માન થાય છે તે દેહ હવે નહિ રહે. એમ અમને હવે લાગે છે. ભગતજીના વરથી જો કે સામે મોંઢે કોઈએ અપમાન કર્યું નથી, છતાં શરૂઆતમાં અમારી પાછળ અપમાન, તિરસ્કાર વગેરે ઘણું થયું

* પ્લાનીંગ કમિશન

અને હવે તમે બધા બહુ માનો છો, તેથી દેહ વધારે રહે તેમ લાગતું નથી." એટલી વાત કરી અને સ્વામીશ્રી અનિમીષ દૃષ્ટિએ સાહેબ સામું જોઇ રહ્યા. એ દૃષ્ટિ દ્વારે આ અંતિમ જવાબદારી ઝિલવાનું બળ સ્વામીશ્રીએ તેમનામાં રેડયું.

ચિત્તળના વૃજલાલ શેઠ રોજ સાંજે મુસંબી, સંતરા, કેરી વગેરે ફળો લઈને સ્વામીશ્રી પાસે આવતા. એકાંત પ્રિય આ સજ્જન સાંજના ચાર વાગે નિયમીત આવતા અને સ્વામીશ્રી પાસે બેસી અન્વેષકની બુદ્ધિએ વાતો સાંભળી, સ્વામીશ્રીનું સ્વરૂપ સમજવાનો પ્રયત્ન કરતા. સ્વામીશ્રીએ પણ તેઓ જાણે પોતાના અતિ નિકટના સંબંધવાળા હોય, પૂર્વના મુક્ત હોય, તેમ તેમને પોતાના દિવ્ય સ્વરૂપની ઝાંખી, પોતાની અનેક વાતોમાં, અંતર પકડવાની સચોટ શક્તિથી, ઐશ્વર્યથી કરાવી દીધી. આ દિવ્ય અનુભવોથી આ મુક્તરાજને સ્વામીશ્રી પ્રત્યે અતિ હેતની ગાંઠ બંધાણી.

પૂર્વના મુક્તપણાના જૂના સંબંધથી સ્વામીશ્રીએ એક દિવસ તેમને કહ્યું, 'શેઠ! મહારાજ તમને લાખો રૂપિયા આપશે. સારંગપુરમાં ધર્મકુળનું સોનાનું સિંહાસન તમારા દ્વારા થાય. એમ મને ઇચ્છા છે.' વજુભાઈએ આ આજ્ઞા તત્કાળ ઝિલી અને સ્વામીશ્રીને કહ્યું, 'દયાળુ! આપની જેવી આજ્ઞા. આપના આશીર્વાદ છે તો એ સેવા હું જરૂર કરીશ.' સ્વામીશ્રી તેમના ઉપર અત્યંત રાજી થયા અને આશીર્વાદ આપ્યા. તે વખતે તેમણે હાથ જોડી કહ્યું, 'સ્વામી! મારી એક પ્રાર્થના છે. મારી નાની બહેનને પેટનું ઓપરેશન કરાવ્યું છે અને કોઈ રીતે બચે તેવું જણાતું નથી. આપ દયા કરો અને આશીર્વાદ આપો તો તેને સારુ થઇ જાય' સ્વામીશ્રીએ તેમની વિનતિ સાંભળી રાજી થઈને કહ્યું, 'જાઓ, મહારાજ સારુ કરી દેશે. અહીંથી પ્રસાદીનું પાણી લઇ જજો.' નિષ્ણાત ડૉકટરએ જેની આશા છોડી દીધી હતી તે બહેન, સ્વામીશ્રીના આશીર્વાદથી ફકત આઠ દિવસમાં જ દીર્ઘજીવી થઇ ગયા!

નિર્ગુણદાસ સ્વામીની સેવામાં સારસાવાળા મહિજીભાઈ તથા આણંદથી હરિભાઈ બકોરભાઈ આવ્યા હતા.

**લીલા સંકેલતા સદ્‌ગુરુ નિર્ગુણદાસ સ્વામી**

સ્વામીશ્રી પણ નિર્ગુણદાસ સ્વામી પાસે સવાર સાંજ પધારતા અને કથા વાર્તા કરતા. નિર્ગુણદાસ સ્વામી, કથળતી તબિયતને લીધે, વારંવાર ઉદાસી થઈ જતા. જ્યારે જ્યારે સ્વામીશ્રી તેમની પાસે પધારતા ત્યારે હાથ જોડી ગદ્ ગદ કંઠે પ્રાર્થના કરતા, ' દયાળુ ! કાંઇ અપરાધ થયો હોય, આપની રુચિ બરાબર ન જાળવી શકયો હોઉં તો ક્ષમા કરશો. પણ હવે આ દેહ છોડાવી ધામમાં લઈ જાઓ.' સ્વામીશ્રીની જમણી ભુજા સમાન અને સત્સંગમાં મહારથિ સમા ગણાતા, શૂરવીરતાની મૂર્તિ સમા, આ સંતવર્ય, આજે નિઃસહાય થઈ સૂતા હતા. એક જ આશરો, એક જ સહાય પોતાના ગુરુરૂપ હરિની, તેમણે રાખી હતી. તે બળે જ તેમણે સત્સંગમા અશકય ગણાતા કામો પાર પાડયા હતા, વિઘ્નો વિદારી દીધા હતા. તે બળનું. આશ્રયનું જાણપણું આજે અખંડ રાખી, તેમણે સ્વામીશ્રીને અંતિમ પ્રાર્થના હાથ જોડી, ગદ્ ગદ્ કંઠે કરી. સ્વામીશ્રીની આંખમાં અશ્રુબિંદુ આવી ગયા. તેમને થયું કે આજે આ સિંહ પિંજરે પડયો છે. પરંતુ હવે તો મહારાજની એજ ઈચ્છા હતી. મહારાજે જે કાર્ય માટે તેમને મોકલ્યા હતા તે હવે પૂરું થયું હતું. હવે તો લીલા સંકેલવાનીજ હતી. સ્વામીશ્રી તે જાણતા હતા. નિર્ગુણદાસ સ્વામી પણ તે સમજી ગયા હતા. પરંતુ પાસેના હરિભક્તોને અઘાત ન લાગે અને સૌને હિંમત રહે તે સારુ, સ્વામીશ્રીએ તેમને શરીરે હાથ ફેરવતા કહ્યું, ' સ્વામી ! હજુ આપણે ગઢડાની આરતી ઉતારવાની છે. માટે હિંમત રાખો. મહારાજ સારુ કરી દેશે. ' સ્વામીશ્રી એમ આશીર્વાદ આપી પોતાના આસને પધાર્યા.

**આપની પાસેથી બીજે જવા મારી ઈચ્છા નથી**

નંદા સાહેબ નિર્ગુણદાસ સ્વામીની તપાસ માટે અનુભવી શ્રી લોંઢે વૈદ્યને લાવ્યા. તેમણે પોતાની પેણમા આવેલી હોસ્પિટલમાં નિર્ગુણદાસ સ્વામીને પોતાની અંગત સારવાર નીચે રાખવા સૂચવ્યું.

સ્વામીશ્રીએ વૈદ્યની સૂચના ધ્યાનમાં લીધી. પછી નિર્ગુણ સ્વામીને પૂછયું, 'સ્વામી ! કહો, હવે આપની શી ઇચ્છા છે?' નિર્ગુણદાસ સ્વામીએ સ્વામીશ્રીની ગૌર મૂર્તિ સામું અનિમીષ દષ્ટિ માંડી આંખમાં અશ્રુ સાથે નકારાત્મક એક જ વાત કરી, 'દયાળુ ! આપની પાસેથી મારે કયાંઇ પણ જવાની ઇચ્છા નથી.' પરંતુ હવે છૂટા પડવાનો સમય આવી જ ગયો હતો. હવે તો ધામમાં જ ભેગા થવાનું હતું. એટલે સ્વામીશ્રીએ તેમને જરા કઠણ બની કહ્યું, 'જુઓ સ્વામી ! તમારે સાજા થવું હોય તો પેણના દવાખાનામાં રહો અને ધામમાં જવું હોય તો આણંદ જાઓ. જેમ તમારી ઇચ્છામાં આવે તેમ કરો.' નિર્ગુણદાસ સ્વામીએ સ્વામીશ્રીના આ અંતિમ આદેશથી આંખો ઢાળી દીધી. સ્વામીશ્રીને નમસ્કાર કરી હાથ વતી જ જણાવ્યું, 'જેવી આપની ઇચ્છા'. સ્વામીશ્રીએ નિર્ગુણદાસ સ્વામીને પેણ મોકલવાનું નકકી કરી દીધું.

મુંબઈના ગૃહપ્રધાન મોરારજીભાઈ દેસાઈ તેમનો જન્મ-દિવસ હોવાથી સ્વામીશ્રી પાસે આશીર્વાદ લેવા આવ્યા હતા. સ્વામીશ્રીએ તેમને આશીર્વાદ આપતા કહ્યું, 'ગરીબો અને સજ્જનો ઉપર દયા રાખશો. સર્વ અવતારના અવતારી મહાપ્રભુ શ્રી સ્વામિનારાયણ ભગવાન આપનું શ્રેય કરશે.' મોરારજીભાઈ સ્વામીશ્રીના શુભ આશીર્વાદથી રાજી થયા અને નમસ્કાર કરી કહ્યું, 'આજે હું મારા સદ્‌ભાગ્ય સમજું છું કે આપના જેવા મહાન સંતના મને દર્શન થયા.' એટલું કહીને પછી બનારસ યુનિવર્સિટીના સેક્રેટરી જેઓ તેમની સાથે આવેલ, તેમની તેમણે સ્વામીશ્રીને ઓળખાણ કરાવી.

શ્રી રામસ્વરૂપ બિરલા, ડૉ. જીવરાજ મહેતા, હાઉસીંગ કમિ-શ્નર શ્રી છોટુભાઇ દેસાઇ, સરદાર વલ્લભભાઇ પટેલના પુત્ર શ્રી ડાહ્યાભાઇ પટેલ, મનુ સુબેદાર, શ્રી એમ. પી. અમીન વગેરે સદ્‌ગૃહસ્થો આ ભગવત્સ્વરૂપ સંતનાં દર્શન માટે અવારનવાર

આવતા. સ્વામીશ્રી પણ તેમને પોષણ મળે તેવી વાતો કરતા. તેમની વાતોમાં વિશેષ તો એ જ 'સૂર' હતો, 'સત્પુરુષ મળે તો આ જીવનો મોક્ષ કરે અને અસત્પુરુષ મળે તો જીવનું ભૂંડું કરે. માટે તે સમજી રાખવું અને સત્પુરુષને ઓળખીને જીવ જોડવો.'

નિર્ગુણદાસ સ્વામીને પણ મોકલવાનો પ્રસંગ આવ્યો. મ્યુનિસિપાલિટીમાંથી 'એમ્બ્યુલન્સ' મંગાવી. સ્વામીશ્રીએ પાસે ઊભા રહીને તમામ તૈયારી કરાવી. સાથે રાખવાની તમામ વસ્તુ સંભારીને લેવરાવી. સેવામાં સાથે જનાર સાધુ ચતુર્ભુજદાસજીને તેમજ મહિજીભાઈ અને હરિભાઈને સેવા માટે યોગ્ય સૂચના આપી. નિર્ગુણદાસ સ્વામીને અંતર્દષ્ટિ થઈ ગઈ હતી. તેઓ જાણતા હતા કે સ્વામીશ્રીના આ છેલ્લા જ દર્શન છે, અંતિમ વિદાય છે. છતાં હવે સ્વામીશ્રીની ઇચ્છા જ એવી છે, તો એ ઈચ્છાને આધીન થવું. દિવ્ય સ્વરૂપે સ્વામીશ્રી સદાય ભેગા જ છે. એ સમજણના બળે તેઓ આ સદાના વિયોગ માટે થતી તૈયારીને, મૂક વદને નીહાળી રહ્યા. સ્ટ્રેચર આવી. નિર્ગુણદાસ સ્વામીને તેમાં સુવાર્યા. સ્વામીશ્રીએ તેમના માથે હાથ મૂક્યો. આખા શરીરે હાથ ફેરવ્યો. 'મહારાજ સારું કરી દેશે. હવે આપણે સાજા સારા મળશું.' એમ આશીર્વાદ આપતાં સ્વામીશ્રી નિર્ગુણદાસ સ્વામી તરફ એક દૃષ્ટિએ જોઈ રહ્યા. જીવનભરના સદાના સાથી, સુખમાં દુઃખમાં, માનમાં અપમાનમાં, દરેક પ્રસંગે પોતાના ફરતી ઢાલ સમાન આ નરશાર્દુલની આજે છેલ્લી વિદાય હતી, અંતિમ દર્શન હતા. પોતાના અભય હસ્તે આશીર્વાદ આપતા સ્વામીશ્રીએ. નિર્ગુણદાસ સ્વામીના દર્શન છેલ્લી પળ સુધી કરી લીધાં. એમ્બ્યુલન્સ ઊપડી એટલે સ્વામીશ્રી પોતાના ઓરડામાં આવી નીચે જ બેસી ગયા. પોતાના અનન્ય ભક્તના દુઃખે દુઃખી થનાર આ ગુરુહરિ, આજ લૌકિક દૃષ્ટિએ, મનુષ્યભાવ બતાવતા, પોતાના સાથીની વિદાયથી

અંતરમાં ખરેખરું દુઃખ અનુભવતા હતા. સૌના અંતરમાં સ્વામીશ્રીની ગંભીરતાથી ઉદાસીનતાની છાંય વ્યાપી ગઇ !

મુંબઈ, ઉત્સવોનું પ્રાંગણ !

ફાગણ સુદ ૧૫, ચૈત્ર સુદ–૯ હરિજયંતિ અને ચૈત્રી પૂનમ આ ત્રણ સમૈયા સ્વામીશ્રીએ મુંબઇમાં કર્યા. મુંબઈ ઉત્સવોનું પ્રાંગણ બની ગયું હતું. સમૈયામાં હજારો હરિભક્તોના આકર્ષણ છતાં, અહીંના હરિભક્તોના પ્રેમની પકડ જબરી હતી. સ્વામીશ્રી પ્રેમની દોરીથી બંધાયા હતા. પરંતુ આ તો સ્થૂળબુધ્ધિની સમજણની વાત હતી. અહીંના હરિભક્તોને આવું અપૂર્વ સુખ આપવાનું કારણ કદાચ સ્વામીશ્રીનો મુંબઇમાં આ છેલ્લો જ પ્રસંગ હોય ! પરંતુ એ કારમી દુઃખદાયક સ્મૃતિની વિસ્મૃતિ કરાવતી, એમની યોગમાયાએ આજે તો સૌના અંતરમાં આનંદ અને ઉત્સાહના પૂર વહેવડાવ્યા હતા. નંદા સાહેબને હવે દિલ્હી જવાનું હતું. વિદાયનો વસમો પ્રસંગ હતો. તેમની વિદાય સાથે સ્વામીશ્રીની વિદાય પણ અનિવાર્ય હતી. નંદાજીનો વિદાય સમારંભ ભવ્ય રીતે ઉજવાયો. સ્વામીશ્રીએ નંદાજીને તેમની સેવા બદલ અક્ષરપુરુષોત્તમની મૂર્તિ, ચાંદીની ફ્રેમમાં મઢાવેલી, ભેટ આપી, મહારાજની પ્રસાદીનું વસ્ત્ર આપ્યું અને કહ્યું, 'નવા હોદ્દાના કાર્યમાં આ મૂર્તિ તમારી સાથે સદા રહેશે.'

સ્વામીશ્રીએ નંદાજીને ચાંદલો કર્યો અને આશીર્વાદ આપ્યા. મુક્તરાજ છગનભાઈ, દાદુભાઈ, કાંતિભાઈ, શેઠ માણેકચંદ ગાંધી, હરિપ્રસાદ ચોકસી તથા તમામ હરિભક્તોએ તેમને હારતોરા કર્યા.

નંદાજી દિલ્હી ગયા. હવે સ્વામીશ્રીને પણ વિદાય લેવાનો સમય થયો હતો. લગભગ બે માસ અને આઠ દિવસ, સ્વામીશ્રી મુંબઇમાં રહ્યા. સ્વામીશ્રીની વિવિધલક્ષી વાતોથી કવિઓને, વિદ્વાનોને, પંડિતોને અને તત્ત્વવેત્તાઓને સ્વામીશ્રી જાણે रसो वै स ।

એવું લાગ્યું. લક્ષ્મીનંદનોને સ્વામીશ્રીના આશીર્વાદમાં લક્ષ્મીના ઢગલા દેખાયા! સત્તાધારીઓને સ્વામીશ્રીના પ્રસંગમાં પોતાની સત્તાના દોરની સ્થિરતા દેખાણી! પોતાના પ્રેમી અનન્ય ભક્તોને તો શ્રીજીના સંબંધથી અખંડ દિવ્યતા પ્રાપ્ત કરેલ સ્વામીશ્રીના સ્વરૂપમાંથી, મહારાજની મૂર્તિનું જ સુખ આવ્યું! આવા અપરિમીત સુખના અનુભવ પછી, વિદાયની આ વસમી પળ, સૌને વધારે વિષમ લાગી. સવાર સાંજ આ બ્રહ્મ અખાડામાં અખંડ લાભ લેતા હરિભક્તોને જાણે, પોતાના દેહમાંથી પ્રાણ છૂટો પડતો હોય તેમ લાગ્યું. સ્વામીશ્રી કોઈ પણ પ્રકારે કરીને પણ વધારે રોકાય એવી યુક્તિ શોધીને છગનભાઇએ સ્વામીશ્રીને પ્રાર્થના કરતા કહ્યું, 'સ્વામીબાપા! આપ જો હજુ વધુ રોકાઓ તો રોજની રૂા. ૧૦૦)ની સેવા હું કરુ.' પરંતુ હવે એ પ્રલોભન નિષ્ફળ હતું. સ્વામીશ્રી તો કાર્ય નિમિત્તે જ સેવા સ્વીકારતા. લક્ષ્મી તો તેમના ચરણમાં આળોટતી. પરંતુ આ ગુરુવર્ય તેના તરફ દૃષ્ટિ પણ ન કરતા. છગનભાઈના ભાવથી પ્રસન્ન થઈ સ્વામીશ્રી હસતા હસતા બોલ્યા, 'તમે બધાએ મારી મરજી જાણી ખૂબ સેવા કરી છે. તેથી હું ઘણો જ રાજી થયો છું. હવે જયારે જરૂર પડશે ત્યારે તમને લખીશ.'

સ્વામીશ્રી, યોગીજી મહારાજ અને સર્વે સંતો સાથે, મુંબઇથી વિદાય થઇ અટલાદરા પધાર્યા!!!

## નારાયણસ્વરૂપદાસની પ્રમુખપદે વરણી

ગુણાતીત સ્થાનનના ગુણાતીત અંકુરોથી અંકિત થએલા, સ્વામીશ્રીની અતિ અપાર કૃપાના પાત્ર બનેલા, તેમનાજ ગુરુપદે, પંચવર્તમાનમાં દઢ રહી, સંસ્કૃત અને પ્રાકૃત શાસ્ત્રોનો અભ્યાસ કરી, શાસ્ત્રીપદ પ્રાપ્ત કરનાર, ગુરુના ગુણથી અલંકૃત થઈ, ગરુપદની પાત્રતા મેળવનાર, શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી હવે ૨૮ વર્ષની કિશોર વયમાં જ, સ્વામીશ્રીના દષ્ટિપથમાં પડી, સમગ્ર સત્સંગી

જનતાના અધ્યક્ષપદે, સ્વામીશ્રીનીજ કૃપાથી અને તેમના સંકલ્પથી, બિરાજવાના હતા.

સ્વામીશ્રીની રુચિને સદા અનુરૂપ થવા પ્રયત્ન કરતા, આ સંતવર્યમાં નાની વયમાં જ ઉત્તમ ગુણોનો વિકાસ કેવળ સ્વામીશ્રીની દૃષ્ટિથીજ થયો હતોઃ

સર્વેષામપિ સર્વકારણમિદં શીલં પરં ભૂષણમ્ ।

પંચવર્તમાનના સમૂહરૂપ એવું જે શીલ, સર્વ ભૂષણોમાં પરમ ભૂષણ, આ સંતમાં પ્રગટ થતું હતું. એ શીલના ઓજસ્થી સમગ્ર સત્સંગી જનતા, આ સંત વર્યને ભક્તિભાવથી જોવા લાગી. સ્વામીશ્રી પણ સત્સંગિઓનો આ સંત પ્રત્યેનો ભક્તિભાવ અને મમત્વ સમજતા અને અંતરમાં તેથી ખૂબજ પ્રસન્ન હતા. પોતાને હવે પોતાની પ્રવૃત્તિ સંકેલવી હતી. જેમ શ્રીજી મહારાજે બંને દેશના આચાર્યની અને સમગ્ર સત્સંગના વ્યવહારની સોંપણી ગોપાળાનંદ સ્વામીને કરી અને તેમને સત્સંગના સૂત્રધાર બનાવ્યા, અને પોતાના પરમ ધામરૂપ ગુણાતીતને સમગ્ર સત્સંગની આધ્યાત્મિક નાડી સોંપી, તેજ પ્રમાણે સ્વામીશ્રીએ પણ યોગીજી મહારાજને સમગ્ર સત્સંગનાં આધ્યાત્મિક વિકાસની પ્રવૃત્તિ સોંપી દીધી. સત્સંગનો વ્યાવહારિક વિકાસ, અર્થતંત્ર વગેરે આ યુવાન અને ગુણિયલ સંતને સોંપવા નક્કી કર્યું. આ સંબંધમાં સર્વે હરિભક્તો તથા મોટેરા સંતો સાથે મંત્રણા કરી. સર્વનો આ સંત પ્રત્યેનો પૂજ્યભાવ હોવાથી, સર્વાનુમતે નિર્ણય લેવાયો કે શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજીને સ્વામીશ્રીના સ્થાને, સંસ્થાના અધ્યક્ષપદે, નીમવા. સં. ૨૦૦૬ ના જેઠ સુદી ૪ ને રવિવારનું શુભ મુહૂર્ત આ પ્રસંગ માટે નક્કી થયું.

આ નારાયણ સ્વા- મીને જાળવજો

શ્રી નગરમાં આમલીપોળના મહા પ્રસાદીના મંદિરમાં આ શુભ પ્રસંગ યોજાયો. દેશ દેશના તમામ અગ્રગણ્ય હરિભક્તોને સ્વામીશ્રીએ તેડાવ્યા હતા. યોગીજી મહારાજ તથા મુખ્ય મુખ્ય

સંતો પણ આ પ્રસંગે નારાયણસ્વરૂપદાસજીને વિધિપૂર્વકની પ્રમુખપદની વરણીની વિધિ નીહાળવા આવ્યા હતા. સ્વામીશ્રી અને યોગીજી મહારાજની વચ્ચે, ગાદી ઉપર નારાયણસ્વરૂપદાસજીને સ્વામીશ્રીએ બેસાર્યા. આજુબાજુ તમામ સંતો તથા સન્મુખ હરિભક્તો પોત પોતાની યોગ્યતા મુજબ બેઠા. તે સમયે સર્વ સભાને સ્વામીશ્રીએ સંબોધતાં કહ્યું " આ સંસ્થાના પ્રમુખ તરીકે મારા સ્થાન ઉપર આજથી હું સદ્‌ગુરુ શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજીની નીમણુંક કરું છું. તેમની ઉંમર નાની છે છતાં ગુણ ભારે છે. તો તમો તમામ સંત હરિભક્તો તેમના આ જવાબદારી ભર્યા સ્થાનને દીપાવવા, તેમને સહકાર આપશો. વળી અત્યાર સુધી તમો સૌ જેમ મારી આજ્ઞા પાળતા હતા, તેમજ હવેથી આ સદ્‌ગુરુ શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજીની આજ્ઞામાં સૌ રહેજો." એટલું કહીને પછી નારાયણસ્વરૂપદાસજીને સંબોધીને સ્વામીશ્રીએ કહ્યું, ' આ જોગી મહારાજ વચનસિધ્ધ અને બહુ પ્રતાપી સંત છે. તેમની છત્રછાયામાં રહીને તમારે સત્સંગને દીપાવવાનો છે." પછી યોગીજી મહારાજ તરફ દષ્ટિ કરીને કહ્યું, " જોગી મહારાજ ! આ નારાયણ સ્વામીને જાળવજો. આજે તેમને આશીર્વાદ આપો કે તમારા જેવા ગુણ તેમનામાં આવે ! " તે પછી સ્વામીશ્રીએ નારાયણસ્વરૂપદાજીના કપાળમાં કુંકુંમનો ચાંદલો કરી, પોતાની ચાદર તેમને ઓઢાડી. યોગીજી મહારાજે પણ તેમને આશીર્વાદ આપ્યા. ત્યારબાદ સર્વ હરિભક્તોએ નારાયણસ્વરૂપદાસજીની સંસ્થાના સદ્‌ગુરુ અને પ્રમુખ તરીકે પૂજા કરી.

આ વિધિ પૂરો થયા પછી સ્વામીશ્રી તથા યોગીજી મહારાજને નારાયણસ્વરૂપદાસજીએ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને સર્વ સંતોને નમસ્કાર કર્યા. પછી પોતાના સ્થાન ઉપર બિરાજ્યા. આ પ્રસંગે સમગ્ર સત્સંગના સદ્‌ભાવના ઋણથી, નારાયણસ્વરૂપદાસજી ગદ્‌ગદીત થઇ ગયા. ખૂબ જ નમ્રતા પૂર્વક આ સ્થાનની

જવાબદારી ઉપાડતાં તેમણે સ્વામીશ્રી તથા સમગ્ર સભાને સંબોધીને કહ્યું, "આજના મંગલ દિવસે હું મારા અંતઃકરણથી ગુરુહરિને પ્રાર્થના કરું છું કે મારામાં જો કાંઈ શકિત અગર જ્ઞાન હોય, તો તે આપનું જ આપેલું છે. અત્યાર સુધીનું મારું ત્યાગાશ્રમનું જીવન આપશ્રીની સેવામાં જ મેં વીતાવ્યું છે. હવે આ ભગિરથ સેવા કરવાની જે આજ્ઞા આપે મને કરી છે, તે માટે સંપૂર્ણ શકિત અને બળ મને આપશો." તેમના આ વિનમ્ર શબ્દોની સુરાવલિ સભામાં ગુંજી રહી. સર્વે સંત અને હરિભક્તોના આ અપૂર્વ સહકારથી, સ્વામીશ્રી અત્યંત પ્રસન્ન થયા. સર્વેને આશીર્વાદ આપતાં તેમણે કહ્યું, "આજે મને શાંતિ થાય છે. કારણ કે તમે સૌ સંપ અને એકતાની ભાવનાથી આ સત્સંગની અભિવૃદ્ધિ કરશો, એમ તમારા સૌની સહકારની ભાવનાથી જણાય છે."

આ પ્રસંગ માટે જ ખાસ મુંબઈથી આવેલા છગનભાઈ નારણભાઈએ આજે રસપૂરીની રસોઈ આપી. સ્વામીશ્રી પણ શુભ પ્રસંગના શુભ પરિણામથી સંતોષ પામી, ચાર ઉપવાસ પછી આજે ખૂબ જ ભાવપૂર્વક રસ જમ્યા.

મુક્તરાજ દાદુભાઈ દિલ્હીથી સીધા આ પ્રસંગે શ્રીનગર આવ્યા. સ્વામીશ્રીના આશીર્વાદથી તેમને ધંધામાં જવલંત ફત્તેહ મળતી જતી હતી. સ્વામીશ્રીને પણ તેમના દ્વારા મોટા કામ કરાવી, સત્સંગ સેવાની યશકલગી તેમને શિરે મૂકવી હતી. તેઓ સ્વામીશ્રીના દર્શને આવ્યા. સ્વામીશ્રીની આજ્ઞાથી આ પ્રસંગે તેમણે સારી સેવા કરી. સ્વામીશ્રીની ચિરઃસ્મરણીય દિવ્ય મૂર્તિનો આ પ્રસંગ સદાને માટે તેમના સ્મૃતિપટ પર અંકાઈ ગયો!

## નિર્ગુણદાસ સ્વામીનો અક્ષરવાસ

સત્સંગના બધા કાર્યો લગભગ પૂરા થયા હતા. સદ્‌ગુરુઓ હવે લીલા સંકેલતા હતા, તેમ નિર્ગુણદાસ સ્વામીની ગંભીર માંદગી અને સ્વામીશ્રીની પણ સૂચક ચેષ્ટાઓથી જણાતું હતું. મહાકાળ જાણે સર્વના અંતરમાં વિષાદની ઘેરી છાંય પ્રસારતો હોય, તેમ સૌને લાગતું હતું. અશુભ શકુનની અમંગળ આગાહી સૌને ડારતી હતી.

નિર્ગુણદાસ સ્વામી પેણુની હોસ્પીટલની સારવારથી થાકયા હતા. આખો દિવસ ફક્ત દવાજ દવા. અનેક પ્રકારની ઔષધિઓથી તેમની વ્યગ્રતા વધી ગઈ હતી. મહિજીભાઈ અને હરિભાઈ તથા સાધુ ચતુર્ભુજદાસજી સેવા સારી કરતા હતા. પણ તેથી શું? એમને તો જ્ઞાન, ધ્યાનની ગોળી જોઈતી હતી. યોગ, ભક્તિ, વૈરાગ્ય અને ત્યાગનું ચૂરણ જોઈતું હતું. એ અહીં કયાંથી મળે? એવા વૈદ્ય તો સ્વામીશ્રી હતા. શ્રીજીના અખંડિત દિવ્ય સંબંધવાળા એ પુરુષની આજીવન સતત સેવા કરી, એ અમૃત ઔષધનું તેમણે સેવન કરી લીધું હતું. છતાં જાણે અસંતુષ્ટ રહ્યા હોય, તેમ પોતાના એ ગુરુવર્યના સ્થૂલ સંગની અપેક્ષા તેમને રહી હતી. તેમની પાસે જે કોઇ જતું તેમને તે કહેતા "મને હવે સ્વામી પાસે લઇ જાઓ. અહીંથી છોડાવો." સ્વામીશ્રીના દર્શનની તેમની તીવ્રતા હૃદયભેદક હતી. છતાં તેઓ જાણતા જ હતા કે એ દર્શન હવે નથીજ થવાનું. હવે તો શ્રીજીના પદપંકજે વિરાજવાનો સમય આવી પહોંચ્યો છે. એમ તેઓ સમજતા હતા. તેમની આ સ્થિતિના સમાચાર સ્વામીશ્રીને આપ્યા. સ્વામીશ્રી તો હસ્તામલકવત્ સર્વ પરિસ્થિતિ જાણતા હતા. હવે હરિભક્તોના સમૂહમાં જ તેમને શાંતિ મળશે અને તેજ શ્રેયસ્કર છે એમ માની, તેમને આણંદમાં રણછોડભાઈની વાડીમાં રાખવાની સ્વામીશ્રીએ આજ્ઞા કરી.

અહીં રણછોડભાઈ તથા પેટલાદના શેઠ નારાણદાસ પુરુષોત્તમદાસ પોતાની તમામ સાધન સામગ્રી લઈને નિર્ગુણદાસ સ્વામીની સેવામાં મંડી પડયા. આજુબાજુના ગામના હરિભક્તો પણ રોજ દર્શને આવતા, અને સ્વામીજીના સમાચાર પૂછતા. બરાબર આજ સમયે શ્રીનગરમાં સ્વામીશ્રીએ પણ ઘેરો મંદવાડ ગ્રહણ કર્યો. સાંકેતિક સૂચન કરતો આ મંદવાડ પોતાના અનન્ય શિષ્યના દુઃખને ગ્રહણ કરવા માટેનો જ છે, એમ તો કોણ સમજી શકે ?

**નિર્ગુણદાસ સ્વામી સાથેનું સ્વામીશ્રીનું તાદાત્મ્ય**

શાહીબાગના બંગલામાં ખસની ભીની ટટ્ટીઓથી વ્યાપતી શીતળતા પણ સ્વામીશ્રી માટે અસહ્ય વેદના સમી થવા લાગી. નિર્ગુણદાસ સ્વામીના મંદવાડની ઘેરી વેદનાએ સ્વામીશ્રીની તમામ સમતા હરી લીધી હતી. સ્વામીશ્રીની આ અતિ વિચિત્ર અને અકળ સ્થિતિ જોઈને, તેમને ચંપકભાઈ શેઠને બંગલે સારવાર માટે લઈ ગયા. અહીં ઘડીમાં " સખ્ત ગરમી છે. પંખા શરુ કરો. " એમ કહીને ' સીલીંગ ફેન ' ' ટેબલ ફેન ' એમ લગભગ છ સાત પંખા ચાલુ કરાવે. તે ઉપરાંત સેવામાં રહેલાસનાતન સ્વામી, બાબુભાઈ મિસ્ત્રી નાગરદાસ, જગજીવનભાઈ, નટુભાઈ, રમેશભાઇ, કુંજવિહારીભાઈ વગેરે સેવકો પણ હાથ પંખાથી પવન નાંખે. છતાં એમ જ બોલ્યા કરે કે " મારાથી આ ગરમી સહન નથી થતી, હવે શું કરવું ? " સ્વામીશ્રીના આવા અકળામણના શબ્દોથી સૌ અકળાય. પણ ત્યાં તો ફરી બૂમ મારે કે " પંખા બંધ કરો, બંધ કરો, ટાઢ આવી, મને ઓઢાડો, સગડી કરો. " એકદમ પંખા બંધ થઈ જાય, અને ' ઇલેક્ટ્રીક હીટરો ' તથા બીજી પાંચ દશ સગડીથી પાંચ સાત સેવકો શેક કરે. ગરમ બનુસો લગભગ સાત આઠ ઓઢે અને છતાં આ ટાઢ અસહ્ય છે, એવું કહ્યા જ કરે ! આ વિમાસણમાં શું કરવું તેની કોઇને કાંઈપણ સમજણ પડતી નહિ. સ્વામીશ્રીની આ માંદગી આગળ નિર્ગુણદાસ સ્વામીની

માંદગીનો સ્મૃતિભ્રંશ સૌને થયો હતો. સ્વામીશ્રીના અગમ્ય એવા આ મંદવાડનો ઉપાય તો આયુર્વેદના કોઈ શાસ્ત્રમાં મળે તેમજ ન હતો. નિષ્ણાત ડૉક્ટરો તથા વૈદ્યો પણ, આ ન કળી શકાય એવા રોગથી હાર્યા. છેવટે સૌ આ વિચિત્રતાને, સ્વામીશ્રી એવું ચરિત્ર કરે છે, એમ પણ કહેવા લાગ્યા. પરંતુ આણંદમાં સ્વામી નિર્ગુણદાસજીની અકથ્ય વેદનાના નિવારણના ઉપાયમાં જ સ્વામીશ્રીની તમામ વેદના દૂર થઈ જશે, એ સૌની સ્મૃતિ બહાર ચાલ્યું ગયું ! મહારાજને પાણી પાયું છતાં એમની તૃષા ન છીપી. પછી મહારાજે કહ્યું, "સચ્ચિદાનંદ સ્વામીને પાણી પાઓ તો મારી તૃષા છીપશે" એમ અહીં પણ બનતું હતું. ક્ષણે ક્ષણે તેઓ પૂછતા "નિર્ગુણ સ્વામીના કાંઇ સમાચાર આવે છે ?" એ સ્મરણમાં નિર્ગુણદાસ સ્વામીનું તેમની સાથેના તાદાત્મ્યનું દર્શન હતું.

સમગ્ર સત્સંગ પ્રત્યે અતિ અપાર મમત્વ સેવતા, સ્વામી નિર્ગુણદાસજી આજે જાણે રંતિદેવ રાજાની જેમ સર્વ સત્સંગીઓના દુઃખને પોતામાં સમાવા, આ ઘેરો રોગ ધારણ કરીને પોઢયા હતા. કોઈ દવા, સેવા કે ફૂલની સેજ તેમને શાંતિ આપી શકતી ન હતી. ફક્ત સ્વામીશ્રીના સમાચારથી તેમને શાંતિ મળતી. શ્રી નગરથી આવતા સત્સંગીઓ તેમને "સ્વામીશ્રીએ તમારા ખબર પૂછાવ્યા છે અને જયસ્વામિનારાયણ કહ્યા છે" એમ કહેતા, ત્યારે એ કૃશ થએલાં મુખમાં સ્મિત વેરાઈ જતું અને જાણે દર્દ હઠી ગયું છે એમ લાગતું. આત્મનિષ્ઠાની અતિ પરિપકવ દઢતાના બળે તેઓ સ્વામીશ્રીની વાત સાંભળતાં જ તેમની રમણીય મૂર્તિમાં વૃત્તિ જોડી દેતા, અને ઘણો વખત નિશ્ચેષ્ટ દશામાં સૂઈ રહેતા. તેમના સેવક સાધુ ચતુર્ભુજદાસ તેમની પાસે જ્યારે આવતા ત્યારે તેમને આમ સૂતેલા જોઈ મુઝાઇ જતા. નિર્ગુણદાસ સ્વામી તેમને કહેતા કે "તું મુઝાઇશ નહિ. આવી જ રીતે મહારાજની સમીપમાં ધામમાં ચાલ્યા જ જવું છે." સાંજે હરિભક્તો આવતા. નિર્ગુણદાસ સ્વામી તેમની પાસે ભક્તચિંતામણી વંચાવે અને પ્રસંગે મંદવાડ

મૂકી વાતો પણ કરે. હરિભક્તોના સમૂહથી તેમને શાંતિ થતી. સૌને એકજ વાત તેઓ કહેતા " સ્વામી શાસ્ત્રીજી મહારાજને મારા જય સ્વામિનારાયણ કહેશો અને મને એક વખત દર્શન આપે એવી પ્રાર્થના કરશો." પણ હવે તો દર્શન અક્ષરધામમાં જ થવાના હતા. છતાં એ ઝંખનાનું જોર ઓછું થતું નહિ.

સં. ૨૦૦૬ ના જેઠ સુદી ૧૪ ના મંગળવાર તા. ૩૦-૫-૫૦ ની સવારે નિર્ગુણદાસ સ્વામીની સ્થિતિમાં અચાનક ફેરફાર થવા લાગ્યો. મુખે ફક્ત સ્વામી, મહારાજ, શાસ્ત્રીજી મહારાજ, ભગતજી મહારાજ, એવા અસ્પષ્ટ શબ્દો સંભળાતા હતા. શ્વાસ જોસ ભેર ચાલતો હતો. સેવા કરનારા સેવકો ગભરાયા. ઉપચારો શરુ કર્યા. પરંતુ પરિસ્થિતિમા કાંઈ ફેર ન પડયો. સાધુ ચતુર્ભુજદાસ બરાબર ૧૦-૪૫ કલાકે હાથમાં દવા લઈને આવ્યા અને સ્વામીને દવા પીવડાવવા પ્રયત્ન કર્યો. પરંતુ તેજ ક્ષણે ' સ્વામિનારાયણ ' ' સ્વામિનારાયણ ' એવા સ્વરે ભજન કરતા, અંતર્વૃત્તિ કરીને સ્વામી નિર્ગુણદાસજી સ્વતંત્ર થકા અક્ષરધામમાં મહારાજની સમીપમાં બિરાજી ગયા.

સત્સંગના સ્તંભ જેવા અને સ્વામીશ્રીની જમણી ભૂજા સમાન ગણાતા, સ્વામી નિર્ગુણદાસજી આમ અચાનક ધામમાં પધારી ગયા ! હરિભક્તોની તો શુધબુધ ઠેકાણે રહી જ નહિ. સ્વામીશ્રીને આ સમાચાર કેમ આપવા ? સમગ્ર સત્સંગને કેમ જણાવવું કે સ્વામી નિર્ગુણદાસજી ધામમાં પધાર્યા છે ?

બરાબર એજ સમયે શ્રીનગરમાં શેઠશ્રી ચંપકભાઈ બેંકરને બંગલે સ્વામીશ્રીની અકળામણ વધી ગઈ ! ગરમીનુ પ્રમાણ, ટાઢનું પ્રમાણ, વારંવાર વધતું સ્વામી દેખાડવા લાગ્યા.. આકાશમા પણ આંધી ચડી અને સૂર્યને નિસ્તેજ કરતા વાદળા છવાઈ ગયા. એક પ્રકારની વિષાદની ઘેરી છાયા સૌના અંતરમાં વ્યાપી રહી. સ્વામીશ્રીની અકળામણથી આ વિષાદ વધુ ઘેરા બન્યો. સૌ કોઈ

વિચારવા લાગ્યા કે શું થવા બેઠું છે ? એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી. શેઠશ્રી એકદમ ટેલીફોન લેવા દોડયા. રીસીવર લઇને કાને મૂક્યું અને આણંદથી અવાજ સંભળાયો, "નિર્ગુણદાસ સ્વામી આજે સવારે ધામમાં પધાર્યા છે." આ સમાચાર સાંભળી ચંપકભાઈ શેઠ એકદમ પડી ગયા. બીજા હરિભક્ત દોડયા. શેઠને સુવાડયા અને સ્વામીશ્રીને આ હૃદયભેદક સમાચાર આપ્યા. સ્વામીશ્રીએ કહ્યું, "એતો જાણતા જ હતા." પછી તેમની અંતિમ ક્રિયા આણંદમાં જ કરવાની સૂચના આપી, સ્વામીશ્રી પલંગમાં પડખું ફરી ગયા.

સમગ્ર સત્સંગને આ સમાચારથી કારી ઘા લાગ્યો. અત્યાર સુધી જેની પાસે બેસતા, જેની વાતો સાંભળતા, જેની સાથે ફરતા, જેના ડબ્બામાંથી મીઠી પ્રેમભરી પ્રસાદી જમતા, તે નિર્ગુણદાસ સ્વામી આજે નથી ! પ્રેમનીજ મૂર્તિ ! પોતાના સંગીને સદા પ્રેમરસાયન પાનારા, આજે પિંડ અને બ્રહ્માંડમાંથી પ્રીત તજીને શ્યામળીયાને સંગે બિરાજી ગયા ! સ્વામીના અદ્‌ભુત ચરિત્રો, અતિ અપાર સામર્થ્ય અને અદ્‌ભુત કાર્યોનું સમગ્ર સત્સંગને પત્રો અને વાતોદ્વારા દિગ્દર્શન કરાવનાર, સ્વામી નિર્ગુણદાસજીની ગાદી આજે ખાલી પડી ગઈ. દેશની અને આફ્રિકાની સમગ્ર સત્સંગી જનતાની નિષ્ઠાના ઘડવૈયાના શબ્દોથી ગાજતા સભામંડપો, આજે સૂના પડી ગયા. સમગ્ર સત્સંગ આજે રડતો હતો.

આજે નિર્ગુણદાસ સ્વામી ન હતા અને છતાં બોચાસણ, સારંગપુર, ગોંડળ અને અટલાદરાની ભવ્ય ઈમારતોમાં, તેઓ દેખાતા હતા. તેમના શબ્દથી, તેમની શક્તિથી, આ ઈમારતોમાં પત્થર ઉપર પત્થર ચડી ગયા હતા. ગુજરાત અને સૌરાષ્ટ્રની સત્સંગી જનતામાં પણ નિર્ગુણદાસ સ્વામી દેખાતા હતા. તેમના વિશાળ હૃદયમાં પ્રેમ ભક્તિના પ્રિયૂષ તેમણે સીંચ્યા હતા. સાહિત્યના ક્ષેત્રમાં તેઓ અખંડ વિરાજતા હતા. પત્રદ્વારા મહારાજની પરાવાણીરૂપ વચનામૃત, અને અનાદિ બ્રહ્મની નિર્વાણવાણીરૂપ

સ્વામીની વાતોનો પ્રવાહ, તેમણે અવિરત લેખિનીદ્વારા વહેવડાવ્યો હતો. આવા મહાન અને સમર્થ સત્સંગના પ્રાણરૂપ સ્વામી નિર્ગુણદાસજી, સત્સંગમાં હવે ફક્ત વ્યાપક સ્વરૂપેજ બિરાજતા હતા!

**નિર્ગુણદાસ સ્વામીના પ્રતીકો**

સમૈયામાં આવતા હરિભકતો ઉતારા અને ગોદડાં માટે નિર્ગુણદાસ સ્વામીને ખોળતા હતા. પણ ત્યાં તો સ્વયંસેવકો આવી એ આપી જતા હતા. હરિભકતો આશ્ચર્યવત્ તેમની સામું જોઈ રહેતા અને વિમાસણમાં પડી જતા કે આ તો નિર્ગુણદાસ સ્વામીની સેવા! તેઓ તો આવા અનેક સ્વરૂપ ધરીને નહિ પધાર્યા હોય! મંદિરોના ઉતારાની આજુબાજુ ગંદવાડ તથા મેલું જોઈ હરિભકતો મુઝાતા, ત્યાં તો બીજી દીશામાંથી ચાર પાંચ સ્વયંસેવકો આવી તે સાફ કરી, બધું સ્વચ્છ કરી ચાલ્યા જતા. આ જોઈ નિર્ગુણદાસ સ્વામીને વહેલી સવારે જેણે આવી ગંદકી તથા મેલું સાફ કરતા જોયા હતા, બોચાસણમાં બસો ગાડાનો ઉકરડો, સ્વામીશ્રીની ઈચ્છા માત્રથી, ફક્ત બાર કલાકમાં તેમને એકલાને સાફ કરતા જેણે જોયા હતા, ભોજન શાળામાં એંઠવાડ સાફ કરી તેના ઉપર તેમને અબોટ કરતાં જેમણે નીહાળ્યા હતા, સભા મંડપમાં સ્વામીશ્રીની સાન્નિધ્યમાં બેસી અક્ષરે સહિત પુરુષોત્તમ નારાયણથી શુદ્ધ નિષ્ઠાના અને સ્વામીશ્રીના અપાર મહાત્મ્યના તેમના શબ્દો જેમણે સાંભળ્યા હતા, તે તમામને આજે નિર્ગુણદાસ સ્વામીજ જાણે પોતાના વ્યાપક દિવ્ય સ્વરૂપે સર્વમાં પ્રવેશ કરી, આ સેવા જાણે કરી ન રહ્યા હોય, તેમ સૌને જણાતું હતું. જ્ઞાનના, નિષ્ઠાના, સેવાના અને તપના પાઠ નિર્ગુણસ્વામીએ સૌને શીખવ્યા હતા. જેમણે જેમણે એ ઉપદેશામૃતનું પાન કર્યું હતું અને તે પ્રમાણે જીવનમાં ઉતારી વર્તતા હતા, તે સર્વેજ જાણે નિર્ગુણસ્વામીના પ્રતીકો બની, સત્સંગમાં સેવા કરતા હતા.

તેમના આ વ્યાપક સ્વરૂપને વિશેષ વ્યાપક બનાવવું એજ સાચી સ્મરણાંજલિ તેમના એ દિવ્ય સ્વરૂપને આપી શકાય. સમર્થ

સત્સંગને આ ઘટનાથી અત્યંત દુઃખ થયું. તે વિદારી શકાય તેમ ન હતું. છેવટે સ્વામીશ્રીએ સૌને ધીરજ આપી પોતાનો આદેશ પત્ર દ્વારા જણાવ્યો. "સદ્‌ગુરુ નિર્ગુણદાસ સ્વામીના આ સમાચારથી અમને ભારે દિલગીરી થઈ છે. અમારી સાથે દિનરાત વિચરણ કરી, અસહ્ય દુઃખો સહન કરી, તેમણે સ્વદેશમાં તેમજ આફ્રિકા જેવા દૂર દેશમાં લાંબા પત્રો દ્વારા ગુણાતીત જ્ઞાનનો પ્રચાર કરી હજારો શૂરવીર ભક્તો તૈયાર કર્યા છે. તેમનું અંગ શૂરવીરપણાનું હતું અને તેમનામાં સાધુતાના મહાન ગુણો હતા. આજ્ઞા, ઉપાસના, સદ્‌ભાવ અને પક્ષનું તેમણે હંમેશાં સચોટ રીતે પોતાના વર્તન દ્વારા સમર્થન કર્યું છે. તેમના સમાગમમાં આવનારને પ્રગટ અક્ષર પુરુષોત્તમની ઉપાસના સમજાવી, અક્ષરધામના અધિકારી છતી દેહેજ બનાવ્યા છે. અમારી મરજી પ્રમાણે સત્સંગની અપાર સેવા તેમણે કરી છે. શ્રીજી સ્વામીની ઈચ્છાથી જ તેઓ અક્ષર નિવાસી થયા છે. દાસના દુશ્મન હરિ કે'દિ હોય નહિ. માટે સૌને ધીરજ રાખવા અમારી આજ્ઞા છે."
આ પરિપત્રથી સૌને શાંતિ થઈ. ગુરુ ભક્તિ અને પ્રેમના પરિમલથી મહેંકતી એ દિવ્ય વિભૂતિનું ગાન* એક ભક્ત કવિ કરે છે—

સોંપ્યું જીવન ભક્તિભાવ ધરીને, ત્યાગી બધા રાગને,
શ્રી ગુર્વેન્દ્રતણા પદામ્બુજ વિષે, સેવે મહાત્યાગ એ,
શ્રીજીનાં સિદ્ધાંત હેતુ મહિમા, ને ધર્મ ઉદ્‌બોધતા,
તે શ્રી નિર્ગુણદાસજી ગુરુ અહો, વન્દુ અતિ હર્ષમાં.

## સ્વામીશ્રીનો અંતિમ મંદવાડ

શ્રીનગરમાં સ્વામીશ્રીએ ઘેરો મંદવાડ ધારણ કર્યો. સૌને વિચિત્ર લાગે તેવી સ્વામીશ્રીની ચેષ્ટાથી, દરેકને થતું કે આ તો કેવળ નટની માયાના જેવી ક્રિયા છે. પરંતુ કોઈ કોઈ વખત સ્વામીશ્રી અસાધારણ દર્દના ભાવ જણાવતા જેથી સૌ મુઝવણમાં

* શ્રી ભગવતરાય દવે

પડી જતા. એક એક દિવસે ડૉક્ટર બદલાય, વૈદ્ય બદલાય, સેવકો પણ બદલાય અને છતાં સ્વામીશ્રી સ્વસ્થતાપૂર્વક કહેતા કે, "રોગનું નિદાન કોઈના હાથમાં આવતું નથી." વિનાયકરાવ ત્રિવેદી, ચંપકભાઈ બેંકર, શંકરલાલ ઠાકર, અર્જુનભાઈ ચાવડા, ભોગીલાલ ચોકસી, વસંતરાય પંડ્યા, ખેંગારજીભાઈ ચૌહાણ, રેવાશંકર ત્રિવેદી, બબુભાઈ કોઠારી, રસિકભાઈ પટેલ એ આદિ શ્રીનગરના આગેવાન હરિભક્તો સેવામાં ખડે પગે તત્પર રહેતા. સ્વામીશ્રીના સ્વાસ્થ્ય માટે અત્યંત ચિંતા સેવતા આ ભક્ત સમૂહે, સ્વામીશ્રીની અંગત સેવા માટે ત્યાંના યુવક મંડળને વ્યવસ્થાપૂર્વક ગોઠવી દીધું. વ્યવસ્થા સુંદર રીતે જળવાય તેની સંપૂર્ણ જવાબદારી રેવાશંકર ત્રિવેદીને સોંપી.

સ્વામીશ્રીના સેવક મંડળમાં અતિશય ભક્તિ પ્રધાન અને શ્રદ્ધાળુ યુવકો* ગોવર્ધનભાઈ બ્રહ્મભટ, મણીભાઇ બ્રહ્મભટ,

* નડિયાદના આ ભક્તરાજ ગ્રેજ્યુએટ હોવા છતાં અત્યંત નિર્માની અને ભક્તહૃદયી છે. નડિયાદમાં તેમના મકાનમાં ભૂતોનો વાસ હતો અને તે ઉપાધિ અનાદિ મહામુક્તરાજ શ્રી પ્રાગજી ભક્તે ટાળી. ત્યારથી તેમના દાદાને આ સંપ્રદાયનો સંબંધ થયો. તે સંસ્કાર વારસો તેમના પિતા તથા ફોઈ દ્વારા આ યુવાનમાં પણ આવ્યો. સ્વામીશ્રીના યોગમાં ધીરે ધીરે તેઓ આવવા લાગ્યા. પરંતુ આ ભક્તહૃદયમાં કાંઈક સંવેદન હતું. સ્વામીશ્રી જો ખરેખર આવા મહાન પુરુષ હોય તો પછી આ સંસાર, આ વ્યવહાર, આ બધી ઉપાધિ શા માટે ? ફોઈબા સાથે ખંભાત ગયેલા આ યુવકે એકાએક એક રાત્રે ખંભાતના મંદિરમાંથી જ સીધા બોચાસણનો માર્ગ લીધો, સંવેદનની ઉત્કટતા એટલી તીવ્ર હતી કે રાત્રીનું અંધારું કે માર્ગની અપરિચીતતા, તેમને ખાળી શકી નહિં. શાસ્ત્રીજી મહારાજ શાસ્ત્રીજી મહારાજ, સ્વામિનારાયણ, સ્વામિનારાયણ એ ભજનનો શોર શરૂ થયો. ધીરે ધીરે પ્રકાશ થવા લાગ્યો. સ્વામીશ્રીની દિવ્ય તેજોમય મૂર્તિએ તેમને માર્ગદર્શન કર્યું. રેલ્વેના પાટા ઉપર સીધા ચાલ્યા જતા આ ભક્તરાજને, આગળ સ્વામીશ્રી જાણે તેમને દોરતા હોય, તેમ દેખાવા લાગ્યા. ભક્તિના અતિ ઉન્માદથી અટ્ટહાસ્ય કરતા આ ભક્તરાજ દેહનું ભાન ભૂલી ગયા. એક લંગોટ સિવાય તમામ પહેરેલા વસ્ત્રો રસ્તામાં તેમણે ફેંકી દીધા. સ્વામીશ્રીની મૂર્તિમાં સંલગ્ન થઈ ગયા. એટલામાં સવાર પડી. સ્વામીશ્રી અદૃશ્ય થઈ ગયા અને તેમને પણ ભાન આવ્યું કે "વસ્ત્રો ક્યાં ગયાં ?" પરંતુ હવે શું ? અવધૂત દશા સ્વીકારી તો બીક શા માટે ? એ દશામાં જ બોચાસણમાં મંદિરમાં ઠાકોરજીના દર્શન કર્યાં. તેમની આવી

રમેશચંદ્ર દલાલ, જગજીવનદાસ, નટવરલાલ, નાગરદાસ, બાબુભાઈ મિસ્ત્રી, પ્રભાશંકર પંડયા, અમૃતલાલ, કુંજવિહારી દલાલ, રમણલાલ શેઠ, રતિલાલ બ્રહ્મભટ, મધુકાંત, હરિકૃષ્ણ, શશિકાંત, રમણ, જયંતિલાલ કોઠારી—એ આદિ હતા. આ યુવાનોની ફરજના કલાકો નક્કી કર્યા હતા. આમ ચોવીસ કલાક સ્વામીશ્રીની સેવામાં ખડે પગે સેવક મંડળ જોડાઈ ગયું હતું.

સાધુ મંડળમાં પણ નિરન્નમુક્તદાસજી, સનાતનદાસજી, અક્ષરપ્રિયદાસજી, માધવચરણદાસજી આદિ સંતો હતા. તમામ સેવાની મુખ્ય જવાબદારી રામચંદ્રભાઈ ઠાકર અને રેવાશંકરભાઈ ત્રિવેદી ઉપર હતી. દેવોને પણ દુર્લભ એવી આ સેવાના અધિકારી બનેલા આ મહામુક્ત મંડળે, અતિ તીવ્ર શ્રદ્ધાપૂર્વક આ સેવા, ભક્તિ સમજીને, ઉપાડી લીધી. સ્વામીશ્રીને પણ, પોતાના લાડિલા અંતેવાસીઓને મૂર્તિનું આ છેલ્લું સુખ આપવાનો સંકલ્પ હતો. એટલે આ મંદવાડમાં વિચિત્ર ચેષ્ટા, લીલા કરતા. કોઈને બોલાવે, કોઈને બહાર કાઢી મૂકે, કોઇને અમિ દૃષ્ટિથી જુવે, એમ અનેક પ્રકારની અકળ ચેષ્ટા સ્વામીશ્રી કરતા. છતાં હસતાં, રમૂજ કરતા, સ્વામીશ્રીની ક્વચિત્ ક્વચિત્ જ્ઞાન પ્રસાદી સાંભળતા આ યુવકો, આ સેવાના આનંદમાં મસ્ત હતા.

---

શંકારહિતની અવધૂતદશા જોઈ, મહારાજ રાજી થયા. એટલામાં અંતર્યામીપણે મહારાજે એક હરિભક્તને પ્રેરણા કરી અને જાણે વસ્ત્ર લઇને મહારાજ જ ઊભા હોય, તેમ બોચાસણથી પેટલાદ આવતા, આ ભક્તરાજને વસ્ત્રો મળી ગયા. વસ્ત્રો પહેર્યાં પરંતુ અંતરમા અક્ષરધામના દિવ્ય સુખનો જે અનુભવ કર્યો હતો, તેના આનંદથી તેમને સ્વાભાવિક રીતે જ જગત પ્રત્યે અસારતાનો ભાવ થઈ ગયો. એવી જ સ્થિતિમા આજે પણ વર્તતા ગોવર્ધનભાઈ, સ્વામીશ્રીની આજ્ઞામા જ જીવનનું સાચુ સુખ માની રહ્યા છે. મોટા વ્યાવહારિક પ્રલોભનોને છોડી શ્રીનગરમા સ્વામીશ્રીના દર્શન, સમાગમ અને સેવામા અખંડ જોડાઈ ગયા છે.

ઝાડો, પિસાબ, ઉંઘ, તાવ કે ઠંડીના પ્રકારની નિયમિત નોંધ રાખનાર રામચંદ્રભાઈ, સ્વામીશ્રી જ્યારે ઢોલિયામાં બેઠી વાતો કરે, ત્યારે મુંઝવણમાં પડી વિચારતા કે આ તે મંદવાડ કે લીલા! છતાં લીલા સમજી જો સેવામાં સહેજ ઉપેક્ષા કરતા ત્યાંતો ઘેરા મંદવાડની ભયંકર સ્થિતિ, સ્વામીશ્રી તેમને બતાવી દેતા.

મંદવાડ કે લીલા?

અત્યંત અસ્વસ્થતા કે દર્દની પીડાના અસાધારણ દુઃખ વચ્ચે પણ નાની નાની તમામ બાબતમાં ચીવટપૂર્વક સૂચના આપતા સ્વામીશ્રી, સૌને માટે એક અકળીત કોયડા સમા બની હતા. બબુભાઈ કોઠારી તથા રસિકભાઈ એવે પ્રસંગે યુવકોને બોલાવી, "જોને સખી પેલા ઘેલા તટપર મંદિર બાંધે સ્વામી રે....શ્રીજી સ્વામી રે." એ કીર્તન બોલાવતા. સ્વામીશ્રી આ કીર્તન સાંભળી, જાણે કાંઈ જ મંદવાડ નથી એમ સ્વસ્થ થઈ જતા. શ્રીજી સ્વામીને ઘેલાના તટપર ટેકરા ઉપર પધરાવવાનો એમનો એ તીવ્ર સંકલ્પ હતો. તેવી જ રીતે સનાતનદાસજી તથા નિરન્નમુકતદાસજી પણ, "તારા મુખની લાવણતા મીઠી રે, મોહન વનમાળી." એ બ્રહ્માનંદ સ્વામીના મહારાજની મૂર્તિના કીર્તનો બોલતા ત્યારે, સ્વામીશ્રી મંદવાદને ગોદડામાં મૂકી, ઢોલિયામાં ટટ્ટાર બેસી જતા. બે પગની પલાંઠી વચ્ચે મશરૂનો સુંદર તકિયો મૂકી તે ઉપર બે હાથ રાખી, મહારાજની મૂર્તિના આ મનહર કીર્તનો સાંભળતાં, સ્વામીશ્રી સ્થિર થઈ જતા, ત્યારે એ મનોહર મૂર્તિનાં દર્શન ચિરઃસ્મરણીય થઈ જતાં.

બબુભાઈ કોઠારીને જોઈ સ્વામીશ્રી કહેતા કે, "જે સેવા ગોવર્ધનભાઈ કોઠારીને મળી હતી તેથી પણ વધુ સેવા તમને મળી છે, માટે રાજી રહેજો." એમ કહીને થોડીવાર અટકીને પાછા કહેતા કે "આ દેહ તો પડવાનો જ છે છતાં જેટલી વાતો અને સેવા થાય તેટલી કરી લઇએ."

દિલ્હીથી શ્રી ગુલઝારીલાલ નંદા પધારતા ત્યારે પણ સ્વામીશ્રી મુદ્દાની વાતો કરતા. નંદાજી તો સ્વામીશ્રીની તબિયતના સમાચાર સાંભળી, ચિંતાતુર બની આવતા, ત્યારે સ્વામીશ્રી તેમને અદ્ભુત વાતો કરી પોતાના સ્વાસ્થ્યની સ્વસ્થતા બતાવતા અને વાતો પૂરી થાય એટલે બીજી જ ક્ષણે કહેતા, "જાઓ, હવે બહાર બેસો, મને મુઝવણ થાય છે."

આપને અક્ષરધામમાં શ્રીજી મહારાજની પાસે બેસાડીશું

એવા એક પ્રસંગે સ્વામીશ્રીએ તેમને વાત કરતાં કહ્યું કે, "આજ તો અક્ષર પુરુષોત્તમ મહારાજ સત્સંગમાં પ્રગટ વિચરે છે. તે સ્વરૂપનો જીવમાં દઢ નિશ્ચય થાય તો બાકી કાંઈ ન રહે. તમારે તો હેતનું અંગ છે. ભગવાન અને મોટા પુરુષની વાત અલૌકિક હોય." ત્યારે શ્રીમાન્ નંદાજીએ હાથ જોડી પૂછ્યું, "સ્વામીજી ! મારે આ જગતનું ક્યાં સુધી કામ કરવાનું છે ?" ત્યારે સ્વામીશ્રીએ તેમના તરફ કરુણાદષ્ટિ કરી કહ્યું, "તમો જે નિઃસ્વાર્થપણે સેવા કરો છો તેથી ઘણાનું કલ્યાણ થશે. માટે હજુ તમારે ઘણી સેવા કરવાની છે. કલ્યાણની બાબતમાં તો તમો પ્રગટ સ્વામી શ્રીજી અને સંતનો મહિમા અપાર સમજો છો અને અમારે વિષે અપાર હેત થયું છે, માટે સમજવાનું કે કરવાનું તેથી કાંઈ અધિક નથી. આપને તો અક્ષરધામમાં શ્રીજી મહારાજની પાસે બેસાડીશું."

આવા આવા પ્રસંગે સ્વામીશ્રી સ્વતંત્રપણે વર્તતા અને સૌને આશ્ચર્યમુગ્ધ કરી દેતા. વળી બીજી જ ક્ષણે તમામને બહાર કાઢી સેવકોને કહેતા "મને કળતર બહુ જ થાય છે માટે જોરથી કેડ દાબો." પછી કહે કે "કોઈના હાથમાં કેડ આવતી જ નથી. માટે ગરમ કોથળીનો શેક કરો." તે પ્રમાણે ગરમ કોથળીનો શેક શરુ કરે. ત્યારે વળી થોડીવાર કહે "શેકના હાથમાં પણ કેડ આવતી નથી. માટે હવે મને સૂઇ જવા દો."

વળી થોડીવારે ટાઢને સંભારે ત્યાં તો ધરતી ધ્રૂજે એવી ટાઢ ચડે. ગોદડા ઉપર ગોદડા, બનુસ વગેરે ઓઢાડે. વળી શેક કરે પણ ટાઢ ખસે નહિ. એટલામાં વળી જો કોઈ નિષ્ઠાવાળા હરિભક્ત આવે તો બધુંય મૂકીને વાત કરવા લાગે. એવા જ દિવ્યભાવમાં યોગીજી મહારાજને સંભારતાં એક દિવસ સ્વામીશ્રીએ વાત કરી. "ગુણાતીતાનંદ સ્વામી ભાદરા ગયા હતા. ત્યાંથી ઘોડી ઉપર બેસીને કોટિયા જતા હતા. એટલામાં રસ્તામાં ગાયોનું ધણ દોડતું સ્વામીની ઘોડી નજીક આવ્યું. અને સ્વામીના ચરણનો સ્પર્શ કરી, પ્રદક્ષિણા કરી પાછું વળી ગયું. ભરવાડે આ જોયું અને કહ્યું 'આ તો કનૈયાલાલ લાગે છે નહિ તો ગાયો મારી મર્યાદા મૂકે નહિ' એટલું કહીને સ્વામીને પગે લાગ્યા. સ્વામીશ્રીએ આ પ્રમાણે વાત કરી અને પછી બોલ્યા "આ જોગી મહારાજ જેવા ઉત્તમ સાધુ કોઈ નથી. માટે તેમને સેવી, રાજી કરી લેવા." એટલી વાત કરીને પછી બોલ્યા, "જો ભગવાન અને મોટા પુરુષને રાજી કરી લેવા હોય તો એક રજ જેટલો આજ્ઞામાં ફેર પડવા દેવો નહિ."

**આપના આશ્રય વિના દુઃખના સમુદ્રમાં ડૂબી ગયો છું**

વારા પ્રમાણે મહેમદાવાદના પ્રભાશંકર બહેચરદાસ પંડયા સ્વામીશ્રીની સેવામાં હતા. શિવ સંપ્રદાયના આ ભોળા અને સહૃદયી ભક્તરાજને દશ વર્ષની ઉંમરે સ્વામીશ્રીનો યોગ થયો હતો. એ વખતે સ્વામીશ્રીના આશીર્વાદથી ભયંકર બીમારીમાંથી ઉગરી ગયા હતા. ત્યાર બાદ તો શિવ મતના સંસ્કારોને લીધે, આ યોગનું અનુસંધાન રહ્યું-નહિ. કેટલાક વર્ષો પછી એકાએક એક વખત ગાડીમાં સ્વામીશ્રીનો યોગ તેમને થઇ ગયો. સ્વામીશ્રીએ તેમને ઓળખી લીધા. સ્વામીશ્રીની આવી અપાર સ્મૃતિથી પ્રભાશંકરભાઈ આશ્ચર્યમુગ્ધ થઈ ગયા! પોતે તો પૂર્વના મુક્ત હતા. પરંતુ કર્માનુસારે જે પ્રારબ્ધ ભોગવવાનું હતું તેટલા માટે જ આ યોગ ભૂલાઈ ગયો હતો. આ પ્રસંગે સ્વામીશ્રીના દર્શન તેમને ખરેખર સંજીવની ઔષધિ

સમ બની ગયા. વ્યવહારની ઉપાધિમાં વ્યગ્ર બનેલા પંડયા સ્વામીશ્રીને ચરણે પડી ગયા. ગદ્ ગદ્ કંઠે સ્તુતિ કરી ' દયાળુ ! આપના આશ્રય વિના દુઃખના સમુદ્રમાં ડૂબી ગયો છું. નોકરી નથી, ઘરમાં સ્ત્રી પણ બીમાર છે. આ ઉપાધિમાંથી દયા કરી મને ઉગારો." સ્વામીશ્રીએ તેમના તરફ કરુણાકટાક્ષ ફેંકી તેમને આશીર્વાદ આપ્યા અને થોડા જ સમયમાં સર્વ પ્રકારે તમને સાનુકૂળતા થઈ ગઈ.

આમ સ્વામીશ્રી પ્રત્યે હેત તો થયું છતાં તેમને વિષે સર્વોપરી સત્પુરુષ–શ્રીજીના અખંડ સંબંધવાળા – નો ભાવ તેમને ન થયો. તેમણે સંકલ્પ કર્યો કે સ્વામીજી જો ખરેખર આવા મહાન પુરુષ હોય તો મારા પિતાશ્રીને સ્વામિનારાયણ ભજતા કરે. શિવપંથી આ વૃદ્ધને લઈને તેઓ અટલાદરા ગયા. સ્વામીશ્રીએ તેમને બોલાવ્યા અને દૃષ્ટિ માત્રે પોતામાં ખેંચી, સ્વામિનારાયણ ભગવાનનો સર્વોપરી નિશ્ચય કરાવ્યો. ત્યાર બાદ મહેમદાવાદમાં સ્વામિનારાયણ મંદિરમાં રોજ દર્શને આ વૃદ્ધ જવા લાગ્યા. છેલ્લે છેલ્લે સ્વામિ-નારાયણ સ્વામિનારાયણ ભજન કરતાં જ તેમણે દેહ મૂકયો.

પરંતુ પંડયાજીને હજુ પ્રતીતિ બરાબર થઈ ન હતી. જીવના સ્વભાવમાં જ એક એવી માયિક જડતા હોય છે કે પરમાત્મસ્વરુપ એવા સંતવર્યમાં ન જોડાવા માટે તે બહાના શોધે છે. પંડયાજીને મુઝવણ એ હતી કે બ્રાહ્મણો તો સદા શિવપંથી જ હોય. સ્વામીશ્રીને તેઓ પગે લાગતાં છતાં જય સ્વામિનારાયણ ન કહેતા. સ્વામીશ્રીની સેવાના આ પ્રસંગોમાં તેમને સ્વામીશ્રી સામાન્ય સાધુ નથી, પરંતુ ભગવાનનું સાક્ષાત્ સ્વરુપ છે એમ પ્રતીતિ થઈ. સ્વામીશ્રી પણ તેમના કેટલાક સંકલ્પો, અંતર્યામીપણે જાણીને કહી દેતા. આથી તેમને વિશેષ અને વિશેષ સદ્ભાવ સ્વામીશ્રી પ્રત્યે થયો હતો. પરંતુ છેલ્લો એક સંકલ્પ તેમણે કર્યો કે " સ્વામિ-

નારાયણ સર્વોપરી ભગવાન છે તેવો નિશ્ચય સ્વામીશ્રી મને કરાવે તો હુ માનું."

અમને તમે શંકરાચાર્ય જેવા તો જાણો

રાત્રીના ૧૦ થી ૧૨ સ્વામીશ્રીની સેવા માટે તેમનો સમય હતો. આજે પણ તેઓ એ સમયે આવ્યા. રાત્રીના સ્વામીશ્રીએ તેમને પૃછયું, "પંડયા! તમે અમને જયસ્વામિનારાયણ કેમ નથી કહેતા?" એમ કહી શંકર ભગવાને મહારાજની જે પ્રકારની સેવા કરી હતી તે આખ્યાન કહ્યું અને સમજાવ્યું કે શંકર તો હરિના શ્રેષ્ઠ ભક્ત છે." પછી કહ્યું "બીજું તો ઠીક પણ પંડયા! અમને તમે શંકરાચાર્ય જેવા તો જાણો." પંડયા તો આ શબ્દ સાંભળી અવાક્ થઈ ગયા. શંકરાચાર્યથી અધિક હોય તે જ આમ કહી શકે. પંડયાજીના જ્ઞાનચક્ષુ ખુલી ગયા. તેમણે હાથ જોડી કહ્યું, "બાપા! આપ તો તેથી ઘણા જ અધિક છો." સ્વામીશ્રી તેમના ભાવથી રાજી થયા. મોડી રાત્રે સ્વામીશ્રીની મૂર્તિમાંથી શીતળ સૌમ્ય છતાં અપરિમીત તેજ નીકળ્યું. તેમાં તેમને શંકરાચાર્યની મૂર્તિના દર્શન થયા. થોડીવારે તેજ બધું સ્વામીશ્રીની મૂર્તિમાં સમાઈ ગયુ અને સ્વામીશ્રીની સૌમ્ય મંદ હાસ્ય કરતી મૂર્તિના પંડયાજીને દર્શન થયા! આ પ્રસંગથી પંડયાને પાકો નિશ્ચય થઈ ગયો કે સ્વામિનારાયણ સર્વોપરી ભગવાન છે.

શ્રીનગરનું મુક્ત મંડળ, સ્વામીશ્રી પ્રત્યે અપાર પ્રેમભક્તિવાળા યુવાન સેવકો સૌ સ્વામીશ્રીની સેવામાં અખંડ તત્પર હતા. સ્વામીશ્રીને ગરમી જણાય ત્યારે નાગરદાસ દૂધીનું તેલ પગે ઘસતા. વળી અક્ષરપ્રિય જ્યારે શેરડીનો રસ લાવતા ત્યારે સ્વામીશ્રી અક્ષરપ્રિય સામું જોઈ અણિયાળા નેણ કટાક્ષ કરીને હસતા અને કહેતા "વાહરે વાહ, વાહરે વાહ." એમ કેવળ દૃષ્ટિ માત્રે

એકાંતિક ધર્મના ધારક સ્વામીશ્રીના અનુગામી



પ્ર. બ્ર. સ્વરૂપ સ્વામીશ્રી જ્ઞાનજીવનદાસજી
( યોગીજી મહારાજ )

અનંતવાર મળ્યાનું સુખ જાણે આપી દેતા હોય નહિ ! નિરન્નમુક્તને જોઈને કહે, "આવો મારા કોડિલા લાલ." આ પ્રકારે હવે તો કેવળ શ્રીજીના સાક્ષાત્ સ્વરૂપ રૂપ પોતાના સ્વરૂપમાં જ સૌને સંલગ્ન કરી દેવા, એજ એક આશય તેમને હતો.

કોઈ વખત આ બધી જ ચેષ્ટા છોડીને સત્સંગિજીવન, ભાગવત્, ગીતા, રઘુવંશ કે કિરાત વગેરેમાંથી શ્લોકો સંભારી બોલે. તેમાં સત્પુરુષના મહિમાના શ્લોક યાદ આવી જાય તો એકદમ પથારીમાં બેઠા થઈ જાય અને સૌને આજુબાજુ બેસારી પછી સંભળાવેઃ

> अब्धौ निधौ वधुमुखे फणीनां निवासे ।
> स्वर्गो सुधा वमति वै विबुधा वदन्ति ॥
> क्षारः क्षयः पतिमृतिर्गरलं निपातः ।
> कण्ठे सुधा स्वति वै भगवज्जनानाम् ॥ *

એ શ્લોક બોલી તેનો અર્થ કર્યો. પછી તુરત જ સૌને ઊઠાડી મૂકયા અને કહ્યું "જાઓ જાઓ સૌ બહાર જાઓ. આજ તો ઊંઘ આવી છે, તે જરા સ્વાદ લઈ લઇએ." એમ કહી પોઢી ગયા.

હવે તો જોગી મહારાજ દ્વારા મહારાજ સુખ આપશે

જોગી મહારાજ તથા આશાભાઇને સ્વામીશ્રીએ દિલ્હી, શ્રી નંદાજીને સમાગમનો લાભ આપવા મોકલ્યા હતા. નંદાજીની ઇચ્છા સ્વામીશ્રીને દિલ્હી લઇ જવાની હતી. પરંતુ સ્વામીશ્રીએ તેમને કહ્યું, "જોગી મહારાજને તેડી જાઓ. તેમાં હું

* અર્થ : અમૃત કયાં હશે ? કેટલાક કહે છે અમૃત સમુદ્રમાં છે. તો સમુદ્ર ખારો કેમ છે ? ત્યારે કેટલાક કહે છે અમૃત ચંદ્રમામાં છે. તો તેનો ક્ષય કેમ થાય છે ? ત્યારે કેટલાક કહે છે કે સ્ત્રીના મુખમાં અમૃત છે. તો તેનો પતિ મરી કેમ જાય છે ? ત્યારે વળી કેટલાક કહે છે કે અમૃત પાતાળમાં તો જરૂર હોવું જોઈએ તો પછી ત્યાં રહેતા સર્પોમાં ઝેર કેમ છે ? ત્યારે હવે સ્વર્ગમાં તો જરૂર અમૃત હોવું જોઈએ પરંતુ દેવતાઓ સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર પડે છે માટે સ્વર્ગમાં પણ અમૃત નથી. તો હવે છેવટે સત્પુરુષોના મુખમાં જ અમૃત રહ્યું છે તે ખરેખર સત્ય જ છે. કારણ કે તેમની વાણી સાંભળી જીવોનો મોક્ષ થાય છે.

આવી ગયો. હવે તો જોગી મહારાજ દ્વારા મહારાજ સુખ આપશે. ” એટલી વાત કરીને પછી બોલ્યા, “ હવે તો સારંગપુર, સારંગપુર, એમ ભજન થાય છે. ” નંદાજી તરફ જોઇને તેમના હાથનું કાંડું પકડી દહ્યું “હવે એક સંકલ્પ રહ્યો છે. સારંગપુર મંદિરની બધી મૂર્તિઓનાં દર્શન તમારી સાથે કરવા છે. માટે કૃપા કરશો. ” નંદાજી તો સ્વામીશ્રીના આ શબ્દો સાંભળી ગદ્‌ગદ્ થઈ ગયા. પોતાનો એ ભાવ છૂપાવીને હાથ જોડી તેમણે કહ્યુ, “ સ્વામીજી ! આપની જેમ આજ્ઞા હશે તેમ કરીશ. ” સ્વામીશ્રી તે સાંભળી પ્રસન્ન થયા અને બોલ્યા “ હશે મહારાજની ઇચ્છા ! ” ત્યારે હકાભાઇએ કહ્યું, “ મહારાજ ક્યાં છેટા છે ? ” તે સાંભળી સ્વામીશ્રી હસ્યા અને બોલ્યા “ મહારાજ તો સદાય ભેગા જ છે. ” એટલું કહી પડખું ફરી પોઢી ગયા.

રાત્રે અઢી વાગે એકાએક જાગીને પૂછ્યું, “ કોણ છે એ ?” એટલે પંડયા કહે “ હું પ્રભાશંકર ”. ત્યારે ફરી પૂછ્યું “ તમારી જોડે કોણ છે ? ” ત્યારે રામચંદ્રભાઈએ કહ્યું “ હું રામચંદ્ર છું ” એટલે બોલ્યા “ ઠીક ”. પછી કહ્યું “ જો તમે અહીં બેઠા તો મને ઊંઘ આવી ગઈ. માટે તમારે અહીં બેસવું પડશે. ” ત્યારે રામચંદ્રભાઈ કહે “ સારું બાપા બેઠો છું, મને પણ દર્શન થાય છે. ” પછી સ્વામીશ્રી કહે “ એક મહિનામાં હવે બે દિવસ બાકી રહ્યા છે.” આ પંડયાએ પ્રાણાયમ કર્યો તે ઊંઘ આવી ગઈ. ઊંઘનું એક મોજું એવું આવી ગયું કે જીવનભર નહિ ભૂલાય.” રામચંદ્રભાઈ સ્વામીશ્રીને પંખો નાંખતા નાંખતા સાંભળતા હતા. સ્વામીશ્રી વાત કર્યે જ જતા હતા “ આપણે તો અક્ષર પુરુષોત્તમ બેયને સંભારવા. આ વાયરો નાખીએ છીએ તે પણ મહારાજને જ નાંખીએ છીએ એમ માનવું.”

આમ એક પછી એક દિવસો પસાર થાય છે. સ્વામીશ્રી પણ અકળામણ, ટાઢ, ઊંઘ, દર્દ, તાવ વગેરે ઉપાધિઓ બતાવે છે અને વળી સ્વતંત્ર થકા શમાવે છે. પરંતુ તે દરેક પ્રસંગે કાંઈક કાંઈ એવી

લીલા કરે છે કે જેની સદા સ્મૃતિ રહે અને તે પ્રસંગમાંથી જ તેમના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થઇ જાય. સ્વામીશ્રીના અંતેવાસી સેવકો પણ આ સેવાથી કૃતકૃત્યતા માનતા આળસ, નિદ્રાનો ત્યાગ કરી, સદા સેવામાં તત્પર રહેતા.

દારુકનું ગુણાતીતાનંદ સ્વામીના સંબંધથી કલ્યાણ થયું

અત્યંત ગભરામણના એક પ્રસંગે સ્વામીશ્રીની ગભરામણથી બધાય મુંઝાઈ ગયા! શેક, હવા, દવા, દબાવવું વગેરે અનેક ક્રિયાઓ એક પછી એક ક્ષણ ક્ષણમાં હુકમ છોડી કરાવે અને "હવે શું થશે? આ કેમ સહન થશે?" "મહારાજ સ્વામી" એમ બોલે. ત્યારે સૌને થયું આજે કાંઈક માંદગીના ચિન્હો વિશેષ છે. પરંતુ તે સમયે એક સેવકે કહ્યું, "શણની ગેડી લઇ, નાના હતા અને રાત્રે બાર વાગે ખેતરે જતા ત્યારે ગભરાતા ન હતા અને આજે આ ગભરામણ શાથી!" તે સાંભળીને તમામ ઉપાધિનો ત્યાગ કરી જાણે કાંઈ છે જ નહિ, તેમ પલંગમાં બેઠા થઇ ગયા અને બોલ્યા "આમને આમ મહારાજને સંભારતાં ધામમાં જવું છે. પણ તમને કાંઇ લાભ તો મળવો જોઇએને? નાના હતા ત્યારથી આવો ને આવો જ ઈશક ભગવાન ભજવાનો અને ભજાવવાનો હતો. તે લગારેય મોળો પડયો નથી. વસોનો વ્યાસ ભારતની કથા કરવા આવ્યો તે માંદો પડી ધામમાં ગયો, ત્યારે અધૂરી ભારતની કથા અમારા કાકાના દીકરાને ભેળા રાખી પૂરી કરી. વળી એક રાત્રે હું ઊંઘી ગયો અને બધા તમાકુના ખેતરમાં ગયા. જાગ્યો એટલે હાથમાં શણની ગેડી લઈ "સ્વામિનારાયણ" ભજન કરતો એકલો ખેતરે ગયો. ત્યારે એક સેવકે પૂછ્યુ, "તે વખતે આપની ઉંમર કેટલી હશે?" "છ વરસની" એક હાથની પાંચ આંગળી અને બીજા હાથની એક એમ સમસ્યા કરી કહ્યું. પછી વાત કરી, "રેંટિયાની બે થાંભલી વચ્ચે હિંડોળો બાંધી, ઠાકોરજી બનાવી તેમાં ઠાકોરજીને હિંચોળતા." એ પ્રમાણે પોતાની બાળલીલાની વાતો કરી સૌને સમજાવ્યું કે ભગવાન

સંબંધી જ ક્રિયા કરવાની તેમને ટેવ હતી. એટલી વાત કરી પછી જાણે પોઢી જતા હોય તેવી ચેષ્ટા કરી. પછી થોડીવારે જાગ્યા અને વાત કરી, "આત્યંતિક મુક્તિ માટે તો સર્વોપરી મહારાજ કાં તેના સાક્ષાત્ સંબંધવાળા સંતનો સંબંધ થવોજ જોઈએ. મંડાળાના ઉલ્લાસરામભાઈના દાદા કરુણાશંકર, શ્રીકૃષ્ણના સારથિ દારુકનો અવતાર હતા. એ વખતે પાર ન પડયું અને ગુણાતીતાનંદ સ્વામીના સંબંધથી કલ્યાણ થઈ ગયું."

**તમને ત્રાંબામાંથી સોનું કરી દીધું છે**

બીજે દિવસે સવારના નારણજી મહારાજ પાસે ગઢપુર મંદિરમાં મૂર્તિ પ્રતિષ્ઠાનું મુહૂર્ત કઢાવ્યુ. નારણજી મહારાજે ત્રણ મુહૂર્ત કાઢી આપ્યા. ફાગણ વદી ૧, વૈશાખ સુદ ૮ અને વૈશાખ સુદી ૧૦. રાત્રીના બાર વાગે મૂર્તિઓ યજ્ઞશાળામાથી મંદિરમાં લઈ જવી અને રાત્રીના અઢીથી ત્રણની અંદર સ્વસ્થાને મૂર્તિઓ પધરાવવી. સવારે સૂર્યોદયથી સાત સુધીમાં મૂર્તિઓની આરતી સ્વામીશ્રી ઉતારે. આ પ્રમાણે નારણજી મહારાજે વિસ્તારથી વાત કરી. આરતી ઉતારવાની વાત સાંભળી સ્વામીશ્રી હસ્યા અને બોલ્યા "મહારાજની ઈચ્છા હશે તેમ થશે." પછી નારણજી મહારાજને આશીર્વાદ આપતાં કહ્યું, "આવીને આવી સેવા સત્સંગની કર્યા કરજો. મહારાજે તો તમને ત્રાંબામાંથી સોનું કરી દીધું છે. જે સેવા કરે છે તેના ઉપર મહારાજ રાજી થાય છે." એમ કહીને ચંપકભાઈ પાસે તેમને સારી દક્ષિણા અપાવી.

મંદિરમાં સ્વામીશ્રીની ઈચ્છાથી સત્સંગિજીવનની પારાયણ શરુ કરી હતી. પૂર્ણાહુતિના દિવસે હું અમદાવાદ ગયો. સ્વામીશ્રીના દર્શનની મને ઉત્સુકતા ખૂબજ હતી. પરંતુ તે વખતનો નિયમ એવો હતો કે દૂરથીજ સ્વામીશ્રીના દર્શન કરી લેવા. તેમના ઓરડામાં જવાનુંજ નહિ. ઓરડો પણ લગભગ બંધ જ રહેતો. પૂર્ણાહુતિની પૂજા પ્રસંગે સ્વામીશ્રી પલંગમાંથી ઉતરી પોતાના ઓરડામાં આરામ

ખુરસીમાં બિરાજ્યા અને બારણાં ખુલ્લાં રાખ્યાં જેથી સૌને દર્શન થાય. મેં પણ દૂરથી દંડવત્ કરી દર્શન કર્યા. સ્વામીશ્રીની દૃષ્ટિ મારા ઉપર પડી. મને હાથ વતી ઈસારો કરી પાસે બોલાવ્યો. એટલે હું તેમની પાસે ઓરડામાં ગયો. ફરી દંડવત્ કરી નમસ્કાર કર્યા. પછી તેમણે કહ્યું, "આવ્યા?" મેં હાથ જોડી કહ્યું "હા, બાપા." એમણે જે પ્રકારનો મંદવાડ ધારણ કરી શરીર કૃશ કરી નાંખ્યું હતું તે જોઈને, મારી આંખમાંથી અશ્રુ ટપકવા માંડયા. સ્વામીશ્રી ખુરસીમાંથી પલંગમાં આવ્યા અને પછી કહ્યું "બારણું બંધ કરો." મને પણ મારા અહોભાગ્ય લાગ્યા કે સ્વામીશ્રીએ મારા ઉપર અપાર દયા કરી આવો લાભ આપ્યો.

સ્વામીશ્રી પલંગમાં બિરાજ્યા અને હું, અર્જુનભાઈ, રસિકભાઈ, રામચંદ્રભાઈ વગેરે નીચે બેઠા. રેવાશંકર ત્રિવેદી સ્વામીશ્રીની પાછળ પંખો નાખતા ઊભા રહ્યા. સ્વામીશ્રીએ વાત શરુ કરી. ભાદરોડમાં ભગતજી મહારાજે જે અલૌકિક સુખ આપ્યું તે પ્રસંગ સ્વામીશ્રી વિસ્તારથી કહેવા લાગ્યા. પરંતુ અશક્તિને લઈને શ્વાસ એકદમ ચડયો અને શબ્દો અસ્પષ્ટ આવવા લાગ્યા. પછી મેં હાથ જોડી કહ્યું "બાપા! આપની પાસેથી આ પ્રસંગ ઘણીવાર સાંભળ્યો છે. અત્યારે આપને શ્વાસ ચઢે છે, તો આરામ કરો તો સારું." એટલું કહ્યું, એટલે પોતે અટકયા અને કહ્યું "સારું. પણ મેં આ ચાર આખ્યાન કંઠે કર્યા છે તે મારે તમને શીખવાડવા છે. એક તો ભાદરોડમાં ભગતજીએ અલૌકિક સુખ આપ્યું તે પ્રસંગ, બીજો સં. ૧૯૫૩માં ભગતજી મહારાજને ધામધૂમથી જૂનાગઢમાં જન્માષ્ટમીના સમૈયે તેડાવ્યા તે, ત્રીજો જાગાસ્વામીના ઓરડે જવા જીભાઈ કોઠારીએ બંધી કરી હતી તે ઉપાધિ ટાળી તે, અને ચોથો ડાંગરમાં જાગાસ્વામીની છેલ્લી સેવાનો લાભ લીધો તે. આ ચાર આખ્યાન જે કોઈ કંઠે કરશે, ગાશે કે સાંભળશે તેને કામ, ક્રોધાદિક શત્રુ પીડી શકશે નહિ." એટલું કહીને પછી પોતે પોઢી ગયા. આ ચારે આખ્યાનોમાં પોતાની

અતિશ્રેષ્ઠ ગુરુભક્તિ અને પોતાના લીલા ચરિત્રોનો સંબંધ હતો. એટલે એમના શિષ્યો માટે તો ગુરુભક્તિનો શ્રેષ્ઠ આદર્શ અને પ્રગટના લીલા ચરિત્રોના સંબંધથી, આ ચારે આખ્યાન મનને સ્થિર કરવાના અને નિર્વિઘ્નપથી થવાના સાધનરૂપ જ હતા.

ઘણા હરિભક્તો સ્વામીશ્રીના દર્શન અને સેવા માટે આવતા. સ્વામીશ્રી કોઈ કોઈ વખત તેમને પાસે બેસારે અને કોઈ કોઈ વખત દૂરથી જ હાથના ઈશારાવતી બહાર જવાનું કહી દે ઇશ્વરભાઈ આવે ત્યારે તેમને કહેતા કે "તમારે સંકલ્પે ગઢડામાં આરસનું મંદિર થાય છે, માટે બળમાં રહેજો, સેવા કરજો અને દેખરેખ રાખજો." *મુંબઈથી છગનભાઈ આવે તો તેમને જોઈને કહે, "આમણે તો, દાળમાં ઘી નાંખીને જેમ કોઈ આગ્રહથી પાય તેમ અમારી માંદગીની તમામ સેવા માથે લઈ લીધી છે." દાદુભાઈ તથા કાંતિભાઈ અમીન આવે તો તેમને કહે "ગઢપુરની સેવા કરવા માટે મહારાજે તમને લક્ષ્મી આપી છે, માટે ખૂબ વાપરજો." ચિત્તળવાળા વ્રજલાલ શેઠને જોઈ કહે, "આ તો મેવા, ફળ અને રસોઈ આપી ધરવી દે તેવા છે. ભારે સંસ્કારી છે." અક્ષર પુરુષોત્તમ સ્વામીની વાતોના પડકારા સાંભળી રમૂજ કરતા કહે, "આ અક્ષર સ્વામી નંદુભાઈ શેઠને રંગી નાખશે." એમ જે આવે તેમને તેમના અંગ પ્રમાણે બે શબ્દો કહી આનંદ કરાવતા.

**જોગી જેવા સાધુ અનંત કોટી બ્રહ્માંડમાં નથી**

યોગીજી મહારાજ દિલ્હીથી પધાર્યા અને બે દિવસ રોકાયા. પછી સ્વામીશ્રીએ તેમને ગોંડળ જવા આજ્ઞા કરી. યોગીજી મહારાજ જવાની તૈયારી કરી રજા લેવા સ્વામીશ્રી પાસે આવ્યા અને દંડવત્ કરી પગે લાગ્યા. ત્યારે સ્વામીશ્રીએ તેમને સામા હાથ જોડયા અને કહ્યું, "સ્વામીના સ્થાનમાં જાઓ

---

* દર અઠવાડિયે આવતા

છો તો સ્વામી, ભગતજી મહારાજ અને જાગા ભકત સ્વામીની અમારા વતી પ્રાર્થના કરજો અને દયાભાવ રાખજો" પછી કહ્યું, "હવે તો મહારાજ ધામમાં તેડી જશે. માટે આ નારણદાસ* તમને સોંપ્યા અને આ મંદિરો તમામ પણ તમને સોંપ્યા. તો ધ્યાન રાખજો." અગમ નિગમની સર્વ વાતને સ્વામીશ્રીની જેમ જ હસ્તામલકવત્ દેખતા, યોગીજી મહારાજ તો સ્વામીશ્રીના અખંડ પ્રગટપણાના અનુભવી હોવાથી, યોગેશ્વરની આ માયામાં છેતરાય તેવા ન હતા. પરંતુ ગુરુભક્તિના સહજ એવા ભાવમાં આવી, સ્વામીશ્રીની આ વાતોથી, વિરહની વેદનાથી, તેઓ આર્દ્ર થઈ ગયા. સ્વામીશ્રીએ તેમને રજા આપી અને તેઓ રાત્રે ગોંડળ જવા નીકળી ગયા.

બીજે દિવસે યોગીજી મહારાજને સંભારીને સ્વામીશ્રી બોલ્યા, "અહો ! જોગી જેવા સાધુ અનંત કોટિ બ્રહ્માંડમાં નથી." એટલું કહીને નારાયણ સ્વામીને બોલાવીને કહ્યું, "જોગી મહારાજની આજ્ઞામાં રહેજો." એમ કહીને પછી બોલ્યા "બીજાને તો ઓરડાની બહાર જવાનું કહીએ ત્યારે આઘાપાછા થાય. પણ જોગી મહારાજ તો ઈશારામાં સમજી જાય અને તુરત બહાર જતા રહે. અમારી અનુવૃત્તિ ચાલીસ વર્ષથી અખંડ પાળતા આવ્યા છે, એવા એ મરજીના જાણનારા છે."

બપોરે અર્જુનને યાદ કર્યા અને બોલ્યા કે "અર્જુન સવ્યસાચી હતા. બીજા સો બાણ છોડે તો અર્જુન બસો બાણ છોડતા." એમ કહીને પોતે બે હાથથી બાણ છોડવાની કળા બતાવવા લાગ્યા. પછી કહ્યું "મને પેલા ડાબે હાથે જ બધું ફાવતું. પરંતુ સંબંધીએ ડાબા હાથ ઉપર લાકડી મારી એ ટેવ છોડાવી."

* શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી.

નારાયણ સ્વામી, હકાભાઈ, રસિકભાઈ, રામચંદ્રભાઈ બધાએ મળીને એક દિવસ સ્વામીશ્રીને પ્રાર્થના કરી કે "બાપા ! હજુ ગઢડાનું કામ, વરતાલનું કામ, મુંબઇનું કામ, બધા કામ બાકી છે. માટે આ રોગ દૂર કરો." ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, "હવે તો લબડાય નમઃ એવું થઈ ગયું છે. મહારાજની ઇચ્છા હશે તેમ થશે." એટલે હકાભાઈ બોલ્યા "આપ તો સ્વતંત્ર છો." તે સાંભળી સ્વામીશ્રીએ ધીરે રહીને કહ્યું, "એ તો ખરું પણ મહારાજની મરજી પ્રમાણે જ વર્તાય." એમ કહીને હકાભાઈને કહ્યું "હવે તો અટલાદરા જવું છે. જો હું ના પાડું તો પણ મને લઈ જજો." એમ રમૂજ કરતાં કહ્યું. પછી બોલ્યા કે "અહો ! મહારાજના પરમહંસો તો પગે ફરતાં, ગાડા ગાડી કાંઈ ન હતું. અદ્ભુતાનંદ સ્વામી મહારાજ જોડે જ ફરતા. આજ તો ગાડીઓ, મોટરો, વગેરે સાધન થઈ ગયા છે, પણ હવે શ્રદ્ધા ખૂટી છે." પછી ગોવરધનભાઈને કહ્યું "અટલાદરા જવા મોટર મંગાવજો."

જન્માષ્ટમીના સમૈયા ઉપર સ્વામીશ્રીને અટલાદરા જવું હતું. હજારો હરિભક્તોને હવે તો આ છેલ્લીવારના દર્શન અને સેવાનો લાભ આપવો એજ તેમની ઈચ્છા હતી. છેલ્લા બે ત્રણ દિવસથી, "મોટરની વ્યવસ્થા કરી કે ?" એવું પૂછ્યા જ કરતા હતા. હરિભક્તોને મનમાં એમ હતું કે આવી માંદગીમાં અટલાદરા મોટરમાં જઈ શકાય જ નહિ. અશક્તિ વધારે આવે. સ્વામીશ્રી તેમનો ભાવ સમજી ગયા અને કહ્યું, "બહાર જવાથી તો તબિયત સુધરશે, હવા ફેર થશે. આમ ફરીએ તો સારંગપુર જવાની પણ હિંમત આવે. માટે આવું સાહસ એક દિવસ તો કરવું જ પડશે." એમ કહી મોટર માટે ફરી આગ્રહપૂર્વક કહ્યું.

અગાઉ એક વખત મુક્તરાજ મથુરભાઈએ સ્વામીશ્રીને અટલાદરા પધારવા વિનતિ કરી ત્યારે સ્વામીશ્રીએ ચોખ્ખી ના

પાડી હતી. ત્યારબાદ પાંચ સાતવાર ફરી ફરી તેમણે અટલાદરા પધારવા સ્તુતિ કરી. પરંતુ સ્વામીશ્રી કહે, "આવે દેહે ત્યાં શી રીતે અવાય ? માટે સંકલ્પ જ કરશો નહિ." આજે એકાએક તેમના ઉત્કૃષ્ટ ભાવની પરાકાષ્ટા જોઈ, સ્વામીશ્રીએ અટલાદરા જવાનું નક્કી કર્યું અને પોતે તૈયાર થઈ માથે રૂમાલ બાંધી ઢોલિયામાં બિરાજ્યા. સૌએ જાણ્યું કે હવે સ્વામીશ્રી ગયા વિના રહેશે જ નહિ. એટલે મોટરની ગોઠવણ કરી દીધી. સ્વામીશ્રી તેમના જોડિયા સાધુ અક્ષરપ્રિય તથા પોતાના અંગત સેવકોને લઈને અટલાદરા જવા નીકળ્યા.

× × ×

**બધાએ સ્વામિનારાયણ ભગવાનની જ માળા ફેરવવી**

અટલાદરામાં પણ અમદાવાદની જેમ ઘણા હરિભક્તો સ્વામીશ્રીના દર્શન માટે આવતા. સ્વામીશ્રી પણ દરેકને તેમના ભાવ પ્રમાણે સુખ આપતા. હાથમાં માળા અને મહારાજ, સ્વામી અને ભગતજી મહારાજની વાતો સિવાય, બીજી કોઈ વાત સ્વામીશ્રી કરતા નહિ. ગઢપુર સંબંધી કોઈ કોઈ વખત કાંઈ પૂછતાં અને ત્યાંનું કામ ધમધોકાર ચાલે છે તે જાણી, રાજી થતા. કોઈ કોઈ વખત પોતાની રુચિ બતાવતા સૂત્રો સમજાવે અને કહે "પૈસાવાળા સાથે તથા રાજવાળા સાથે મિત્રાચારી કરીએ તો દુઃખ આવે."

એક સાધુએ સ્વામીશ્રીને કહ્યું "હું તો આપની માળા ફેરવું છું અને મારે મનતો આપ જ ભગવાન છો." એ સાંભળી સ્વામીશ્રીએ તેને ઠપકો આપતા કહ્યું, "એમ ન બોલવું. બધાએ સ્વામિનારાયણ ભગવાનની માળા ફેરવવી અને તેમનું જ ભજન કરવું. હું પણ તેમજ કરું છું અને તમે પણ તેમજ કરશો. મારી આજ્ઞા છે. એમ નહિ કરો તો અપરાધ થશે." આ પ્રમાણે સિદ્ધાંતમાં રંચ માત્ર પણ ફેર ન પડવા દેતા.

અહીં આવ્યા પછી શરીર દબાવવાનું પ્રકરણ શરૂ કર્યું. તેમાં પણ એવી અલૌકિક લીલા કરે કે ઘડીમાં સાત આઠ જણાને ખૂબ જોરથી શરીર દબાવાનું કહે અને એમ દાબે છતાય કહે "શરીર ઉપર કેમ ભાર જ લાગતો નથી ? કોઈનામાં જોર જ નથી." એથી ઊલટું કોઈ વખત ફક્ત એક બે જણા શરીર ઉપર સુંવાળપથી હાથ ફેરવે, ત્યારે કહે "ધીરે ધીરે, મને બહુ ભાર લાગે છે." આવી વિચિત્રતામાં સ્વામીશ્રીની આ માંદગી સૌને અગમ્ય જણાવા લાગી.

## મહેળાવમાં મંદિરની આગાહી

જન્માષ્ટમીના સમૈયા ઉપર મહેળાવથી નારણભાઈ મહીજીભાઈ આવ્યા. તેમને સ્વામીશ્રીએ બોલાવ્યા અને પૂછ્યુ, "નારણભાઈ ! મહેળાવમાં મંદિર માટેની જગ્યાનું શું થયું, ?" એટલું કહીને પછી બોલ્યા 'હું કહું છું તે જગ્યા ખ્યાલમાં રાખો. મહેળાવથી પેટલાદ તરફ જતાં દક્ષિણ દીશાએ દરોરા સમડી છે ત્યાં આગળ ગઢડાથી વરતાલ જતાં મહારાજ પરમહંસો સાથે વિસામો લેવા મુકામ કરતા. પાંચસો પરમહંસો ત્યાં તંબુ નંખાવી રહેતા અને નાહી ધોઈ ગામમાં થઈને વરતાલ પધારતા. શ્રીજી મહારાજ પણ ગઢડાથી આવતા ત્યાં રોકાતા અને કાનજી કૂવે નાહી, સંતો સહિત વરતાલ જતા. આ જૂની જગ્યા ખૂબ પ્રસાદીની છે. તે પ્રસાદીની જગ્યાનો ઉપયોગ મંદિર માટે થાય તો સારું. ત્યાં મંદિર કરવા જેવું છે." આ પ્રમાણે સ્વામીશ્રીએ મહેળાવમાં મંદિર કરવા સ્થળ નિર્માણ કરી દીધું અને પોતાનો ગૂઢ સંકલ્પ પણ નારણભાઈને જણાવી દીધો.

ભાવનગરથી મુક્તરાજ કુબેરભાઈ સ્વામીશ્રીના દર્શને પધાર્યા. સ્વામીશ્રીને દંડવત્ કરતા એકદમ ગળગળા થઈ ગયા, અને સ્વામીશ્રીના ચરણકમળમાં માથું મૂકી રડી પડ્યા. સ્વામીશ્રી પ્રત્યેનો તેમનો અતિ અદ્ભુત સ્નેહ સૌએ ઘણા પ્રસંગે નીહાળ્યો

હતો. છતાં આજે સૌને એમ હતું કે, "સ્વામીશ્રી હવે ધામમાં પધારી જશે." મુક્તરાજ કુબેરભાઈને પણ એજ બીક હતી. સ્વામીશ્રીએ તેમને માથે હાથ મૂકતા કહ્યું, "હમણાં પાંચ સાત વર્ષ તો હું ધામમાં જવાનો નથી. માટે મુઝાશો નહિ." કુબેરભાઈએ હાથ જોડી કહ્યું, "દયાળુ! મહારાજ આજ રીતે સૌને છેતરીને ચાલ્યા ગયા હતા. એવું તો આપ નહિ કરોને?" સ્વામીશ્રીએ આ સાંભળી સૂચક હાસ્ય કર્યું પણ કશો ઉત્તર આપ્યો નહિ.

ચાણસદથી વૈદ્યરાજ મૂળજીભાઈ સ્વામીશ્રીના દર્શને પધાર્યા. સ્વામીશ્રીએ તેમને જોઈને હસતા હસતા કહ્યું, "આવો વૈદ્યરાજ! તમારે શરણે આવ્યા વિના છૂટકો નથી." એમ કહી વૈદ્યરાજના હાથમાં પોતાનું કાંડું આપી નાડી જોવરાવવા લાગ્યા. પછી વૈદ્યરાજને પૂછ્યું, "આ શું થાય છે તે તમને સમજાય છે?" વૈદ્યરાજે નાડી જરા જોરથી પકડતાં કહ્યું "બાપા! આપની નાડી કોઈનાય હાથમાં આવે એવી નથી. એટલે મને તો એમ જ લાગે છે કે આ બધી આપની અલૌકિક લીલા જ છે!" સ્વામીશ્રી તે સાંભળી હસ્યા અને બોલ્યા કે "તમે તો ભગતજી મહારાજના સંસ્કારવાળા એટલે ભૂલા ક્યાંથી પડો?" ત્યાર બાદ ચાણસદના મંદિરમાં અક્ષર પુરુષોત્તમ મહારાજ અને ભગતજી મહારાજની મૂર્તિઓ પધરાવવાની હતી, તે મૂર્તિઓ સ્વામીશ્રી પાસે લાવ્યા. એટલે સ્વામીશ્રીએ તે મૂર્તિઓ ઉપર હાથ ફેરવી અને આરતી ઉતારી. પછી વૈદ્યરાજને તે મૂર્તિ આપતાં કહ્યું "જાઓ ફત્તેહ કરજો." એમ કહી દરેક મૂર્તિનાં નામ બોલી જય બોલાવી.

હવે તો ધામમાં જવાનો સંકલ્પ થાય છે

ભાદરણથી હિરાભાઈ સ્વામીશ્રીને દર્શને આવ્યા. તેમને જોઈ સ્વામીશ્રી બોલ્યા. "હિરાભાઈ! હવે તો ધામમાં જવાનો સંકલ્પ થાય છે." ત્યારે હિરાભાઈએ કહ્યુ "સ્વામી! એવું ના બોલશો." આમ સ્વામીશ્રી અનેક પ્રકારની

લીલા કરે છે. દવા આપવા કોઈ આવે ત્યારે અણગમો બતાવી કહે છે "ધામમાં જવું અને વળી દવા શા માટે?" વળી કોઈ વખત દવાનો સમય થઈ ગયો હોય અને દવા ન આવે ત્યારે જરા ઠપકો દેતાં કહે, "તમે બધા કહો છો કે પાંચ સાત વરસ દેહ રાખો. પણ એમ તે કાંઈ દેહ રહે? દવા વખતે દવા ન લાવો તે દવા વગર દેહ રહે ખરો?" આમ મુઝવણનું મોજું ફેરવ્યા જ કરે.

રામચંદ્રભાઈ સ્વામીશ્રીની રજા લઈને જરા ઓરડા બહાર ગયા. તે ગયા એટલે તુરત જ એક સેવકને કહ્યું, "રામચંદ્ર ક્યાં ગયા? જાઓ બોલાવી લાવો." રામચંદ્રભાઈને બોલાવવા એક સેવક એકદમ દોડ્યો અને રામચંદ્રભાઈને જઈને કહ્યું, 'સ્વામી બોલાવે છે.' રામચંદ્રભાઈ સ્વામીશ્રી પાસે આવ્યા. ત્યારે સ્વામીશ્રી તેમને જોઈને બાળકની જેમ રડી પડ્યા અને તેમને કહ્યું, "તમે કેમ જલ્દી પાછા ન આવ્યા? તમારા વિના મને ગમતું નથી. તમે અહીં બેસો છો એટલે મને શાંતિ થાય છે." રામચંદ્રભાઈને પોતાના અહોભાગ્ય મનાયા કે સ્વામીશ્રીને તેમના પ્રત્યે આવી અતૂટ સ્નેહગ્રંથી છે. એટલામાં દવા આવી એટલે સ્વામીશ્રીએ પૂછ્યું, "કેટલા વાગ્યા?" રામચંદ્રભાઈએ કહ્યું, "સાત વાગ્યા." ... ીશ્રી રમૂજ કરતા
બોલ્યા, "સાત વાગે રે સાત વાગે રે શ ... ."

રાત્રે મુક્તરાજ કુબેરભાઈને ... ની
પાસે વાતો કરાવી. તેમની ...
અને કહ્યું, "અહો, આ...
પછી પોતે સૂતા અતા...
કહ્યું "સૌને એમ કે ...
જુવે ત્યારે ખબર પ...
કુબેરભાઈએ કહ્યું, ...
નાળિયેર જેવું છે. ...

એટલે સૌ એમ માને" કુબેરભાઈ જેવા બુદ્ધિશાળી પાસેથી આવો ઉત્તર સાંભળી સ્વામીશ્રી હસ્યા.

**મુક્તો મને બોલાવે છે**

મથુરભાઈ આવ્યા. તેમણે સ્વામીશ્રીને પૃછ્યુ "ડૉકટરને બોલાવીશું'?" ત્યારે સ્વામીશ્રીએ કહ્યું "હજારો દાકતરો આવે પણ આ મંદવાડ નહિ મટે. માટે દાકતરને ના બોલાવશો." પછી રામચંદ્રભાઇને કહ્યું "મથુરભાઇ શું જાણે? તમે જાણો છો. આ મંદવાડ કોઇ દાક્તરોથી મટે તેવો નથી." પછી બોલ્યા કે "દુઃખ બહુ પડે છે. દેહ પડી જાય તો કેવું?" ત્યારે રામચંદ્રભાઇ કહે "સારું, બધી ઉપાધિ ટળી જાય." ત્યારે સ્વામીશ્રીએ કહ્યું "મારી ઉપાધિ ટળી જાય તો તમે રાજીને?" એટલે રામચંદ્રભાઇએ કહ્યું "ના, હું જરાય રાજી નહિ." પછી સ્વામીશ્રી થોડીવાર પોઢી ગયા. થોડીવારે જાગીને કહ્યું "આજે સ્વપ્નામાં બાલમુકુંદ સ્વામીએ દર્શન દીધાં. હવે આ બધા મુક્તો મને બોલાવે છે."

સ્વામીશ્રીની સેવામાં ચાણસદના મોતીભાઈ પ્રભુદાસ પટેલ* પણ હતા. તેમણે સ્વામીશ્રીને કહ્યું "મહારાજને કહેતા કેમ નથી કે દુઃખ મટાડો." ત્યારે સ્વામીશ્રીએ કહ્યું "મહારાજને કશું ન કહેવાય." એટલે મોતીભાઇ કહે "ત્યારે મહારાજ દુઃખ કેમ આપે છે?' 'એ તો એ જાણે.' એટલું કહી સ્વામીશ્રી પડખું ફરી ગયા. થોડીવારે જાગ્યા અને બોલ્યા "મહારાજની ઈચ્છા હશે તો કોઈ એકાંતિક વિપ્રને ત્યાં જન્મ લઈશું." પછી કહ્યુ "એક બહુજ અગત્યની સમજવા જેવી વાત કહું છું. જેને, જેને વિષે ભાવ હોય તેનું, સ્વરૂપ ધરી મહારાજ પોતે દર્શન દે છે કે તેડવા આવે છે. પણ ગુણાતીતાનંદ સ્વામી અને ગોપાળાનંદ સ્વામી તો સિદ્ધ દશાવાળા કહેવાય. તે અનેક સ્વરૂપધારી અનેક સ્વરૂપે વિચારી શકે છે."

* સદ્ગુરુ શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજીના પૂર્વાશ્રમના પિતા

રાત્રે ટાઢ આવી અને ગભરામણ પણ બહુ જણાવી. પછી ધીરે ધીરે પોઢી ગયા. થોડીવારે જાગ્યા અને બોલ્યા કે "અનંત પ્રકાશે યુક્ત અક્ષરધામમાં મને શાંતિ લાગી. પણ આંખ ઉઘડી ત્યારે થોડી થોડી ટાઢ જણાવા લાગી." એટલે રામચંદ્રભાઇએ કહ્યું, "હવે ટાઢ થોડી થોડી ઓછી કરો." ત્યારે સ્વામીશ્રીએ કહ્યું "ઓછી થયે જ છૂટકો છે. ઓછી થશે જ. નહિ તો મંદિર શી રીતે પૂરું થશે?" પછી બોલ્યા "ગ. મ. ૯ મું વચનામૃત તમામ વચનામૃતોમાં સર્વોપરી છે. ત્યાર પછી ગ. મ. ૧૩ મું આવે. અને ગ છે. ૩૦ અને ૩૮ વચનામૃત તો જીવન પ્રાણ જેવા લાગે છે." એટલી વાત કરીને ભાઇઆત્માનંદ સ્વામીને ગુણાતીતાનંદ સ્વામીએ મહારાજની સર્વોપરી નિષ્ઠા કરાવી તે વાત કરી અને પછી બોલ્યા, "આવી વાતો કરીએ છીએ ત્યારે આનંદ આવે છે. પણ શરીર ખમતું નથી એટલે પાછું દુઃખ થાય છે." પછી નારણજી મહારાજને તેડાવ્યા અને તેમને વાતો કરવાનું કહ્યું. નારણજી મહારાજે ઘણી વાત કરી અને પછી સાખી બોલ્યા:

ચીલે ચાલે ગાડુ કે ચાલે કપૂત,
પણ ન ચાલે સિંહ, સદ્‌ગુરુ ને સપૂત.

એમ સ્વામીશ્રીએ, સર્વોપરી મહારાજ અને અનાદિ મૂળ અક્ષર ગુણાતીતાનંદ સ્વામીની શુદ્ધ ઉપાસના પ્રવર્તાવવા સારુજ ચીલો બદલ્યો તો આજે જગતમાં વિજય ડંકો વાગી ગયો.

સાંજે મથુરભાઈ તથા અક્ષર પુરુષોત્તમ સ્વામી તથા બીજા સંત હરિભક્તો સ્વામીશ્રી પાસે બેઠા હતા. સ્વામીશ્રીએ મથુરભાઇને વાત કરી, "આ જોગી જેવા સાધુ અત્યારે વરતાલ અમદાવાદ દેશમાં તો શું પણ આખા બ્રહ્માંડમાં પણ નથી. તો એમને રાજી કરી લેશો. તમે પુરીવાળું ખેતર આપવા કહ્યું હતું, તે આ અક્ષર સ્વામી અને જોગી મહારાજ બંને જાણે છે. તો તમારું વચન પાળજો અને જોગી મહારાજના આશીર્વાદ લઈ લેજો. જોગી

મહારાજનો જો રાજીપો થઇ જાય અને આશીર્વાદ મળી જાય તો સો જન્મેય સારું ન થવાનું હોય તેનું આને આ જન્મે સારું થઈ જાય, એવા એ મોટા છે અને વળી બહુ દયાવાળા છે. અટલાદરા આવવા મારી ઇચ્છા ન હતી પણ તમોને રાજી કરવા આવ્યો છું. વળી જોગી મહારાજે પુરીવાળું ખેતર મથુરભાઈ આપશે એમ કહી જય બોલાવી, એટલે એમનું રાખવા માટે પણ મારે આવવું પડે ને ?" આમ સ્વામીશ્રીએ ઘણી વાતો કરી. અટલાદરામાં ઠાકોરજીને સાંજના પુરી દૂધના થાળ માટે એક ખેતર આપવા મથુરભાઇએ કહ્યું હતું. તે અંગે હવે જલ્દી દસ્તાવેજ કરી નાંખવા સ્વામીશ્રીએ તેમને આ સૂચન કર્યું. પછી ભાદરણવાળા હિરાભાઇને સ્વામીશ્રીએ કહ્યું "તમે આમાં પુષ્ટિ કરજો. આમાં તો આંગળી ચીંધે તેને ય પુણ્ય મળે છે." એટલી વાત કરીને પછી બધાને બહાર જવા આજ્ઞા કરી.

રાત્રે આરતી પછી સૌને પોતાની પાસે બોલાવ્યા અને ગ. અં. ૭ મું વચનામૃત વંચાવીને વાત કરી, "મહારાજે કહ્યું છે કે જેને પોતાનું કલ્યાણ ઇચ્છવું તેને તો ભગવાન ને ભગવાનના સાધુ એથી ઉપરાંત બીજુ કાંઈ જગતમાં સુખદાયી નથી. માટે જેમ પોતાના શરીરને વિષે જીવને આત્મબુદ્ધિ વર્તે છે તેવી ભગવાન ને ભગવાનના સંતને વિષે રાખી જોઇએ અને ભગવાનના ભક્તનો પક્ષ દઢ કરીને રાખ્યો જોઇએ. આ વચનામૃતમાં મહારાજે જે ભગવાનના ભક્ત કહ્યા તે અનાદિ અક્ષરધામ ગુણાતીતાનંદ સ્વામી ! તેમનો પક્ષ આપણે, મહારાજના અંતરના સિદ્ધાંત મુજબ, દઢ કરીને રાખ્યો, મધ્ય મંદિરમાં મહારાજની જોડે સ્વામીને બેસાર્યા. તેમાં અપમાન, તિરસ્કાર કે દુઃખ ન ગણ્યાં તો આજે અખંડ શાંતિ અને આનંદ છે." એટલી વાત કરીને પછી બોલ્યા કે "અહો ! કાનમનું તો ભાગ્ય ઊઘડી ગયું. આ તો ચરોત્તર, વાકળ અને કાનમનું મધ્ય સ્થાન અને આણંદ, અમદાવાદ, મુંબઈના હરિભક્તોને પણ સુગમ પડે તેવું સ્થાન છે. માટે

ભવિષ્યમાં આચાર્ય થશે તે અહીં જ રહેશે.” ત્યારે રામચંદ્રભાઈએ પૂછ્યું આચાર્યનો કોઈ સાંધો ગોઠવી રાખ્યો છે,? એટલે સ્વામીશ્રીએ હસીને કહ્યું, “સાંધો તો હોય જ ને !” પછી ફરી પૂછ્યું “ત્યારે સમાધાન તો થવાનું નહિ જ ને ?” ત્યારે સ્વામીશ્રીએ કહ્યું “સમાધાન થવાનું તો એવું છે કે આપણું બધું જ રહે તો એ બને. આખા સત્સંગમાંથી અને આફ્રિકાથી લાખો રૂપિયા ખર્ચીને મૂર્તિઓ પધરાવી છે તે શું કાઢી નાખવા માટે ? કે નામ ફેરવી નાખવા માટે ? એવું કદી બને ખરું ?” એટલી વાત કરીને પછી પલંગમાં બેઠા થયા અને મુખ ઉપર હાથ ફેરવતાં કહ્યું “આ સમે કોઇ હજામ આવી વતુ કરી જાય તો રૂપિયા પચ્ચીસ તેને આપીએ !” અહો ! ટાણાની સેવાનું કેટલું માહાત્મ્ય છે ? પછી તો સ્વામીશ્રીએ બધાને સઇ જવાની આજ્ઞા કરી.

**ગઢપુરની આરતી જોગી ઉતારશે**

મણીલાલ નાનાલાલ ભટ્ટ આ પ્રસંગ દરમ્યાન ઘણું ખરૂં અટલાદરા જ રહેતા. તેમની સાથે ઠીકરિયાના મણીલાલ જેઠાલાલ ઠાકર પણ કોઈ કોઈ વખત આવતા. ઠીકરિયા મંદિરના ખાત વખતે, તેમણે મોટી રસોઇ આપી હતી. તે સંભારી સંભારી સ્વામીશ્રી તેમને આશીર્વાદ આપતા અને બહુજ રાજીપો બતાવતા. એક પ્રસંગે સ્વામીશ્રીએ મણીલાલ ભટને કહ્યુ “જુઓ મણીભાઇ ! મૂર્તિની સેવા તમારે કરાવવાની છે. મહિસાગરની પેલી બાજુ તમારે ફરવું અને એક ઘરમાંથી રૂા. ૧૦૧) આપે એટલે વધારે એક પાઈ પણ ન લેવી.” ત્યારે મણીભાઇએ કહ્યુ “સારંગપુરમાં મૂર્તિ અને કળશ બંને સાથે કરવા અને આરતી આપે ઉતારવી. એવું વચન આપો.” એ સાંભળી સ્વામીશ્રી હસ્યા અને કહ્યુ ‘ હું તો છું જ ને ! સારંગપુરના મંદિરમાં કળશ ચઢયા પછી આરતી ઉતારવાનો મારો સંકલ્પ છે, તે ઉતારીશ. અને હું નહિ ઉતારી શકું તો જોગી ઉતારશે. જોગી ઉતારે તે મારા ઉતાર્યા બરોબર છે. મારા

ઉતાર્યામાં અને એમના ઉતાર્યામાં કાંઇ ફેર નથી. ગઢડાની પણ એ ઉતારશે. એથી તો દીક્ષા આપવાનું, સાધુ કરવાનું, મેં હવે જોગી મહારાજને સોંપ્યું છે, અને એમણે બે ચાર સાધુ બનાવ્યા પણ છે. એટલે મારાથી નહિ થાય તો જોગી કરશે.' સ્વામીશ્રીના ભવિષ્ય કથનના આ શબ્દો, તેમને હવે લીલા સંકેલવાનો દઢ સંકલ્પ છે, તે સૂચવતા હતા. સૌના અંતરમાં આ શબ્દોથી વિષાદની ઘેરી છાંય પ્રસરવા લાગી.

બીજે દિવસે સાધુના મહિમાનો શ્લોક બોલ્યા :

न ह्यम्मयानि तीर्थानि न देवा मृच्छिलामयाः ।
ते पुनन्त्युरुकाले दर्शनादेव साधवः *॥

ભાગવત ૧૦-૪૮-૩૧

એ શ્લોક બોલી તેનો અર્થ સમજાવ્યો અને પછી વાત કરી. 'કામ, ક્રોધ ન કરે અને શાંતિ રાખે તો શોભે. શાંતિનું ઘરેણું પરાક્રમ છે, પરાક્રમનું ઘરેણું જે પ્રમાણે બોલે તે પ્રમાણે કરે તે છે.' પછી ભગવાનના મહિમાનો आसामहो चरणरेणुजुषामहं स्यां । એ શ્લોક બોલીને કહ્યું "ઉદ્ધવજીને ગોપીઓનો કેવો મહિમા ? માટે ભગવાનને પામવાની જે ક્રિયા તેજ વૈદિક માર્ગ છે."

**શાસ્ત્ર, પુરાણ કે વેદમાં ન મળે એવી ટાઢ**

આજે ટાઢનું પ્રકરણ શરુ કર્યું. એક સાધુએ કહ્યું, "સ્વામી ! આજે તો ટાઢ વહેલી આવી માટે વહેલી કાઢી મૂકોને." ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, "પૂરા બે કલાક તો થવા દો." એમ કહીને ટાઢનું ભયંકર પ્રકરણ શરુ કર્યું. એક પછી એક

* અર્થ : તીર્થ કે પ્રતિમા કલ્યાણ કરે છે પરંતુ ઉરુકાળે એટલે લાંબે સમયે. પણ સાધુ તો દર્શનમાત્રથી કલ્યાણ કરે છે. એવો સાચા સત્પુરુષનો મહિમા છે.

સેવકો શરીર દબાવે, શેક કરે એમ ચાલ્યા જ કર્યું. સ્વામીશ્રીએ પણ ખૂબ અકળામણ બતાવી અને બધાને ઢીલા કરી દીધા. આ બધા પ્રયોગોથી પણ ટાઢ ન મટી. ત્યારે સ્વામીશ્રીએ કહ્યું "શાસ્ત્ર, પુરાણ કે વેદમાં નથી એવી ટાઢ આવે છે." આ સાંભળી સૌ હસી પડયા. સાધુ માધવચરણદાસે કહ્યું, "એમ શાસ્ત્ર, પુરાણ કે વેદમાં મળતી ન આવે તો તો ટાઢ ખોટી જ હોવી જોઈએ. માટે સાચું કહો ટાઢ સાચી કે ખોટી!" આ સાંભળી સ્વામીશ્રી પણ હસી પડયા અને બોલ્યા "હું તો રાત સમજતો હતો એટલે ટાઢ આવી એમ કહ્યું. દિવસ છે એમ ખબર હોત તો ન કહેત." એમ કહી બધા પ્રયોગો બંધ કરાવી સારા કીર્તન બોલવાની આજ્ઞા કરી.

સ્વામીશ્રીની આજ્ઞા થતાં સંતવલ્લભદાસ સ્વામી "સુખદાયક રે (૨) સાચા સંતનો સંગ-સંત સમાગમ કીજીએ" એ કીર્તન ગાવા લાગ્યા. તેમાં "સંત વચન ભાવે સૂણે, તેના પાતક રે (૨) પામે સર્વે નાશ. સંત" એ કડી આવી, ત્યારે સ્વામીશ્રીએ કહ્યું "અમારી સેવામાં હો અને રાત્રે ઉજાગરો થયો હોય, બીજે દિવસે એકાદશી હોય અને ઉજાગરાને લીધે દિવસે સૂવો તો વચન લોપ્યાનું પાપ સંત નાશ કરી દે છે, એવો સંતનો મહિમા છે." એમ કહીને એ પદ દશ પંદર વાર બોલાવ્યું. પછી "પૂર્વ દિશામાં પ્રગટયા રે સર્વના કલ્યાણ કાજ "એ કીર્તન બોલાવ્યું. પછી પ્રેમવતીદાસ "છાના છાના છાના રે કયાં સુધી રહેશો તમે છાના" એ બોલ્યા. આમ થોડો સમય કીર્તનોની રમઝટ બોલાવી. પછી અક્ષરપ્રિય મગની દાળ લાવ્યા તે ચમચા વતી થોડી જમ્યા અને પ્રસાદી આપી પોઢી ગયા.

રામચંદ્રભાઈ માથે ટોપી પહેરીને સ્વામીશ્રી પાસે સેવામાં હતા. સ્વામીશ્રીએ તેમની આ વિચિત્ર મૂર્તિ જોઈ એકદમ કહ્યું ".ટોપુ ઘાલીને શું કરવા આવ્યા છો?" એમ કહી એમના માથા ઉપરથી ટોપી લઈ ફેંકી દીધી. પછી બોલ્યા, "અહો! અક્ષર-

ધામમાં કાંઈ આવી ઉપાધી હોય ? ત્યાં તો સ્વચ્છ, નિર્મળ વાતાવરણ, ભગવાન અને મુક્તોના મંડળ. મને તો એમાંથી કોઈ ઊઠાડે છે એટલે અકળામણ થાય છે, બાકી બીજું કાંઈ નથી. ”

વરતાલથી સાધુ ધર્મપ્રસાદ આવ્યા. તેમને વાત કરી, “ વરતાલ ના જવાનું અમે કોઈને કહેતા નથી. અમે પણ વરતાલ બાર મહિને એક વાર જઈએ છીએ. મહારાજે બાથમાં ઘાલીને મૂર્તિ પધરાવી છે એટલે અમારે પણ મહિમા છે. કોઈપણ રીતે સત્સંગની વૃદ્ધિ થાય અને સર્વોપરી મહારાજની નિષ્ઠા સૌને થાય એજ કરવાનું છે. મહારાજની મરજી વગર સૂકું પાંદડું પણ હાલવાને સમર્થ નથી. સારંગપુર, ગઢડાનું મંદિર મહારાજના પોતાના સંકલ્પથી થયું છે. બોચાસણમાં પણ મહારાજે કાશીદાસને વર આપ્યો હતો તેથી મંદિર થયું છે. ” એમ ઘણી ઘણી વાતો સત્સંગની પુષ્ટિની કરી. પછી પોતે ખુરશીમાં બેસી મંદિરે ઠાકોરજીના દર્શન કરવા પધાર્યા.

**અત્યારે જે કાંઈ છે તે જોગીજ છે**

નિરન્નમુક્તદાસજી, સનાતનદાસજી, જગજીવનદાસ, વિનુભાઈ ત્રિવેદી, રમેશ દલાલ વગેરે અમદાવાદથી આવ્યા. સ્વામીશ્રી તેમને જોઈ બહુ જ રાજી થયા. વિનુભાઈએ સ્વામીશ્રીને હાથ જોડી કહ્યું “ દયાળુ ! બે સમૈયે આવી નથી શકયો તો ક્ષમા કરશો !” સ્વામીશ્રી તો તેમની ભક્તિથી રાજી જ હતા. તેથી કહ્યું “તમે જ્યારે પધારો છો ત્યારે સમૈયોજ હોય છે. માટે તમારે મનમાં એવું રાખવું નહિ.” પછી જોગી મહારાજને સંભાર્યા અને બોલ્યા ” અહો ! જોગી તે જોગી, સાક્ષાત્ ગુણાતીત સ્થિતિ ! પહેલેથી એકજ રેણી. રોજ ચાર વાગે ઊઠે અને પ્રભાતિયાં ગાય. હરિભક્તો ઉપર બહુજ પ્રેમ. રોજ રોજ હરિભક્તોની વાટ જોયાજ કરે. અત્યારે જે કાંઈ છે તે જોગી જ છે. હું તો હવે સૂતો. નિર્ગુણદાસ ગયા, માટે સૌને હવે તેમનો જ આધાર છે. જોગી

મહારાજ પાસે તો કરોડ રૂપિયાની ઢગલી કરીએ તો પણ તે ઓછી ગણાય, એવા એ મોટા સાધુ છે. "એમ જોગી મહારાજના ખૂબ ગુણગાન ગાયા અને પછી બોલ્યા આજ તો જોગીને સંભાર્યા તે શાંતિ શાંતિ થઈ થઈ!"

આણંદથી મિસ્ત્રી રણછોડભાઈ, સત્યનારાયણભાઈ, મોતીભાઈ, મણીભાઈ નારણભાઇ વગેરે આવ્યા. તેમને સૌને જોઈ સ્વામીશ્રી ખડખડાટ હસ્યા અને ખૂબ રાજીપો બતાવ્યો. પછી મોતીભાઈએ કહ્યું "સ્વામી! આણંદ પધારો અને ઠાકોરજીની પ્રતિષ્ઠા કરી આરતી ઉતારો." ત્યારે સ્વામીશ્રીએ કહ્યું "શરીર સારું હશે તો બધું થશે. એ મંદિર તો મારા સંકલ્પથી થયું છે, નહિ તો ત્યાં તો બે આંબા અને બે લીમડા હતા. રહેવા માટે મંદિર કર્યું છે તો આરતી કેમ નહિ ઉતારીએ?" એમ હિંમત દેવા કહ્યું. સ્વામીશ્રીના એક એક શબ્દે જાણે બોતેર કોઠા ટાઢા થતા હોય એવી સુખ શાંતિ સૌને થઈ જતી. આ હરિભકતોને પણ સ્વામીશ્રીની આ વાતથી એકદમ શાંતિ થઈ ગઈ.

ટાઢ અને ગભરામણ બંનેને સાથે જોયા

બીજે દિવસે બધા ઢોલિયા પાસે બેઠા હતા ત્યારે સ્વામીશ્રીએ વાત કરી, "આજે તો ટાઢ અને ગભરામણ બંનેને સાથે આવતા મેં જોયા. પછી મનમાં વિચાર કર્યો કે બંનેને લડવા દો, જે જીતે તેને આવવા દઈએ, એવો સંકલ્પ કર્યો. ત્યાં તો બંનેની લડાઈ શરુ થઈ. ઘણા વખત સુધી બંને લડયા. પછી ટાઢ હારી અને ગભરામણ જીતી. એટલે તેને આવવા દીધી." આ રમૂજથી સૌ હસ્યા. સૌને પ્રતીતિ થઈ કે આ તો નટની માયા છે. પરંતુ સેવાનો અવકાશ મળતો એટલે સૌ રાજી રહેતા.

રમેશ દલાલ અમદાવાદ જવા રજા લેવા સ્વામીશ્રી પાસે આવ્યા. સ્વામીશ્રી તે વખતે પોઢી ગયા હતા. એટલે તે દૂરથી જ દર્શન કરી મોટરમાં બેસવા ગયા. તેના ગયા પછી સ્વામીશ્રી જાગ્યા

અને પૂછ્યું "રમેશ કયાં ગયો ?" ત્યારે કોઇકે કહ્યું "એ તો અમદાવાદ જવા મોટરમાં બેસવા ગયા છે." એટલે સ્વામીશ્રીએ કહ્યું "તેને હમણાં જ પાછો બોલાવો." એટલે રમેશભાઇને પાછા બોલાવવા માણસ ગયો. રમેશભાઈ સ્વામીશ્રી પાસે આવ્યા એટલે તેને જોઈને સ્વામીશ્રીએ કહ્યું "આજે નથી જવું." એમ કહી તેમની સાથે કેટલીક અંતરની વાતો કરી કહ્યું "હું તો અંતરથી અને બહારથી તારા ઉપર રાજી, રાજીને રાજી જ છું." એમ આશીર્વાદ આપ્યા. તે જ દિવસે અમદાવાદમાં મૂશળધાર વરસાદ પડયો અને ગાડીનો વ્યવહાર તદ્દન ખોરવાઈ ગયો. અમદાવાદ જતી ગાડીઓ રસ્તામાં જ અટકી પડી. રમેશભાઇને પણ આજ મુશ્કેલી નડત, પરંતુ સ્વામીશ્રીએ તેમની અદ્‌ભુત રક્ષા કરી.

**નંદાજીની ગઢપુર મંદિરની જવાબદારી**

ગઢપુર મંદિરના સમાચાર સ્વામીશ્રી રોજ પૂછતા. ત્યાં કેટલું કામ થયું છે, હવે શું બાકી છે, નાણા કેટલા છે વગેરે વિગતો આવી માંદગીમાં પણ સૌને આશ્ચર્ય ઉપજાવે તેવી રીતે સ્વામીશ્રી પૂછતા. જે કોઈ સ્વામીશ્રીના દર્શને આવતા તેમને સ્વામીશ્રી ગઢપુર મંદિરની સેવા કરવાનું કહેતા. તેમાં ઘણી વખત તો એવી લીલા કરતા કે તે જોઈને જ સૌ સેવા તુરતજ કરી દેતા. નંદાજી પધાર્યા ત્યારે તેમને ઉદ્દેશીને સ્વામીશ્રીએ કહ્યું "આ ગઢપુર મંદિરની જવાબદારી તમને હવે સોંપી. એ પૂરું કરવાનું તમારે માથે. મને તો ત્યાંથી પૈસા માટે કોઠારીના કાગળો આવે છે તે સાંભળીને જ ગભરામણ થાય છે." સ્વામીશ્રીની આવી વાતો સાંભળી નંદાજીને મનમાં થયુ કે ગઢપુર મંદિરની ચિંતા સ્વામીશ્રીને બહુજ છે. દિલ્હી જઇ તેમણે બે હજાર રૂપિયા ગઢપુર મોકલી દીધાં.

બીજે પ્રસંગ એક બે શેઠિયાઓ અને મોટેરા હરિભક્તો બેઠા હતા. તેમને સ્વામીશ્રીએ કહ્યું "ગઢપુર મંદિરમાં રૂા. ૧૦,૦૦૦ની જરૂર છે તો તેટલી રકમ આપો." સ્વામીશ્રી તો આકાશમાંથી રૂપિયાનો વરસાદ વર્ષાવી શકે તેમ હતું. પરંતુ આવા પ્રસંગે

બીજે દિવસે દાજીભાઈ બનેસિંહ આવ્યા. તેમણે સ્વામીશ્રીને ગઢડાની સેવા માટે પૂછ્યું. સ્વામીશ્રીએ કહ્યું "તમે ડાહ્યા છો અને વળી સત્સંગની લાગણીવાળા છો તે તમને ઠીક પડે તે સેવા કરો." પછી ત્યાં બેઠેલા સૌને સંબોધીને કહ્યું "મને તો થાય છે કે મૂર્તિઓ તૈયાર થાય એટલે ગઢપુર જઈને બે હાથ અડાડી આવીશ. બાકી તો બધું હવે જોગી મહારાજ કરશે. ગુણાતીતાનંદ સ્વામી જમણે પડખે અને ગોપાળસ્વામી ડાબે પડખે, વચ્ચે મહારાજ, એમ મૂર્તિઓ બેસારવી. જગતમાં લોકો કહે કે આપણે ગુણાતીતાનંદ સ્વામીનો પક્ષ છે તો તે વાત સાચી છે, માટે ભલે તેમ કહે. આપણા પ્રભુ કેવા છે, તેમના અનાદિ અક્ષરધામ કેવા છે અને અનાદિ મહામુક્ત કેવા છે, તે ભલે સૌ જાણે. ગોંડળમાં ગોપાળસ્વામીની મૂર્તિ પધરાવવી હતી પણ દેશકાળ સારા ન હતા. પણ મહારાજની ઈચ્છા હતી તો છેવટે જોગી મહારાજને હાથ ગોપાળસ્વામી બેઠા. ભગવાન તો કેવા છે તો:

**બધું હવે જોગી મહારાજ કરશે**

"વંકા સાથે વાંકડા, ત્રિવંકા આગળ ચોવંક,
શીળા આગળ પાધારા, રંક આગળ રંક"

આપણે હાથ જોડીએ તો ભગવાન આપણી મરજી પ્રમાણે જ વર્તે. કે' વાય એવું નથી પણ નરસિંહ મહેતાનું ભગવાને કેટલું બધું રાખ્યું? મોટાનો આ સિધ્ધાંત છે. તેમાં દાજી બાપુ! તમારે મન રાખવું તો સ્વામીશ્રીજી તથા ગોપાળાનંદસ્વામી સૌ રાજી!" આ પ્રમાણે પોતે સૂતા હતા તે બેઠા થઈને સિધ્ધાંતની ઘણી વાતો કરી.

સંતવલ્લભ સ્વામીને વીંછી કરડયો તે ઠેઠ ખભા સુધી ઝેર ચડયું અને વેદના બહુ થવા લાગી. સ્વામીશ્રીને વાત કરી ત્યારે તેમણે કહ્યુ "ધૂન્ય કરો મટી જશે" એમ કહી ઘી સાકર મંગાવ્યા અને પોતે થોડું તેમાંથી જમ્યા અને પ્રસાદી સંતવલ્લભદાસ સ્વામીને જમાડવા આજ્ઞા કરી. આ પ્રસાદી જમ્યા એટલે વીંછીની વેદના ઓછી થઈ ગઈ.

સાંજે ભક્તચિંતામણીના પ્રકરણો વંચાવવા લાગ્યા અને તેમાંના પ્રસંગો ઉપર વાત કરવા લાગ્યા કે "પ્રવૃત્તિમાં ભળી વ્યવહાર કરવા માંડે તો જપ, ધ્યાન વગેરે ઓછા થઈ જાય અને ભગવાનને યાદ ન કરે એટલે ત્યાગમાં મોળપ આવે અને પાછો પડી જાય. એવું થાય ત્યારે ભગવાનથી છેટે થઈ જાય અને અંતે ભગવાનને ભૂલી જાય." એટલી વાત કરીને પછી આશાભાઈ તથા ઇશ્વરભાઈને કહ્યું "આ આરસનું મંદિર કરવાની તાણ તો તમારે લીધે જ થઈ. તમો તો મુંબઈના શેઠિયા જેવા છો. ટાણું સમજીને કામ લેવું જોઈએ અને ટાણે મોતી ભરડી નાંખવા જોઈએ." પછી બોલ્યા કે "મહારાજે પોતાનું પુરુષોત્તમપણું વાપરીને વરતાલમાં પોતાની મૂર્તિ પધરાવી. તેમ આજે ગઢડાની જમીન લીધી અને દસ્તાવેજ કર્યો, તેમાં પણ એવું જ પુરુષોત્તમપણું વાપર્યું છે. નહિ તો આવા કામ ન થાય. એ તો મહારાજની ઇચ્છાથી જ થયું." ત્યારે ગઢડાના કોઠારી હરિજીવનદાસે વિનતિ કરી કે "એવું ઐશ્વર્ય વાપરીને હવે ગઢડા પધારો." એટલે સ્વામીશ્રીએ કહ્યું "એ તો તમો બે દિવસ રહેશો એટલો ખબર પડશે કે મારાથી અવાશે કે નહિ. મારે તો ઘણો ઈશક છે." ત્યારે હરિજીવનદાસે હાથ જોડી કહ્યુ "ઈશક હોય તો મંદવાડ દૂર કરો" એટલે સ્વામીશ્રી બોલ્યા "હું જાણી જોઈને કાંઇ માંદો રહું છું? પણ હવે તો મહારાજ પુરું કરશે અને દિગ્વિજય થશે. માટે ચિંતા કરશો નહિ." આમ સૌને તેમના અંગ પ્રમાણે વાતો કરી, સ્વામીશ્રી સદા રાજી રાખતા.

*તમે તો મુંબઈના શેઠિયા જેવા છો*

મોતીભાઈ પ્રભુદાસ, અર્જુનભાઈ ચાવડા, ગોપીનાથ પુરાણી, રામચંદ્રભાઈ સૌ બેઠા હતા. તેમની પાસે ભાગવત્ અને સત્સંગિજીવનમાંથી ઘણા શ્લોકો ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિની

*હવે તો ધામમાં ચાલ્યા જવું છે*

પુષ્ટિના અને સત્પુરુષના માહાત્મ્યના સ્વામીશ્રી બોલ્યા અને પછી સિધ્ધાંત વાત કરી કે, वासुदेव निमलामृत એ સત્સંગિજીવનના સારરૂપ અગિયાર શ્લોક અને તેના પણ સારરૂપ धर्मस्त्वाम्यो તથા શ્રીમદ્ ભાગવતનો धाम्ना स्वेन सदा निरस्त कुहकं । એ બધાનો સાર સમજવો જોઈએ. ભગવાન તો ભક્તિથી જ વશ થાય છે. કુબજામાં રૂપ ન હતું. ધ્રુવજીની અવસ્થા નાની હતી, ધર્મવ્યાધ કસાઈ હતા, સુદામા ગરીબ હતા, અને વિદુરનું કૂળ કાંઈ ઉંચું ન હતું. છતાં આ બધા ભક્તોએ ભગવાનને કેવળ ભક્તિથી જ વશ કર્યા હતા. શુકદેવજીએ પણ ભાગવતની શરૂઆત કરતા ભગવાનની પ્રથમ પ્રાર્થના કરી હતી કે :—

किरात हूणान्ध्रपुलिन्दपुल्कसा
आभीरकंङ्का यवनाः खसादयः ।
येऽन्ये च पापा युदुपाश्रयाश्रयाः
शुध्यन्ति तस्मैप्रभविष्वेनमः ॥*

એમ શ્લોકનો અર્થ સમજાવતાં કહ્યું કે "શ્રીજી મહારાજના સર્વોપરી સ્વરૂપનો ઉલ્લેખ શુકજીની આ પ્રાર્થનામાં આવે છે" એટલી વાત કરી ત્યાં અક્ષરપ્રિય આવ્યા. તેમના હાથમાં દવા જોઈ સ્વામીશ્રી બોલ્યા "સ્વામી! હવે આપણે આ લોકમાં કાંઈ રહેવું નથી." એમ કહી ચપટી વગાડી અને તાળી પાડીને ગંભીર સુખ કરતાં કહ્યું "હવે તો આમ ધામમાં ચાલ્યા જવું છે." એકાએક આવી સુંદર વાતોનો ફેર આ રીતે આવ્યો તેથી સૌને ગ્લાનિ થઈ ગઈ!

* અર્થ : ભીલ્લ, હૂણ નામના યવન લોકો, આંધ્ર, પુલિંદ, ચંડાળો, બરવાડ, રબારી વગેરે હલકી જાતિઓ કંક (કાઠી) આહીર, ખસીયા કોળી, તથા એવાં જે આદિક જે નીચ જાતિના પાપી મનુષ્યો તે સર્વે ત્યાગી યતા ગૃહસ્થ જે ભગવાનના ભક્તોના સંગથી શુધ્ધ થાય છે, તે પરમ પુરૂષ પરમાત્માને હું નમસ્કાર કરું છું.

છેલ્લા ચાર પાંચ દિવસથી સ્વામીશ્રીએ સારંગપુર જવાની રઢ લીધી હતી. પરંતુ સારંગપુર શી રીતે જવાશે, શું થશે તેના હજાર મુઝવણ ભર્યા સંકલ્પો કરી, સૌને મુઝવણમાં નાંખી દેતા હતા. સેવામાં રહેતા તમામ સેવકોને થતું કે સ્વામીશ્રીને રાજી કરીએ. પરંતુ ક્ષણે ક્ષણે દેખાડતા પ્રકૃતિના પલ્ટાતા ભાવોથી કોઈને શું કરવું, તેની સમજણ પડતી નહિ.

સારંગપુરની રઢ

આજે મુંબઈથી યોગીજી મહારાજ પધાર્યા. સાથે હકાભાઈ પણ હતા. યોગીજી મહારાજને જોઈ સ્વામીશ્રી રડી પડયા. આથી સૌ બહુજ દિલગીર થઈ ગયા. યોગીજી મહારાજે હાથ જોડી પ્રાર્થના કરતાં કહ્યું "દયાળુ! આપ જેમ રાજી થાઓ તેમ કરીશું. આપને સારંગપુર પધારવું છે તો તેની તૈયારી કરીએ" એટલે સ્વામીશ્રી એકદમ રડતા બંધ થઈ ગયા અને બોલ્યા "હા, મારે સારંગપુર જવું છે, જવું છે, જવું છે." એમ કહીને વળી બોલ્યા કે "મારાથી ત્યાં શી રીતે જવાશે? આ બધા ત્યાં કેવી રીતે આવશે? કાંઈ રહી જશે તો?" આવા અદ્‌ભુત રહસ્યમય ચરિત્રોનો ઉકેલ યોગીજી મહારાજે, સારંગપુર જવાનું નક્કી કરી લાવી દીધો.

આજ સવારથી સારંગપુર, સારંગપુર એમ ભજનના ઢાળે સ્વામીશ્રીએ સારંગપુરનું ભજન શરૂ કર્યું. બપોર થતાં તો માથે રૂમાલ બાંધી તૈયાર થઈ ગયા અને પોતાનો તમામ સામાન તૈયાર કરાવી દીધો. ઘડી પહેલાં દેખાતી અશક્તિ એકાએક કયાં અદૃશ્ય થઈ ગઈ! સૌને આશ્ચર્ય થયું. પરંતુ આ તો યોગેશ્વરની યોગમાયાનું પ્રકરણ હતું. તેમાં સૌ ભૂલા પડે જ! લગભગ ૩–૩૦ વાગે મોટર આવી તેમાં બેસી વડોદરા સ્ટેશને પધાર્યા. યોગીજી મહારાજ પણ સાથે જ હતા. અત્રે આજુબાજુના ગામોના હજારો હરિભક્તો સ્વામીશ્રીના દર્શને આવ્યા હતા.

સ્વામીશ્રી લગભગ એક કલાક ખુરશીમાં ટટ્ટાર બેસી રહ્યા અને સૌને દર્શનનું સુખ આપ્યું. વળી કોઈ કોઈ હરિભક્તોને પાસે બોલાવી કંઈ વાતો પણ કરી. ગાડી આવી અને સ્વામીશ્રી તેમાં બિરાજ્યા. ફુલહારથી આખો ડબ્બો ચિકાર થઈ ગયો. જયનાદોથી વાતાવરણ દિવ્ય બની ગયું. ગાડી ઉપડી અને સૌમાંના ઘણાએ સ્વામીશ્રીના આ અંતિમ દર્શન કર્યાં. પરંતુ તે વખતે એ કોણ જાણતું હતું ?

આણંદ, નડિયાદના સ્ટેશનો ઉપર પણ હજારોની સંખ્યામાં હરિભક્તો દર્શને આવ્યા. સ્વામી બાપા સારંગપુર પધારે છે, ત્યાં હવે સાજા થઈ જશે, એવી આશા સેવતા, ભોળા શ્રદ્ધાળુ અને સ્વામીશ્રી પ્રત્યેના અત્યંત પ્રેમ ભક્તિવાળા આ હરિભક્તો, સ્વામીશ્રીના દર્શનથી આનંદ અનુભવવા લાગ્યા. સ્વામીશ્રી પણ વારંવાર બેઠા થઈ સૌને દર્શન દેતા હતા.

**મારામાં અને જોગીમાં એક રોમનો ફેર નથી**

અમદાવાદ સ્ટેશન આવ્યું. અહીં પણ શ્રીનગરના સમગ્ર હરિભક્તો આવી ગયા હતા. સૌની આગળ માનનીય શ્રી ગુલઝારીલાલ નંદાજી હતા. અહીં ગાડી બદલવાની હતી. સ્વામીશ્રી માટે સૌરાષ્ટ્ર રેલ્વેના જનરલ મેનેજર એમ. જે. પંડયાએ પોતાનું 'સલુન' ખાસ અહીં તૈયાર રખાવ્યું હતું. સ્વામીશ્રી 'સલુન'માં બિરાજ્યા. સલુનમાં પણ સ્વામીશ્રીને કોઈ પ્રકારની અડચણ ન પડે તે માટે ગોંડળથી શ્રી સીદીભાઈ* ખાસ આવ્યા હતા અને સલુનમાં સ્વામીશ્રી સાથે સેવામાં હતા. અહીંથી શ્રી ચંપકભાઈ બેંકર પણ સ્વામીશ્રીની સેવામાં જોડાયા. અહીં હરિભક્તોએ સુંદર વ્યવસ્થા જાળવી, સ્વામીશ્રીના સૌને દર્શન કરાવ્યા. નંદાજી

* ગોંડળના વતની સીદીભાઈ સાહેબ સ્વામીશ્રીના અનન્ય શિષ્ય હતા. સ્વામીશ્રીના વચને અક્ષર મંદિરમા તેમણે ઘણીજ સેવા કરી છે. ભગવતસિંહજી મહારાજ સાથેના તેમના નીકટના પ્રસંગથી રાજ્ય તરફથી પણ અક્ષર મંદિરને તેમણે ઘણી સગવડતા મેળવી આપી હતી.

સ્વામીશ્રી પાસે બેઠા હતા. સ્વામીશ્રીનું સ્વાસ્થ્ય નિહાળી તેમને અંતરમાં અત્યંત દુઃખ થયું હતું. તેઓ સમજી ગયા હતા કે સ્વામીશ્રી કદાચ હવે ઝાઝો સમય દેહ ન રાખે. તેમણે ગળગળા થઈને સ્વામીશ્રીને પૂછ્યું "દયાળુ ! હવે મારું શું થશે ?" ત્યારે સ્વામીશ્રીએ તેમના બે હાથે પકડી સાંતવન આપતાં કહ્યું "જોગી મહારાજ છે ને ? તમારું કાંઇ હવે જોગી મહારાજને સોંપ્યું" સત્સંગનું તમામ સુકાન હવે જોગી મહારાજને સોંપતા, સ્વામીશ્રી હવે "મારામાં અને જોગીમાં એક રોમનો ફેર નથી" એમ કહી તે બંને સ્વરૂપની આધ્યાત્મિક એકતા સમજાવતા હતા.

અમદાવાદથી ગાડી ઉપડી. ધોળકા ઉપર પણ હરિભક્તોની એટલી જ ભીડ. પરંતુ દયાળુ સ્વામીશ્રીએ સૌને બેઠા થઈને દર્શન દીધાં. ધંધુકા સ્ટેશન રાત્રે બે વાગે આવ્યું. ભાલના હરિભક્તો આશરે ૫૦૦ અહીં આવ્યા હતા. ગાડી સ્ટેશનમાં આવતા જ "સહજાનંદ સ્વામીની જય" "શાસ્ત્રીજી મહારાજની જય" ના જયનાદો શરુ થઈ ગયા. બારી ખોલીને જોયું તો હરિભકતોનો સમૂહ જબ્બર હતો. બારણું ઊઘડે અને ધસારો થાય તો સ્વામીશ્રીને તકલીફ પડે, એ બીકે બારણું ન ખોલ્યું. પરંતુ સ્વામીશ્રી એકદમ જાગી ગયા અને બેઠા થઈ કહ્યું, "બારણું ઊઘાડો." એમ કહી પોતે ઊઠયા અને બારણા પાસે પધાર્યા. આ પ્રમાણે સૌને દર્શન દીધાં અને સૌના મનોરથ પૂરા કર્યા.

બરાબર ત્રણ વાગે ગાડી બોટાદ સ્ટેશને આવી. અત્રે નારાયણસ્વરૂપદાસજી, કો. હરિજીવનદાસજી, કોઠારી રામજીભગત વગેરે મંડળ સ્વામીશ્રીને સંપૂર્ણ આરામથી સારંગપુર તેડી જવા પૂરી તૈયારી કરીને આવ્યા હતા. સલુનમાં સ્વામીશ્રીને સૌએ હાર પહેરાવ્યા અને પછી દંડવત્ કરી, સ્વામીશ્રીને સંભાળપૂર્વક ઉતારી, ખુરસીમાં બેસાર્યા. રાત્રીના ત્રણ વાગ્યા હતા. છતાં બોટાદના

પ્લેટફોર્મ ઉપર હરિભક્તોની ચિકાર ભીડ હતી. સ્વામીશ્રીએ સૌને શાંતિથી દર્શન કરવા દીધા અને પછી સ્વામીશ્રી મોટરમાં, આ હરિભક્તોના ગગનભેદી જયનાદો વચ્ચે, બિરાજ્યા. લગભગ પાંચ વાગે સારંગપુર પોતાના પ્રિય સ્થાનમાં પધાર્યા.

સારંગપુરના પ્રિય સ્થાનમાં

સારંગપુર મંદિરના જૂના કોઠારી અને સ્વામીશ્રીના અતિ નિકટના અંતેવાસી શિષ્ય કોઠારી હરિકૃષ્ણદાસજી તથા સારંગપુર મંદિરમાં જ છેલ્લા કેટલાય વર્ષોથી સ્વામીશ્રીની આજ્ઞા મુજબ ઠાકોરજીની સેવામાં રહેતા સાધુગુણ સંપન્ન પૂજારી ધર્મકિશોરદાસજી, જ્ઞાન વૈરાગ્યના કેફમાં સદા અલમસ્ત અને સ્વામીશ્રી વિષે અતિ પ્રેમ લક્ષણા ભક્તિથી જોડાએલા સાધુ સંતવલ્લભદાસજી, બાલ્યવયથી જ વૈરાગ્યના સંસ્કારોથી રંગાએલા અને સ્વામીશ્રીને કીર્તન ભક્તિથી રંજન કરતા સાધુ સનાતનદાસજી, મોક્ષના અતિ તીવ્ર ખપવાળા અને સ્વામીશ્રીની અનુવૃત્તિ સાચવવી, તેનેજ ભક્તિ માનનારા જડભરત દશાવાળા પાર્ષદ મોહન ભક્ત વગેરે સંત પાર્ષદો સ્વામીશ્રીના દર્શનથી અતિ આનંદ પામ્યા. સ્વામીશ્રીનો ઓરડો સેવાની તમામ સામગ્રીઓથી સજ્જ કરી દીધો હતો. અહીંના સેવકો પણ આ અમૂલ્ય સેવા ઉઠાવવા કેટલાય દિવસોથી તત્પર થઈ રહ્યા હતા.

અહીં સ્વામીશ્રી ખૂબ જ સ્વસ્થ દેખાતા હતા. જાણે ગામડેથી વિચરણ કરી રોજના ક્રમ પ્રમાણે સારંગપુર પધાર્યા હોય, તેવું જ સૌને જણાયું. સૌને બોલાવ્યા, સૌની ખબર પૂછી. ભંડારમાં દૂધ, દહીંની સેવા કરતા ખેડેરા ભક્તને પણ સ્વામીશ્રીએ ખાસ બોલાવી આશીર્વાદ આપ્યા. ભોળો સરળ હૃદયી અને સેવાભાવી આ ભક્ત સ્વામીશ્રીના પોતા પ્રત્યેના આજ વર્ષોના આવા ભાવથી સદા મસ્ત રહેતો. સ્વામીશ્રીએ પણ મંદિરના નાનામાં નાના ભક્તના સમાચાર પૂછ્યા.

સ્વામીશ્રી સાથે આવેલ સેવકોમાં ચાણસદના મોતીભાઈ પ્રભુદાસ અહીં મુખ્ય હતા. તેમણે અટલાદરાના કાર્યક્રમ પ્રમાણે અહીં પણ કાર્યક્રમ ગોઠવી દીધો. સ્વામીશ્રી રોજ સવારના ખુરસીમાં બેસી ઠાકોરજીના દર્શન કરવા પધારતા. ત્યાર બાદ વચનામૃત વંચાવે, વાતો કરાવે, કીર્તનો ગવરાવે, ભક્ત ચિંતામણી અગર હરિલીલામૃતની કથા વંચાવે. સાંજે લીંબડા નીચે પાણી છંટાવી, ત્યાં ઢોલિયો પથરાવી પોતે પોઢે અને આજુબાજુ સંત હરિભક્તોને બેસારી વાતો કરે. વળી પોતે રોજની નિયમની બસો માળા તો ફેરવ્યાજ કરે. તે વખતે મૌન ધારણ કરે અને કોઈને કાંઈ કહેવું હોય અગર વસ્તુ જોઈતી હોય તો સમસ્યાથી સમજાવે. આમ અલૌકિક આનંદમાં અહીં દિવસો પસાર થવા લાગ્યા. સૌને લાગ્યું કે સ્વામીશ્રી હવે મંદવાડ દૂર કરી દેશે.

આજે સનાતન સ્વામીને બોલાવીને કહ્યુ "જોઇ મૂર્તિ મનોહર તારી, માવા રે મારા નેણા લોભાણા" એ કીર્તન બોલો. સનાતન સ્વામીએ પોતાની મીઠી હલકથી એ કીર્તનના ચાર પદ પૂરા કર્યા, ત્યારે સ્વામીશ્રીએ વાત કરી "મહારાજની મૂર્તિના આ કીર્તનો સર્વોપરી ભાવવાળા છે. આ કીર્તનો અમે અહીંના હરિકૃષ્ણ મહારાજની મૂર્તિ પાસે ઊભા રહીને ગાતા હતા. અહીંના હરિકૃષ્ણ મહારાજનો અદ્‌ભુત પ્રતાપ છે. મને અહીં રહેવું બહુ ગમે છે. મહારાજ પણ ગઢડેથી કંટાળતા ત્યારે અહીં જ આવતા. જીવા ખાચરનો પ્રેમ બહુ એટલે મહારાજને સારંગપુર બહુ પ્રિય હતું અને અહીં અખંડ રહેવાનો વર જીવાખાચરને મહારાજે તેથી આપ્યો હતો. મને પણ આ હકાભાઈ તથા તમારા બધાનો ભાવ જોઈ, અહીં રહેવું બહુ જ ગમે છે અને થાય છે કે જાણે અહીં જ અખંડવાસ કરીને રહીએ. અહીં મધ્ય મંદિરની મૂર્તિઓમાં એવું અલૌકિકપણું છે એટલે અહીંની રુચિ બધાને રહે અને ભવિષ્યમાં આખો

દેશ અહીં તણાશે." એટલી વાત કરીને થોડીવાર અટક્યા અને પછી વળી બોલ્યા કે "આખા સત્સંગને સદે તેવું આપણે કર્યું છે. આટલુંય વધારે કર્યું નથી કે જેથી કોઈને અભાવ આવે. આપણા ગુણાતીતાનંદ સ્વામી અને આપણા મહારાજ, તેમને માટે જ આ બધું કર્યું છે. જેમ ઠાકોરજીને થાળ ધરાવીને સાધુઓ જમે, તેમજ ઠાકોરજીનો પ્રસાદીનો થાળ સ્વામી જમે*. એમ આપણે તો મહારાજની આના પ્રમાણે અતિપ્રેમે કરીને મહારાજ અને મહારાજના ઉત્તમ લક્ષણવાળા સાધુ જે અનાદિ અક્ષર બ્રહ્મ ગુણાતીતાનંદ-સ્વામી, તેમની સરખી સેવા કરીએ છીએ. પણ જેને મહિમા હોય તેને આ સમજાય. આપણું કાર્ય એવું શાસ્ત્રોક્ત છે કે સમાધાન થવાનું હોય તો પણ કોઈ તકરાર ઉઠાવી ન શકે. વળી વરતાલમાંથી પણ કોઇને અહીં આવવું હોય તો શાસ્ત્ર વિરુદ્ધ આપણું કાર્ય જણાય નહિ. એવું સર્વોપરી કાર્ય મહારાજની ઇચ્છાથી થયું છે."

**શ્રીનગરમાં સ્વામી, મહારાજ જોડે બેસે તો બંને દેશમાં ડંકો વાગી જાય**

થોડીવારે ચંપકભાઈ સામું જોઇને કહ્યું "તમારા દેશના સાધુ કોઈ આપણા વિરુદ્ધ બળતા નથી. પરંતુ એક વખત સભામંડપમાંથી સ્વામીની મૂર્તિ ઉતારી લીધી અને પછી વળી અનાદિ મૂળ અક્ષર એ નામ ભૂંસી નાખ્યું, તેથી એવો સંકલ્પ રહે છે કે શ્રીનગરમાં સ્વામી, મહારાજ જોડે બેસે તો બંને દેશમાં ડંકો વાગી જાય. માટે બંગલો સાચવજો. બહુ જ પ્રસાદીની જગ્યા છે અને મંદિરને લાયક છે!" ચંપકભાઈ જે પૂછવા માગતા હતા તે ખુલાસો સ્વામીશ્રીએ કરી દીધો. એટલે તેમને આનંદ થયો.

અહીં પગ દબાવવાનું, ઠંડીનું કે ગરમીનું પ્રકરણ તદ્દન બંધ થયું. ઊલટું જે કોઈ આવે તેને કહે "મને સૌ અટલાદરામાં કહેતા

* વર. ૫.

હતા કે સારંગપુરમાં ગરમી બહુ જણાશે, પણ અહીં તો હિમાળા જેવી ઠંડક છે.” એમ અખંડ આનંદમાં અહીં સૌને સુખ આપવા લાગ્યા. માળા તો સદાય ચાલુ જ હોય. પોઢી ગયા હોય એમ કોઈને લાગે અને માળા જો તે વખતે કોઈ હાથમાં મૂકે તો, જાગતા હોય તેમ સડસડાટ માળા ફેરવવા લાગે. આથી ચિકિત્સક સેવકોને પણ લાગ્યું કે સ્વામીશ્રી તો નિત્ય જાગ્રત સમાધિ અવસ્થામાં જ વર્તે છે.

આજે મોડી રાત્રી સુધી સૌને પોતાના ઓરડામાં બોલાવી વાતો કરી. કેશવ ભગત ખુરસી પાસે થાકથી સૂઈ ગયા હતા. સૌ ગયા એટલે તેને ઊઠાડીને કહ્યું, “પગ દાબો.” પછી બોલ્યા “આ સાધુની સેવા ફરી નહિ મળે. આ સેવા તો કરોડો રૂપિયા ખર્ચતાં પણ મળે તેવી નથી.” એમ દુર્લભ સેવાનો યોગ કૃપા કરીને કેશવ ભગતને આપ્યો.

સવારે સ્નાન કરીને ખુરશીમાં બિરાજી ઠાકોરજીના દર્શને પધાર્યા. ઘુંમટમાં જ ખુરશી રખાવી, પોતે બે સેવકોનો હાથ પકડી ચાલીને કોળીમાં પધાર્યા. નારાયણ સ્વામીએ કહ્યું, “આવી તકલીફ શા માટે લ્યો છો?” ત્યારે સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું “ચાલીને દર્શને જઈએ તેથી મહારાજ વધુ રાજી થાય.” અહો! શું મહારાજનો મહિમા અને કેવી માહાત્મ્ય જ્ઞાને યુક્ત ભક્તિ! મહાજનો યેન ગતઃ સ પન્થાઃ । આ મહત્ પુરુષો જે માર્ગે ચાલ્યા છે, તે માર્ગને જ ફક્ત આપણે અનુસરીએ તો પણ કેટલી પ્રાપ્તિ થઈ જાય! પરંતુ તે બહુ કઠણ છે. જીવનો સ્વભાવ, દેહાભિમાન તેમાં બહુ જ આડા આવે છે.

સ્વામીશ્રીની ઇચ્છાથી નીચેનો રંગમંડપ સાફ કરાવી દીધો. હવે બપોરના સમયે સ્વામીશ્રી અહીં પોઢતા. કેટલીયે પારાયણોથી પ્રામાદીત થએલો આ રંગમંડપ સ્વામીશ્રીની દિવ્ય સ્મૃતિ

સૌને કરાવતો હતો. એ દિવ્ય પ્રસંગોની સ્મૃતિને ચિરંજીવ બનાવવા, આ રંગમંડપને ભવિષ્યના મહા પ્રાસાદિક તીર્થ ધામ બનાવવા, અહીં ગોઠવાનું સ્વામીશ્રીએ પસંદ કર્યું. રંગમંડપ દેદિપ્યમાન થઈ ગયો. સ્તંભપંક્તિના પત્થરે પત્થર ઉપર અને ગોખે ગોખમાં પ્રકાશના પુંજ પથરાઈ ગયા. જાણે ગોખે ગોખે અને સ્તંભે સ્તંભે આ સર્વોપરી સંતની મહારાજ અને સ્વામીની સર્વોપરી સેવા માટે, અર્ધ્ય આપવા પરમહંસો ન પધાર્યા હોય ! સ્વામીશ્રીનો સંકલ્પ હતો કે રંગમંડપના ગોખે ગોખે પરમહંસોને પધરાવવા. તે સંકલ્પને મૂર્તિમાન કરતા, પરમહંસો ક્વચિત્ આ પ્રસંગે, સ્વામીશ્રીની સેવામાં રહેલા સેવકોને, દિવ્ય સ્વરૂપે દર્શન દેતા અને સ્વામીશ્રી પ્રત્યે ભક્તિભાવથી હાથ જોડતા. સ્વામીશ્રીની પારપૂર્ણ દિવ્યતાનું દર્શન આ સેવકોને હતું. એટલે એમાં કોઈ આશ્ચર્ય પમાડનારી ઘટના તેમને જણાતી નહિ.

આજે કલેકટર શ્રી ગોવિંદસિંહ ચુડાસમા પધાર્યા. તેમની સાથે લાઠીકુમાર સાહેબ તથા ચુડાના ઠાકોર સાહેબ પણ સ્વામીશ્રીના દર્શન માટે આવ્યા હતા. સ્વામીશ્રીએ ગોવિંદસિંહજી સાથે ગઢપુર મંદિર સંબંધી કેટલીક વાત કરી અને પછી કહ્યું “આફ્રિકાના મારા હરિભક્તો દેશમાં આવવા નીકળી ગયા છે. તેઓ કચવાય નહિ અને રાજી થાય તેવી ઉતારાની સગવડ કરવી છે. તેમની ચિંતા મને બહુ જ રહે છે. તેઓ દૂર દૂરથી આવે અને અહીં તેમની સગવડ ન સચવાય તેની જ મને આ બધી મુઝવણ છે.” એટલે ગોવિંદસિંહજીએ કહ્યું, “મહારાજ ! આપની દયા છે એટલે બધું જ થશે. સરકારી બધા મકાનો અપાવીશ, લક્ષ્મીવાડી અપાવીશ, તંબુઓ ખોડાવી દઈશ એમ બધી સગવડતા કરી દઈશ. આપ જરા પણ ચિંતા કરશો નહિ.” સ્વામીશ્રી આ સાંભળી અત્યંત રાજી થયા અને તેમને આશીર્વાદ આપતા કહ્યું, “તમે છો તેથી મારી ચિંતા મટી ગઈ છે. ગઢપુર મંદિર તો આપના વતે જ થયું છે. તો આપે હવે તે પૂરુ થતાં સુધી તેનું ધ્યાન રાખવાનું છે.

મહારાજ આપના ઉપર ઘણા જ રાજી છે.” ક્ષત્રિયકુલ શિરોમણી આ વીર ભક્તરાજે સ્વામીશ્રીની મરજી જાણી ગઢપુર મંદિર માટે પક્ષ રાખી, જમીન અપાવી, સર્વોપરી સેવા કરી અને સમગ્ર સત્સંગના ઇતિહાસમાં અમરત્વ પ્રાપ્ત કરી લીધું. સ્વામીશ્રીનો અંતઃકરણનો રાજીપો લઇ લીધો. આજ પણ સ્વામીશ્રીની મરજી સાચવી, ગઢપુર મંદિરની તમામ સેવા કરી રહ્યા હતા. ધન્ય છે ભક્તરાજને !

ભાવનગરનું મુક્ત મંડળ પણ ગઢપુર મંદિરની સેવામાં અહોનિશ મંડી પડયું હતું. મુક્તરાજ કુબેરભાઇની દોરવણી નીચે પીતાંબરભાઈ, ઠાકરસીભાઈ, કાનજીભાઈ સોની વગેરે તમામ મંડળ ગઢપુર મંદિરમાં પ્રતિષ્ઠા ઉત્સવની અદ્‌ભુત તૈયારીમાં, કો. હરિજીવનદાસજીને મદદ કરતા હતા. કોઠારીનો પણ અતિ અદ્‌ભુત ઉત્સાહ હતો. સ્વામીશ્રીનું આ છેલ્લું અને સર્વોપરી કાર્ય. તેને સર્વોત્તમ બનાવવા રાત કે દિવસ ન જોનાર કોઠારી હરિજીવનદાસ, અપાર શ્રમ, મુહૂર્ત સાચવવા લઇ રહ્યા હતા. જાણે વિરાટની શક્તિએ તેમનામાં પ્રવેશ કર્યો હોય તેમ, તેમની અવિરત કાર્ય શક્તિ અને દક્ષતાથી જણાતું હતું.

આ બધુંય થઈ રહ્યું હતું. જોસભેર, ઉત્સાહભેર. છતાં જાણે સૌનાય મનમાં કોઈ ઘેરા વિષાદની છાંય

અમંગળ શકુનો પ્રસરતી હતી. અમંગળ શકુનોથી સૌને કાંઇક

ડર રહેતો હતો. સ્વામીશ્રીએ પણ સારંગપુર પધારી થોડા દિવસો સુધી તો સૌને ઉત્સાહ આવે તે માટે સંપૂર્ણ સ્વાસ્થ્ય દાખવ્યું. પરંતુ છેલ્લા બે દિવસથી પ્રકરણ ફેરવ્યું. ઢોલિયામાં પોઢી જ રહે. કોઈ બોલાવે તો પણ ન બોલે. બસ અખંડ માળા જાપ. જમવાનું લાવે તો કયારેક થોડું જમે, કયારેક ઠેલી દે. સૂન મૂન પડી રહે. આ પ્રકરણથી સૌ મુઝાયા. પહેલાં તો સેવા કરવાનું કહેતા, આમ થાય છે એમ ફરિયાદ કરતા.

હવે તો કાંઇ જ નહિ, લાંબા શ્વાસ લેતા ફક્ત "સ્વામિનારાયણ" "મહારાજ—સ્વામી" એવા શબ્દો ત્રૂટક સંભળાતા.

અક્ષરધામનો પ્રકાશ !

આજે કાંઈક બોલ્યા. પણ શું ? "અહો ! આ પ્રકાશ, પ્રકાશ અક્ષરધામનો પ્રકાશ ! મહારાજ સ્વામી અને મુક્ત મંડળો આવ્યા. ગઢપુરના મંદિરની પ્રતિષ્ઠા જોવા. કંકોત્રીઓ વહેંચાઈ ગઈ ને ? કેવું કાર્ય થયું ? મહારાજની દયાથી ! રાજ્યના લેખ ઉપર મહારાજે મેખ મારી. ગુણાતીતે સૌની પાસે દાંતે વાધરી છોડાવી મહારાજ મહારાજ." એટલું બોલીને વળી પોઢી ગયા. રાજુલાવાળા વલ્લભદાસ સેવામાં હતા. પંખો નાખતા હતા. તેને પંખો નખાવતા બંધ કરી પૂછ્યું, "કયો પંખો છે ?" એમ કહી પંખો પોતે જોવા માટે હાથ લંબાવ્યો. વલ્લભદાસે સ્વામીશ્રીના હાથમાં પંખો આપ્યો. બે આંગળી વતી બરોબર તપાસીને પછી કહ્યું, "બરોબર, વાઘોડિયાવાળો પંખો છે. આ પંખાથી જ મને શાંતિ થાય છે અને ઊંઘ આવે છે." અહો ! પંખો આપનાર ભક્તે કેવા પ્રેમથી પંખો બનાવ્યો હશે ! કેવી ભાવના રાખી હશે ?

આફ્રિકાના મુક્ત મંડળમાંથી ઈશ્વરભાઈ તથા પુરુષોત્તમદાસ મકનદાસ સારંગપુર પહેલા પહોંચી ગયા. સ્વામીશ્રી તેમને જોઈ અત્યંત રાજી થયા. ઢોલિયામાં બેઠા અને મળ્યા. મુક્તરાજ મગનભાઈની ખબર પૂછી, તમામના સમાચાર પૂછ્યા. કાંઈક સ્ફૂર્તિ બતાવી. પરંતુ બીજી જ ક્ષણે તેમને કહ્યું, "જાઓ જમી આવો." થોડી વારે રાજકોટથી ગિધુભાઈ આવ્યા. તેમને જોઈ કહ્યું, "આ તો મારા ભાઈબંધ છે. મારા ઉપર હેત બહુ રાખે છે." એમ કહીને મોતી ભગતને બોલાવ્યા અને ભમરીઓ વિષે પૂછ્યું. ગઢપુર મંદિરના કામકાજ માટે પૂછ્યું, પછી પોઢી ગયા.

નિંગાળાના સ્ટેશન માસ્તર હરગોવિંદભાઈના પુત્ર હર્ષદભાઈ આવ્યા. સ્વામીશ્રી તેમને જોઈ બોલ્યા. "નિંગાળા સ્ટેશન માસ્તરનો દીકરો આવ્યો છે ને ? એની સંભાળ રાખજો. એ બે દિવસ રોકાવાનો છે. જ્યારે હરગોવિંદ માસ્તર જાળીલા રોડ હતા ત્યારે મંદિરની ખૂબ સેવા કરી છે. અપાર સેવા, હદથી બહાર સેવા કરી છે. બહુ જ ભગવદી છે." એમ બોલીને હર્ષદરાયને પાસે બોલાવી આશીર્વાદ આપ્યા. પછી પૂછ્યું, "મુંબઈવાળા હર્ષદરાય નથી આવ્યા ? તે આવે તો સારું." એમ કહી પડખાભેર થયા. એટલામાં કોઠારી રામજી ભગત આવ્યા. તેમણે કહ્યું, "ગઢડા જવું છે ને ?" ત્યારે સ્વામીશ્રીએ હાથની ચપટી વગાડીને કહ્યું, "હા, ગઢડા તો આમ જઈશું." એટલામાં હકાભાઈએ સમાચાર આપ્યા કે પાળિયાદ બાપુ આવવાના છે. સ્વામીશ્રી તે સાંભળી, "લઈશું લઈશું એ પાળિયાદ ગામને રે, ધન્ય ધન્ય એ વિસામણ રે." એ લોકગીત ગાવા લાગ્યા. પછી બોલ્યા, "આખા હિંદુસ્તાનમાં ગઢપુર જેવું મંદિર નથી. જગન્નાથનું મંદિર પણ એવું નથી."

ગઢડા તો આમ જઈશું

•

યોગીજી મહારાજની ખૂબ રાહ જોવાતી હતી. સુરતથી મગનભાઈ આવ્યા તેમણે સમાચાર આપ્યા કે "યોગીજી મહારાજ આજે પધારે છે." સ્વામીશ્રી તે સાંભળી બહુજ રાજી થયા અને બોલ્યા "હવે શાંતિ થશે." મુંબઈથી છગનભાઈ નારણભાઈ, કાંતિભાઈ અમીન, અમદાવાદથી ચંપકભાઈ બેંકર, વસંતરાય પંડયા, વિનાયકરાવ ત્રિવેદી તથા મુક્તરાજ આશાભાઈ, ઈશ્વરભાઈ, મોજીદડથી રામજીભાઈ છગનભાઈ વગેરે અગ્રગણ્ય હરિભક્તો આવી પહોંચ્યા. જોગી મહારાજ પણ પધાર્યા. સ્વામીશ્રી પાસે સભા થઈ. સ્વામીશ્રીએ કહ્યું "ગઢપુર મંદિરમાં મૂર્તિ પ્રતિષ્ઠાનો ઉત્સવ ધામધૂમથી ઉજવાય તે જવાબદારી તમારી સૌની છે. કામ બહુ ભારે છે, પણ મહારાજ પૂરુ કરશે અને જોગી મહારાજ તમારી ભેળા છે." એમ કહી

કાંતિભાઈ અમીનને કહ્યું "ગઢડા મંદિરની સેવામાં તું રકમ લખાવ" ત્યારે તેમણે કહ્યું, "બાપા, આ ચેક બુક, આપને હાથે જે રકમ ભરવી હોય તે ભરી લ્યો." સ્વામીશ્રી તેમના ભાવથી ખૂબ જ રાજી થયા અને પછી કહ્યું "તારી પાસેથી દસ હજાર લેવા છે." કાંતિભાઈએ તુરત જ ચેક લખી આપ્યો. કાંતિભાઈની સ્વામીશ્રી પ્રત્યેની આ ભક્તિ તેમના માતુશ્રીના શુભ સંસ્કારને આભારી હતી. સૌ તેમનો ભાવ જોઈ આશ્ચર્યમુગ્ધ થઈ ગયા !!

ગઢપુર જવાનું સ્વામીશ્રીએ કબૂલ કર્યું. એક વખત ત્યાં જઈ ત્યાંનું તમામ કામકાજ બરાબર જોઇ લેવું, મૂર્તિઓ કેવી થઈ છે તે નીહાળવી, ઉત્સવની કેવી તૈયારીઓ છે તે જોઈ લેવું. આવી આવી અનેક બાબતોને પ્રત્યક્ષ જોઈ, તેમાં સૂચનો આપવા માટે, ગઢપુર આપે થોડા દિવસ પહેલાં આવવું જ પડશે, એવો કોઠારી હરિજીવનદાસજીનો આગ્રહ હતો. સ્વામીશ્રી પણ તેમનો ભાવ જોઈ તૈયાર થઈ ગયા. હકાભાઈ ને કહ્યું "દરેડ દરબારની મોટર મંગાવો, ગઢપુર જવું છે." હકાભાઇએ તુરત જ દરેડ ખબર મોકલી દીધા.

**ગઢપુરનું નામ સાંભળી શૂરાતન આવી જાય છે**

આજે ગઢપુર જવાનું હતું. સ્વામીશ્રી સવારથી તૈયાર થઈ ગયા હતા. "મોટર આવી ?" એમ ઘડી ઘડી પૂછવા લાગ્યા. પછી વાતો કરતાં કહ્યું "ગઢપુરનું નામ સાંભળીને ખૂબ શૂરાતન આવી જાય છે. પણ શું કરીએ ? થોડીવારમાં પાછું હતું તેવું થઈ જાય છે. હશે, ભગવાનનું કામ ભગવાન કરે છે, આપણે માથે ન રાખવું" એમ ખૂબ વાતો કરી. પછી બહાર લીમડા નીચે ઢોલિયો ઢળાવી, માથે રૂમાલ બાંધી તૈયાર થઇને બિરાજ્યા. એટલામાં દરબાર મહિપતસિંહજી મોટર લઇને આવી ગયા. સ્વામીશ્રી તુરતજ મોટરમાં બિરાજ્યા. અક્ષરપ્રિય, ગોપીનાથદાસ અને મોતીભાઈ પ્રભુદાસ સાથે હતા. હકાભાઈ દૂર હતા તેમને બૂમ મારી બોલાવ્યા અને કહ્યું "ચાલો, ગઢડા જઇને

મૂર્તિની પ્રતિષ્ઠા કરી આવીએ." પરંતુ આ ગૂઢ શબ્દોનું રહસ્ય પ્રતિષ્ઠાના આનંદમાં કોને સમજાય?

ગઢપુરમાં પ્રતિષ્ઠામુહૂર્ત સાચવવા માટે સંતો તથા હરિભક્તો રાત દિવસ મહેનત કરી રહ્યા હતા. કોઠારી હરિજીવનદાસજી તથા અન્ય સંતો અવિરત પરિશ્રમ છતાં, શુદ્ધ ઉપાસના પ્રવર્તન કાર્યમાં, સ્વામીશ્રીએ કરેલા આ અંતિમ દિગ્વિજયથી, અતિ ઉત્સાહમાં હતા. વળી હરિભક્તો પણ સેવામાં અહીં સારી સંખ્યામાં આવી ગયા હતા. સ્વામીશ્રીની તબિયત જોવા નિમિત્તે જે જે હરિભક્તો સારંગપુર દર્શને આવતા, તે તમામને સ્વામીશ્રી, ગઢપુર સેવામાં મોકલી દેતા. એમ અહીં ધમધોકાર કાર્ય શરુ થઈ ગયું હતું. સૌનો ઉત્સાહ અને આનંદ અપ્રતિમ હતો.

**મારો વિધિ પૂરો થઈ ગયો**

સ્વામીશ્રી સાંજના સાત વાગે ગઢપુર પહોંચ્યા. સ્વામીશ્રી પધાર્યા તેથી કોઠારી હરિજીવનદાસજી તથા અન્ય સંતો ઘણાજ રાજી થયા. થોડાજ સમયમાં મંદિરના કામકાજની થએલી પ્રગતિ જોઈ, સ્વામીશ્રીએ સંતોષ વ્યક્ત કર્યો અને અધૂરા કામ અંગે ઘટતી સૂચના કોઠારીને તથા મિસ્ત્રીને આપી. સ્વામીશ્રી આવો ઘેરો મંડવાદ ગ્રહણ કરી સારંગપુરમાં બિરાજે છે, તે આજે ગઢપુર પધાર્યા છે, તે જાણી ગામમાં સત્સંગીઓને પણ આશ્ચર્ય થયું. સૌ સ્વામીશ્રીના દર્શને આવ્યા અને સ્વામીશ્રીની મંદવાડથી કૃશ થએલી મૂર્તિમાં પણ અનોખી સ્ફૂર્તિ જોઈ આશ્ચર્ય પામ્યા! સૌને થયું કે સ્વામીશ્રીએ આ પ્રસંગે કેવળ યોગ-શકિત જ ધારણ કરી છે. નહિ તો આવી માંદગીમાં અહીં આવી શકાય જ નહિ. મોડી રાત્રી સુધી હરિભકતોની અવરજવર ચાલુ જ રહી.

બીજે દિવસે સ્નાનવિધિથી પરવારી સ્વામીશ્રી ખુરસીમાં બિરાજ્યા અને મંદિર ઉપર ચઢી સંપૂર્ણ નિરીક્ષણ કર્યું. મહારાજનો ગૂઢ સંકલ્પ, આ પ્રસાદી સ્થાનમાં ચીરઃ સ્થાયી થવાનો, પૂરો થઈ રહ્યો

છે, તે જોઈ સ્વામીશ્રી અત્યંત આનંદ પામ્યા. પોતાનું અંતિમ કાર્ય પૂરુ થયું. સત્સંગમાં શુદ્ધ ઉપાસનાનો વિજય ડંકો સદાને માટેવાગી ગયો. સ્વામીશ્રીએ મહારાજ, સ્વામી તથા ગોપાળાનંદ સ્વામીની મૂર્તિઓ તથા ગોપીનાથ દેવની મૂર્તિઓનું સારી રીતે નિરીક્ષણ કર્યું. મૂર્તિઓનો ઘાટ, આકાર, ભાવ વગેરે જોઇ રાજી થયા. ઉન્મત્ત ગંગાનું પ્રસાદીનું જળ મંગાવી, દરેક મૂર્તિઓને સ્નાન કરાવ્યું, જનોઈ પહેરાવી, કંકુના ચાંદલા કર્યા. પછી દરેક મૂર્તિ ઉપર ભક્તિ ભાવપૂર્વક હાથ ફેરવ્યો અને હાર પહેરાવ્યા. પોતાના શુભહસ્તે આરતી ઉતારીને પછી બોલ્યા કે "મારો વિધિ પૂરો થઈ ગયો. પ્રતિષ્ઠા થઈ ગઈ. હવે આપણે આવવું નથી. જોગી મહારાજ આવશે અને આરતી ઉતારશે". સ્વામીશ્રીના આ મર્મ વાક્યોનો અર્થ કોઈ સમજી શક્યા નહિ. સૌને સ્વામીશ્રી પધાર્યા તે આનંદમાં, સ્વામીશ્રીના સૂચક શબ્દોનું ભાન ન રહ્યું.

હવે તો સારંગપુર જઈ અખંડ રહેવું છે

બરાબર દસ વાગે સારંગપુર જવા તૈયાર થયા. કોઠારી હરિજીવનદાસે રોકાવા માટે ઘણી જ પ્રાર્થના કરી. પરંતુ સ્વામીશ્રીએ કહ્યું, "હવે તો સારંગપુર જઈ ત્યાં અખંડ રહેવું છે." એમ કહી મોટરમાં બિરાજી ગયા. છતાં સંતો અને હરિભક્તો તો સ્વામીશ્રીની મોટરની આજુબાજુ મેપોન્મેષ એ દિવ્ય મૂર્તિના દર્શન કરતા ઊભા જ રહ્યા. કેમ જાણે એ મૂર્તિના ફરી દર્શન ન થવાના હોય ! સ્વામીશ્રીએ બે હાથ ઉંચા કરી, અભયના આશીર્વાદ આપ્યા અને મોટર ઉપડી. એ જ સમયે બધા સંતો અને હરિભક્તોની આંખમાંથી અશ્રુ ચ-લ્યા જતા હતા. અમંગળ પ્રસંગની આગાહી અહીંથી શરુ થઈ હતી.

સ્વામીશ્રી ગામમાં નગર શેઠશ્રી મોહનલાલ મોતીચંદને ઘેર પધાર્યા. મોટરમાં જ પોતે બિરાજી રહ્યા. શેઠ મોહનલાલભાઈ ઘેર ન હતા. તેમના પુત્ર મહેન્દ્રભાઈ સ્વામીશ્રીના દર્શને આવ્યા.

તેમને ઠાકોરજીની પ્રસાદીનો હાર આપ્યો અને આશીર્વાદ આપતાં કહ્યું "અક્ષર દેરીની માનતાથી સાજા થયા છો તો અક્ષર મંદિરે દર્શને જઇ આવજો." એમ કહી વિદાય થયા. આ પ્રમાણે સ્વામીશ્રી ગઢપુર પધારી, પોતાનું શેષ કાર્ય પૂરું કરી, પોતાના પ્રિય સ્થાન સારંગપુર પધાર્યા.

સ્વામીશ્રી ગઢડાથી સારંગપુર પાછા પધાર્યા, પોતાના અંતિમ કાર્યની સફળતાના દર્શન કરીને. મહારાજ અને સ્વામીની શુદ્ધ ઉપાસનાની પ્રવૃત્તિનો દિગ્વિજય હવે થઈ ગયો ! સ્વામી જાગાભક્ત સ્વામીનો, સ્વામી બાલમુકુંદદાસ સ્વામીનો સંકલ્પ, મહારાજે પોતા દ્વારા પૂરો કર્યો, એ પરમ સંતોષના આનંદ સાથે સ્વામીશ્રી પધાર્યા. આ શુદ્ધ ઉપાસનાનો વિસ્તાર હવે જોગી મહારાજ દ્વારા મહારાજ કરશે, એવા સૂચક શબ્દોથી, જોગી મહારાજને આ કાર્ય હવે સ્વામીશ્રીએ સોંપી દીધું અને પોતે હવે લીલા સંકેલવાનો સંકલ્પ કર્યો. આ સંકલ્પના સાંકેતિક સૂચનરૂપે સ્વામીશ્રીએ ગઢપુર મંદિરના પ્રતિષ્ઠા ઉત્સવની કંકોત્રીમાં પણ "પ્રતિષ્ઠા સ્વામીશ્રીના વરદ હસ્તે થશે" એ શબ્દો આવવા ન દીધા ! "

મહારાજ અને સ્વામી ખરેખર કોઇ થઈ શકે જ નહિ

આફ્રિકાના હરિભક્તો પ્રતિષ્ઠા ઉત્સવ માટે આવી ગયા અને સીધા સારંગપુર સ્વામીશ્રીના દર્શન માટે આવ્યા. સ્વામીશ્રી તેમને જોઈ ખૂબજ રાજી થયા. આટલે દૂરથી આવો મોટો સંઘ લઈ, પ્રતિષ્ઠાના આ ઉત્સવમાં ભાગ લેવા આ હરિભક્તો પધાર્યા તે કેટલો મહિમા કહેવાય ? આવો ભાવ એજ ભક્તિ ! સ્વામીશ્રીએ આ પ્રસંગે તેમના સર્વ મનોરથ પૂર્ણ કરવા ધાર્યું. રોજ સાંજે બહાર લીમડા તળે સભા ભરતા. આજુબાજુ પાણી છાંટી કંતાન પથરાવી સૌને બેસારતા અને પોતે વચ્ચે ઢોલિયા ઉપર બિરાજતા અને વાતો કરતા. આવા

ઘેરા મંદવાડમાં પણ આ હરિભક્તો પ્રત્યેનો પોતાનો પ્રેમભાવ સ્વામીશ્રી આ પ્રમાણે વ્યક્ત કરતા હતા.

આવા એક પ્રસંગે છેવટના શિક્ષાવચનો સ્વામીશ્રીએ કહેતા કહ્યું, "મહારાજ અને સ્વામી બરોબર કોઈ થઈ શકે જ નહિ. એ બરોબર કોઈને કહેવા તે એ બે સ્વરૂપોનો દ્રોહ કર્યા બરોબર છે. સંતમાં મહારાજ રહ્યા છે એમ જો તત્વે સહિત જાણે તો તેવા સંતમાં અને મહારાજમાં શું ફેર છે? મહારાજને લઈને સંતને ભગવાન કહેવાય. આ સમજણ શાસ્ત્રોક્ત છે અને તેમાં મહારાજનું અનાદિ વ્યતિરેક સ્વરૂપ જળવાય છે. મહારાજના સંબંધ વિના એક પછી એક ગુરુને જ જો ભગવાન માનીએ તો અનાદિ ભગવાનપણું ન રહે અને શુષ્ક વેદાંતના જેવી સમજણ થઈ જાય. માટે ગ. પ્ર. ૨૭ માં જે લક્ષણ સંતના લખ્યા છે, તેવા સંતમાં મહારાજ સર્વ પ્રકારે નિવાસ કરીને રહે છે. તેવા સંતને ભગવાનનું સ્વરૂપ કહેવાય, ભગવાન તુલ્ય કહેવાય. એક સહજાનંદ સ્વામી સિવાય બીજો કોઈ ભગવાન નથી અને થશે પણ નહિ. જે એમ નહિ સમજે અને સ્વતંત્ર ભગવાન પોતાને મનાવશે, તેને પાંચસો પરમહંસ માર્યાનું પાપ લાગશે અને મહારાજનો દ્રોહ કરી અંતે લખચોરાસીમાં અને નરકમાં જશે. આટલું નિશ્ચય સમજી રાખશો." એટલી વાત કરીને પછી વળી બોલ્યા કે "એક મહારાજના ચરણારવિંદજ પૂજાય. તે સિવાય બીજાના ચરણારવિંદ જે પૂજે તે વિમુખ જાણવો. માટે સૌએ મહારાજે બાંધેલી મર્યાદામાં રહેવું અને આજ્ઞા પ્રમાણે વર્તવું. સર્વોપરી ભગવાન સહજાનંદ સ્વામી અને સર્વોપરી સંત અનાદિ મૂળ અક્ષર ગુણાતીતાનંદ સ્વામી. એમ શુદ્ધ ઉપાસના સમજવી. એકાંતિક સંતને મોક્ષનું દ્વાર સમજવા. આવી રીતે તમને સૌને મારા જાણી મારું આ અંતરનું રહસ્ય કહું છું. તો તે પ્રમાણે સમજીને વર્તશો તો સુખી થશો." એટલી વાત કરી અને અતિ પરિશ્રમથી થાકી ગયા એટલે ઢોલિયામાં પોઢી ગયા.

બીજે દિવસે સવારે આફ્રિકાના હરિભક્તો તમામને ગઢપુર સેવામાં મોકલી દીધા. ફક્ત મુક્તરાજ મગનભાઈને પોતાની સેવામાં રાખ્યા. આમાં પણ રહસ્ય હતું. પરંતુ કાળની દૃષ્ટિને જે પામ્યા હોય તેજ તે સમજી શકે. સ્વામીશ્રી આજે

**જોગી મહારાજ સાક્ષાત્ ગુણાતીત સ્વરૂપ છે**

જરા વધારે ગંભીર જણાયા જમવા પણ ઊઠયા નહિ અને મૌન ધારણ કરી લીધું ! ફક્ત અંતર્ગત "સ્વામિનારાયણ" જાપ થતો હતો તે સંભળાતો હતો. સેવામાં રહેતા સાધુ અક્ષરપ્રિયદાસે સ્વામીશ્રીને પ્રાર્થના કરી "દયાળુ ! થોડું જમો" પરંતુ કાંઈપણ જવાબ આપ્યો નહિ. એટલામાં યોગીજી મહારાજનો પત્ર આવ્યો. સ્વામીશ્રી પાસે તે વાંચ્યો. એટલે સ્વામીશ્રી એકદમ ઉદાસિનતા ટાળી ઊઠયા અને બોલ્યા "અહો ! જોગી મહારાજ તો સાક્ષાત્ ગુણાતીત સ્વરૂપ છે, બહુ મોટા છે." એમ કહી જમવાનું માગ્યું. આજે આફ્રિકા સત્સંગ મંડળ તરફથી ખુલ્લેપાવાળા વલ્લભદાસભાઈની શીખંડ પૂરીની રસોઈ હતી. • એટલે સ્વામીશ્રી દયા કરી જમ્યા. તેથી સૌ રાજી થયા.

બપોરે સેવામાં રહેતા મોમ્બાસાવાસી સી. ટી. પટેલને સ્વામીશ્રીએ કહ્યું "ગઈ કાલે મેં એક પાલખી બનાવવા રણછોડભાઈને કહ્યું હતું. તે પાલખી તૈયાર થઈ ગઈ ?" ત્યાર પછી વળી થોડા વખતે મગનભાઈના પુત્ર હરિકૃષ્ણભાઈ "કેમેરા" લઈને સ્વામીશ્રી પાસે આવ્યા. તેમને જોઈ સ્વામીશ્રીએ તેમને કહ્યું "ફોટા પાડવા હોય તો પાડી લે. પછી તક નહિ મળે." આ શબ્દોનું રહસ્ય પણ કોઈ સમજી શકયા નહિ. મૂક વદને સ્વામીશ્રીની સેવામાં સૌ મંડી પડયા હતા. એ મૌન સ્વામીશ્રી થોડી થોડી વારે પાલખીની ઉઘરાણી કરી તોડતા હતા. પાલખીના બનાવનારને શું ખબર હતી કે એ કયા વિધિ માટે વપરાવાની હતી ?

• સ્વામીશ્રી જે વાડકામાં શીખંડ જમ્યા હતા તે પ્રસાદીનો વાડકો તેમની પાસે છે.

હું તો આજે ધામમાં જવાનો હતો

સાંજે મુક્તરાજ કુબેરભાઈ, ઠાદરશીભાઈ તથા હકાખાચર આવી પહોંચ્યા. કુબેરભાઈએ સ્વામીશ્રીને વિનતિ કરી. "સ્વામી ! હવે દયા કરો અને મુહૂર્ત નજીક આવે છે તો ગઢડા પધારો." ત્યારે સ્વામીશ્રીએ તેમને કહ્યું "હું તો આજે ધામમાં જવાનો હતો. પણ આ આફ્રિકાના હરિભક્તોનો બહુ પ્રેમ એટલે જઇ શકાયું નહિ. ગઢડાનું તો મેં પતાવ્યુ. મારી વિધિ કરી લીધી. હવે જોગી મહારાજ આરતી ઉતારશે." એટલું કહીને અટકયા. સાંભળનારા સૌની આંખમાંથી, સ્વામીશ્રીની આ ગંભીર ઉદાસિનતાથી. અશ્રુ ટપકવા લાગ્યા. સ્વામીશ્રી પણ પોતાના એક એક સૂચક શબ્દોથી પ્રસંગની ગંભીરતા જણાવતા જતા હતા. તેમણે થોડી વારે કુબેરભાઇને કહ્યું "આ બધા મંદિર તમે સાચવજો. તમારે લીધે આ મંદિરો થયા છે, તો તમારે હવે જોવાનું છે." એમ કહી માથે ઓઢી પોઢી ગયા. સ્વામીશ્રીના એક એક શબ્દે, સ્વામીશ્રીજ જેમને જીવનપ્રાણ સમાન છે, તેવા હરિભક્તોને વજ્રપાત થતો હતો. શ્રીજી મહારાજે જેમ ઉદાસિનતા ધારણ કરી હતી તેમાંથી કોઈ રીતે પાછા વળ્યા જ નહિ, તેજ સ્વભાવ મુજબ સ્વામીશ્રીએ ધારણ કરેલી આ ઉદાસિનતામાંથી કોઈ હવે તેમને પાછા વાળી શકે તેમ ન હતું. ફક્ત જોગી મહારાજ એ કરી શકે તેમ હતું. પરંતુ તેઓ તો મુંબઈ બિરાજતા હતા.

સ્વામીશ્રીની આ ઉદાસિનતાથી સૌને અંતરમાં ભીતિ લાગવા માંડી. છતાં એવો વિશ્વાસ તો સૌને હતો કે ગઢપુર પ્રતિષ્ઠા ઉત્સવ છે એટલે કાંઈ અનિષ્ટ પ્રસંગ તો નહિ જ બને. એ વિશ્વાસ સૌને વધુ દૃઢ થાય અને પોતાની પાસે, સારંગપુરમાં ભક્તોના ટોળે ટોળા ન આવે, તે માટે સ્વામીશ્રીએ સહેજ પ્રકૃતિ બદલી. હરિભક્તો સાથે થોડી થોડી વાતો આનંદથી કરવા લાગ્યા, જમવાનું માંગીને થોડું જમવા લાગ્યા. આથી તેમના અંતેવાસી શિષ્યોને થયું કે હવે સ્વામીશ્રી તબિયત સુધારશે ખરા. આફ્રિકાના

હરિભક્તો પણ સ્વામીશ્રીની બદલાયેલી પ્રકૃતિથી રાજી થયા. સ્વામીશ્રીએ થોડા દિવસ પહેલા અર્જુનભાઈ પાસે નદી ઉપરના પુલના કામકાજ કરવાની શરૂઆત કરાવી હતી. તે કામમાં આફ્રિકાના સૌ હરિભક્તોને સ્વામીશ્રીએ જોડી દીધા અને પોતે પણ થોડો થોડો વખત ત્યાં ખુરસી નાંખીને બેસવા લાગ્યા. આવી રીતે સ્વામીશ્રીએ સૌને ગફલતમાં નાખી, ધીરે ધીરે સૌ હરિભક્તોને પોતાના સુધરતા સ્વાસ્થ્યની પ્રતીતિ કરાવી, ગઢપુર મોકલી દીધા. હરિભક્તો પણ અંદર અંદર સમજી ગયા કે સ્વામીશ્રીએ આખરે સ્વાસ્થ્ય સુધાર્યું; દયા કરી. હવે સ્વામીશ્રીને આરામ મળે અને જલ્દી સ્વાસ્થ્ય સુધરે તે માટે કોઇએ સારંગપુર જઇ તેમને તકલીફ ન આપવી. સંતો તથા આફ્રિકાના હરિભક્તો પણ ગઢપુરની પ્રતિષ્ઠા અંગે પોત પોતાની પ્રવૃત્તિમાં જોડાઈ ગયા. સદા અસંગી અને અલિપ્ત એવા સ્વામીશ્રીએ આ પ્રમાણે મુક્તરાજ મગનભાઈ સિવાય તમામ હેતવાળા સંત હરિભક્તોને દૂર કરી દીધા.

**ગઢપુરમાં મૂર્તિ પ્રતિષ્ઠા થઇ ગઈ?**

સૌ દૂર ગયા. પછી સ્વામીશ્રીએ એકાએક પ્રકૃતિ બદલી. ખાવા, પીવાનું, બોલવાનું ત્યજી દીધું. શ્વાસની ગતિ વધારી દીધી. બે ત્રણ દિવસમાં તો સ્થિતિ ભયંકર બની ગઇ. તેમાં આજની રાત વિષમ હતી. વૈશાખના ધીમા શીતળ વાયરાને બદલે આજે આકાશમાં વાદળા ઘેરાયા હતા. કવચિત્ કવચિત્ સૂસવતા વાયરાનો બસૂરો અવાજ, કાળના વીંઝણુના જેવી ભયંકરતા સૂચવતો હતો. તે સિવાય સર્વત્ર નિસ્તેજ શાંતિ પ્રસરી રહી હતી. સ્વામીશ્રીના ઓરડામાં તેમના અંતેવાસી સેવકો મૂક વદને સેવામાં પ્રવૃત્ત હતા. આ નિસ્તેજ શાંતિનો ભંગ કરવાની કોઇની હિંમત હતી નહિ. શાંતિ ભયંકર હતી. વાદળાના ગડગડાટ અને પવનના વાયરાથી થતો શાંતિનો ભંગ, એ ભયંકરતાને વધુ ભયંકર બનાવતો હતો. સૌ મનમાં કોઈ વિષમ આગાહીની શંકાથી ડરતા "સ્વામિનારાયણ" ભજન કરતા હતા. સ્વામીશ્રીના મુખમાં પણ એ શબ્દોનો જાપ થતો

હતો. પરંતુ વધતા જતા શ્વાસને લીધે ફક્ત અસ્ફૂટ શબ્દો જ સંભળાતા હતા. એકાએક સ્વામીશ્રીએ એ સ્થિતિમાંથી જાગ્રત થઈ પૂછ્યું "ગઢપુરમાં મૂર્તિ પ્રતિષ્ઠા થઈ ગઈ?" પાસે ઊભેલા મોતીભાઈએ કહ્યું, "હા, સ્વામી! પ્રતિષ્ઠા થઈ ગઈ." બસ. સ્વામીશ્રીના મુખારવિંદ ઉપર દિવ્ય તેજની આભા પ્રસરી ગઈ. મુખ ઉપર આછું સ્મિત ફરકી ગયું. મહારાજનો અંતિમ આદેશ આજે સંપૂર્ણ થઈ ગયો. ફરી પૂર્વવત્ નીરવ શાંતિમાં સૌ ગમગીન થઈ ગયા!

મને રંગમંડપમાં મહારાજના પાસે લઈ જાવ

સવાર થયું. આગલી રાત્રે જ શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસજી, કોઠારી હરિજીવનદાસજી, ત્રિભોવનદાસ મૂળજીભાઈ પટેલ અને મણીલાઈ નારણભાઈ ગઢપુરથી આવી ગયા હતા. સ્વામીશ્રીની પરિસ્થિતિ જોઈને સૌને મુઝવણ થવા માંડી. મુક્તરાજ મગનભાઈ સૌને ધીરજ આપતા હતા. પરંતુ સ્વામીશ્રીની સ્થિતિ જોઈ કોઈને પણ ધીરજ રહે તેવું હતું નહિ. તાવ આગલી રાત્રે હતો. આજે સવારના તાવ ઓછો થવા લાગ્યો, છતાં શ્વાસ વધતો હતો. કોઈ બોલાવે તો પણ બોલતા ન હતા. તદ્દન શાંત, ગંભીર જણાતા હતા. 'સ્વામિનારાયણ' 'સ્વામિનારાયણ'નો અસ્ફૂટ જાપ ચાલુ જ હતો. બરાબર નવ વાગે આંખ ખોલી. બધાને પાસે જોયા એટલે સહેજ હસ્યા. પછી કહ્યું, "મને રંગમંડપમાં લઈ જાવ, મહારાજની પાસે." સ્વામીશ્રીને રંગમંડપમાં લઈ ગયા, અને ખાટલા ઉપર સૂવાર્યા. મુક્તરાજ મગનભાઈ સ્વામીશ્રીના ખાટલા પાસે જ ખુરશી ઉપર બેઠા અને સ્વામીશ્રીની દેખાતી અંતિમ લીલાના દર્શન અશ્રુપૂર્ણ નયને કરી રહ્યા. સેવકો પણ બધા સમજી ગયા હતા કે સ્વામીશ્રીની આ અંતિમ ક્ષણ છે, છેલ્લી અમૂલ્ય ઘડી દર્શનની છે. એટલે આંખમાં અખંડ અશ્રુની ધારા છતાં, સ્વામીશ્રીની એ દિવ્ય તેજોમય મૂર્તિના દર્શન મેષોન્મેષ દૃષ્ટિથી

કરી રહ્યા હતા. નારાયણ સ્વામીનું નાનકડું દેહ પિતાના પ્રયાણની આ વિષમ પળની વિયોગની ઘડી, શી રીતે સહન કરી શકશે? એ વિષમ પળ દરેક ઘડીએ પાસે જ આવતી હતી. સૌ સચેતન હતા. મહારાજ જો પધારે તો પગ પકડી પ્રાર્થના કરવી કે "દયાળુ! સ્વામીશ્રીને હજુ થોડા વર્ષ રાખો." પરંતુ કૃતનિશ્ચયી સ્વામીશ્રીના સંકલ્પ પાસે મહારાજ પણ લાચાર હતા! વિષમતા વધતી જતી હતી. શ્વાસની ગતિ પણ વધતી જતી હતી! સૌ લાચાર બની ગયા!

મુંબઈ, અમદાવાદ, દિલ્હી, ભાવનગર તાર કરી દીધાં. આવું ધાર્યું ન હતું, સ્વપ્ને પણ સંકલ્પ ન હતો. વિશ્વાસ હતો કે ગઢપુરની મૂર્તિ પ્રતિષ્ઠા તો સ્વામીશ્રી પોતાના વરદ હસ્તે કરશે જ. પરંતુ ઉપાસનાના એ દિગ્વજયની યશ કલગી તો પોતાના પ્રાણ સમાન જોગી મહારાજને જ શિરે તેમને મૂકવી હતી. એ તેમનો સંકલ્પ દૃઢ હતો. હવે પાંદડે પાંદડે સ્વામિનારાયણનું ભજન કરાવવાનું યોગીજી મહારાજનું શુભ કાર્ય, આ અતિ મંગળ પ્રસંગથી શરુ થાય એવી તેમની ઈચ્છા હતી. એ ઈચ્છાને રોકી શકવાનું સામર્થ્ય કોઈની પાસે ન હતું. મહારાજ, સ્વામી અને અનંત કોટી મુક્તો આવી ગયા હતા. એકાએક સમગ્ર રંગમંડપ દિવ્ય તેજથી તેજાયમાન થઈ ગયો. સૌ આશ્ચર્યવત્ આજુબાજુ જોવા લાગ્યા. તે જ ક્ષણે સૌની નજર ચૂકવી બરાબર ૧૦-૫૭ કલાકે, સ્વામીશ્રી "સ્વામી મહારાજ" ના દિવ્ય ઘોષ કરતા સ્વતંત્રપણે દેહ છોડી અક્ષરધામમાં બિરાજી ગયા!! સૌ સ્વામીશ્રી તરફ જુએ ત્યાં તો અલૌકિક દિવ્ય પ્રેમલ દૃષ્ટિથી સૌને નીહાળતા, દિવ્ય હસ્તની અભય મુદ્રા ધારણ કરતા, સ્વામીશ્રી, સૌને દિવ્ય દેહે નીહાળી રહ્યા હતા. પરંતુ એ દિવ્યતાના દર્શન કરવાની દૃષ્ટિ કોઈને ન હતી. એટલે જાણે પ્રલયના બારે મેઘ તૂટી પડયા હોય કે પ્રલયનો અગ્નિ પોતાની તીવ્ર જવાળાથી સૌને સળગાવી રહ્યો હોય, તેવી કારમી કરુણતાથી સૌ જડવત્ બની ગયા.

સ્વામીશ્રી ગયા ? ના, ના, એ તો આપણને આશીર્વાદ આપે છે, આપણા તરફ અમિ દૃષ્ટિથી જુવે છે, તેવા આશાભર્યા ભાવે સૌ સ્થિર નયને એ દિવ્ય મૂર્તિના દર્શન કરતા નિર્જીવ અને નિષ્પ્રાણ બની શબવત્ ઊભા થઈ રહ્યા. પરંતુ એકાએક મગનભાઈના કરુણ આક્રંદના આઘાતથી આખો રંગ-મંડપ રડી પડયો. રડવા જેટલું પણ ચેતન ગુમાવી કેટલાક તો ત્યાંજ ઢળી પડયા. મંદિરના સંતો અને સેવકો એકાએક રંગમંડપ તરફ દોડવા લાગ્યા. પણ પગમાંથી જાણે ચેતન હણાઈ ગયું હોય તેમ રસ્તામાં જ પડવા લાગ્યા. સમગ્ર મંદિર, શિખરના કાંગરે કાંગરા અને પત્થરે પત્થરે આજે આ ગગનભેદી આક્રંદથી, અચાનક આવી પડેલી આ વિષમ પળથી, પિતાના અચાનક પ્રયાણથી, જાણે પડુ પડુ થઈ રહ્યા હોય, તેમ આધાર વિનાના બની ગયા ! આકાશ નિસ્તેજ થઈ ગયું, સૂર્ય પણ રાહુના ગ્રાસથી વ્યથા પામ્યો હોય, તેમ કરુણતાની કાળપ સમા વાદળામાં ઢંકાઈ ગયો. વાયુ જોરથી ફૂંકાવા લાગ્યો. બ્રહ્માંડના આધારરૂપ આ સંતવર્યના પ્રયાણથી જાણે અનિષ્ટોની આંધીમાં આખું બ્રહ્માંડ સપડાઈ ગયું હોય, તેમ સર્વત્ર અંધકાર વ્યાપી ગયો !

નિર્જીવ અને નિષ્પ્રાણ ભક્તો

વિજળીના વેગે આ સમાચાર સર્વત્ર ફેલાવા લાગ્યા. આખુ ગામ મંદિરમાં ઊમટયું. આજે પચાસ પચાસ વર્ષના અતિ નિકટના આધ્યાત્મિક સંબંધથી, પોતાના જીવનને શુદ્ધ કરનાર આ સંતવર્યના અચાનક પ્રયાણથી, સૌ છાતીફાટ રુદન કરવા લાગ્યા. પિતાની મમતાથી પોતાને ઉછેરી, પોતામાં આધ્યાત્મિક સંસ્કારોનું પોષણ કરનાર સ્વામીશ્રી આજે નથી, એ આઘાતથી જ નારાયણસ્વરૂપદાસજી બેશુદ્ધ બની ગયા ! ગઢપુર મંદિરના કાંગરે કાંગરે ઉત્તમ કારીગીરીનું કૌશલ્ય બતાવવાના કોડ સેવતા હરિજીવનદાસજી, આજે એ મંદિરના નીહાળનારા પ્રયાણ કરી ગયા તે વિચાર માત્રથી, પ્રચંડ આત્મબળ છતાં બાળકની માફક રડતા હતા. સારંગપુર મંદિરના કોઠારી ગોપીનાથદાસ તો જાણે સારંગ-

પુરને સોને મઢી, સ્વામીશ્રીને રાજી કરી લઉં. પરંતુ આ કરુણતાથી તે અધૂરા રહેલા સ્વપ્નથી ભગ્ન બની, છાતીફાટ રડવા લાગ્યા. સ્વામીશ્રીની સેવાના પોતાના અધૂરા રહેલા કોડથી હરિકૃષ્ણદાસ રડતા હતા. અક્ષરપ્રિય પણ, નયનકટાક્ષમાંથી હેતના ઉમળકા વર્ષાવનાર સ્વામીશ્રી હવે નથી, તે કલ્પનામાત્રથી ભાન ભૂલી ગયા હતા. હરિભક્તો તમામ, સ્વામીશ્રીના આશ્રયથી સદા નિર્ભયતા અનુભવતા, આજે ભય પામી, આ દુઃખદ પ્રસંગથી આધાર વિનાના બની, પોતાનું સર્વસ્વ લૂંટાયાથી, હણાયા જેવા હોય, તેમ રડી રડીને સૂકાએલી આંખે નિસ્તેજ બની, ફરી ફરી રડતા હતા. આ શોકની આંધીમાંથી કોઇ કોઈને મુક્ત કરે તેવું ન હતું.

આ કરુણ રુદનના અંતને પામી, એક પછી એક જાણે, રુદનની પણ શક્તિ હવે હણાઈ ગઈ છે, તેવી જડવત્ સ્થિતિમાં અવાક્ બની ગયા. સૌની આવી નિષ્પાણ સ્થિતિ જોઈ, મહારાજે પોતાની ક્રિયાશક્તિ પ્રેરી અને એક પછી એક સૌ સ્વસ્થ બનવા લાગ્યા. સ્વામીશ્રીના દિવ્ય દેહ પાસે ઘીનો દિવો કરી વચનામૃતનું પારાયણ શરું કર્યું.

આ અતિ દુઃખદ સમાચારના તાર સર્વ સ્થળે કરી દીધા. ગઢપુરમાં પ્રતિષ્ઠા ઉત્સવમાં જોડાએલા તમામ હરિભક્તો ખટારામાં ખડકાતા, અથડાતા, પછડાતા આવવા લાગ્યા. સાંજે પાંચ વાગે ભાવનગરથી મુક્તરાજ કુબેરભાઈ ત્યાંના મંડળ સાથે આવી પહોંચ્યા. સ્વામીશ્રીના દિવ્ય દેહના દર્શન કરી કુબેરભાઈ છાતીફાટ રુદન કરવા લાગ્યા. આ પ્રસંગે એ સિવાય બીજો કોઈ ઉપાય ન હતો, બીજું કોઇ સાંતવન પણ ન હતું. સાંજે પુરુષોત્તમપુરાથી મુકતરાજ આશાભાઈ તથા ઇશ્વરભાઈ આવ્યા. સમગ્ર જીવન સ્વામીમય કરી દેનાર, આ બંને મુકતપુરુષોને આ આઘાત અસહ્ય લાગ્યો. આ તે સ્વપ્નું છે કે હકીકત છે તેવા અવિશ્વાસથી ઉંચે હૈયે,

ઠેઠ પુરુષોત્તમપુરાથી અહીં સુધી સ્વામી સ્વામી ભજન કરતા આવનાર આશાભાઈ તથા ઇશ્વરભાઈ, સ્વામીશ્રીના દિવ્ય દેહના દર્શન કરતા ત્યાં જ અચેતન બની ઢળી ગયા. તેમની લાગણીના પ્રવાહને રોકી શકાય તેમ હતું જ નહિ. આ પ્રમાણે આખી રાત હરિભક્તો જેમ જેમ ખબર પડતી ગઈ, તેમ તેમ આવતા ગયા. બોચ્છદડ, લીમડી, ચચાણા, અડવાળ તેમજ ઝાલાવાડના ઘણા ખરા ગામોથી તથા ગોહીલવાડમાંથી, અમદાવાદથી અને ગુજરાતમાંથી હરિભક્તો અભાન દશામાં, રોઈ રોઈને સૂકાએલી આંખે નિર્જીવ બનેલા, આવી રહ્યા હતા. આખી રાત્રી વચનામૃતની પારાયણ શરુ રહી.

તેજ રાત્રે દિલ્હી અને મુંબઈ પણ સમાચાર મળી ગયા. મુંબઇમાં તો હરિભક્તોને આ તારમાં કાંઈક ગેરસમજ થાય છે, એવું જ લાગ્યું. યોગીજી મહારાજ મુંબઈમાં બિરાજતા હતા. આ સમાચાર સાચા છે તેવી ખાત્રી ન થાય ત્યાં સુધી યોગીજી મહારાજને તારના ખબર આપવા જ નહિ, તેવું સૌએ નક્કી કર્યું. મુક્તરાજ ચંપકભાઈ તથા વસંતરાય પંડયા મુંબઇમાં હતા. આ સમાચાર મળતાં તેમને અત્યંત આઘાત થયો. છતાં સમાચાર ખોટા હશે એવા વિશ્વાસથી, ધીરજ રાખી અમદાવાદ ટેલીફોન કર્યો. છગનભાઇએ દિલ્હી નંદાજીને ટેલીફોન કર્યો. બંને જગાએથી પાકા સમાચાર મળી ગયા. ધીરે ધીરે સાંજનો સમય થતો ગયો અને હરિભક્તો યોગીજી મહારાજના દર્શન અને સમાગમ માટે આવવા લાગ્યા. પરંતુ સૌ નિસ્તેજ અને ગમગીન હોવાથી એકાએક આ શું થયું તે સૌ વિચારવા લાગ્યા. છેવટે મોડી રાત્રે સૌને આ અતિ દુઃખદ સમાચાર આપ્યા કે સ્વામીશ્રી ધામમાં પધારી ગયા છે. ગાય વિના જેમ વાછડા ટળવળે તેમ મુંબઈના હરિભક્તો, દસ દસ વર્ષથી સ્વામીશ્રીએ જે બ્રહ્માનંદ કરાવ્યો હતો, તે સંભારી સંભારીને રડવા લાગ્યા. એકાએક આ શું બની ગયું ? સ્વામીશ્રી કેમ આટલા બધા નિર્દય થઈ ગયા ? શાથી સૌને વિખૂટા મૂકી સ્વામીશ્રી એકલા ચાલી

ગયા ? શો અપરાધ, શો દોષ અમારો ઓ મહાપ્રભુ ! થયો કે આપ સૌને નોધારા મૂકી ચાલી નીકળ્યા ? ગઢપુર સમૈયાના દિવ્ય આનંદમાંથી સૌને આમ શોકમાં કેમ મૂકી દીધા ? દુઃખ અને શોકનો પાર ન હતો. યોગીજી મહારાજ અવાચક્ બની ગયા. આ અત્યંત દુઃખદ સમાચારથી તેમને અસહ્ય આઘાત લાગ્યો.

ગોકુલચંદ શેઠને પણ બહુ જ દુઃખ થયું. યોગીજી મહારાજ તેમને બંગલે પધાર્યા અને સૌને અતિ આનંદ અને ઉત્સાહથી કથાવાર્તાનો આનંદ આપી રહ્યા હતા. તેમાં એકાએક આવા સમાચાર કેમ આવ્યા ? તેમની મુઝવણનો પાર રહ્યો નહિ. તેમણે યોગીજી મહારાજને તુરત જ સારંગપુર પહોંચાડવા " એરોપ્લેન " ભાડે કરી આપ્યું. છગનભાઈ, કાંતિભાઈ અને ચંપકભાઈએ આ પ્રસંગે કોને કોને સારંગપુર લઈ જવા તે માથે લીધુ. હરિભકતોમાં તો દરેકને એમ હતું કે જો સંકલ્પથીજ સારંગપુર પહોંચી જવાય તો સ્વામીશ્રીના દિવ્ય દેહના અંતિમ દર્શનનો લાભ મળી જાય. પરંતુ કોઈનેય એક શબ્દ બોલવા જેટલું ભાન ન હતું. અને પગમાં પણ શકિત ન હતી. મોડી રાત્રે બધું નક્કી થઈ ગયું. સવારે ' પ્લેઈન 'માં નીકળવાનું નક્કી કર્યું.

વહેલી સવારે ' પ્લેઈન 'માં નંદાજી દિલ્હીથી મુંબઈ આવ્યા. તેમને લઈને યોગીજી મહારાજ સાથે અમો બધા ' પ્લેઈન 'મા ભાવનગર ઉતર્યા. અહીં મુકતરાજ કુબેરભાઈએ બધાને સારંગપુર લઈ જવા માટે મોટરની વ્યવસ્થા કરી હતી. આ રીતે સૌ લગભગ ૧૧ વાગે સારંગપુર પહોંચી ગયા.

વૈશાખના બપોરનો સૂર્ય હજુ નિસ્તેજ અને ધૂંધળો હતો. સારંગપુર મંદિરનુ વાતાવરણ અતિ શોકમગ્ન હતું. તેમાં પણ

યોગીજી મહારાજ પધાર્યા એટલે તેમની પાસે આધાર શોધતા નિરાધાર બની ગએલા સૌ હરિભકતો, છૂટે મોઢે રડી પડ્યા. રંગમંડપમાં સ્વામીશ્રી દિવ્ય દેહે પોઢ્યા હતા. એજ કરુણા ભરપૂર પ્રેમલ દિવ્ય મૂર્તિ ! જાણે હમણાં જ બોલશે, હમણાં ઠપકો આપશે કે કેમ મોડું કર્યું ? સારંગપુર જ્યારે જઈએ ત્યારે મીઠા પ્રેમભર્યાં નયને જાણે અમીના કુંપ પાતા હોય તેવી વહાલપથી સ્વાગત કરતા, આશીર્વાદના અમૃતમય હાથ માથે મુકતા સ્વામીશ્રી, આજે કેમ કાંઈ બોલતા નથી ? સ્થિર નયનોથી સૌને નીહાળતા, બીડેલા ઓષ્ઠથી પોતાના કાર્યની દ્રઢતાપૂર્વકની પરિપૂર્ણતાથી સંતોષ વ્યકત કરતા, સ્વામીશ્રી જાણે હમણાં જ બોલશે, એમ સૌને આશા હતી. પરંતુ ભાનમાં આવતાં જ સૌના હૃદય ભાંગી ગયા. ફરી આખો રંગમંડપ કરુણતાથી છવાઈ ગયો. આ શોકમાંથી કોઈ શાંત થાય તેવું હતું જ નહિ. છેવટે, સ્વામીશ્રીને દિવ્ય દૃષ્ટિથી સદા નીહાળતા અને અખંડ પ્રગટ સમજતા, યોગીજી મહારાજે સૌને શાંત કર્યા.

**અંત્યેષ્ટિની વિધિ**

ત્યાર પછી સ્વામીશ્રીના દેહને અગ્નિ સંસ્કાર કરવા માટેની તૈયારી થવા લાગી. ઉમરેઠના વિદ્વાન બ્રાહ્મણ કરુણાશંકરભાઈએ વેદોકત વિધિપૂર્વક યોગીજી મહારાજ અને નારાયણસ્વરૂપદાસજી પાસે સ્વામીશ્રીના દેહને ષોડશોપચારે સ્નાનની વિધિ કરાવી. ત્યાર પછી ચંદનની અર્ચા કરી અને ફુલહાર પહેરાવ્યા. તે પછી યોગીજી મહારાજે પ્રથમ આરતી ઉતારી. ત્યાર બાદ નારાયણસ્વરૂપદાસે ઉતારી હજારો હરિભકતો સ્વામીશ્રીની અંત્યેષ્ટિની આ વિધિ અશ્રુપૂર્ણ નયને નીહાળી રહ્યા. પછી આ પ્રસંગ માટે અગાઉથી સ્વામીશ્રીએ બનાવરાવેલી પાલખીમાં, તેમના દિવ્ય દેહને પધરાવ્યો અને ચોગાનમાં લીમડા નીચે સૌ હરિભકતો, સ્ત્રીઓ વગેરેને અંતિમ દર્શન થાય, તે માટે પાલખી ઉતારી.

અત્રે શ્રી. નંદાજી, શ્રી. ટી. પટેલ, હરમાનભાઇ, આશાભાઈ વગેરે મોટેરા હરિભક્તોએ ગદ્‌ગદ્ કંઠે અને અશ્રુપૂર્ણ નયને સ્વામીશ્રીના કાર્યને નિવાપાંજલિ અર્પણ કરી. ત્યાર બાદ પાલખી ઉપાડી હજારો હરિભક્તો સ્વામિનારાયણની ધૂન્ય કરતા, ઝાંઝ, પખાજ, ડુક્કડ સાથે કીર્તનો ગાતા, અબીલ ગુલાબ અને પૈસા ઉડાડતા, સ્વામીશ્રીના એ દિવ્ય દેહને પોતાના ખભે ઉંચકવાના અતિભાગ્ય માનતા, પાલખી ઉપાડી અગ્નિ સંસ્કારની અંતિમ વિધિ માટે નીકળ્યા. સ્વામીશ્રીએ અગાઉથી જ પુરાણી ગોપીનાથદાસજીને કહ્યું હતું કે "ફલ્ગુ અને ઉતાવળી નદી વચ્ચે જે બેટ છે ત્યાં મહારાજ ઘણી વખત સભા કરી બિરાજ્યા છે. યજ્ઞ કર્યા છે અને બ્રાહ્મણોને જમાડયા છે. તો તે પ્રસાદીની જગ્યામાં જ મારા દેહનો અગ્નિ સંસ્કાર કરશો." એ પ્રસાદીની જગ્યા મંદિરના કબજામાં હતી અને ત્યાં વાડી હતી. તે સ્થાનમાં, શ્રીજી મહારાજની પ્રસાદીના ખીજડા નીચે પાલખી ઉતારી. યોગીજી મહારાજે અને નારાયણ-સ્વરુપદાસજીએ અગ્નિ સંસ્કારની જગ્યા નક્કી કરી ત્યાં પવિત્ર જળ છાંટયું. પછી ચંદનના કાષ્ટ* ગોઠવી ચિતા તૈયાર કરી, સ્વામીશ્રીના દિવ્ય દેહને ચિતા ઉપર ગોઠવ્યો. મુલાયમ મગરૂની સેજ ઉપર સ્વામીશ્રીને પોઢાડતા, તેમને આ કાષ્ટ ઉપર શી રીતે પોઢાડાય? અશ્રુનો પ્રવાહ રોકયો ન રોકાયો. સૌ મુક્ત કંઠે રડી પડયા અને અશ્રુપૂર્ણ નયને અગ્નિ સંસ્કારની તમામ વિધિ યોગીજી મહારાજે તથા નારાયણસ્વરુપદાસજીએ કરી અને ચિતામાં અગ્નિ મૂકયો.

સ્વામીશ્રીના દિવ્ય દેહને સ્પર્શતો અગ્નિ પણ પોતાને કૃતકૃત્ય માની, પોતાની વિષમ જવાળામાં સ્વામીશ્રીના દેહને શમાવવા લાગ્યો. રડતી આંખે અને ભગ્ન હ્રદયે સૌ આ અંતિમ દર્શન કરી રહ્યા. મુકતરાજ મગનભાઈને તો પાંચ છ જણાએ હાથ પકડી એક જગાએ બેસારી રાખ્યા હતા. તેમના પ્રેમનો પ્રવાહ તો સ્વામીશ્રીની ચિતામાં પોતાના દેહને પડતુ મૂકવા તત્પર થઇ રહ્યો

* ભાવનગરથી મુક્તરાજ કુબેરભાઈ એ મંગાવ્યા હતા.

ગંભીરતા—આ સર્વ જે પ્રગટ સ્વરૂપ દેખાય છે તે બ્રહ્મ જ છે. તે બ્રહ્મ સદા સત્ય છે, અનંત છે—માટે જ તેનો અંત આધ્યાત્મિક દૃષ્ટિએ નથી જ, તે સદા પૃથ્વી ઉપર પ્રગટ જ રહે છે એક અથવા બીજા રૂપે – તે સત્ય સમજાવવા સ્વામીશ્રીએ ઉત્તમ ભાવવાળા પાત્રમાં પોતાનો – બ્રહ્મનો ભાવ – પ્રગટ કરી, એ રૂપે પ્રાદુર્ભાવ પામી, પંચભૌતિક દેહનો ત્યાગ કર્યો. ઉત્તમ કોટિના મુમુક્ષુઓ માટે કે કુશાગ્ર બુદ્ધિવાળા સાધકો માટે, એ પ્રગટ સ્વરૂપની ઓળખાણ, દર્શન અને સંબંધ અવિદ્યાની ગ્રંથી નાશ કરવા માટે અનિવાર્ય છે. ઉપનિષત્કાર કહે છે કેઃ—

पुरुष एवेदं विश्वं कर्म तपो ब्रह्म परामृतम् ।
एतद्यो वेद निहितं गुहायां सोऽविद्याग्रंथि विकिरतीह सौम्य ॥

મુંડક-૨-ખં-૧ મં-૧૦

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामया
ॐ शान्तिः शान्तिः शान्ति ॥

## ઉત્તર કાંડ સમાપ્ત

સ્વામીશ્રીનું સમાધિ સ્થાન




શ્રી યજ્ઞપુરુષ સ્મૃતિ મંદિર, સારંગપુર

# ખંડ ૫ મો

## સમાધિ કાંડ

अनेकेषां स योगानां प्राणवृत्तिनिरोधनम् ।
अवीकरद्ब्रह्मरूपे निजात्मनि समाधिना ॥

સત્સંગિજીવન પ્ર. ૨-૧૫

ભગવાનની મૂર્તિ જે શબ્દરૂપે છે તે મૂર્તિનું જ્યારે જે જીવ શ્રધ્ધાએ કરીને દર્શન કરે છે, તેના ઇન્દ્રિયો ભગવાન સામા તણાઈ જાય છે અને તત્કાળ સમાધિ થાય છે.

—વચનામૃત. વરતાલ ૧૩

**કૃપા સમાધિ**

સમાધિના અનેક પ્રકારમાં, કૃપા સમાધિ એ ભગવાનની વિશિષ્ટ કૃપાનું ફળ છે. આ પ્રકારની કૃપા શ્રીકૃષ્ણ ભગવાને ગોપ બાળકો ઉપર કરી અને તેમને પોતાનું ગોલોક ધામ બતાવ્યું. વળી ઉધ્ધવજી, અક્રૂરજી અને અર્જુનને પણ એ કૃપા સમાધિ દ્વારા ભગવાને પોતાનું સ્વરૂપ બતાવ્યું હતું. રામાનંદ સ્વામીના સમયમાં મંતદાસજી સમાધિવાળા ગણાતા. તેમ જ માંગરોળમાં જેઠાભાઈ તથા માધવદાસને પણ સમાધિ થતી હતી. રામાનંદ સ્વામીના અંતર્ધાન થયા પછી, શ્રીજી મહારાજે પોતાના સર્વોપરી સ્વરૂપની દૃઢ નિષ્ઠા કરાવવા માટે, હજારો મુમુક્ષુ જીવોના નાડી પ્રાણ ખેંચી સમાધિ અવસ્થામાં લીન કરી, સૌને તેમના ઇષ્ટદેવના તે તે ધામમાં દર્શન કરાવ્યા. આ રીતે પોતાના સર્વોપરી સ્વરૂપનો દૃઢ નિશ્ચય સૌને કરાવ્યો. આ પ્રકારની કૃપા સમાધિ ભગવાનના સ્વરૂપમાં ચિત્તનો નિરોધ થવાથી થાય છે,

શ્રીજી મહારાજે પોતાની દિવ્ય મૂર્તિનો સર્વોત્કૃષ્ટ અનુભવ પોતાના હજારો આશ્રિતોને આ સમાધિ દ્વારા કરાવ્યો અને પોતાના પૃથ્વી ઉપરના સર્વોપરી અવતરણની સૌને પ્રતીતિ કરાવી. સદ્‌ગુરુ નિષ્કુળાનંદ સ્વામી તેનો ઉલ્લેખ કરતાં લખે છે કે,

સહજે સહજે થાય છે સમાધ્ય, જે કોઇ દેવને છે જો દુરાધ્ય,
પછી ચલાવ્યું એજ પ્રકરણ, થાય સમાધિ હોય સ્મરણ.

પરંતુ શ્રીજી મહારાજના આ દિવ્ય ઐશ્વર્યનો ઊંધી મતિવાળાએ અવળો અર્થ લીધો. ઢોંગ છે, ધતિંગ છે, મંત્ર વિદ્યા છે, એવા અઘટિત શબ્દોથી અવળો પ્રચાર સૌ કરવા લાગ્યા. આ વિપરીત ઉદ્‌ઘોષ કચ્છમાં વિચરણ કરતા સદ્‌ગુરુ મુક્તાનંદ સ્વામી પાસે પણ પહોંચ્યો. તેમને પણ મહામાયા વ્યાપી અને રામાનંદ સ્વામીનો આ દિવ્ય સત્સંગ આ પ્રકારના ફેલથી ચૂંથાઈ જશે, એ બીકથી મહારાજને ઠપકો આપતાં તેમણે કહ્યું :

મહારાજ દીયો આ પાખંડ મેલી, સતસંગમાં ન થાવું ફેલી,
સમાધિ નથી કાંઇ સોહાલી, મોટા યોગીને પણ દોયલી,
તે તો જેને તેને કેમ થાય, બીજા માને અમે ન મનાય.

પછી શ્રીજી મહારાજે સંતદાસને સમાધિ કરાવી. કાલવાણીમાં નાના મોટા હજારોને સમાધિ કરાવી, અને મહારાજે મુક્તાનંદ સ્વામીને કહ્યું :

કહે મહારાજ મળે જો કોટી, કેમ કરશે સમાધિને ખોટી.

મુક્તાનંદ સ્વામીએ અંતર્દૃષ્ટિ કરી અને જોયું. તેમને પ્રતીતિ થઈ અને પોતાના અજ્ઞાનનું માન મૂકી મહારાજને નમી પડયા. પછી તો મહારાજે પોતાનો આ પ્રબળ પ્રતાપ સત્સંગમાં ખૂબ જ પ્રવર્તાવ્યો. મહારાજનો આ દિવ્ય પ્રતાપ, મહારાજ અંતર્ધાન થયા પછી પણ, સત્સંગમાં ચાલુ જ રહ્યો. પોતાના સ્વરૂપરૂપ સત્પુરુષ દ્વારા, આ અદ્‌ભુત પ્રતાપનો અનુભવ, મહારાજે સૌને કરાવ્યો. ઇતિહાસના આ સુવર્ણ પ્રસંગો નક્કર હકીકતોથી સભર

છે. તે તો જ્યારે ભૂતકાળના એ સુવર્ણયુગમાં દૃષ્ટિ કરીએ ત્યારે જ જણાય.

**તુલસી દવેને સમાધિ**

અનાદિ મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીના સમયમાં તુલસી દવેને સમાધિ થતી. બોટાદના આ હરિભક્તની વચનામૃતની વંચક ઉપરથી ગુણાતીતાનંદ સ્વામીની તેના ઉપર દૃષ્ટિ પડી ગઈ. સ્વામીએ તેને પોતાની સાથે જૂનાગઢ આવવા કહ્યું, જૂનાગઢ આવ્યા પછી તુલસી દવેએ સ્વામીને પ્રાર્થના કરી "દયાળુ ! મને અષ્ટાંગ યોગ સિદ્ધ કરાવો" ત્યારે સ્વામીએ તેમને પૂછ્યું, 'અષ્ટાંગ યોગનું ફળ શું ?' એટલે તેણે કહ્યું, 'સમાધિ'. ત્યારે સ્વામીએ કહ્યું 'બધું મૂકીને છેલ્લા થડને બાઝ'. તુલસી દવે સ્વામીના કહેવાનો મર્મ સમજ્યા અને પગે લાગી બોલ્યા 'એ તો આપની કૃપા હોય તો થાય.' ત્યારે સ્વામીએ હસતા હસતાં કહ્યું, 'કૃપા તો છે જ. જા કોઠારમાં જઈ શેર હળદર, શેર ગોળ અને શેર તેલનો લાડુ કરી ખાઈજા અને પછી ભજનમાં બેસજે.' તુલસી દવેએ તે પ્રમાણે કર્યું અને સ્વામી સન્મુખ બેસીને ભજન કરવા માંડયું. થોડા દિવસે સ્વામીની કૃપાથી તેને સમાધિ થઈ. પ્રથમ તો પોતાના દેહમાં રહેલા ષટ્ ચક્રો તેને દેખાયા અને પછી બ્રહ્મરંધ્રને માર્ગે તેના ચૈતન્યને ખેંચી અર્ચિ માર્ગ તેને દેખાડયો. સ્વામી ત્યાં દેખાયા. તેનું સ્થૂળ શરીર મંદિરમાં પડી રહેલું તે પણ દેખાય. સ્વામી આગળ ચાલે અને તુલસી પાછળ. એક નિમીષમાં જાણે લાખો ગાઉ ચાલ્યા હોઈએ, એવી વેગવાન ગતિથી અર્ચિ માર્ગ કાપવા લાગ્યા. રસ્તામાં અંતર ભેદી નાંખે તેવા બ્રહ્માત્મક નાદ સંભળાય, પણ સ્વામી સાથે હોવાથી બીક લાગે નહિ. પછી પ્રકૃતિ પુરુષનો લોક આવ્યો. પ્રકૃતિ અને પુરુષને જોયા એટલે તુલસીએ સ્વામીને પૂછ્યું 'આ કોણ ?' ત્યારે સ્વામીએ કહ્યું 'અનંત કોટી બ્રહ્માંડની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થાય છે, તે આ પ્રકૃતિ અને પુરુષ થકી

થાય છે.' પછી અક્ષરધામના દર્શન થયા. તુલસી દવેને આ સમાધિ દર્શન પછી સ્વામીની કૃપાથી નિરાવણ સ્થિતિ થઈ ગઈ!

અનાદિ મહામુક્ત શ્રી ગોપાળાનંદ સ્વામીના શિષ્ય કેશવજીવનદાસજી તથા પ્રજ્ઞાનંદ સ્વામીને પણ સમાધિ થતી, અને આ સમાધિના પ્રતાપે સત્સંગમાં અનેકના કાર્ય તેમની પાસે ગોપાળાનંદ સ્વામીએ કરાવ્યા હતા. તેજ પ્રમાણે અનાદિ મહામુક્ત પ્રાગજી ભક્તના શિષ્ય ખાનદેશના હરિભક્ત સખારામને પણ સમાધિ થતી.

## સ્વામીશ્રી દ્વારા મહારાજે વાપરેલું ઐશ્વર્ય

સ્વામીશ્રીના સમયમાં મહારાજે સમાધિ દ્વારા એવો પ્રૌઢ પ્રતાપ જણાવ્યો કે એ અદ્ભુત આશ્ચર્યોના અનુભવમાં આવનાર સૌને એમ જણાયું કે શ્રીજીએ પોતાના સમયમાં જે ઐશ્વર્ય વાપર્યું હતું, તેવું જ ઐશ્વર્ય સ્વામીશ્રી દ્વારા આજે પણ વહેતું મૂક્યું છે. અક્ષર અને પુરુષોત્તમની શુદ્ધ ઉપાસના પ્રવર્તાવવા, શ્રમ, અપમાન, તિરસ્કાર કોઈ પણ પ્રકારના પ્રતિકાર વિના આ સંતવર્યે સહન કર્યા અને એ સર્વોપરી યુગલ સ્વરૂપો પ્રત્યે પોતાની અચ્યુત ભક્તિભાવની જ્યોત, વિશેષ અને વિશેષ જ્વલંત રાખી, તેથી ઉપાસનાના આ કાર્યને વિશેષ વેગ આપવા, મહારાજ પ્રસન્નતાપૂર્વક પોતાનું સમર્થ ઐશ્વર્ય અને પ્રતાપ, આ સંત દ્વારા દર્શાવવા લાગ્યા.

ખંભાતના પ્રભુદાસ બ્રહ્મભટ્ટને મહારાજના દર્શન થતાં. પણ બે વર્ષથી દર્શન બંધ થઇ ગયા હતા એટલે દર્શન સારુ તેઓ ઉપવાસ કરતા હતા. આઠ દિવસના તેમને ઉપવાસ થયા અને નવમે દિવસે સં. ૧૯૮૫ ની સાલમાં મહારાજે તથા અ.મૂ. ગુણાતીતાનંદ સ્વામીએ દર્શન દઇ કહ્યું, 'સ્વામી શાસ્ત્રીજી મહારાજે અમારી ઇચ્છાનુસાર શ્રી અક્ષર પુરુષોત્તમની ઉપાસનાની સ્થાપના કરી છે અને બોચાસણ, સારંગપુર આદિ તીર્થોમાં શુદ્ધ

ઉપાસનાના મંદિરો અતિ શ્રમ વેઠી કર્યાં છે. તેથી અમો ઘણા જ પ્રસન્ન થયા છીએ. હવે કૃપા સમાધિ દ્વારા આ સત્સંગનો વધુ વિસ્તાર અમો કરીશું.'

સં. ૧૯૮૫ના મહા વદી ૬ના શુભ દિવસે સારંગપુરમાં હરિકૃષ્ણ મહારાજની મૂર્તિ પ્રતિષ્ઠાવિધિ પૂર્ણ થયા બાદ આશ્ચર્યશ્રી લક્ષ્મીપ્રસાદજીના પુત્ર પાંડેશ્રી રાધારમણપ્રસાદજી, હરિકૃષ્ણ મહારાજના દર્શન કરતા હતા. તે વખતે સ્વામીશ્રી તથા રણછોડ ભક્ત મહારાજની મૂર્તિના કીર્તનો, 'લગાડી તેં પ્રીતિ લાલ રે પ્રીતલડી તો લગાડી' ગાતા હતા. શ્રીજી મહારાજની મૂર્તિના આ કીર્તનો અતિશય ભક્તિભાવપૂર્વક મીઠી હલકથી ગવાતા હતા. તેથી પાંડે રાધારમણપ્રસાદ મહારાજની મૂર્તિમાં એકતાર થઈ ગયા. પછી બીજા પદની છેલ્લી લીટી 'ઘર ધંધો ભૂલી ગઈ, હું તો ભરવું ભૂલી જળ હેલરે બાંસુરી તો બજાવી.' ગવાતી હતી, ત્યારે હરિકૃષ્ણ મહારાજની મૂર્તિમાંથી મહારાજ સાક્ષાત્ દિવ્ય સ્વરૂપે પધાર્યા અને રાધારમણપ્રસાદનો હાથ પકડી સમાધિ કરાવી, અક્ષર ધામમાં લઈ ગયા. રાધારમણપ્રસાદ દેહનું ભાન ભૂલી ગયા અને જમીન ઉપર ઢળી પડયા. સૌ કોઈ આ જોઈ મુઝવણમાં પડયા. પરંતુ સ્વામીશ્રીએ કહ્યું 'તેમને સરખી રીતે સૂવારી દો. અને ઊઠે ત્યારે અમને ખબર આપજો.' ત્રણ કલાકે તેઓ જાગ્યા ત્યારે તેમને સ્વામીશ્રી પાસે લઈ આવ્યા. સ્વામીશ્રીએ તેમને જે અનુભવ થયો હતો તે સભામાં કહેવા કહ્યું. એટલે તેમણે, સમાધિ થઈ હતી અને શ્રીજી મહારાજે દિવ્ય દર્શન આપી, અલૌકિક આશ્ચર્ય બતાવ્યાં હતા, તે સવિસ્તર વર્ણન સભામાં કર્યું. આથી સૌને અતિ આશ્ચર્ય થયું. મહારાજે કૃપા કરી આ સમાધિ પ્રકરણ સત્સંગમાં ફરી શરુ કર્યું અને સ્વામીશ્રી દ્વારા પોતાનો પ્રૌઢ પ્રતાપ સત્સંગના વિસ્તાર અર્થે જણાવા લાગ્યા. તેથી મહારાજના પ્રગટપણાની સૌને પ્રતીતિ થઈ.*

* વિગત માટે જુઓ ઉપાસના કાંડ.

ત્યારબાદ આ સમાધિનો પ્રબળ પ્રતાપ પ્રવર્ત્યો. સંતમંડળમાં મારવાડી સાધુ ધર્મસ્વરૂપદાસજીને તથા સાધુ અક્ષર જીવનદાસને સમાધિ દ્વારા, મહારાજ દર્શન દેવા લાગ્યા અને અલૌકિક આશ્ચર્ય બતાવી, તેમના દ્વારા સાના કાર્ય કરવા લાગ્યા. હરિભક્તોમાં વઢવાણના પોપટલાલ સોનીને સમાધિની શરૂઆત થઈ અને સ્ત્રીઓમાં મુક્તાત્મા બાઈશ્રી જેઠીબાને મહારાજ સમાધિ દ્વારા દર્શન દેવા લાગ્યા. આમ સમાધિ પ્રકરણની પ્રથમ 'કોઠી' કહો કે અલૌકિક આશ્ચર્યોનું અનુપમ ઘર, સત્સંગના વિસ્તારનું મૂળ, સ્વામીશ્રીએ પ. ભ. શ્રી ખેંગારજીભાઈને ઘેર માતુશ્રી જેઠીબા દ્વારા ચલાવ્યુ. આ રીતે સ્વામીશ્રીના દિવ્ય પ્રતાપનો ઉદ્ઘોષ સત્સંગમાં પ્રવર્તવા લાગ્યો.

પ્રખર શૈવમતવાદી અને શુદ્ધ વેદાંતના સંસ્કારવાળા, સ્વામીશ્રીના અતુલ પ્રતાપને નીહાળી સત્સંગી થએલા, શ્રી શંકરલાલ ઠાકરના પુત્રી શ્રી હસમુખ બહેન સં. ૧૯૯૪ ના માગશર માસમાં જેઠીબાને ઘેર સમાધિના દર્શન કરવા ગયા, ત્યારે તેમના ઉપર શ્રીજી મહારાજે ચંદનના છાંટણા છાંટચા અને તેમને સમાધિની શરૂઆત થઈ. પછી તો શ્રી શંકરલાલભાઇને પણ સમાધિમાં મહારાજ દર્શન દઈ અલૌકિક આશ્ચર્ય બતાવવા લાગ્યા. રાજકોટના મુક્તાત્મા શ્રી મણીબાને પણ આ અરસામાંજ સમાધિની શરૂઆત થઈ. ધીરે ધીરે શંકરલાલભાઈનું ઘર પણ દિવ્ય અક્ષરધામ સમું બની ગયું. સૌ હરિભક્તો આ દિવ્ય દર્શનનો લાભ લેવા લાગ્યા. તેમજ તેમની લૌકિક આપત્તિઓનું નિવારણ પણ સમાધિદ્વારા શ્રીજી મહારાજ સ્વયં કરવા લાગ્યા. પરિણામે સત્સંગની વૃદ્ધિ અતિ અપાર વેગથી થવા લાગી. પ્રો. જેઠાલાલ સ્વામિનારાયણને સમાધિમાં અદ્ભુત વિશ્વાસ હતો. એટલે ગમે તેવી મુઝવણ પણ સમાધિ દ્વારા મહારાજ ટાળશે જ,

એવી નિશ્ચયાત્મક દઢતાથી, સૌને મુક્તાત્મા શ્રી જેઠીબા પાસે અથવા શ્રી શંકરલાલભાઈને ઘેર મોકલતા. અહીં તેમના દુઃખનું નિવારણ થઈ જતું અને તેઓ સત્સંગી થઈ જતા.

× × ×

**સ્વામીશ્રીને ગઢપુરનું મંદિર ભેટ**

સં. ૧૯૯૬ ના ચૈત્ર પૂર્ણિમાના સમૈયે બોચાસણમાં સભામંડપની ચિકાર સભામાં સદ્‌ગુરુશ્રી અક્ષર પુરુષોત્તમદાસજી 'સ્વામિનારાયણ'ની ધૂન્ય જોરશોરથી કરાવતા હતા. હરિભક્તો પણ એકાગ્રવૃત્તિથી ધૂન્ય ઝિલતા હતા. એ રીતે સૌ શ્રીજી મહારાજની નામધૂન્યમાં એકાગ્ર થઈ ગયા હતા અને સભામાં બિરાજેલ સ્વામીશ્રીની દિવ્ય મૂર્તિમાં દૃષ્ટિ પરોવી સ્થિર જેવા થઈ ગયા હતા. એટલામાં પોપટલાલ સોનીને સમાધિ થઈ. શ્રીજી મહારાજે, સ્વામીએ અને અનંત કોટી મુક્તોએ દર્શન દીધા. તે દિવ્ય દર્શનના બ્રહ્માનંદમાં મસ્ત બની પોપટલાલ, મહારાજની પૂજા, આરતી, સ્તુતિ કરવા લાગ્યા. સભામાં સૌ હરિભક્તોને આ ચેષ્ટા દેખાવા લાગી. એકાએક સભામંડપમાં ગોઠવેલી સ્વામીશ્રીના પૂર્ણ સ્વરૂપની તૈલ મૂર્તિ પાસે તેઓ આવ્યા. તે મૂર્તિમાંથી તેમને દિવ્ય પાસાદાર સાકરનું બનાવેલું શિખરબદ્ધ મંદિર, ધજા પતાકા સાથેનું, મહારાજે આપ્યું અને કહ્યું, "આ મંદિર સ્વામીશ્રીને આપો અને કહો કે આ ગઢપુરનું મંદિર અમો આપને ભેટ આપીએ છીએ!' સભા સ્તબ્ધ બની ગઈ! સ્વામીશ્રી તો મંદ મંદ હસતા હતા. ગઢપુરમાં શ્રીજી સ્વામીને બિરાજવું છે, તે મહારાજનો આદેશ સમજી, સ્વામીશ્રીએ તે સંકલ્પ દઢ કરી લીધો. પોપટલાલ તુરત જ ઢળી પડ્યા. થોડી વારે જાગ્રત થતાં સ્વામીશ્રીના ચરણકમળમાં નમ્યા અને સૌ સભાને મહારાજે ગઢપુરમાં બિરાજવાનો સંકલ્પ કર્યો છે તે વાત વિદીત કરી.

જામનગર મીલીટરીના લેફ્ટેનન્ટ શ્રી ભગવતસિંહજી દાજીભાઈ રાણા અમદાવાદ કામ પ્રસંગે આવ્યા હતા. ત્યારે શ્રી શંકરલાલભાઈને ઘેર સમાધિના દર્શન કરવા આવ્યા. હસમુખ બહેન સમાધિમાં બેઠા અને તુરતજ મહારાજ તેમને ગોલોકમાં લઈ ગયા. અહીં તેમને દૂધ પાયું તે સાક્ષાત્ દર્શન શ્રી ભગવતસિંહજીએ કર્યો. ત્યારબાદ વૈકુંઠમાં પણ રામચંદ્ર ભગવાનના દર્શન કરાવ્યા. પછી કૈલાસમાં લઈ ગયા. અત્રે શિવજી તેમને ભસ્મનો ગોટો આપવા લાગ્યાં. પરંતુ તેમણે તે લીધો નહિ.

પછી અમદાવાદમાં શ્રીસ્વામિનારાયણ મંદિરમાં દર્શન કરાવ્યા. પછી સારંગપુર, બોચાસણ અને છપૈયાના દર્શન કરાવ્યા. આ દિવ્ય દર્શનનું વર્ણન સમાધિ અવસ્થામાંજ હસમુખ બહેન કરતા હતા. છપૈયામાં મહારાજે તેમને ગુલાબનું ફૂલ પ્રસાદીમાં આપ્યું. તે ફુલ તેમણે રાણા ભગવતસિંહજીને મહારાજની કૃપાના ચિહ્નરૂપે આપ્યુ. છેવટે અક્ષરધામના દર્શન કરાવી પોતાના દિવ્ય ધામ અને દિવ્ય મૂર્તિનું સુખ આપ્યું. તે દિવસે શ્રીજી મહારાજનો જન્મ જયંતિ દિન હતો. તેથી સમાધિ દ્વારા હસમુખ બહેનને ખૂબ જ દિવ્ય આનંદ આપ્યો.*

× × ×

સત્સંગનો પ્રતાપ કોંકણ દેશમાં વસઈને પેલે પાર પ્રવર્તતો હતો. સં. ૧૯૯૬ માં મુંબઈમાં સ્ત્રીઓના મંડળે સત્સંગિજીવનનું પારાયણ કરાવવાનું નક્કી કર્યું. આ પ્રસંગે અમદાવાદથી શ્રી. મણીબા, હસમુખ બહેન, મધુ બહેન, રાધા બહેન, કાંતા બહેન વગેરે મંડળ આવ્યું. દિવસના મણીબા સત્સંગિજીવનની કથા વાંચે અને રાત્રે શાંતિલાલ ત્રિવેદીના ઘેર સમાધિનો કાર્યક્રમ ગોઠવાય. રોજ સમાધિમાં મહારાજ અનેરો આનંદ કરાવે, પ્રસાદી આપે. પ્રથમ સૌને સ્વામીશ્રીની દિવ્ય મૂર્તિનાં દર્શન થાય. પછી

* શ્રી સ્વામિનારાયણ પ્રકાશ વર્ષ ૨નું અંક ૬ ઠો, લે. રાણા ભગવતસિંહજી

મહા તમને વિંધી સ્વામીશ્રી આગળ ચાલે અને પાછળ સમાધિમાં ગએલા ભક્ત દિવ્ય દેહે જાય. આ પ્રમાણે જુદા જુદા ધામ, જુદા જુદા દેવના દર્શન થાય અને છેવટે અક્ષરધામમાં મહારાજ લઈ જાય. અહીં સ્વામીશ્રીની મૂર્તિ મહારાજની મૂર્તિમાં લીન થાય. આમ અલૌકિક આશ્ચર્યોની પરંપરા શરુ થઇ. ગોવિંદાશ્રમ મીઠાઈવાળાનું કુટુંબ–ભાઈશ્રી ચંદ્રકાંતભાઈ વકીલ, તેમના માતુશ્રી ત્રિવેણીબહેન, કૃષ્ણાબહેન, સુકન્યાબહેન, પ્રવીણભાઈ વગેરેને સત્સંગ થયો. મુંબઈમાં ગુણાતીત જ્ઞાનના પગરણ મંડાયા.

તેજ વર્ષના વૈશાખ માસમાં શાંતિલાલ ત્રિવેદીએ મુંબઈમાં સત્સંગિજીવનનું પારાયણ ગોઠવ્યું અને સ્વામીશ્રી સંત મંડળ સાથે પધાર્યા. પોપટભાઈ સોની પણ સ્વામીશ્રી સાથે આવ્યા હતા. રાત્રે કથાના કાર્યક્રમ પછી ભજનના કાર્યક્રમ પ્રસંગે પોપટભાઇને સમાધિ થતી. હરિભક્તોની અપાર મેદિની વચ્ચે તેમને કેળા, દ્રાક્ષ, કંકુ વગેરેની પ્રસાદી આવતી. એક રાત્રે શ્રીજી મહારાજની વનવિચરણની દિવ્ય મૂર્તિમાંથી અપાર તેજનો પ્રકાશ નીકળતો સૌએ નીહાળ્યો અને તેમાંથી સાકરનો મોટો ગાંગડો પ્રસાદીમાં આવ્યો. બીજી રાત્રે પુષ્કળ કંકુ આવ્યું અને મહારાજે કહ્યું 'ચૈત્રી સમૈયામાં જે સાકરનું મંદિર આપ્યું છે તે મંદિરની પૂજા આ કંકુ વડે કરજો.' રોજ રાત્રે આ દિવ્ય પ્રસંગોના દર્શન, શ્રી. બાલુભાઈ ટી. દેસાઈ, શ્રી. શંકરભાઇ જોરાભાઈ અમીન સોલીસીટર, શ્રી. એમ. પી. અમીન, મુંબઈ હાઇકોર્ટના વિદ્વાન 'કાઉંસેલ,' પ્રોફેસર સ્વામિનારાયણ, મુંબઈ સમાચારના વિદ્વાન તંત્રી શ્રી. છેલશંકર વ્યાસ, શ્રી. હીરાલાલ આર. ડૉકટર વગેરે સંભાવિત ગૃહસ્થોની હાજરીમાં સૌને થતુ.'

આ પ્રસંગ દરમ્યાન ધરમપુરના નામદાર મહારાજા પણ સ્વામીશ્રીના દર્શને આવ્યા હતા. તેમણે પણ આ દિવ્ય સમાધિના દર્શન કર્યા અને સ્વામીશ્રીના દિવ્ય પ્રતાપની ઝાંખી કરી.

મુંબઈમાં તેમના નિવાસસ્થાને તેમણે સ્વામીશ્રીની પધરામણી કરી અને તે વખતે પણ પોપટભાઈને સમાધિ થઈ અને મહારાજે અંતરિક્ષમાંથી પ્રસાદ આપ્યો. પ્રોફેસર સ્વામિનારાયણ તથા શ્રી વિનુભાઈ ત્રીવેદી પણ સાથે હતા.*

આ પ્રસંગથી મુંબઈમાં પણ સમાધિ પ્રકરણ શરૂ થયું અને ભગવતરાય દવેના પુત્રી ચિ. બહેન નિર્મળા તથા કુસુમ અને કૃષ્ણાબહેનના પુત્રી સુકન્યા બહેન તથા અન્ય બહેનોને પણ સમાધિ થવા લાગી. એ રીતે મુંબઈમાં સત્સંગનો ઉત્કર્ષ શરુ થયો. બહેનો તો રોજ સમાધિમાં બેસે, નિત્ય નવા અનુભવો કહે, અને નિત્ય નવી પ્રસાદી પણ લાવે. વડોદરાવાળા સદાશિવની દીકરી ઉમિયા રોજ, સમાધિમાં જાય અને પ્રસાદી મહારાજ પાસેથી લાવે, તેમ આ બહેનોનું પણ એવું થતું કે:
'કહે નાથ આ હળી છે છોડી, નિત્ય આવે છે ત્યાં દોડી દોડી.'
એમ આ કિશોર વયની બહેનો દ્વારા હરિભક્તો સ્વામીશ્રીની દિવ્ય વાતો અને લીલા ચરિત્રોનું રોજ સુખ લેવા લાગ્યા.

× × ×

અમદાવાદના શેઠ શ્રી. મંગળદાસ ગિરધરભાઈના પુત્ર શ્રી. મદનમોહનલાલને 'ટાઈફોઈડ'ની ગંભીર માંદગી લાગુ પડી. દિવસે દિવસે રોગના અસાધ્ય ચિન્હો જણાવા લાગ્યા. પ્રોફેસર સ્વામિનારાયણે સમાધિનિષ્ઠ શ્રી જેઠીબાને બોલાવી, મહારાજ પાસે આ દુઃખ નિવારણની પ્રાર્થના કરવાનું સૂચવ્યું. સૌ કબૂલ થયા. રાત્રે બાર વાગે પ્રોફેસર બાશ્રી જેઠીબાને તેડવા ગયા. તેઓ ઊઠીને ધ્યાનમાં બેઠા. મહારાજે પ્રસાદીમાં હાર આપ્યો અને પ્રસાદીનું પાણી લઈ જવા કહ્યું. તે હાર તથા પાણી લઇને શેઠને બંગલે રાત્રે એક વાગે ગયા. પ્રસાદીનો હાર પહેરાવ્યો અને પાણી પાયું. બીજા દિવસથી જ અસાધ્ય રોગના ચિન્હ દૂર થઈ ગયા અને મદનમોહનભાઈ સાજા થઈ ગયા. સારંગપુર દર્શન

* સ્વા. પ્રકાશ વર્ષ ૨ જું અંક ૧૧ લે. ભગવતરાય દવે

કરવાની માનતા લીધી હતી. તે પણ તેમણે પ્રોફેસર સાથે સારંગપુર જઇ પુરી કરી.

આ દિવ્યતાની ફોરમે આખા શ્રીનગરને ગાંડુ કર્યું. શ્રી. શંકરલાલ બેંકર, ગુજરાત કોલેજના પ્રિન્સિપાલ હિરાલાલ કાજી, તેમના જમાઈ શ્રી. વી. ટી. દેહેજીયા આઇ. સી. એસ; શ્રી. કિશોરલાલ મશરૂવાળા, શ્રી. કક્કલભાઈ કોઠારી, પ્રોફેસર દાવર, પ્રોફેસર શાહ, તેમજ અન્ય નામાંકિત સજ્જનો, આ દિવ્યતાના દર્શન નરી આંખે નીહાળવા આવવા લાગ્યા. સમાધિ દર્શન, તેમાં પૃછાએલા કટ તત્વજ્ઞાનના પ્રશ્નો બહેનો દ્વારાઅપાતા સચોટ ઉત્તર, દિવ્ય પ્રસાદી, આથી સૌ વિસ્મીત થઈ જતા !

વર્ધા આશ્રમમાં રહેતા પોલેંડ નિવાસી શ્રી. મોરીસ ફ્રીડમેન ( સ્વામી ભારતાનંદ ) પણ આ દર્શન સારુ શ્રી. શંકરલાલભાઈને ઘેર આવ્યા. તેમની સાથે અમૃતસરની હાઈસ્કૂલના શિક્ષક શ્રી. પ્યારેકૃષ્ણ ઠાકુરલ, શ્રી. ગુલઝારીલાલ નંદા વગેરે હતા. મૂર્તિઓનું સ્થાન, તેમને ધરાવેલ ફૂલના હાર તેમજ બહેનોના કપડા વગેરેનું ઝીણવટથી અવલોકન કરી, તેમણે આ દિવ્ય ઘટના નીહાળી. સમાધિસ્થ અવસ્થામાં બહેનોના મુખ ઉપર દેખાતી બ્રહ્મના દિવ્ય તેજની આભા, મહારાજની સાથેનો સ્પષ્ટ વાર્તાલાપ, પ્રસાદી વગેરે જોઈ, શ્રી. મોરીસ ફ્રીડમેનને આ સંકલના પ્રભુ પ્રેરીત લાગી. તેમણે આ અંગે તેમનું નિવેદન બહાર પડયું છે.*

* હાલમા હું અમદાવાદમા મારા મિત્રને ત્યાં આવેલો હું. સંધ્યા સમે સાંજે રાત વાગે તે મિત્રના આમંત્રણથી શ્રી શંકરલાલ ઠાકરને ત્યા સ્વામિનારાયણ સંપ્રદાયની પૂજામાં દર્શનાર્થે ગયો હતો. તે સ્થળે કેટલીક ચિત્રમૂર્તિઓની સમક્ષ એક જન સમૂહ મેં જોયો. મૂર્તિઓના નામ શ્રીજી મહારાજ, અક્ષરપુરુષોત્તમ, પ્રાગજી ભક્ત અને શાસ્ત્રીજી છે, એમ મને કહેવામાં આવ્યું. ડાબી બાજુનો વિભાગ પૂજા માટે નિયત કરેલો હતો. અને કેટલાક સદ્ગૃહસ્થો જમણી બાજુએ બેઠા હતા ચિત્રમૂર્તિઓ ડાબી બાજુના વિભાગમાં સ્ત્રીઓની સમક્ષ હતી. એક પ્રૌઢ વયની સ્ત્રી અને એક બાળા બીજી સ્ત્રીઓની આગળ ચિત્રમૂર્તિઓના સાન્નિધ્યમાં બેઠા હતા. તેમણે બંનેએ મૂર્તિઓ પ્રત્યે હાથ જોડી તથા માથું નમાવીને એકાગ્રતા પૂર્વક ધ્યાન કરવા

સ્વામી ચૈતન્ય દેવ–બંગાળના ગ્રેજ્યુએટ સંત હિંદુધર્મ અને સંસ્કૃતિ ઉપર પ્રવચન આપતા આખા ભારતનો પ્રવાસ કરી અમદાવાદમાં આવ્યા. અહીં તેમણે એમ. એલ. ડી. આર્ટસ કોલેજમાં વ્યાખ્યાન માળા શરુ કરી. તેમને, શ્રીજી મહારાજની કૃપાથી થતી, આ દિવ્ય સમાધિના સમાચાર મળ્યા અને તેઓ તેના દર્શને આવ્યા. મહારાજની અલૌકિક કૃપાના આ દિવ્ય દર્શન, સ્વામીશ્રીનું અદ્‌ભુત કાર્ય વગેરે નીહાળી તેમનું ભક્ત હૃદય નાચી

---

માંડયું હું સ્ત્રીઓ તથા પુરુષોના વિભાગ વચ્ચેની મર્યાદા પર બેઠો હતો અને મારી પાછળ બેઠેલા સજ્જનોએ કીર્તન ગાવાનો આરંભ કર્યો. ચિત્ર મૂર્તિઓની સન્મુખ બેઠેલી સમાધિસ્થ બાઈઓને મેં ધ્યાનપૂર્વક જોવા માંડયું. અઠવાડિયામાં તો પ્રૌઢ વયના બાઈએ હાથ જોડયા અને ધીરે ધીરે સ્થિર થવા લાગ્યા. થોડીવાર પછી તેમનું શરીર પાછળ નમવા લાગ્યું અને ધીમે ધીમે જમીન ઉપર પડી ગયા પરંતુ તેમના પગ તો પદ્માસનના પ્રકારે એજ રીતે વળેલા રહ્યા. મહેજ શ્વાસોચ્છ્વાસ સિવાય તેઓ જીવત હોય તેવી કાંઈ બીજી નિશાની ન હતી. એક બે ક્ષણ બાદ પાસે બેઠેલી બાળા પણ સ્થિર થઈ ગઈ અને પ્રૌઢ સ્ત્રીની માફક જ પાછળ ઢળી પડી. તે બાળાનું શરીર કેવું કાષ્ઠવત્ થઈ ગયું છે તે જોવાનું મને સૂઝ્યું, ને તેના ગળા પાછળ મારો હાથ મૂકી તેને ઊંચકવા પ્રયત્ન કર્યો. પરંતુ તે બાળા ભારે લાકડાના કકડા જેવો વજનદાર લાગતા અને બહુ જ પ્રયત્ને તેને હું એક બે ઇંચ જમીનથી ઊંચું કરી શક્યો. આ દરમ્યાન ભજન ચાલતું જ હતું. દસ પંદર મિનીટ પછી બે સ્ત્રીઓ એકાએક તે સુષુપ્ત અવસ્થામાંથી જાગ્રત થઈ અને મૂર્તિઓ સામે એકાગ્રચિત્તે ધ્યાનસ્થ અવસ્થામાં પૂર્વવત્ બેસી ગઈ. એક સ્ત્રી હાથમાં ફૂલ કે આરતી ન હોવા છતાં ભગવાનની તે વડે પૂજન કરતી હોય તેમ ચેષ્ટા કરવા લાગી. પૂજન વિધિ એ પ્રમાણે પૂરી થયા બાદ બે સ્ત્રીઓ મૂર્તિ સમક્ષ કાંઈક માગતી હોય તેમ, હાથ લંબાવી પ્રાર્થના કરવા લાગી. એકાએક એક પ્રૌઢા સ્ત્રીએ આકાશમાંથી કાંઈક પડતું હોય તેને ઝીલી લેતા હાથ પ્રસાર્યો. બાજુમાં બેઠેલા એક ભાઈએ એક વાટકો લીધો અને તે બહેન સમક્ષ ધર્યો. જેથી તેમણે તેમના હાથમાં આવેલી પ્રસાદી તેમાં નાખી. તે રાતી સાકરનો ગાંગડો હતો. સાકર જેવી જ સામાન્ય પ્રકારની પણ થોડી ભીની તે સાકર હતી. આશ્ચર્યકારક ગણ તે આવી તે સિવાય બીજું કાંઈ અસામાન્ય તેમાં ન હતું. તે સ્ત્રીએ પછી અમુક ભજન ગાવાનું કહ્યું. તે દરમ્યાન એક બીજી સ્ત્રી ત્યાં આવી અને બે સ્ત્રીઓની પાછળ બેઠી. ભજન ગવાતું હતું તે દરમ્યાન તે સ્ત્રીને સમાધિ થઈ અને જમીન ઉપર પડી ગઈ. લગભગ પા કલાક સુધી નિશ્ચલ પડી રહી. ભજનો ગવાયે જ જતા હતા. તે સ્ત્રીએ ફરી આગળ કરી હતી તે પ્રમાણે અદૃશ્ય પૂજન કરી અને પછી હાથ લંબાવી કાંઈ માગણી કરી. અદૃશ્યથી કાંઈ વસ્તુ તે સ્ત્રીએ ગ્રહણ કરી લીધી અને પ્યાલામાં મૂકી. પાંચ છ બદામો આ વખતે હતી. ભજન ગવાતા હતા તે દરમ્યાન મારું ધ્યાન

ઊઠયું. ત્યારબાદ તેમણે આ ઘટના અંગેનો પોતાનો અભિપ્રાય આપતાં જણાવ્યું કે "જો દેદિપ્યમાન સ્વયંપ્રકાશી સૂર્યને ઘુવડ જોઈ ન શકે તો તે સૂર્યનો દોષ ન કહેવાય. તેજ પ્રમાણે જો અજ્ઞેયવાદીઓ ભગવદી લોકોના દિવ્ય ચમત્કારો બાબતમાં શંકાત્મક ચર્ચા ઊભી કરે, તો આપણે તેમની દયા ખાવી જોઈએ અને ધૈર્ય તથા ઉત્કંઠતાથી આપણું કાર્ય આગળ ધપાવવું જોઈએ. જ્યારે આ બ્રહ્માંડોની હિલચાલના દિગ્દર્શક અને સર્વના હૃદયમાં વિરાજમાન, અક્ષર ભગવાન સાથે આપણે શાશ્વત એકતા અનુભવીએ, ત્યારે જ શ્રદ્ધા અને શંકાની વચ્ચે છિન્નભિન્ન થતી ગૂઢતા, મુંઝવણ અને હૃદયવેદના નાશ પામે છે."[1]

× × ×

ખેંચવામાં આવ્યું કે જે મિત્ર સાથે હું અહીં આવ્યો હતો તેમને પણ સમાધિ થઈ. મેં મારી બાજુમાં જ તે નિશ્ચેષ્ટ દશા પર ચાંપ્યા. મેં તેમની નાડી તપાસી. તે મંદ હતી પણ નિયમીત હતી અને શ્વાસોચ્છ્વાસ ઊંઘતા માણસના જેવા હતા. તેમનું મુખ શાંત હતું પરંતુ શરીર સજ્જડ બની ગયું હતું. કેટલીક મિનીટ પછી તે જાગૃત થયા ત્યારે તેમનામાં શક્તિનો સંચાર થતો જણાતો હતો. પણ છતાં શરીર [illegible] બન્યું હતું એવી ફરિયાદ પણ તેમની હતી. ભજન પૂરું થયા બાદ મેં તે સ્ત્રીઓને તેમને સમાધિમાં થયેલા અનુભવો સંબંધી કેટલાક પ્રશ્નો પૂછ્યા. તેમણે મને કહ્યું: 'એકાગ્ર દૃષ્ટિથી મૂર્તિ સામું જોયા પછી તેઓ એકદમ જાણે ઘોર અંધારામાં હોય તેમ જણાતું હતું. એ ઘોર અંધકાર દરમ્યાન તેમના શરીરની જડવત્ અવસ્થા બની જતી હતી. તે અંધારામાંથી જ્યારે તેઓ જાગ્રત થતા ત્યારે તેમને તેમના ગુરુસ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજના દર્શન થતાં અને તેમની પાછળ પાછળ જતાં. સ્વામીશ્રી તેમને રામ અને કૃષ્ણના ધામમાં લઈ જતા અને વૈકુંઠ, ગોકુળ, વૃંદાવન અને કૈલાસના દર્શન કરાવતા.' પછી મેં તેમને કહ્યું: 'આ બધું મેં જોયું તેથી મને તો ઘણું જ આશ્ચર્ય થયું છે અને તમારા બધાની પ્રમાણિકતા અને સત્યતાનો મને તો વિશ્વાસ છે. છતાં કોઈ નિરીક્ષકને કદાચ આ ઘટના પરત્વે કાંઈ શંકા રહે.' એટલે મને કહેવામાં આવ્યું કે 'નિરીક્ષકની પદ્ધતિએ આ ઘટનાની સંપૂર્ણ પરીક્ષા તમે કરો. પ્રસાદ જે રીતે સમાધિસ્થ અવસ્થામાં આવે છે તેનું બારીકાઈથી નિરીક્ષણ કરો, જેથી આ ચમત્કારી ઘટના વિષે કોઈને શંકાને સ્થાન ન રહે.' પછી મેં [illegible] 'જે બહેનોને [illegible] આવે છે તેમના કપડાં તેઓ સમાધિમાં જાય તે પહેલાં તપાસવાં અને જ્યાં મૂર્તિઓ રાખવામાં

1 સ્વામિનારાયણ પ્રકાશ વર્ષ ૩ જું અંક ૧ લો

શ્રી વસંતરાય શિવરામ પંડયા, ધંધાને અંગે અનેક રંગે રંગાએલા હતા. તેમનું સ્વામીશ્રીના દર્શનથી સમૂળું પરિવર્તન થયું. પરંતુ ઘરમા પિતાશ્રી શિવપંથી અને બહેન જયેન્દ્રપુરી મહારાજના આશ્રિત હોવાથી, આ સત્સંગ કરવામા તેમને મુશ્કેલી પડતી. એક દિવસ તેઓ તેમના બહેનને લઈ શંકરલાલભાઈને ઘેર ગયા. અત્રે મહારાજની કૃપાથી તેમને સમાધિ થઈ તથા તેમના બહેનને પણ સમાધિ થઈ અને તેમના ગુરુ જયેન્દ્રપુરી મહારાજના દર્શન થયા. જયેન્દ્રપુરી મહારાજે સમાધિમાં દર્શન

---

આવે છે તે સ્થાન સંપૂર્ણ રીતે તપાસી લેવુ. આટલુ જ આ રીતના નિરીક્ષણ માટે કરવુ અનિવાર્ય છે ઉપરાત પ્રસાદ જ્યારે આવે ત્યારે સીધો મારા હાથમા જ આપવો જોઈએ, તે શરત પણ મે મૂકી બધા આ પ્રસંગની પરીક્ષા માટે સંમત થયા અને બીજે જ દિવસ કાર્યક્રમ ગોઠવાયા સાંજે ૯ મારા કેટલાક મિત્રો અને ત્રણ બહેનોને લઈને શ્રી શંકરલાલને ઘેર ગયા ત્રણ બહેનોમાની બે બહેનો ગ્રેજ્યુએટ હતી અને સ્થાનિક શાળાઓમા નોકરી કરતી હતી શરૂઆતમા જ તે બહેનોએ જે બહેનો સમાધિમા બેસવાની હતી તેમણે પહેરેલા તમામ વસ્ત્રો તપાસ્યા મે જે સ્થાને મૂર્તિઓ હતી તે સ્થાન મૂર્તિઓ ખસેડાવી તપાસ્યુ ત્યા તો ફક્ત નક્કર દીવાલ જ હતી દીવાલમા કાઈ ઠેકાણે કાઈ ગુપ્ત જગ્યા બનાવવામા આવી ન હતી તેમજ ત્યા આગળના બારી દરવાજા કે બારણામા પણ કાઈ તરાડ ન હતી જે મૂર્તિમાથી પ્રસાદ આવતો હતો, તે મૂર્તિ કાચથી મઢી લેવામા આવી હતી અને તે ફ્રેમ તદ્દન નવીન અને મજબૂત હતી બીજી મૂર્તિઓ નાની હતી તે પણ તમામ તપાસી લીધી પરંતુ કોઈ રીતે ક્યાય પણ છેતરપિંડીની શક્યતા દેખાઈ નહિ પછી ભજન શરુ કરવામા આવ્યુ અને થોડીવારે તે બહેનો એક પછી એક સમાધિમા જવા લાગી દશેક મિનીટ પછી તે જાગી અને અન્ય પદાર્થો વડે પૂજન કરવાની ચેષ્ટા કરવા લાગી પછી તેમના બંને હાથ પાચ મિનીટ સુધી ખુલ્લા રાખીને, તેમાની એક પ્રૌઢ સ્રીએ કાઈક વસ્તુ પકડવા માટે હાથ ઊંચા કર્યા. તેના બંને હાથની ક્રિયા બરોબર જોતો હતો તે વખતે તેના બંને હાથમા સાકરનો ગાંગડો મે ચળકતો જોયો પ્રસાદ આવતાની છેલ્લી પળ સુધી તે બહેનના બંને હાથ તદ્દન ખાલી જ હતા મે મારા હાથ લંબાવ્યા અને તેણે સાકરનો ગાંગડો મારી હથેળીમા નાખ્યો. બીજી બહેન પૂજન કરતી હતી અને થોડી પળો પછી તેના હાથમા પણ બદામનો પ્રસાદ આવ્યો તે પ્રસાદ આવ્યો, કે તુરત જ પાછુ મે મારા હાથમા તે લીધો. ભજનો ચાલુ હતા, મારુ ધ્યાન દોરવામા આવ્યુ કે એક બીજી સ્રીને તથા એક પાચ છ વર્ષના બાળકને પણ સમાધિ થઈ હતી

દઈ કહ્યું 'સ્વામિનારાયણ તો સર્વોપરી ભગવાન છે અને સર્વ અવતારના અવતારી છે. અમે સર્વે તો તેમના દાસ છીએ' આ પ્રમાણે ગુરુના વચન સાંભળી, બહેનને પ્રતીતિ થઈ. પંડયાજીને એક વિઘ્ન તો આમ ટળી ગયું.

આથી વસંતરાયનો ઉત્સાહ હવે વધ્યો. તેમણે હવે તેમના બંગલામાં ઠાકોરજી માટે સુંદર સિંહાસન બનાવી, શ્રી અક્ષરપુરુષોત્તમ તથા સ્વામીશ્રીની સુંદર તૈલ મૂર્તિઓની પ્રતિષ્ઠા સ્વામીશ્રીના વરદ હસ્તે કરાવવાનું નકકી કર્યું. સ્વામીશ્રી આ શુભ કાર્ય

---

ભજન પછી મેં તે બહેનોને તેમના દૈનિક જીવન અંગે, તેમની માનસિક પરિસ્થિતિ અંગે, તેમને નિદ્રા આવે છે કેમ અને ઘરનું કામ કેવી રીતે કરે છે તે અંગે મેં કેટલાક પ્રશ્નો પૂછ્યા. તેમના જવાબ તદ્દન સરળ અને બુદ્ધિપૂર્વકના હતા. આખું વાતાવરણ ઉચ્ચ કક્ષાનું અને આ બહેનો કોઈ પણ પ્રકારની યુક્તિ પ્રયુક્તિ કે છેતરપિંડી કરી શકે તેવું માનવાની મને કાંઈ જ શકયતા રહી નહિ. અહીં જે હું લખું છું તે મારી નજરે જોએલ હકીકત લખું છું અને મને ત્યાં બેઠેલા ભક્તોએ જે સમજણ આપી તે સંબંધી હું કાંઈ જ લખતો નથી. હકિકત એ છે કે સાકરનો પ્રસાદ અને બદામનો પ્રસાદ અંતરિક્ષમાંથી આવ્યો તે મેં મારી નજરે જોયો, અલબત્ત આ સંબંધી હું કાંઈ પણ પ્રકાશ ફેંકી શકતો નથી, તેમજ આ અંગે શું સિદ્ધાંત છે તે પણ હું સમયના અભાવે નક્કી કરી શકયો નથી. જેમને આ ઘટનામાં રસ હોય તેઓ શ્રી શંકરલાલ ઠાકરને ઘેર શનિવારે સાંજે અગર એકાદશીની સાંજે જઈ શકે છે. મને કહેવામાં આવ્યું છે કે આ તો લગભગ રોજ સામાન્ય પ્રકારે બનતી હકીકત છે, એટલે મને લાગે છે કે જેઓ જશે તે તેમની નરી આંખે આ ઘટના જોઈ શકશે.

સહી. **શ્રી મોરીસ ફ્રીડમૅન**
(સેવાગ્રામ-વર્ધા.)

અમદાવાદ. તા. ૧૦-૯-૪૦

ઉપરના નિવેદનમાં જણાવેલ બંને પ્રસંગોમાં હું હાજર હતો અને મેં બહુ જ બારીકાઈથી નિરીક્ષણ કર્યું હતું. આ નિવેદનમાં જે વર્ણન કર્યું છે તે તદ્દન સત્ય છે.

(સહી) પ્યારેકૃષ્ણ કુકરાલ. બી. એસ. સી. બી. ટી.
અમદાવાદ. ૧૬-૯-૪૦. બી. કે. હાઈસ્કૂલ, અમૃતસર.
તા. ૨૦-૧૦-૪૦ ના 'હિંદુ'માંથી.

માટે પધાર્યા. શિવરામ પંડ્યાજી તો સ્વામીશ્રીના દર્શન માત્રથી જ આશ્ચર્યમુગ્ધ થઈ ગયા અને કહ્યું 'ભાઈ ! આ કોઈ ઈશ્વરી અંગવાળા પુરુષ છે !' પ્રખર કર્મકાંડી આ બ્રાહ્મણ, બ્રાહ્મણ અથવા ત્રિદંડી સંન્યાસી સિવાય બીજાને ન માનનાર, આ સાધુના દર્શનમાત્રથી તેમના ચરણકમળમાં નમી પડયા અને વર્તમાન ધરાવી તુરતજ સત્સંગી થઈ ગયા.+

× × ×

અમદાવાદની ગુજરાત કોલેજમાં 'મેથેમેટિક્સ'ના પ્રાધ્યાપક શ્રી સાંકળચંદ એમ. શાહ, એમ. એ., બી. ઈ. એસ., શ્રી જેઠાલાલ સ્વામિનારાયણના આગ્રહથી, શ્રી શંકરલાલ ઠાકરને ઘેર સમાધિના દર્શન કરવા આવ્યા. આગળ બે ત્રણ વખત તેમનેઆમાટેનું આમંત્રણ આપ્યું હતું, છતાં અત્યારના વિજ્ઞાનયુગમાં ફક્ત બુદ્ધિ કબૂલ કરે તેજ હકીકતો સર્વમાન્ય અને ગ્રાહ્ય હોઈ શકે, માટે આવી ઘટનામાં તથ્ય ન હોય, ધતિંગ પણ હોય તેમ સમજી, ગયા ન હતા. પરંતુ શ્રી જેઠાલાલભાઇ તેમને છોડે તેમ ન હતા. બુદ્ધિને સતેજ કરે તેવા તેમના પ્રવચનો, વાતો અને તર્કથી સૌ પરિચીત હતા. ધતિંગ હોય તો તેઓ તે ઉઘાડુ પાડે જ રહે, તેવી તેમની સત્યનિષ્ઠા પણ સૌ જાણતા હતા. બુદ્ધિને સદા અગમ્ય રહેતા પરમાત્માના દિવ્ય ચમત્કારને નજરે નીહાળવા, શ્રી શાહ, શંકરલાલને ઘેર તેમની સાત વર્ષની નાની ભત્રિજીને લઈ ને ગયા.

અત્રે શ્રી મણીબા તથા હસમુખ બહેન, મધુ બહેન વગેરે બહેનો મહારાજ, સ્વામી અને સ્વામીશ્રીની મૂર્તિ સન્મુખ, ભજન ગાતા હતા. થોડા વખતમાં તેઓ સમાધિમાં ગયા અને તેમનું શરીર નિશ્ચેષ્ટ જડવત્ બની ગયું. સાંકળચંદભાઈએ એક બહેનનું માથું ઊંચકવા પ્રયત્ન કર્યો પણ જાણે હજાર મણની શિલા હોય તેવો ભાર તેમને લાગ્યો. પછી શ્રી શંકરલાલભાઈએ મહારાજને

+ સ્વામિનારાયણ પ્રકાશ વર્ષ ૧ લું અંક ૮ 'યોગમૂર્તિ સ્વામીજી' લે. બં. કા. ચૌહાણ

પ્રાર્થના કરી કે 'શાહ સાહેબને પ્રશ્ન પૂછવો છે તે આપને સીધો પ્રશ્ન પૂછે કે સંકલ્પથી પ્રશ્ન પૂછે?' મહારાજે સમાધિમાં જ શ્રી હસમુખ બહેન મારફત જવાબ આપ્યો કે 'પ્રશ્ન પૂછવાની જરૂર નથી.' પછી શ્રી શાહે તેમનો પ્રશ્ન અંગ્રેજીમાં મનમાં ગોઠવી રાખ્યો હતો, તેનો ઉત્તર મહારાજે તે બહેન દ્વારા અંગ્રેજીમાં આપ્યો. પોતાના સંકલ્પના પ્રશ્નને અંગ્રેજી ન જાણનાર બહેન આમ સુંદર અંગ્રેજી ભાષામાં ઉત્તર આપે તે પ્રાધ્યાપક સાહેબને કોયડા સમુ લાગ્યું. ગણિતના ગમે તેવા કૂટ પ્રશ્નને એક ક્ષણમાં ઉકેલી નાંખનાર સાંકળચંદભાઈ, આ ઘટનાથી આશ્ચર્ય સાથે આનંદ પામ્યા!

તેવામાં તેમની નાની ભત્રિજીને પણ સમાધિ થઈ. મહારાજના દિવ્ય દર્શનથી તે બહેનને ખૂબજ આનંદ થયો. દર્શનમાંથી જાગ્રત થયા પછી સ્વામીશ્રીની મૂર્તિ બતાવી તેણે કહ્યું, 'આ બાવા મને મારા મામા પાસે લઈ ગયા હતા.' (તે બાળકીના મામા ઘણા વર્ષ પહેલાં ગુજરી ગયા હતા.) પછી મામા સાથે જે જે વાત થઈ તે સર્વે તેણે કહી બતાવી. આ હકીકતથી શ્રી શાહનું આશ્ચર્ય વધતું ગયું. પછી તો સમાધિમાં સાકર, એલાઈચી, કાજુ વગેરેનો જુદો જુદો પ્રસાદ અંતરિક્ષમાંથી નરી આંખે દેખાય, તેમ આવવા લાગ્યો. શ્રી શાહ સાહેબ પરમાત્માના આ દિવ્ય ચમત્કારથી ભક્તિભાવથી નમી પડયા અને વર્તમાનકાળે સ્વામિનારાયણ મહાપ્રભુ પ્રગટ પ્રમાણ ભક્તોના કાર્ય કરે છે તેની પ્રતીતિ લઈ તેઓ ઘેર ગયા.

બીજે દિવસે કાર્તિકી પૂર્ણિમાના સમૈયે તેઓ અમદાવાદના મંડળ સાથે બોચાસણ ગયા. સ્વામીશ્રીના દર્શનથી અત્યંત આનંદ અનુભવ્યો. સાંજે પુરુષોની સભામાં નડિયાદના ભાઈલાલભાઈ મયારામ ઠાકરને સમાધિ થઈ, તેના દર્શન કર્યા, તેમને સમાધિ

જલ્દી પૂરી થઈ. પછી તેમણે કહ્યું 'મહારાજના હાથમાં ચાર ગાંગડા સાકરના છે તે હમણાં જ આવશે.' એટલામાં તો મૂર્તિમાંથી સાકરના ચાર ગાંગડા સભામાં પડયા. સ્ત્રીઓની સભામાં બાશ્રી જેઠીબા તથા ચંચળબાને પણ સમાધિ થઈ હતી, તે દર્શન પણ શ્રી સાહેબે કર્યાં. પરમાત્માના દિવ્ય ચમત્કારોમાં ફક્ત દિવ્યતા જ જોઈ, તેનું માનુષી અલ્પ બુદ્ધિથી અન્વેષણ કરવાનો પ્રયત્ન છોડી દઈ, સ્વામીશ્રીના દિવ્ય પ્રતાપની અંતરમાં ઝાંખી લઈ ઘેર ગયા.×

× × ×

શ્રી મણીબા તથા હસમુખ બહેન, રાધા બહેન, પોપટલાલ સોની વગેરે સમાધિ મંડળ, મુંબઈથી સુરત આવ્યું હતું. તેમને સુરત મહિલા કલબ તરફથી આમંત્રણ મળ્યું. કલબના પ્રમુખ સવિતા બહેન સરૈયા તથા બીજી બહેનોએ આ સમાધિના દિવ્ય દર્શન કર્યાં. સમાધિસ્થ બહેનોને જુદા જુદા ધામના દર્શન થયા, ગોલોકમાં હસમુખ બહેનને દૂધ પાયું, સાકરની પ્રસાદી આપી અને તે જ અવસ્થામાં તેમની પાસેથી ધામોનું દિવ્ય વર્ણન તથા પ્રસંગોની હકીકત સાંભળી, સૌ બહેનો આશ્ચર્યમુગ્ધ થઈ ગયા! પછી સમાધિ શી રીતે થાય છે, સાધકની ગતિ કેમ થાય છે, ગતિ કોણ કરાવે છે તે તથા ધર્મના સિદ્ધાંત સંબંધી કેટલાક પ્રશ્નો મણીબાને પૂછયા. તે પ્રશ્નોના તેમણે વિગતવાર ઉત્તર આપ્યા. જેથી સૌ બહેનોને અત્યંત આનંદ થયો.*

× × ×

× સ્વામિનારાયણ પ્રકાશ વર્ષ ૨જું. અંક. ૩ જો 'આશ્ચર્યજનક અનુભવો' લે પ્રો. એસ. એમ. શાહ.

* સ્વા. પ્રકાશ વર્ષ ૨ જું અંક ૮ મો લે. સવિતા બહેન સરૈયા પ્રમુખ, સુરત મહિલા ક્લબ

ભગવતરાયને બોચાસણ સમૈયામાં આવવાની તીવ્ર ઈચ્છા હતી. પરંતુ તેમની નાની પુત્રીને તાવ આવતો હતો. ડૉક્ટરે ન્યુમોનિયા હોવાનો અભિપ્રાય આપ્યો હતો. સમૈયાનો દિવસ નજીક આવતો હતો. ભગવતરાયે તેમની સૌથી મોટી પુત્રી ચિ. બહેન નિર્મળાને સમાધિમાં બેસવા કહ્યું. પછી સમાધિમાં મહારાજને પ્રાર્થના કરી. 'દયાળુ! સમૈયાનો લાભ મળે, સ્વામીશ્રીના તથા સૌ સંત હરિભક્તોના દર્શન થાય, એવી દયા કરો.' મહારાજે હસીને કહ્યું 'જાઓ, દર્શન થશે. તાવ હવે નહિ આવે'. બીજે દિવસે જ તાવ ઊતરી ગયો. તેજ દિવસે રાત્રે તેઓ બોચાસણ જઈ શકયા.

× × ×

**તમે અહીં સત્સંગ કરો, નંગ મળી જશે.**

સં. ૧૯૯૭ના ફાગણ માસમાં સારંગપુરમાં અમદાવાદવાળા શેઠ ચંદુલાલભાઈએ પારાયણ કરાવ્યું. આ પારાયણમાં દેશદેશાંતરના ઘણા હરિભક્તો આવ્યા હતા. બોટાદથી શેઠ શ્રી ગોવિંદજી કલ્યાણજી તેમના કુટુંબ સાથે સ્વામીશ્રીના દર્શન અને સમાગમનો લાભ લેવા આવ્યા હતા. સારંગપુર સ્વામીશ્રી પાસે આવ્યા ત્યારે તેમને ખબર પડી કે તેમની વીંટીમાંથી હીરાનું નંગ પડી ગયું છે. સ્વામીશ્રીને તેમણે વાત કરી ત્યારે સ્વામીશ્રીએ સ્વસ્થ ચિત્તે કહ્યું, 'તમો અહીં સત્સંગ કરો. નંગ મળી જશે'. તેમનું હીરાનું નંગ ગોતવા ત્રણ ચાર માણસોને ઠેઠ બોટાદ સુધી મોકલ્યા. પરંતુ નંગનો કયાંઈ પત્તો લાગ્યો નોહ. બોટાદથી પાછા ફરતા થાકીને એક ઝાડ નીચે આ બધા બેઠા. ત્યાં એક જણની નજર પડી અને ઊઠીને જોયું તો સાવ સાચું હીરાનું નંગ! સૌના આનંદનો પાર ન રહ્યો. સારંગપુર આવી શેઠને નંગ બતાવ્યું. શેઠે પણ સ્વામીશ્રીનો પ્રભાવ અનુભવ્યો અને આવા ધુળિયા રસ્તામાં આવું નાનું નંગ મળે તે તો સ્વામીશ્રીના પ્રતાપથી જ બને!

તે સાંજે મંદિરમાં બહેનો ધૂન્ય ભજન કરતા હતા. પૃ. મણી બહેન, હસમુખ બહેન વગેરે સમાધિનિષ્ઠ બહેનોને સમાધિ થઈ હતી. બીજી બહેનો કીર્તન ગાતી હતી. આજુબાજુ પ્રેક્ષક વર્ગ મર્યાદા સાચવી આ દિવ્ય સમાધિના દર્શન કરતા હતા. એટલામાં સમાધિનિષ્ઠ બહેનો, સમાધિ સ્થિતિમાં જ જાણે ઉંચેથી કાંઈક તોડતા હોય, તેવી ચેષ્ટા કરવા લાગી. સૌના આશ્ચર્ય વચ્ચે મોટું અનાનસ તાજું તોડેલું, દાંડલી ઉપર તાજા રસવાળું આવ્યું. સૌ આશ્ચર્યમુગ્ધ થઈ ગયા! સાકર, બદામ, વરિયાળી, દ્રાક્ષ કે ફૂલ વગેરે પ્રસાદ રોજ આવતો, પણ આજે તો અનાનસ મહારાજે આપ્યું. શેઠ પણ આશ્ચર્યની પરંપરામાં ડૂબી ગયા. તેમને પ્રતીતિ થઈ કે જરૂર શ્રીજી મહારાજ આજે સત્સંગમાં સ્વામીશ્રી દ્વારા પ્રગટ છે જ!

× × ×

શ્રી શંકરલાલ ઠાકરને ઘેર તો સમાધિનું નામ સાંભળી વિદ્વાનો, ચિંતકો, તત્વજ્ઞો અને ભક્તો ઉમટતા, શ્રી સ્વામિનારાયણ મહાપ્રભુ આજે સ્વામીશ્રીની તેમના પ્રત્યેની ભક્તિથી સંપૂર્ણ વશ થઈ, તેમના આશ્રિતોને સમાધિ દ્વારા જુદા જુદા ધામના દર્શન કરાવે છે. તેમજ અક્ષરધામમાં પણ પોતાની દિવ્ય મૂર્તિના અનંત મુક્તો સાથે દર્શન કરાવે છે. આ અદ્‌ભુત ચમત્કાર સાંપ્રતકાળે સ્વામીશ્રીના મંડળમાં તેમના પ્રભાવથી પ્રવર્તેલ પરાભક્તિની પરાકાષ્ઠા સૂચવે છે. શ્રી શંકરલાલભાઈનું ઘર અક્ષરધામનીદિવ્ય ભૂમિ સમુ – ચૈતન્ય મંદિર જેવું – બની ગયું હતું. રોજ રાત્રે ધૂન્ય ભજન હોય જ.

એક પ્રસંગે ઝાંસીના ગીતા મંદિરના અધ્યક્ષ શ્રી લક્ષ્મીનારાયણ રાજપાલી બી.એ., એલ. એલ. બી., શ્રી શંકરલાલભાઈને ઘેર સમાધિના દર્શન કરવા આવ્યા. ત્યાંનું ભક્તિમય વાતાવરણ,

સમાધિસ્થ બહેનોની પરમકૃપાળુ પરમાત્મા સાથેની અપૂર્વ સંલગ્નતા અને સમાધિના દિવ્ય દર્શન, દિવ્ય પ્રસાદ, સમાધિ દ્વારા અનેક આધ્યાત્મિક પ્રશ્નોની છણાવટ વગેરેથી તેમને અત્યંત આનંદ થયો. તેમના નિવેદનમાં તેઓ જણાવે છેઃ

'ભક્તિ એટલે શું ? ભક્તિથી વશ થતા ભગવાનની કૃપાથી કેવો અલૌકિક આનંદ પ્રભુ ભકતો પામી શકે છે. મહાપ્રભુ શ્રી સ્વામિનારાયણ કેટલાક ભકતોની–ભક્ત સમૂહની–ભજન ભક્તિમાં તન્મયતા તથા સમાધિસ્થોનો અલૌકિક આનંદાનુભવ, તથા દિવ્ય પ્રસાદીની તે સમાધિસ્થોને થતી પ્રાપ્તિ, તેમના દ્વારા પ્રશ્નોના મળતા પૂરા સંતોષકારક ખૂલાસા વગેરે, સાચી ભક્તિ તથા તેથી થતી પ્રભુની પરમકૃપાના સૂચક છે. સ્વામિનારાયણ સંપ્રદાયમાં પ્રવર્તતી આ રીતની ભક્તિ સર્વોત્કૃષ્ટ છે. તે સદા પ્રગતિમાન બને તેવી નમ્ર પ્રાર્થના.'

શ્રીજીમહારાજ પોતાના અતિઅપાર દિવ્ય ઐશ્વર્ય અને પ્રતાપ સ્વામીદ્વારા આજે સત્સંગમાં, અનેક મુમુક્ષુઓના કેવળ કલ્યાણને માટે જ, બતાવતા હતા. સમગ્ર સત્સંગમાં અનેકને ગામો ગામ આ પ્રકારની કૃપા સમાધિથી શ્રીજી મહારાજ પોતાના ધામના દર્શન કરાવતા હતા. અને સત્સંગમાં પોતે સ્વામીશ્રી દ્વારા જ પ્રગટ છે તેવી પ્રતીતિ કરાવતા હતા: જેમણે આ સમાધિના શ્રદ્ધા અને ભક્તિભાવથી દર્શન કર્યા, તેમને સ્વામીશ્રીનું સત્ય સ્વરુપ ઓળખાયું અને સત્સંગના દિવ્ય સુખનો આનંદ અનુભવ્યો. જેમને તેમાં કોઈ પણ પ્રકારે શંકા કરી, તેમને સ્વામીશ્રીના સ્વરૂપ ઓળખવામાં પણ એટલી કચાશ રહી અને રાગ દ્વેષથી, અંતરમાં શાંતિ અને આનંદનો અનુભવ કયારેય પણ કરી શકયા નહિ. સ્વામીશ્રી ઘણી વાર કહેતા કે 'સ્વામીની સ્વરૂપનિષ્ઠા પ્રવર્તાવવામાં સમગ્ર સત્સંગના અપમાન અને તિરસ્કાર નાક કાન કાપીને સહન કર્યા છે એટલે શ્રીજી મહારાજે તો જાણે, આને શું આપી દઉં, એવી ભાવનામાં

પોતાનું સમગ્ર ઐશ્વર્ય આજે સત્સંગમાં અત્યંત પ્રસન્નતાપૂર્વક વહેતું મૂકી દીધું છે! તમે સંકલ્પ કરો અને સમાધિમાં તેના ઉત્તર મળે, તમે સંકલ્પ કરો અને સમાધિમાં એ પ્રસાદી મળે, તમે સંકલ્પ કરો અને તમારું સંકટ નિવારણ સમાધિ દ્વારા થઈ જાય! આ કાંઈ જેવું તેવું આશ્ચર્ય ન કહેવાય. પ્રાધ્યાપક શ્રી જેઠાલાલ સ્વામિનારાયણને તો આ કૃપા સમાધિમાં અપરિમિત શ્રદ્ધા અને વિશ્વાસ હતા. ગમે તેવો દુઃખીઓ તેમની પાસે આવે તો તુરત જ તેઓ સમાધિ દ્વારા તેમનું સંકટ નિવારણ કરતા. આથી ઘણી વખતે સ્વામીશ્રી પણ પ્રોફેસરને રમૂજમાં કહેતા કે 'પ્રોફેસર! આજ તો તમને શ્રીજી મહારાજ વશ વર્તતા લાગે છે!'

શંકરલાલભાઈને ઘેર એક વખત સમાધિના દર્શન કરવા શ્રી ચંપકભાઈ ગયા. ત્યારે તેમણે સમાધિમાં આવતી લવીંગ, સોપારી, સાકર વગેરેની પ્રસાદી જોઈ સંકલ્પ કર્યો કે 'પ્રસાદીમાં સુંદર ફૂલ આવે તો કેવું સારું?' તેમના એ સંકલ્પની સાથે જ સમાધિસ્થ બહેનને ફૂલની પ્રસાદી મહારાજે આપી. શ્રી ચંપકભાઈને થયું કે સ્વામીશ્રી અંતરના તમામ સંકલ્પો પૂરા કરી, એ સંકલ્પોની જડ ઉખેડી, પોતેજ અંતરમાં બિરાજવા માંગે છે. માટે હવે તેવા સંકલ્પો છોડી, અંતરમાં તો એક મહારાજને જ રાખવા.

× × ×

**મને સત્સંગનો યોગ મળે તેવી પ્રાર્થના કરો**

અમદાવાદમાં શ્રી સત્સંગ પ્રચારક મંડળ તરફથી સરજુદાસ હૉલમાં શ્રી સત્સંગિજીવનના ૩ જા પ્રકરણની પારાયણ ચાલતી હતી. આ દિવ્ય સભામાં શ્રીજી મહારાજ પોતાના અનંત મુક્તો સાથે બિરાજમાન છે, તેની સૌને પ્રતીતિ કરાવવા, તે સમયે સભામાં બેઠેલા શ્રી પ્રેમચંદ ભગતને સ્વામીશ્રીની કૃપાથી સમાધિ થઈ. પ્રેમચંદ ભગત વર્ષોથી

સરજુદાસ મહાત્માના શિષ્ય હતા અને તેમની તેમણે નિષ્કામ ભાવે, સેવા કરી હતી. આ સેવાથી પ્રસન્ન થઈ, સરજુદાસજીએ અંત સમયે તેમને કહ્યું, 'તને મારાથી પણ અધિક ગુરુ પ્રાપ્ત થશે.' શુદ્ધ નિષ્ઠાથી આપેલા આ ગુરુ વચનથી, પ્રેમચંદ ભગત સ્વામીશ્રીના યોગમાં આવ્યા અને અપૂર્વ ભક્તિ નિષ્ઠાથી સ્વામીશ્રીના અનન્ય ભક્ત બની ગયા.

આ વખતે પ્રેમચંદ ભગતને સમાધિ થઈ. કથાના સ્થાન ઉપર શ્રીજી મહારાજ, ગુણાતીતાનંદ સ્વામી, ગોપાળાનંદ સ્વામી તથા અનંત મુક્તોના તેમને દર્શન થયા. સાથે સાથે તેમના ગુરુ સરજુદાસજીના દર્શન પણ મહારાજે તેમને કરાવ્યા. તે જ સાંજે તેમને ફરી સમાધિ થઈ. ત્યારે પણ સરજુદાસજીના તેમને દર્શન થયા. સરજુદાસજીએ તેમને કહ્યું 'હું ગોલોક ધામમાં છું. પરંતુ જેવું સુખ સ્વામીશ્રીના સંબંધમાં સત્સંગમાં – તમને છે – તેવું સુખ અહીં નથી. માટે મને સત્સંગનો યોગ મળે તેવી પ્રાર્થના મારા વતી સ્વામીશ્રીને તમે કરજો.' પ્રેમચંદ ભગત સમાધિમાંથી જાગ્રત થયા ત્યારે તેમણે પોતાના ગુરુની આ હકીકત સ્વામીશ્રીને કહી અને ગુરુ વતી પ્રાર્થના કરી. ત્યારે સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'હવે તમો સમાધિમાં જાઓ ત્યારે તમારા ગુરુને કહેજો કે બ્રહ્મ અને પરબ્રહ્મના શુદ્ધ સંબંધવાળા સત્સંગનો મહિમા ત્યાં સૌને સમજાવે. જયારે ખરી તમન્ના આ પ્રકારના સત્સંગના યોગ માટે થશે, ત્યારે મહારાજ સત્સંગમાં જન્મ ધરાવશે. પછી મહારાજનો યોગ સત્સંગમાં થશે અને તમો પોતે હજારો જીવોને તે લાભ આપશો.'

× × ×

સુરતના ઘનશ્યામલાલ ઠાકોરદાસ કિનારીવાળા કુટુંબમાં વૈષ્ણવ ધર્મ હોવા છતાં, પોતે પૂર્વના સ્વામિ-
હું પણ વૈષ્ણવ છું નારાયણ ભગવાનના સંબંધવાળા હોવાથી, તેમની અભિરુચિ અને ભક્તિ સ્વામિનારાયણ ભગવાન પ્રત્યે ઉદય થઈ. તેમના બહેનશ્રી રતનબા પણ સ્વામિનારાયણ ભગવાનના પરમ ભક્ત હતા. તેમના થકી તેમના આ સંસ્કારોને પોષણ મળ્યું. એક રાત્રે સ્વપ્નમાં સ્વા મીશ્રીએ તેમને દર્શન દીધા. ત્યારથી આ પરમ પુરુષ પ્રત્યેનું તેમનું પૂર્વનું હેત બહાર આવ્યું. થોડા સમય પછી શ્રી હરિપ્રસાદભાઈ ચોકસીને ઘેર સ્વામીશ્રીએ તેમને પોતાના ગળામાંથી હાર કાઢી પહેરાવ્યો. પછી તેમને વર્તમાન ધરાવવા કહ્યું, ત્યારે ઘનશ્યામભાઈ એ કહ્યું, 'સ્વામીજી! હું વૈષ્ણવ છું' ત્યારે સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, 'હું પણ વૈષ્ણવ છું. લાવો હાથ.' એમ કહી વર્તમાન ધરાવી સ્વામિનારાયણ ભગવાનના આશ્રિત કર્યા. આ પ્રમાણે તેમના સત્સંગની શરૂઆત થઈ.

સ્વામીશ્રી મુંબઈ જતાં સુરત એક દિવસ ઉતરશે તેવો પત્ર સુરતમાં મગનભાઈ ઉપર આવ્યો. એટલે તમામ સત્સંગ મંડળ સુરત સ્ટેશને સ્વામીશ્રીને લેવા માટે ગયું. પરંતુ સ્વામીશ્રી ન પધાર્યા. એટલે સૌ નિરાશ થયા. પછી સૌ મગનભાઈને ઘેર ગયા અહીં ઘનશ્યામભાઈ ને સમાધિ થઈ અને સ્વામીશ્રીએ દર્શન દીધા. સમાધિસ્થ અવસ્થામાં તેમણે કહ્યું 'સ્વામી પધાર્યા છે માટે ઢોલિયો પાથરો અને સ્વામીશ્રીની પૂજા કરો.' આથી મગનભાઈએ જે ઢોલિયા ઉપર સ્વામીશ્રી તેમને ત્યાં પોઢતા તે ઢોલિયો પાથર્યો, મશરૂના ગાદલા તકિયા વગેરે પાથર્યા અને તે ઉપર સ્વામીશ્રીની મૂર્તિ મૂકી. ત્યારપછી ઘનશ્યામભાઈ સમાધિમાંથી જાગ્યા અને કહ્યું, 'જરૂર સ્વામીશ્રી આજે અથવા કાલે પધારશે.' સૌ આ સાંભળી અત્યંત રાજી થયા.

બીજે દિવસે સવારે ઘનશ્યામભાઈ મંદિરમાં દર્શન કરવા ગયા. અત્રે નારાયણમુનિએ (શ્રીજી મહારાજની મૂર્તિનું અહીં આ નામ છે) તેમને સાક્ષાત્ દર્શન દઈ કહ્યું, 'સ્વામીજી મગનભાઈને ઘેર આવી ગયા છે, માટે ત્યાં જા.' આ પ્રમાણે દર્શન થયા એટલે તુરત જ ઘનશ્યામભાઈ મગનભાઈને ઘેર ગયા અને જોયું તો ગઈ કાલે પાથરેલ ઢોલિયા ઉપર સ્વામીશ્રી બિરાજ્યા હતા અને સૌ સંત હરિભક્તોની સભામાં વાતો કરતા હતા. ઘનશ્યામભાઇને જોઇ સ્વામીશ્રીએ સૂચક હાસ્ય કર્યું. તે હાસ્યનો મર્મ ઘનશ્યામભાઈ અંતરમાં સમજી ગયા !

નાસિકની પારાયણ પછી સ્વામીશ્રી થોડો સમય મુંબઈ રોકાઈ અટલાદરા પધારતા હતા, ત્યારે સુરત સ્ટેશને ઘનશ્યામભાઈ તથા ત્યાંનું મંડળ સ્વામીશ્રીના દર્શને આવ્યું. ઘનશ્યામભાઇએ લોટામાં લગભગ ચાર શેર કેસરિયા દૂધ, બદામ એલાઇચી નાંખી, સ્વામીશ્રી માટે લીધું હતું. સ્ટેશને સ્વામીશ્રીના દર્શન કર્યાં. ઘનશ્યામભાઇએ સ્વામીશ્રીનું પૂજન કર્યું અને પછી દૂધનો લોટો બતાવી કહ્યું, 'આપને માટે તથા સંતો માટે દૂધ લાવ્યો છું' એટલે સ્વામીશ્રીએ કહ્યું, 'જાઓ, અમે પીધું.' એમ કહી તેમાં જમણા હાથનો અંગુઠો બોળ્યો અને કહ્યું, 'પ્રસાદીનું દૂધ હરિભક્તોને પાજો' એટલું કહીને પછી કહ્યું 'આ ગુરુ પૂર્ણિમાને સમૈયે બોચાસણ આવજો'. ત્યારે ઘનશ્યામભાઇએ કહ્યું, 'વરતાલ સમૈયે જવું હતું ત્યારે સાકરની બાધા લીધી એટલે જવાયું. માટે મુશ્કેલી બહુ છે.' એટલે સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, 'આ વખતે કોપરાની બાધા લેજો. મુશ્કેલી ટળી જશે અને સમૈયામાં અવાશે.' એમ કહી આશીર્વાદ આપી માથે હાથ ફેરવ્યો. ઘનશ્યામભાઈ આ કૃપાથી કૃત કૃત્ય થઈ ગયા.

ગુરુ પૂર્ણિમાનો સમૈયો નજીક આવ્યો. ઘનશ્યામભાઈને સ્વામીશ્રીના વચનનું બળ હતું. પિતાશ્રી જવા તો નથી જ દેવાના

તેની પણ ખાતરી હતી. છતાં તેમણે જવાની તમામ તૈયારી કરી લીધી. કોપરાની બાધા હતી એટલે ઠાકોરજી આગળ ધરવા ચાંદીનું નાળિયેર કરાવી લીધું અને કપડા તૈયાર કર્યા. આગલે દિવસે પિતાશ્રીએ બોલાવી કહ્યું, 'બોચાસણ કોણ કોણ જવાના છો અને કેટલા દિવસ રોકાશો ?' બસ આટલામાં રજા મળી ગઈ ! મહારાજે અજબ ચમત્કાર કર્યો. સુરતના સંઘ સાથે ઘનશ્યામભાઈ બોચાસણ જવા નીકળ્યા.

. .

બોચાસણનું સુશોભીત મંદિર, અક્ષર પુરુષોત્તમની પરમ પાવની મોક્ષદાયિની મૂર્તિઓ, રળિયામણો સભા મંડપ અને હરિભક્તોની અપાર મેદિની, જાણે અક્ષરધામ પૃથ્વી ઊપર ઉતર્યું હોય, તેવી નરી દિવ્યતા જોઇ, તેમના આનંદનો પાર ન રહ્યો. સભા મંડપની દિવ્ય સભામાં સ્વામીશ્રી, નિર્ગુણદાસ સ્વામી, યોગીજી મહારાજ વગેરે સંતપંક્તિ શોભતી હતી. સામે દેશ દેશના હરિભક્તો વિરાજતા હતા. ઘનશ્યામભાઈ સભામાં આવ્યા અને ધૂન્ય ભજનના નાદે તેમને તુરતજ ત્યાં સમાધિ થઈ. દિવ્ય અક્ષર ધામના દર્શન થયા. એ દિવ્ય ધામમાં સુવર્ણના રત્નજડિત સિંહાસન ઉપર સ્વામીશ્રીની દિવ્ય મૂર્તિ ભગવા વસ્ત્રોમાં શોભતી હતી. માથે ભગવી પાઘ હતી. સ્વામીશ્રીની મંદ મંદ હાસ્ય કરતી આ દિવ્ય મૂર્તિના દર્શનથી ઘનશ્યામભાઈનો આનંદનો પાર ન રહ્યો. થોડીવારમાં દર્શન બદલાયા. એજ દિવ્ય સિંહાસન ઉપર સ્વામીશ્રીની મૂર્તિમાંથી અતિ અપાર પ્રકાશ નીકળ્યો. તે તેજના સમૂહમાં ભગવી પાઘ બદલાઈ ગઈ. જરિયાની પાઘ, જરિયાની જામો, માથે સીરપેચ, કનક કડા, રત્નજડિત બાજુબંધ, રત્નજડિત વેઢ, વીંટી તેમજ સુવર્ણના રત્નજડિત સાંકળા, કાનમાં કુંડળ, કંઠમાં નવસેરો રત્નમય હાર અને સફેદ ગુલાબનો હાર, તેમજ પાઘમાં પણ સફેદ ગુલાબના તોરા વગેરે અતિ શોભાયમાન શ્રીજી મહારાજની મૂર્તિના દર્શન થયા. અહોહો ! આ કેવું આશ્ચર્ય ! આ સ્વામીશ્રી છે કે મહારાજ છે ? સમાધિસ્થ અવસ્થામાં એ

મૂર્તિનું દિવ્ય સામગ્રી વડે તેમણે પૂજન કર્યું, આરતી કરી. આમ મહારાજે દર્શનનું અદ્ભુત સુખ આપ્યું. ધીરે ધીરે સમાધિ અવસ્થામાંથી જાગ્રત થયા. ત્યાં તો સભામાં એજ દિવ્ય મૂર્તિ ભગવા વસ્ત્ર ધારણ કરેલી પોતાની સમક્ષ તેમણે જોઈ. તેમના આનંદનો પાર ન રહ્યો. સ્વામીશ્રીના ચરણકમળમાં તેમણે પ્રણિપાત કર્યો. સ્વામીશ્રીએ તેમના મસ્તક ઉપર આશીર્વાદનો વરદ હસ્ત મૂક્યો. પછી તેમણે સભામાં એ દિવ્ય દર્શનની વાત કરી અને કહ્યું, 'વચનામૃતમાં મહારાજે લખ્યું છે તે મુજબ સ્વામીશ્રીમાં મહારાજ અખંડ પ્રગટ જ છે. તેના સાક્ષાત્ દર્શન મને આજ થયા.' સર્વ સભા પણ આ દિવ્ય દર્શનની વાત સાંભળી આનંદીત થઈ ગઈ, કારણકે એજ નિષ્ઠા સૌના અંતરમાં દૃઢ હતી અને તેને આ વાતથી વિશેષ પુષ્ટિ મળી.

આ પ્રસંગથી જ સુરતમાં અતિ અદ્ભુત પારાયણ યોજવાનું નક્કી કર્યું. સ્વામીશ્રીએ પણ આશીર્વાદ આપ્યા અને કહ્યું 'જાઓ, સુરતમાં સર્વોપરી પારાયણ થશે.'

સુરતમાં સર્વોપરી પારાયણ થયું. તે વખતે સ્ત્રી વર્ગમાં શ્રી મણીબાને સમાધિ થતી અને મહારાજ રોજ અનેક પ્રકારની દિવ્ય પ્રસાદી આપતા. પ્રશ્નોના ઉત્તર આપી સૌના સંશય ટાળતા. વિરોધિઓએ સમાધિનો વિરોધ કર્યો તેથી તેમાંના કેટલાકના પગ ભાંગ્યા, કેટલાકને રોગ આવ્યો. એમ અનેક પીડા જાતે વ્હોરી અને છેવટે સમાધિના દર્શન કરવા આવીને એ દુઃખમુક્ત થયા. ઘનશ્યામભાઈને તેમજ શંકરલાલ ઠાકરના પુત્ર ભાઈશ્રી મહેન્દ્રને પણ સમાધિ થતી. સ્વામીશ્રીની પધરામણી એક વૈષ્ણવ ભક્ત ધીરજલાલભાઈને ત્યાં થઈ, તે સમયે તેમની પત્નીને સમાધિ થઈ અને તેમના ઇષ્ટદેવ મહાપ્રભુ શ્રી વિઠ્ઠલનાથજીના તેમને દર્શન થયા. આ પ્રમાણે અતિ અદ્ભુત ચમત્કાર સમાધિ દ્વારા શ્રીજી મહારાજે આ પ્રસંગે બતાવ્યો.

ભાદરણના દીવાળીબાએ વરતાલના ગાદીવાળા પાસે વર્તમાન ધરાવ્યા હતા. ત્યારબાદ તેઓ સાંખ્યવ્રતધારી ભાદરણમાં સ્ત્રીઓના મંદિરમાં રહેતા હતા. ભાદરણમાં રહેતા સ્વામીશ્રીના શિષ્યોએ તેમને ઘણીવાર સ્વામીશ્રીનો મહિમા કહ્યો હતો અને બોચાસણ આવવા પણ કહ્યું હતું. પરંતુ તેમને તે મનાતું ન હતું.

શ્રાવણ માસમાં ચાંદ્રાયણ વ્રત તેઓ કરતા હતા. એક રાત્રે તેમને સ્વામીશ્રીના દિવ્ય સ્વરૂપે દર્શન થયા; હાથમાં લાકડી હતી. સ્વામીશ્રીના આ અતિ અદ્‌ભુત દિવ્ય સ્વરૂપમાં તેમની વૃત્તિ લીન થઈ ગઈ. સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'બોચાસણ આવવાની ના કેમ કહો છો? મહારાજ અને સ્વામી ત્યાં સાક્ષાત્ બિરાજે છે.' એટલું કહી સ્વામીશ્રી અદૃશ્ય થઇ ગયા. ત્યારથી દીવાળીબાને સ્વામિનારાયણની સાચી ઉપાસના સમજાણી અને સ્વામીશ્રી દ્વારે મહારાજનું પૃથ્વી પરનું પ્રગટપણું સમજાયું.

× × ×

**પંડિત મયાદત્ત પાંડેને સમાધિમાં દિવ્ય દર્શન**

બદરીકાશ્રમવાસી કવિરત્ન પંડિત શ્રી માયાદત્ત પાંડેય, શાસ્ત્રી, વિદ્યાવારિધિ, સાહિત્ય રત્ન વગેરે અનેક ઉપાધિ પ્રાપ્ત કરી, સત્‌શાસ્ત્રોનું વ્યસન રાખી, ભગવત્ ભજન કરતા હતા. તેમની બદરીકાશ્રમમાં ચાલતી સંસ્કૃત પાઠશાલાના ફાળા નિમિત્તે, તેઓ અમદાવાદમાં આવ્યા અને અહીં, તેમને તેમના પૂર્વ સંસ્કારને યોગે સ્વામીશ્રીનો પ્રસંગ થઇ ગયો. સ્વામીશ્રીની અતિ અદ્‌ભુત મૂર્તિના આકર્ષણથી, સ્વામીશ્રીની અપાર વિદ્વત્તાથી, સંપૂર્ણ સાધુતાથી અને પોતાના ઇષ્ટદેવ શ્રી સહજાનંદ સ્વામી પ્રત્યેની અદ્‌ભુત ભક્તિથી, પાંડેશ્રી સ્વામીશ્રીના પરમ ભક્ત બની ગયા અને સ્વામીશ્રી સાથે ગુજરાતમાં ફરવા લાગ્યા. સ્વામીશ્રી સાથેના આ વિચરણ દરમ્યાન દરેક સ્થળે, ગામે ગામ અને શહેરે શહેર,

સત્સંગ મંડળમાં શ્રી પુરુષોને થતી સમાધિ જોઈ, તેમણે એક વખત સ્વામીશ્રીને વિનતિ કરતાં કહ્યું :

'સ્વામીજી ! હું પણ બાળપણથી ભગવત્ ભક્તિમાં પ્રવૃત્ત રહું છું. સત્સંગ તથા સત્શાસ્ત્રનો સંબંધ અખંડ રાખું છું. શાસ્ત્રાજ્ઞા પ્રમાણે ધર્મ યથાશક્તિ પાળું છું. બ્રાહ્મણ કૂળમાં જન્મ્યો છું. વળી હિમાલયમાં પવિત્ર બદરીકાશ્રમના અંતર્ગત પ્રદેશમાં રહેનારો છું. જાણપણામાં આ શરીરથી કોઈ દિવસ પાપ કર્યું નથી. કોઈપણ પ્રકારનું દુર્વ્યસન નથી, એક માત્ર સુવ્યસન શાસ્ત્ર અધ્યયનનું છે. મને પણ ભગવત્ કૃપાથી તથા આપની કૃપાથી સમાધિ થાય તો સારું !, પંડિતજીની આ પ્રાર્થના સાંભળી સ્વામીશ્રીએ તેમની લાક્ષણિક રીતે ફક્ત એટલું જ કહ્યું, 'તમને પણ થશે. 'સ્વામીશ્રીના વચનથી તેમને શાંતિ થઈ. ત્યારથીજ સ્વામીશ્રીના આ આશીર્વચન ઉપર તેમનું મન રહેવા લાગ્યું અને એ વચનની સાર્થકતા શીઘ્ર થાય તેવી, અંતર્ગત પ્રાર્થના તેઓ કરવા લાગ્યા.

સ્વામીશ્રીના આ આશીર્વચન પછી લગભગ એક વર્ષ એટલે સં. ૨૦૦૪ ની ગ્રીષ્મ ઋતુમાં તેઓ જ્યારે સ્વામીશ્રીથી છૂટા પડી બદરીકાશ્રમમાં ગયા, ત્યારે એક ધન્ય પળે સ્વામીશ્રીના આશીર્વચન ફળ્યા અને તેમને દેવોને પણ દુર્લભ એવી સમાધિ થઈ અને દિવ્ય દર્શન થયા !

તેમનાજ શબ્દોમાં એ દિવ્ય દર્શનનું અવતરણ અહીં શબ્દશઃ આપ્યું છેઃ

समाधौ दर्शनं तस्य कदाचित् कस्यचिद्भवेत् ।
करुणा कारणं तत्र न योगो नापि चाग्रहः ॥

શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયમાં પૂર્ણ પુરુષોત્તમ શ્રી સહજાનંદ સ્વામીના સમયમાં તથા ત્યારપછી પણ અત્યાર

સુધી કેટલાક હરિભક્ત સ્ત્રી પુરુષોને સમાધિ થાય છે. ભગવાનના અક્ષરધામના તથા તેમાં વિરાજેલા ભગવાનના દર્શન થાય છે. કોઈ કોઈને સાકર, કંકુ, માળા વગેરે અંતરીક્ષથી પ્રસાદી પણ મળે છે. આ પ્રકારની સમાધિ પુરુષોત્તમ ભગવાનની કૃપાથી જ થતી હોવાને લીધે આને કૃપા સમાધિ કહે છે. આમાં કોઇપણ પ્રકારની યોગસિદ્ધિ અથવા કોઈ પણ પ્રકારના સાધનની જરૂર નથી.

ગઈ ગ્રીષ્મ ઋતુમાં હું હિમાલયમાંજ હતો. કેટલાક પર્વત, શિખરો, વનો તથા સરોવરો અને તીર્થોમાં મેં પરિભ્રમણ કર્યું. અચ્છોદ સરોવર, બ્રહ્મ સરોવર, નાગ સરોવર વગેરેના દર્શન કર્યા. કપડાં કાઢતાં જ શરીર ઠરી જાય એવી ઠંડી હોવાને લીધે, તે તીર્થ સ્થાનોમાં હું નાહી શકયો નહિ. કેટલીક જંગલી અને ઝેરીલી વનસ્પતિઓની તીવ્ર વાસ પ્રાણી માત્રને તુરત બેહોશ કરી દે છે. જો કે ત્યાંનું પહાડી દશ્ય નેત્રને અત્યંત સુખ આપનારું હોય છે. ઘણીવાર ત્યાં ગાંધર્વ અને ગાંધર્વીઓના દર્શન પણ થઈ જાય છે, એવું સુરમ્ય અને પવિત્ર તે સ્થાન છે. આથી આગળ ચનોણીયાથી (એક જાતનો યક્ષ) માણસોને બચવું જોઇએ. કારણ કે કેટલીક વાર તે સામાં થઈ જતાં માણસના પ્રાણ લઈ લે છે. આ ભયને કારણે જ લોકો ખાસ કરીને ત્યાં જતા અચકાય છે. ઘણું કરીને મધ્યાન્હ તથા સંધ્યાકાળે તો ત્યાં જવાતુ જ નથી, કારણ કે પ્રતિવર્ષ ત્યાં આવી દુર્ઘટનાઓ થઈ જ જાય છે.

હું મહામૃત્યુંજય પર્વતના રમણીય દેવસ્થાનમાં બેઠો હતો. ચારે તરફ લીલોતરી તથા સુંદર પુષ્પોની સુરમ્ય સુરભી સહજ આનંદ આપનારી હતી. મારા ચિત્તમાં તે સમયે સહસા એક વિચાર ઉત્પન્ન થયો કે ' અહો ! આ સ્થાનમાં તો સહેજેજ ચિત્તમાં જગત સંબંધી વિચારો વિરામ પામી જાય છે અને સ્વાભાવિક રીતે અંતર્વૃત્તિ થાય છે. યોગીઓ માટે સમાધિને યોગ્ય તો

આજ સ્થળ દેખાય છે.' તે જ સમયે મને સ્વામીજીના સારંગપુરમાં કહેલા વચનો કે 'તમને સમાધિ થશે' એ યાદ આવ્યાં અને સાથે જ સ્વામીશ્રીની દિવ્ય મૂર્તિનાં દર્શન થયા. મારા અંતરની વૃત્તિ, ભગવાનની તે પરમ વિભૂતિ સાક્ષાત્ ઇશ્વર મૂર્તિનાં સ્વરૂપમાં ખેંચાઈ ગઈ. મને મૂર્છા આવવા લાગી. હાથ પગમાં ઝણઝણાટ થવા લાગ્યો.

અંતે હું પૃથ્વી ઉપર નિશ્ચેષ્ટ થઇને પડી ગયો. મારી સાથે તે સમયે રઘુનાથસિંહ નામનો મારો શિષ્ય હતો. તેને થયું કે "ગુરુજી વિષમય વાયુના પ્રભાવથી બેહોશ થઈ ગયા છે." એટલે તે મારા શરીર ઉપર કામળો ઢાંકી ઉપચારની ખટપટ કરવા લાગ્યો. તે બિચારો ભગવાનની અકળીત લીલાને શું સમજે? તે પાણી શોધવા ગયો. એની દૃષ્ટિએ મારી બેહોશી તજાવવા તેણે શું શું ઉપચારો કર્યા, તે તો મને મારા જાગ્રત થયા પછી જ ખબર પડી. લગભગ ૨૦ મિનીટ સુધી તો હું નિશ્ચેતન પડી રહ્યો.

મારી આગળ આગળ સ્વામીશ્રી મહારાજ વિદ્યુત્ વેગે આકાશમાં ઊડી રહ્યા હતા. એમનું એક પણ અંગ હાલતું ચાલતું ન હતું. એમની પાછળ પાછળ હું પણ ઊડતો હતો. તે સમયે મારા બે સ્વરૂપો થઈ ગયા હતા. એક સ્વરૂપે હું મારા બીજા સ્વરૂપની ક્રિયાને જોતો હતો. ઘનઘોર વાયુ મંડળને પાર કરી જ્યારે અમે બહાર નીકળ્યા ત્યારે અમે બીજા બ્રહ્માંડોને જોયા. આ પૃથ્વી ઉપરથી જે નાના નાના દીપક જેવા તારા દેખાય છે તે મોટા મોટા બ્રહ્માંડ છે અને તેમાં પણ મોટા મોટા સમુદ્રો અને અનેક પ્રકારના પ્રાણીઓ રહે છે, તે અમે જોયું. એ લોકોમાં તમામમાં ઘણા પ્રકારની જુદાઈ જણાતી હતી. ત્યાંની ભાષા દેવવાણી સંસ્કૃતને મળતી હતી. આ તારા મંડળની બહાર નીકળ્યા પછી એક લીલા રંગને મળતું સુંદર આકાશ આવે છે. અહીંથી મારા બેય સ્વરૂપો અદશ્ય થાય છે. અર્થાત્ સૂક્ષ્મ શરીરનો પણ અંત આવી જાય છે. સ્થૂળ શરીર તો આ પૃથ્વી ઉપર જ હતું.

આવા આકાશમાં પહોંચ્યા પછી મેં જોયું કે હું એકલો જ હતો. સ્વામીશ્રી અદૃશ્ય થઈ ગયા હતા. આ આકાશનો પાર કરવાનો વિચાર આવતાં જ મારી સામે એક વીજળિક પ્રકાશ જણાયો અને હું તે પ્રકાશમાં ચાલ્યો ગયો. આશ્ચર્ય તો માત્ર એજ બાબતનું હતું કે આ જીવ જે જે વાતાવરણમાં પહોંચતો તેને અનુકળ દેહને તે ધારણ કરી લેતો હતો. આ બ્રહ્માંડની બહાર જતાં એક સ્વચ્છ પ્રજ્ઞાનમય પ્રકાશપૂર્ણ આકાશ આવે છે. ત્યાં જ્યારે હું જતો હતો ત્યારે એક એવો લોક દેખાયો જેની ચારે તરફ દૂધનો સમુદ્ર હિલોળી રહ્યો હતો. આ સમુદ્રની ઉપર વિદ્યુત્ ગતિથી ચાલતા ચાલતા એક સુંદર બેટ (દ્વીપ) દેખાયો. ત્યાંની જમીન, જળસ્થળ, ત્યાંના રહેવાસી વગેરે તમામ વસ્તુઓ શ્વેત જણાતી હતી. તમામના એક સરખા સફેદ વસ્ત્રો તથા એમની ચાલવાની ઢબ બહુ જ આકર્ષક હતી. ત્યાં મારા પ્રત્યે તથા એક બીજા પ્રત્યે વ્યવહાર એવો હતો કે જાણે હું તેમની નીકટનો હોઉં. कुत्र भगवद्दर्शनम् ? મારા એ પ્રશ્નના ઉત્તરમાં એક સફેદ મુક્ત મારી આગળ માર્ગદર્શક થઈને ચાલ્યો. થોડેક દૂર જઈ મને રસ્તો બતાવી તે અટકી ગયો. એના પછી પણ અનન્ત આવરણે યુક્ત આકાશો આવે છે. આપણા આ આકાશમાં અને એ આકાશોમાં ઘણી જ ભિન્નતા છે. આ આકાશ પ્રાકૃત છે અને તમામ પ્રાકૃત તત્વોનું જન્મદાતા છે. પ્રાકૃત ગુણ અને શબ્દોથી ભરપુર છે. આગળ જતાં એક તેજોમય અને વિશાળ ધામ આવે છે. એ ધામમાં પ્રવેશ કરતાંજ આત્મામાંથી ઇચ્છાભાવ ટળી જાય છે. એક અવર્ણનીય દિવ્ય જ્યોતિર્મય, અનેક દિવ્ય વસ્ત્રાભૂષણોએ યુક્ત શરીર, આ જીવ ધારણ કરી લે છે. એક માત્ર દિવ્ય આનંદનું અહીં સામ્રાજ્ય છે. પ્રભુ શ્રી પુરુષોત્તમનારાયણની સન્મુખ અનંત મુક્તો વિરાજેલા છે. જોવામાં તો અહીં તમામ પ્રકારની ઋતુઓ, તેમજ વિધવિધ રંગવાળા અનંત પદાર્થો છે. પરંતુ કોઇને આ વસ્તુઓથી લાભ ઉઠાવવાની લેશમાત્ર ઇચ્છા થતી નથી. વૃક્ષો, ફુલો તથા ફળોથી લદાયેલા જણાય છે આ ફળ ફુલો કદી પણ સુકાતા નથી. આશ્ચર્ય તો

એજ છે કે પ્રત્યેક વૃક્ષ, પાષાણ, નદી, નદ, ભૂષણ વગેરે પદાર્થો સત્ છે, ચિત્ છે, આનંદ છે. જડતા, અજ્ઞાન, અચેતનતા વગેરે પ્રાકૃત ગુણોનો ત્યાં પ્રવેશ નથી. આજે એ દિવ્ય દશાનું સ્મરણ કરીને મારી આંખમાંથી અશ્રુધારા વહે છે. હે પ્રભુ ! હવે હું શું કરું ? તમારી દયાનો જ મને સહારો છે. હવે તો મને આ દિવ્ય દર્શનનું વર્ણન કરતાં પણ શરમ આવે છે કે કોઇ તર્કવાદીને હાથ પકડીને બતાવું પણ શું ? કારણ આ વખતે તો હું આ પૃથ્વીલોકમાં ઘોર કળિયુગનો સામાન્ય મનુષ્ય છું.

આ ધામમાં પણ ભગવાનનું એક વિશાળ ગોળ ગુમ્બજવાળું ભવન છે. આનું પ્રવેશદ્વાર ક્યાંઈથી જણાતું નથી. પરંતુ જેને જ્યાંથી પ્રવેશ કરવો હોય ત્યાંજ એનું પ્રવેશદ્વાર જણાય છે. ત્યાં કોઈપણ પ્રકારની રોકટોક નથી, ભીડભાડ નથી, અવ્યવસ્થા નથી, વિલંબ નથી. પ્રત્યેક દર્શનાર્થી પોતપોતાની સમક્ષ પ્રભુના દર્શન પામે છે. આ ભવનની વિશાળતાનો હું અંદાજ ન લગાડી શકયો. અહીંના મુક્તોનો મારા પ્રત્યેનો વ્યવહાર તથા અન્યો અન્ય વ્યવહાર પણ મુક્ત જ હતો. અહીંના વૃક્ષ, લતાદિક પણ એક બીજા સાથે વાર્તાલાપ કરે છે. આ સમયે ત્યાંનું વર્ણન કરવું મારા જેવા માટે અસંભવ છે. સિંહાસન પર વિરાજમાન ભગવાનની બેય બાજુ પર મુક્તો ચમર ઢોળી રહ્યા હતા. અવર્ણનીય આનંદનો આસ્વાદ હું ચાખી રહ્યો હતો. એટલામાંજ મારા સાથીઓએ અનેક ઔષધિના ઉપચાર દ્વારા મને જાગ્રત કર્યો. હું જાગ્રત થયો એટલે મારા સાથી રઘુનાથે મને પૃછ્યું ' હવે કોઈ પ્રકારનું કષ્ટ તો નથી ને ?' ત્યારે મેં કહ્યું 'ઘણું જ કષ્ટ છે. જે આનંદનો હું ઉપભોગ કરતો હતો તે હવે ક્યાં છે ? અને હવે એ આનંદ હું કયાંથી મેળવી શકીશ ?' આ પછી મેં નીચે પ્રમાણે શ્લોક લખ્યો:

दृष्टं देवस्य धाम प्रकृति परतरं सर्वं मुक्तः समेतम् ।
दृष्टं तद्दिव्यरूपं नियतरविशशिप्रस्फुरत्कान्तिकान्तम् ॥
दृष्टाः भोगाश्च दिव्याः परिणतरहिताः सच्चिदानन्दरूपाः ।
यद्यद्दृष्टं समाधौ तत्तच्च गदितुं भारती मेऽसमर्था ॥

અર્થાત્ આજે પ્રભુનું દિવ્ય ધામ જોયું, જે પ્રકૃતિથી પર અમાયિક, બ્રહ્માંડથી ઘણું જ દૂર છે. જ્યાં અસંખ્ય મુક્તો રહેલા છે. ભગવાનનું તે જ્યોતિર્મય મનુષ્યાકાર દિવ્ય સ્વરૂપ પણ જોયું જેની લાખો સૂર્યચંદ્ર જેવી ઉજ્જવળ કાંતિ છે. એ ભગવાનના અક્ષર ધામમાં સદા અખંડ રહેનારા તમામ ભોગો પણ દિવ્ય સચ્ચિદાનંદરૂપ જ છે. આ સમયે તો વાણી જે સમાધિમાં જોયું તે વસ્તુઓનું વર્ણન કરવામાં સર્વથા અસમર્થ છે.*

× × ×

સ્ટેટ ટ્રાન્સપોર્ટ, અમદાવાદ ડિવિઝનલ ઓફિસર શ્રી વૃજલાલ નરભેરામ મહેતા મોડાસામાં તેમના દફતરી કામ પ્રસંગે તા. ૧૧-૪-૫૦ ના દિવસે ગયા હતા. સર્કલ ઈન્સ્પેક્ટર શ્રી ચુનીલાલ પાનાચંદને ઘેર તે દિવસે કથા વાર્તાનો પ્રસંગ યોજ્યો હતો. તે પ્રસંગે શ્રી વાડીલાલભાઈને સમાધિ થઈ અને મહારાજે સમાધિ દ્વારા કહ્યું કે, 'જેને પ્રશ્ન પૂછવા હોય તે પૂછજો'. એટલે વૃજલાલભાઈએ સમાધિસ્થ સ્થિતિવાળા વાડીભાઈ દ્વારા પ્રશ્ન પૂછયો, 'અમે પ્ર. બ્ર. સ્વ. શ્રી શાસ્ત્રીજી મહારાજને અનુસરીએ છીએ. પરંતુ તેથી ઘણા અમારી નિંદા કરે છે, તેનો તો અમને હર્ષશોક નથી પણ આ શ્રીજી સ્વરૂપ સંત વર્યની પણ નિંદા કરે છે, તેથી દુઃખ થાય છે.' એટલે મહારાજે ઉત્તર આપ્યો કે 'નિંદા કરનારા સૌ જમપુરીમાં જશે. મારા સત્સંગી કહેવાતા હશે તો પણ એક વખત તો જમપુરી મળશેજ.' પછી બીજો પ્રશ્ન પૂછયો 'અમે દશાંશ વીશાંશ ધર્માદા શાસ્ત્રીજી મહારાજના મંદિરોમાં અર્પણ કરીએ છીએ તે આપને મળે છે?' ત્યારે મહારાજે કહ્યું, 'તેમાં શંકા ન કરવી' ત્રીજો

*સ્વા. પ્રકાશ વર્ષ ૧૧ અંક ૮-૫ લે. કવિરત્ન માયાદત્ત પાંડે.

પ્રશ્ન એ હતો કે ‘ શાસ્ત્રીજી મહારાજને સત્સંગ સમાજ અહીં રાખવા કૃપા કરશો ’ ત્યારે મહારાજે કહ્યુ ‘ તે અમે કોઈને કહેતા નથી અમારી મરજી અમે કોઈને જણાવતા નથી’ છેલ્લો પ્રશ્ન વજુભાઇનો એ હતો કે આપ ગઢડા મંદિરમા ક્યારે બિરાજશો ’ ત્યારે મહારાજે કહ્યુ ’ આજથી દોઢ વર્ષે *

× × ×

ભાદરણના કાશીબા કૃપણ ભક્તિ કરતા આફ્રિકામા મુક્તરાજ મગનભાઈના પ્રસંગથી સ્વામીની વાતુ વાચવાનુ તેમણે નિયમ રાખ્યુ. તેમા સ્વામિનારાયણ ભગવાનનો અપરિમીત મહિમા વાચીને તેમને થયુ સર્વ અવતારના અવતારી સ્વામિનારાયણ ભગવાન છે, તો પછી રામકૃષ્ણાદિક અવતારોનુ કેમ સમજવુ ? આ મનો

* સ્વામિનારાયણ પ્રકાશ વર્ષ ૧૭ મુ અંક ૮ મો જયંક ૨૦૬ જુન ૧૯૫૦ વજુભાઈના આ વખ પ્રકાશ' ના ઉપરના અંકમા પ્રસિદ્ધ થયો છે ખૂબજ વિચારશીલ, સત્સંગની મર્યાદા પાળનાર શ્રી વજુભાઈને સત્સંગ તેના સાચા સ્વરૂપમા જોવાની દૃષ્ટિ છે સ્વામીશ્રીમા શ્રીજીના સંપૂર્ણ પ્રાગટ્યના અનુભવની તેમને પ્રતીતિ હતી આ પ્રસંગે પહેલા તેઓ સ્વામીશ્રીના દર્શન કરવા ઠાકુર આમની પોળમા જતા ત્યા આ ઓરડામા સ્વામીશ્રીએ મહિના ... તો અન્ન ઉદક ઉતરી ગયા હતા [illegible] માટે તેઓ વાત કરતા ન હતા વજુભાઈ તેમના પત્ની સૌ. જયાબહેન સાથે દર્શન કરવા જતા હતા તેમના પત્નીએ સ્વાભાવિક સંકલ્પ કર્યો કે જો સ્વામીશ્રી દ્વારા મહારાજ આજે પ્રગટ હોય તો તેઓ તેમના પતિ સાથે આજે કાંઈક વાત કરે વજુભાઈ મંદિરે આવ્યા અને સ્વામીશ્રીને દંડવત્ કરી ચરણસ્પર્શ કર્યો કે તરતજ સ્વામીશ્રી પલંગમા બેઠા થઈ ગયા અને વૃજલાલભાઈને પોતાની નજીક બોલાવી અને પૂછ્યુ ચોરદરમા તમારા પિતાશ્રી નરભેરામભાઇ અને મુંબઈમા આપના ભાઈ ડૉ. પ્રા નાનભાઈ બન્ને મજામા છે ને ? એટલે વજુભાઇએ હાથ જોડી કહ્યુ આપની કૃપાથી બન્ને કુશળ છે સ્વામીશ્રી તુરત જ પોઢી ગયા અને પૂર્વવત્ ઊંડા ઉતરી ગયા સ્વામીશ્રીએ અચાનક ઘણા સમયે મૌન તોડ્યુ એટલે સૌ હરિભક્તો ઘણાજ રાજી થયા અને વૃજલાલભાઈને પૂછ્યુ સ્વામીશ્રીએ શુ પૂછ્યુ ? વૃજલાલભાઈએ શુ બન્યુ તે વાત કરી સ્વામીશ્રીની તબિયત જોવા આવેલા મોટા ડૉક્ટરોને પણ સ્વામીશ્રીની આ પ્રકારની લીલાથી આશ્ચર્ય થયુ સ્વામીશ્રી વૃજલાલભાઈ સાથે વાત કરીને પોઢી ગયા ત્યારે ડૉક્ટરોએ તેમની નાડી તપાસી નાડી પૂર્વવત્ જે સ્થિતિમા હતી તે પ્રમાણે થઈ ગઈ વજુભાઈ તો કૃતકૃત્ય થઇ ગયા ઘેર જતા તેમણે

મંથન લગભગ ૫૯? દિવસ ચાલ્યુ. એક રાત્રે તેઓ જતા હતા ત્યારે તેમના ઓરડાના બારણા અચાનક ઊઘડી ગયા અને સ્વામીશ્રીએ કહ્યુ, 'અનંત અવતારો છે પરંતુ સ્વામિનારાયણ ભગવાન તો તે સર્વ અવતારના અવતારી, સૌના કારણ અને આધાર છે, અને આજે સ્વામિનારાયણ ભગવાન પ્રગટ છે.' સ્વામીશ્રી આટલા શબ્દો કહી અદૃશ્ય થઈ ગયા. કાળીબા જાગ્રત થઈ ગયા અને આ દિવ્ય દર્શનથી તેમની આંખમા હર્ષના અશ્રુ ઉભરાઈ આવ્યા. તેમની સંશય ગ્રંથી નિર્મૂળ થઈ ગઈ અને સ્વામિનારાયણ ભગવાનનો સર્વોપરી નિશ્ચય થઈ ગયો. ભક્તિમાર્ગના અતિ બલિષ્ઠ સંસ્કારી આ મુક્તાત્મા, આ પ્રસંગથી જ મહારાજની મૂર્તિ સાથે સલગ્ન થઈ ગયા. પછી તો મહારાજની મૂર્તિનુ ચિંતવન કરતા સહજ ભાવે જ મહારાજ સ્વામીશ્રી સ્વરૂપે તેમને દર્શન દેવા લાગ્યા.

આ પ્રસંગથી જ તેમની લૌકિક ઈચ્છાઓ દૂર થઈ ગઈ. મહારાજની મૂર્તિનુ ચિંતવન કરતા કરતા ભૂખ, તૃષાનુ ભાન ચાલ્યુ ગયુ. આમ એક માસના ઉપવાસ થયા.

---

તેમના પતિને આ વાત કરી ત્યારે તેમણે કહ્યુ, 'મારો જ સંકલ્પ હતો કે સ્વામીશ્રી દ્વારા જો મહારાજ પ્રગટ હોય તો તમારી સાથે કાંઈક વાત કરે.' તમારો સાચો સંકલ્પ હોવાથી તે વાત કરી ગયા તે જરૂર મહારાજ આજે પ્રગટ જ છે. બન્ને ભક્ત દંપતિને મહારાજ પ્રાપ્ત થયાથી અંતર આનંદ થઈ ગયો.

વિ. સં. ૨૦૨૨ના આસો વદી ૧૪ની વહેલી સવારે ... સ્વામીશ્રીએ દર્શન દીધા અને તેમના માતુશ્રી ધામમાં ગયા છે તેમ દર્શન કરાવ્યા. વજુભાઈને સ્વામીશ્રીના વચનમાં અપાર વિશ્વાસ હતો. ... તેમણે આ વાત સાંભળી તુરત સ્નાન કરી લીધુ અને મંદિરમાં દર્શન કરવા જતા સુતરાજ અર્જુનભાઈને તેમણે આ વાત કરી અને આ પ્રસંગની સાક્ષી રહેવા કહ્યુ. ત્યારબાદ કાર્તિક સુદ ૩ના દિવસે ...થી પત્ર આવ્યો કે જ્યારે દિવસે તેમના માતુશ્રી આસો વદી ૧૪ની સવારે ધામમાં ગયા છે. સ્વામીશ્રી આમ ... પધાર્યા ત્યારે વજુભાઈએ આ વાત કરી ત્યારે સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યુ, 'આપણે તો અક્ષરધામ ... ' ... વજુભાઈને તે વાત વિગતવાર સભામાં કહેવા કહ્યુ.

જાલોદમાં તેમના કાકા બિમાર હતા. તેમનો પત્ર આવ્યો કે કાશીબાને તુરત જ મોકલો નહિ તો કાકાને અસદ્‌ગતિ થશે. પરંતુ ત્યાં જઇ શકે તેવી કાશીબાની સ્થિતિ ન હતી. બીજે જ દિવસે સ્વામીશ્રી નડિયાદ પધાર્યા અને તેમને ઘેર પધરામણી કરાવી. કાશીબાએ સ્વામીશ્રીને કહેવરાવ્યું કે 'કાકા બિમાર છે તો તમો ધામમાં લઈ જશો.' સ્વામીશ્રી ફક્ત હસ્યા પરંતુ કાંઈ બોલ્યા નહિ.

તેજ રાત્રે કાશીબાને સમાધિ થઈ અને કાકાના ખાટલા પાસે જમ જોયા. તેમણે અક્ષર પુરુષોત્તમની ધૂન્ય કરી એટલે તુરતજ જમ બધા ખસી ગયા અને સ્વામીશ્રીના દર્શન થયા. સ્વામીશ્રીને તેમણે પૂછ્યું 'આ જમ કેમ કાકા પાસે આવે છે?' ત્યારે સ્વામીશ્રીએ કહ્યું 'તમારા કાકાને શુભ સંસ્કાર નથી' ત્યારે તેમણે કહ્યું 'સંસ્કાર ન હોય તો સંસ્કાર પાડો' પણ તમો મળ્યા પછી જમનાં તેડાં તો ન જ હોય!, બરાબર આજ સમયે જાલોદમાં તેમના કાકા ગુજરી ગયા હતા. તેમની અંત્યેષ્ટિની તૈયારીઓ થઈ રહી હતી. તેવામાં મૃત દેહમાં જીવનો સંચાર થયો અને દેહ હાલવા લાગ્યુ. સૌને આશ્ચર્ય થયું અને સર્વ વિધિ પડતી મૂકી કાકાના દેહની સૌ સારવાર કરવા લાગ્યા. ત્યાર પછી ધીરે ધીરે તેમને સારું થતું ગયું અને પછી તેમને નડિયાદ લાવ્યા. કાશીબાએ તેમને સર્વ હકીકત કહી ત્યારે તેમણે કહ્યું 'સાવ સાચી વાત છે મને તો જમડા તેડવા આવ્યા હતા પણ તમારા સ્વામીબાપાએ મને છોડાવ્યો.' ત્યાર પછી સ્વામીશ્રી તેમને થોડા દિવસો બાદ દિવ્ય દેહે દર્શન દઇ તેડવા આવ્યા. સ્વામીશ્રીના દિવ્ય દેહના દર્શન રામચંદ્રભાઇના બહેનને પણ થયા અને તેમને સ્વામીશ્રીએ કહ્યું 'કાશીબાના કાકાને તેડવા આવ્યા છીએ.' આજ સમયે તેમના કાકા ધામમાં ગયા. એટલે સૌને પ્રતીતિ થઈ કે સ્વામીશ્રી તેમને અક્ષર ધામમાં તેડી ગયા. ભક્તિ નિષ્ઠાનો આવો પ્રબળ પ્રતાપ સ્વામિનારાયણ ભગવાને પ્રવર્તાવ્યો હતો કે પોતાના અનન્ય ભક્તની

નિષ્ઠાના પ્રતાપે તેમના સંબંધીઓને પણ પ્રકૃતિ પુરુષથી પર એવા ભગવાનના પરમ ધામની પ્રાપ્તિ થાય છે !

સ્વામીશ્રી કાર્તિકી પૂર્ણિમાનો સમૈયો બોચાસણ કરી ડભાણ પધાર્યા હતા. નડિયાદથી કાશીબા, વલ્લભભાઈ, સાકરબેન વગેરે સવારમાં સ્વામીશ્રીના દર્શને ડભાણ ગયા. સ્વામીશ્રીના દર્શન કરી નડિયાદ પાછા જતા હતા ત્યારે સ્વામીશ્રીએ કહ્યું, 'ફરી સાંજે આવજો.' તે વખતે શ્રી જેઠીબા પણ ત્યાં જ હતા. એટલે રાત્રે સૌ સ્ત્રીઓને કથાવાર્તા તથા સમાધિના દર્શનનો લાભ થાય, તે માટે સ્વામીશ્રીએ આ આજ્ઞા કરી હતી.

સાંજે ફરી કાશીબા, મણીબહેન તેમના પુત્રી બચુબહેન તથા વલ્લભકાકા વગેરે ડભાણ જવા નીકળ્યા. અડધે રસ્તે ગયા અને અંધારું થઈ ગયું. એટલે સૌને બીક લાગવા માંડી. ત્યારે કાશીબાએ કહ્યું, 'આગળ સ્વામીજી છે અને પાછળ મહારાજ છે માટે બીશો નહિ.' એટલામાં તો એક મોટો તેજનો ગોળો સાથે આગળ ચાલતો હોય તેમ જણાયું અને આખા રસ્તા ઉપર પ્રકાશ પથરાઈ ગયો. આ પ્રમાણે ઠેઠ ડભાણની ભાગોળ સુધી તેજ દેખાયું. પછી તેજ દેખાતું બંધ થયું. પછી સ્વામીશ્રીને ઉતારે સૌ પહોંચી ગયા. ત્યાં વલ્લભકાકાએ સ્વામીશ્રીને કહ્યું 'બાપા ! તમો તો અમારી સાથે હતા અને પાછા અહીં ક્યારે આવી બેસી ગયા ?' ત્યારે સ્વામીશ્રીએ કહ્યું 'એવું ન બોલાય.' એમ કહી જોગી મહારાજને કહ્યું 'આમને પ્રસાદી આપો' એટલે જોગી મહારાજે તેમને પ્રસાદીના લાડુ આપ્યા જે તેમણે ગણ્યા ત્યારે જાણ્યું કે જેટલા તેમની સાથે નડિયાદથી આવ્યા હતા, તેટલા પ્રસાદીના લાડુ જોગી મહારાજે આપ્યા હતા. આ આશ્ચર્ય જોઈ વલ્લભકાકા વિમાસણમાં પડી ગયા કે આ તે જોગી કે સ્વામી !

આ તે જોગી કે સ્વામી ?

× × ×

શ્રીનગરના ભકતરાજ શિવલાલભાઈ પરમાર સ્વામીશ્રીજી પ્રત્યે અનન્ય ભકિતનિષ્ઠાથી જોડાએલા છે. તેમનો આ ભકિતયોગ સ્વામીશ્રીના પ્રસંગને લીધેજ આભારી છે, એમ તેઓ માનતા અને સ્વામીશ્રી પણ તેમની અપૂર્વ શ્રધ્ધાને બળે તેમના યોગ અને ક્ષેમની સદૈવ રક્ષા કરતા.

તેમના પિતાશ્રીને એક રાત્રે સ્વામીશ્રીએ દર્શન દીધા અને કહ્યું, ‘ તમારી મિલકતમાંથી શિવલાલનો ભાગ કેમ કાઢી નાંખ્યો ? ’ પોતાના ભકતને અન્યાય થયો હોવાથી સ્વામીશ્રીના દિવ્ય સ્વરૂપમાં રુદ્રતા જોઈ, શિવલાલભાઇના પિતાશ્રી ગભરાઈ ગયા અને હાથ જોડી સ્વામીશ્રીને કહ્યુ ‘ બાપા ! આપ જેમ કહેશો તેમ કરીશ. ’ એટલે સ્વામીશ્રી અદૃશ્ય થઈ ગયા. બીજે દિવસે શિવલાલભાઇના પિતાશ્રીએ આગલું ‘ વીલ ’ રદ કરી, નવું ‘ વીલ ’ કર્યું. ×

સં. ૨૦૦૧ માં ગોંડળમાં હરિયાગ થયો ત્યારે કાશીબા ગોંડળ ગયા હતા. ત્યાંથી નડિયાદ આવ્યા પછી એકદમ બિમાર પડી ગયા

---

× શ્રી શિવલાલ પરમારને સ્વામીશ્રીનો પ્રથમ પરિચય રહુના ગંકર ભગતે કરાવ્યો અને રાયપુરમાં ભાઇશંકર સોલીસીટરની હવેલીમાં સ્વામીશ્રી ઉતર્યા હતા ત્યાં સ્વામીશ્રીના પ્રથમ દર્શન તેમણે કર્યા. આ વખતે તેઓ દમના વ્યાધિથી પીડાતા હતા. સ્વામીશ્રીએ તેમને સીતોપલાદિ ચૂર્ણની દવા બતાવી, દમનો રોગ આશીર્વાદથી મટાડી દીધો. ત્યાર પછી પથરીનો રોગ તેમને થયો. તે રોગથી પણ તેઓ અશકત થઈ ગયા. પરંતુ ઓંકારજીભાઈ ચૌહાણે તેમને અક્ષર મંદિરની પ્રતિષ્ઠાના સમૈયે આવવા કહ્યું. શિવલાલભાઈને સમૈયે જવાની બહુજ ઇચ્છા હતી. પરંતુ પથરીના દર્દથી ખૂબજ ચિંતાતુર બની ગયા હતા. પરંતુ શ્રધ્ધા હતી એટલે સમૈયા પહેલા થોડા દિવસે પથરી કટકા થઈને નીકળી ગઈ અને તેઓ સમૈયામાં જઈ શકયા.

સ્વામીશ્રીના પ્રતાપનું દર્શન તેમને સંપૂર્ણ થઈ ગયું. સ્વામીશ્રી પણ તેમને એક પછી એક આવતી આપત્તિઓમાંથી ઉગારતા હતા અને પોતાના સ્વરૂપની સંપૂર્ણ દૃઢતા કરાવતા હતા. સં. ૧૯૯૨ ના ગ્રીષ્મમાં તેમને ટાઇફોઇડની ભયંકર બિમારી આવી. અસાધ્ય બિમારીથી જીવનનો અંત આવતો હોય તેમ કાળ ડોકિયા કરવા લાગ્યો. પરંતુ સ્વામીશ્રીએ દર્શન દઈ કાળને નસાડયો અને શિવલાલભાઈને નવજીવન આપ્યું. સ્વામીશ્રીએ આમ પ્રસંગોપાત્ તેમની રક્ષા કરી અને તેમને આધ્યાત્મિક પ્રગતિના પથે મૂકી દીધાં.

અને અંતઅવસ્થા જેવું થઈ ગયું. તેમના પિતા વલ્લભભાઈ આથી ખૂબ રડવા લાગ્યા. તેમને થયું કે 'કાશી ધામમાં જશે તો મારી ચાકરી કોણ કરશે?' આથી કાશીબાએ તેમને ધીરજ આપી અને કહ્યું 'મહારાજ મને તેડવા આવશે તો પણ હું ના કહીશ અને તમો ધામમાં જશો પછી જ હું ધામમાં જઈશ.' તેજ રાત્રે મહારાજ, ગુણાતીતાનંદ સ્વામી તથા સ્વામીશ્રી કાશીબાને તેડવા આવ્યા. ત્યારે તેમણે કહ્યું 'આપ પૃથ્વી ઉપર પ્રગટ બિરાજમાન છો ત્યાં સુધી હું ધામમાં નહિ આવું.' તેમની પ્રગટ પ્રત્યેની અપાર નિષ્ઠા જોઈ, મહારાજ રાજી થયા અને અંતર્ધાન થઈ ગયા.

તેજ રાત્રે સ્વામીશ્રી નડિયાદમાં રામચંદ્રભાઈને ઘેર બિરાજતા હતા. સવારે કાશીબાએ તેમના પિતાને કહ્યું 'સ્વામી અહીં બિરાજે છે તો દર્શને જાઓ.' તેથી વલ્લભભાઈ સ્વામીશ્રીના દર્શને રામચંદ્રભાઈને ઘેર ગયા અને જોયું તો ખરેખર સ્વામીશ્રી ત્યાં સભા ભરીને વિરાજમાન થયા હતા અને સભામાં વાતો કરતા હતા પછી વલ્લભકાકાએ આગલી રાત્રે મહારાજ, ગુણાતીતાનંદ સ્વામી અને સ્વામીશ્રી, કાશીબાને તેડવા આવ્યા હતા તે બધી હકીકત સ્વામીશ્રીને કહી અને કહ્યું 'કાશી તો મારા માટે જ અહીં રહી છે.' એટલે સ્વામીશ્રીએ તેમને કહ્યું 'ડોસા, ધામમાં તો અનંતગણું સુખ છે. તમારે કાશીનું શું કામ છે? સ્વાર્થ પડયો મેલીને મહારાજ સાથે ચાલી નીકળો.' પરંતુ આ લોકનું મમત્વ જલ્દી નથી છૂટતું કારણકે ભગવાનની માયા વજ્રસાર જેવી છે.

× × ×

નડિયાદમાં લાખાવાડમાં રહેતા ગંગાબાને (મુક્તરાજ દાદુભાઈના ભાભી) ક્ષય થયો હતો. કાશીબાએ તથા દિવાળીબાએ તેમને સ્વામિનારાયણ ભગવાન જે વર્તમાનકાળે સ્વામીશ્રી દ્વારા પ્રગટ છે તેમનો આશ્રય લેવા કહ્યું. ત્યારબાદ સ્વામીશ્રી નડિયાદ પધાર્યા ત્યારે તેમને કહેરાવ્યું કે 'આ ગંગાને ક્ષય મટાડો.' એટલે

સ્વામીશ્રીએ ભાઈલાલભાઈને કહ્યું કે, 'તમો દવા કરો અને અમે આશીર્વાદ આપીએ. મહારાજ મટાડી દેશે.' સ્વામીશ્રીના આશીર્વાદથી તેમને ધીરે ધીરે સારું થઈ ગયું.

થોડા દિવસો બાદ તેમના ભાઈને ઘેર બામણગામ ગંગાબા ગયા અને ત્યાં સ્ત્રીઓના મંદિરમાં સ્વામીશ્રીનો મહિમાની ખૂબ વાતો કરી. આથી અસદ્‌ગતિને પામેલી સાંખ્યયોગી ડોશી રેવાબા, આ ભૂત યોનિમાં રહીને પણ સ્વામીશ્રીનો મહિમા ન સહન કરી શકી અને ગંગામાં પ્રવેશ કરી તેમને અનેક પ્રકારે દુઃખ દેવા લાગી. આ અસહ્ય યાતનામાં તેમનું આંખોનું તેજ હરાઈ ગયું. કાશીબાએ સ્વામીશ્રીને આ હકીકત કહેવરાવી. એટલે સ્વામીશ્રીએ પુષ્પ મોકલ્યા અને કહ્યું, 'પાણીમાં નાંખી આંખે ચોપડજો. મટી જશે. અગિયાર મહાપૂજા અક્ષર મંદિરમાં કરાવજો.' થોડા દિવસે તેમને તદ્દન આરામ થઈ ગયો.

તેજ અરસામાં વસંતનો પ્રથમ સમૈયો અટલાદરા થવાનો હતો. તે સમૈયે આવવાની ગંગાબાને તીવ્ર ઇચ્છા હતી. પરંતુ તેમની પાસે ગાડીભાડાની એક પાઈ પણ ન હતી. તેમજ તેમના ભાઈ અથવા બા આપે તેમ પણ ન હતું. આથી બામણગામથી અટલાદરા જવા ચાલતા નીકળ્યા. ભાઈલી નજીક આવ્યા પછી રસ્તો ભૂલ્યા. માર્ગમાં ચોર મળ્યા, બીક ઘણીજ લાગવા માંડી પણ સ્વામીશ્રીને સંભાર્યા એટલે તુરતજ સ્વામીશ્રીએ દિવ્ય સ્વરૂપે દર્શન દીધાં. ચોર નહાસી ગયા અને સ્વામીશ્રી આગળ ચાલવા લાગ્યા. ગંગાબા પાછળ ચાલે. એમ રાત્રે દસ વાગે અટલાદરાના ઝાંપે સ્વામીશ્રી તેમને મૂકી અદૃશ્ય થઈ ગયા. જયંતિનો સમૈયો તો ઉજવાઈ ગયો હતો એટલે આટલા મોડા આવવા માટે કાશીબાએ તેમને ઠપકો આપ્યો ત્યારે તેમણે રડતા રડતા તમામ હકીકત કહી.

× × ×

સં. ૨૦૦૪ ના ભાદરવા માસમાં અમદાવાદમાં શ્રી વસંતરાય પંડયાએ પોતાને બંગલે સમાધિસ્થ શ્રી મણીબહેનને તેડાવ્યા. મણીબહેન મુંબઈથી તેમની સાથે જરબાનુ મિસ્રી તથા બીજી પારસી બહેનો સાથે અમદાવાદ આવ્યા. વસંતરાયભાઈએ આ વખતે આ સમાધિ પ્રકરણને જાહેર જનતા સમક્ષ મૂકવાનું નક્કી કર્યું હતું. તેથી પોતાને બંગલે મણીબહેન સમાધિમાં બેસતા તે અંગે તેમણે તેમના ઘણા મિત્રો, મીલ માલિકો, પ્રોફેસરો વગેરેને જાણ કરી.

ધીરે ધીરે તેમને બંગલે સમાધિના દર્શન માટે મુમુક્ષુઓની ઠઠ જામવા લાગી. મણીબહેનના પુત્ર બાબુભાઈ ધીમી અને મીઠી હલકે કીર્તનો ગવરાવે, હરિભક્તો તે ઝિલે અને મહારાજ તેથી પ્રસન્ન થઈ સમાધિદ્વારા અનેક પ્રકારના આશ્ચર્યો બતાવે. મહારાજને પોતાનું પ્રગટપણું દરેક મુમુક્ષુઓને જણાવવું જ હતું અને તેથી મણીબહેન જેને ઘેર જમવા જાય, ત્યાં મહારાજ સાક્ષાત્ થાળ જમે. આમ સમાધિ દ્વારા માળા, કંઠી, કંકુ, સફરજન, લીલી દ્રાક્ષ આદિ ફળો,બદામ, સાકર વગેરે પ્રસાદી મહારાજ આપવા લાગ્યા. ધીરે ધીરે વસંતરાયભાઈનો વિશાળ બંગલો મુમુક્ષુઓની મેદિની માટે નાનો પડવા લાગ્યો. આથી શ્રી ઠાકોરલાલ મુન્શાના વિશાળ બંગલામાં સમાધિનો કાર્યક્રમ યોજ્યો.

અહીં શ્રી મુન્શા તથા તેમના કુટુંબે સમાધિના દર્શન કરવા આવનાર મુમુક્ષુઓ માટે સુંદર સગવડ કરી દીધી. પોતે પણ રોજ સમાધિ કાર્યક્રમમાં ભાગ લેવા લાગ્યા. સ્વામીશ્રીના અપૂર્વ પ્રતાપથી થતી આ કૃપા સમાધિથી, તેમને સ્વામીશ્રી વિષે ખૂબ જ ભક્તિભાવ થયો. તેમની ૯ વર્ષની પુત્રી નયનાને સમાધિ થઈ. ધીરે ધીરે નયનાની બે બહેનપણીને, શ્રી મુન્શાના ગૃહપત્ની લીલાબહેનને તથા તેમના નોકરને, એમ પાંચ જણાને સમાધિ થવા લાગી. સ્વામીશ્રી તેમને વૈકુંઠ તથા ગોલોકના દર્શન કરાવે. ગોલોકમાં

દૂધ પાય, પ્રસાદી આપે, એમ આનંદ કરાવવા લાગ્યા. ગોલોકમાં શ્રીકૃષ્ણની સાથે સાથેજ નયના તથા તેની બહેનપણી વાંસળી વગાડે, તે તેમની એ પ્રકારની ચેષ્ટાથી પ્રેક્ષકવર્ગને જણાય, એટલુંજ નહિ પરંતુ તે સુંદર વાંસળીનો મધુર ધ્વનિ પણ આખી સભામાં સંભળાય. વળી તેમના મંદિરમાં બિરાજેલ રાધાકૃષ્ણની મૂર્તિમાંથી શ્રી રાધાજી માથે બેડલું મૂકી જમુનાના નીર ભરવા જાય, તેવા દર્શન પણ એ બહેનોને થાય અને એ બેડામાં હાથ નાંખી જુદી જુદી પ્રસાદી પણ નયના બહેન સભામાં સૌને આપે. આવા અનેક પ્રકારના આશ્ચર્યો, સુન્શાને બંગલે સ્વામીશ્રીના પ્રતાપે મણી બહેન, તેમની સમાધિ દ્વારા સૌને બતાવવા લાગ્યા. કોઈપણ બહેન ધ્યાનમાં બેસે અને શ્રી મણી બહેન તેમના માથા ઉપર હાથ મૂકે કે તુરત જ તે બહેનને સમાધિ થાય. આવું અતિ અદ્દભુત આશ્ચર્ય શ્રીજી મહારાજે અક્ષર પુરુષોત્તમની નિષ્ઠા સૌને દૃઢ કરાવવા, વહેતું મૂકયું.

મણીબહેનની સાથે સાથે શ્રી પંડયાની પુત્રી ચંદ્રિકાબહેનને તથા શ્રી સોમનાથ બી. ભટ્ટની પુત્રીને તથા તેમની બંને પુત્ર વધૂઓને, શ્રી જગ્બાનુ બહેનને, મારફતિઆ કુટુંબના શ્રી સુન્નાબહેનને પણ સમાધિ થવા લાગી. પુરુષોમાં શ્રી વસંતરાય પંડયાને, શ્રી નૌશિર મારફતિઆના ભાણેજને, શ્રી વાડિયા વગેરેને પણ સમાધિ થવા લાગી. શ્રી જયંતિલાલ શોધનને (શ્રી લક્ષ્મી કોટન મીલના માલિક) બંગલે પણ સમાધિ પ્રકરણ ચલાવ્યું. ત્યારે ત્યાં બે બહેનોને, તેમજ જૈન ધર્મની બે બહેનોને, પણ સમાધિ થવા લાગી. શ્રી લાખિયા (ઇન્કમટેક્ષ ઓફિસર) ને ત્યાં પણ મીના, સુધા, માલતીબહેન તથા તેમના બાને સમાધિ થવા લાગી. આ રીતે શ્રીજી મહારાજ પોતાનું પ્રગટપણું તથા સર્વાવતારીપણાની સૌને પ્રતીતિ સમાધિદ્વારા કરાવવા લાગ્યા. જે જે સમાધિમાં જાય તેમને તેમના ઇષ્ટદેવના દર્શન થાય અને ઇચ્છિત પ્રસાદી પણ પ્રાપ્ત

થાય. આ રીતે મહારાજ પોતાનો પ્રૌઢ પ્રતાપ તથા સ્વામીશ્રી દ્વારા પ્રગટપણું, સૌને જણાવવા લાગ્યા. વળી વસંતરાયની પુત્રી ચંદ્રિકા તથા ઠાકોરલાલ મુન્શાની પુત્રી, જેઓ યશલક્ષ્મી ગર્લ્સ સ્કૂલમાં ભણતા હતા, તેમને નિશાળના ચાલુ વર્ગમાં સમાધિ થવા લાગી. તેમના વર્ગમાં સાથે ભણતી બીજી ૨૫–૩૦ બાળાઓને પણ સમાધિ થવા લાગી. આમ દિવ્ય આશ્ચર્યનો મહાસમુદ્ર રેલાવા લાગ્યો.

પછી તો જેમ મત્સ્યાવતાર વધ્યા અને માટલામાં નાંખ્યા ત્યારે માટલું નાનું પડયું અને ફાટયું, અને પછી તળાવમાં નાંખ્યા ત્યારે તળાવ ફાટયું, તેમ હવે તો મુન્શા શેઠનો બંગલો પણ જન સમુદાય માટે નાનો પડવા લાગ્યો. તેથી શ્રી નૌશિર મારફતિઆએ, પારસી કોલોનીમાં આવેલ તેમના વિશાળ બંગલાના કંપાઉન્ડમાં મોટો મંડપ બંધાવી, ઇલેકટ્રીક લાઈટ, લાઉડ સ્પીકર, ઉંચુ પ્લેટફોર્મ વગેરે સજાવી, સમાધિનો કાર્યક્રમ ગોઠવ્યો. જન સમુદાયને જાહેર આમંત્રણ છાપાઓ દ્વારા આપ્યું. સમાધિનો કાર્યક્રમ સાંજના ૮ થી રાખવામાં આવ્યો. પરંતુ જન સમુદાય તો સાંજના ૬ થી ધીરે ધીરે આવવા લાગ્યો. સાંજના આઠે તો મંડપ ચિકાર થઇ ગયો અને ઊભા રહેવાની પણ જગ્યા રહી નહિ. આ સમાધિ દર્શનનો લાભ લેવા, બહેચરદાસ મીલવાળા શેઠ દુર્ગા પ્રસાદ લશ્કરી, ભાલકીયા મીલવાળા શેઠ નરોત્તમદાસ, શેઠ ઠાકોરલાલ મુન્શા, શેઠ નારાયણભાઈ, દીવાન બહાદુર લાખિયા શેઠ, રાવબહાદુર ડાહ્યાભાઈ આદરભાઈ, શેઠ અમૃતલાલ બી. ભટ્ટ, ગુજરાત સમાચારના તંત્રી શ્રી ઈન્દ્રવદન ઠાકોર, સેશન્સ જજ શ્રી. સી. જે. ભટ્ટ, તેમજ ભકતરાજ પુનિત મહારાજ, ભજનાનન્દી મહારાજ, જામનગરવાળા શેઠ ચીનુભાઇ તથા શેઠ પોપટલાલભાઈ આદિ ઘણા સંભાવિત ગૃહસ્થો આવ્યા હતા.

કાર્યક્રમની શરૂઆત શ્રી બાબુભાઈ સોમનાથ પટેલે, આંમલી-પોળની યુવક ભજનમંડળીના સુંદર ભજનોથી કરી. બાબુભાઇએ

પણ સુંદર હલકથી ભજનો ગાયા. ધીરે ધીરે મણીબહેનને સમાધિ થઇ. તેમની સાથે જ શ્રી નૌશિર મારફતિઆની ભાણેજ સુન્નુબહેનને પણ સમાધિ થઇ. તેમને પ્રથમ જરથુસ્તના દર્શન થયા. ત્યાર પછી શ્રી કૃષ્ણ ભગવાનના દર્શન થયા અને વિવિધ પ્રસાદી મળી. આ દિવ્ય આશ્ચર્ય સૌ અતિ અદ્‌ભુત ભાવથી જોઈ રહ્યા. મહારાજની કૃપા આ પારસી કુટુંબ ઉપર પણ વધી. શ્રી મારફતિઆએ જાહેર જનતાને કહ્યું 'શ્રી મણીબહેન પાંચ દિવસ વધુ રોકાય તો આવતી કાલે હજુ વધુ મોટો મંડપ બાંધી શ્રીજી મહારાજની આ દિવ્ય કૃપા સમાધિના દર્શનનો લાભ જનતાને અપાવવાની મારી ઇચ્છા છે.' શ્રી મણીબહેને તેમના આગ્રહને વશ થઈ વધુ રોકાવાનું કબૂલ કર્યું.

બીજે દિવસે મંડપ વધુ મોટો બંધાયો અને જાહેર જનતાને આમંત્રણ આપ્યું. આજના સમાધિના કાર્યક્રમથી અને મહારાજની અદ્‌ભુત કૃપાથી દિવ્યતાના દર્શન કરી, કૃતાર્થ થએલી જનતા બીજે દિવસે વધુ ઉમટી. સાંજના સાત સુધીમાં તો મંડપ ચિકાર થઈ ગયો. ધૂન્ય અને ભજન સુંદર સૂરાવલિમાં શરુ થયાં. સમાધિસ્થ શ્રી મણીબહેનને તો સમાધિ સિદ્ધ હતી. મહારાજનું ધ્યાન કરે કે તુરતજ સમાધિમાં તેઓ જતા. તેમની સાથે શ્રી જરણાનુ બહેન, સુન્નુબહેન, નયનાબહેન, ચંદ્રિકાબહેન વગેરેને સમાધિ થઈ. તેમજ બીજી કેટલીક બહેનો જે સમાધિના દર્શન કરવા આવી હતી તેમને પણ સમાધિ થઈ. પ્રેક્ષક વર્ગમાં કેટલાક પુરુષોને પણ સમાધિ થઈ અને જુદા જુદા લોક અને ધામના તથા તે ધામના અધિષ્ઠાતા દેવના દર્શન થયા. પ્રસાદી પણ પુષ્કળ પ્રમાણમાં આવી. એ વખતે વરસાદે લંબાવ્યું હતું. તેથી પ્રેક્ષકવર્ગના કેટલાક ભાઇઓએ પૂછ્યું 'વર્ષાદ ક્યારે થશે?' ત્યારે મણીબહેનના પુત્ર શ્રી બાબુભાઈએ રસિકભાઇ પટેલ રચિત 'વાદળી ઉતરજે ઘેલાને તીર' એ કીર્તન ભાવવાહી રીતે ગાયું. ત્યારબાદ સમાધિસ્થ શ્રી મણીબહેન દ્વારા ઉત્તર મળ્યો કે 'સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજ

એક બે દિવસમાં અમદાવાદ પધારશે ત્યારે વર્ષાદને સાથે તેડતા આવશે. તમો સૌ ધીરજ રાખો.' ત્યારબાદ શેઠશ્રી ચંપકભાઈ બેંકર, શ્રી મગનભાઈ નરસિંહભાઈ પટેલ, શ્રી ખેંગારજીભાઈ ચૌહાણ વગેરેએ શ્રી અક્ષર પુરુષોત્તમની ઉપાસના, સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજનું દિવ્ય સ્વરૂપ વગેરે ઉપર મનનીય પ્રવચનો કર્યા અને આ સમાધિ સ્વામીશ્રીની કૃપાથી જ થાય છે, તેમ જણાવ્યું. આથી ત્યાં આવેલ તમામને સ્વામીશ્રીના દર્શનની ઈચ્છા થઈ. બે ત્રણ દિવસ બાદ સ્વામીશ્રી અમદાવાદ પધાર્યા ત્યારે હજારો માણસોએ તેમના દર્શનનો લાભ લીધો. વર્ષાદ પણ તેમની સાથે જ આવ્યો અને સમાધિની દિવ્ય વાણી સત્ય ઠરી.

ભક્તરાજ શ્રી પુનિત મહારાજે ભગવાનની આ દિવ્ય લીલાને ભક્તિભાવ પૂર્વક નિહાળી, પોતાના પૂનિત આશ્રમમાં આ દિવ્ય લીલાને રેલાવવા માટે મણીબહેનને આમંત્રણ આપ્યું. બીજે દિવસે મણીનગરમાં આવેલા એ પૂનિત આશ્રમમાં માનવ મહેરામણ ઉભરાયો. આશરે દશેક હજાર ભક્તો આવ્યા. આ મહાન સમુદાય વચ્ચે ભજનોની સુંદર શરૂઆત પછી શ્રી મણીબહેનને સમાધિ થઈ. મહારાજે પૂનિત મહારાજની ભક્તિથી પ્રસન્ન થઈ લીલા દ્રાક્ષનો તાજો ઝુમખો પ્રસાદીમાં આપ્યો. તેમજ તાજી કેરી, કંઠી તથા માળા પણ આપ્યા. તે દરમ્યાન પૂનિત આશ્રમના ત્રણ ચાર સાધકોને પણ સમાધિ થઈ અને શ્રી કૃષ્ણના દર્શન થયા. આમ મહારાજે પોતાનું પ્રગટપણું બતાવ્યું. પૂનિત મહારાજને સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજનો અપૂર્વ મહિમા સમજાયો. અવ્યકત અને સર્વ વ્યાપક ભગવાન આજે સ્વામીશ્રી દ્વારા આ બ્રહ્માંડમાં પ્રગટપણે બિરાજમાન છે, એ સનાતન સત્ય, શ્રીજી મહારાજે પોતાના ઐશ્વર્યથી સૌને સમજાવ્યું.

× × ×

વડોદરા, જીલ્લાના સારીંગ ગામના વતની મુક્તરાજ શ્રી મનુભાઈ જગ્નેશ્વર ઠાકર સ્વામીશ્રીના અનન્ય શિષ્ય હોવાથી સ્વામીશ્રીનો સમાગમ કરવામાં, તેમની સેવા કરવામાં, તેમને પોતાને ગામ તેડાવી ઉત્સવો ઉજવવામાં, સગાવહાલા કુટુંબીઓ, ગામ લોકો કે બીજા રાગ દ્વેષવાળા પરધર્મીઓ તરફથી ગમે તેટલી ઉપાધિ આવે, તો પણ તે ન ગણતાં પોતાનું ધન, ધામ, કુટુંબ પરિવાર સ્વામીશ્રીની સેવામાં ન્યોછાવર કરી દીધું હતું.

સં. ૨૦૦૬ ના પોષ માસમાં તેમણે સારીંગમાં પારાયણ શરુ કર્યું. આગળ સ્વામીશ્રીની પધરામણી પ્રસંગે કેટલાકે રાગ દ્વેષથી ઉપાધિ કરવાની ઇચ્છાથી, સરકારમાં જાહેર કર્યું કે 'ફુડ કંટ્રોલ એક્ટ'નો મનુભાઇએ ભંગ કર્યો છે અને ૨૫ થી વધુ માણસો જમાડયા છે. આથી આ પ્રસંગમાં મનુભાઈ ને તથા તેમને સાથ આપનાર રાજભૂષણ મૂળજીભાઈ છગનલાલ ભટ્ટ, સોમેશ્વર નાથાભાઈ, અંબાલાલ શેઠ, પટેલ દેસાઈભાઇ છગનલાલ, માત્રોજના ભીખાભાઈ દલસુખભાઈ તથા વિઠ્ઠલભાઈ મથુરભાઈ, આ છ મુક્તોને આરોપી ઠરાવ્યા.

કરજણમાં આ કેઇસ પાંચ માસ સુધી ચાલ્યો અને અંતે આ છ મુક્તોને દરેકને બબ્બે માસની સજા તથા રૂ. ૫૦)નો દંડ થયો. વિરોધીઓ આથી હરખાયા અને કહેવા લાગ્યા 'કેવું ફળ કાઢયું ?' પરંતુ સ્વામીશ્રીની અમોઘ શક્તિની તુલના કરવી એ સહેલું ન હતું. આ છ મુક્તો તો મહારાજે કર્યું તે સારું જ કર્યું છે, તેમ માની સદા આનંદમાંજ રહ્યા. કેસની અપીલ વડોદરા કચેરીમાં કરી.

વડોદરાના તે સમયના ન્યાયાધીશ શ્રી સુધાલકરની કચેરીમાં કેઇસ ચાલવાનો હતો. મનુભાઇના માતુશ્રીને પોતાના એકના એક પુત્ર માટે ચિંતા હતી. જેલમાં જવું પડે તો આબરુ જાય એ દુઃખ તેમને હતું. મનુભાઇને તો જ્યાં રહીશું ત્યાં હરિભજન કરીશું,

એવો ભાવ હતો એટલે તેમને કશી ચિંતા હતી નહિ બીજા પાંચ આરોપીઓ પણ સ્વામીશ્રીના આશીર્વાદથી બળમાં હતા.

સં. ૨૦૦૫ ના શ્રાવણ સુદ ૧૦ ની રાત્રે મનુભાઈના માતુશ્રી રાત્રે ચિંતાથી મોડે સુધી જાગતા હતા. મનુભાઈ મેડે સૂતા હતા. કેઈસ એક બે દિવસમાં નીકળવાનો હતો. એટલામાં સ્વામીશ્રી દિવ્ય સ્વરૂપે મનુભાઈના માતુશ્રી પાસે પધાર્યા સ્વામીશ્રીના દિવ્ય દર્શનથી મનુભાઈના બા દિગ્મૂઢ થઈ ગયા! તેઓ ડર હઠી ગયા. ત્યારે સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યુ 'તમો ફિકર કરશો નહિ મનુભાઈ તથા બીજા પાંચે ભક્તો નિર્દોષ છૂટી જશે કચેરીમાં હું જાતે જ જઈશ' મનુભાઈના માતુશ્રીને થયુ કે આ તે સ્વપ્ન છે કે જાગ્રત અવસ્થા છે? તેમણે આંખો ચોળી, ફરી વિચાર કર્યો તો પણ એ જ રમ્ય દિવ્ય સ્વામીશ્રીની મૂર્તિ તેમની સામે અભયકર શાખી હસતી હસતી ઊભી હતી પછી સ્વામીશ્રીને નમસ્કાર કર્યા મનુભાઈ માટે પ્રાર્થના કરી પછી તેમણે કહ્યુ 'અમારી બાજુમાં એક ડોસી છે, તે જાગરના દુખથી પીડાય છે. તેનુ દુખ ટાળો.' ત્યારે સ્વામીશ્રીએ કહ્યુ, 'તમોએ તેને માટે પ્રાર્થના કરી એટલે તેને એક બે દિવસમા ધામમા તેડી જઈશું' એટલુ કહી સ્વામીશ્રી અદૃશ્ય થઈ ગયા ડોસીમા જોઈ જ રહ્યા તેમના આનંદનો પાર ન રહ્યો ઉપરથી મનુભાઈને જગાડ્યા અને આ દિવ્ય દર્શનની વાત કરી મનુભાઈ તો જાણતા જ હતા કે સ્વામીશ્રીના આશીર્વાદ છે, એટલે વાંકો વાળ થવાનો નથી કેઈસની સૂનાવણીના દિવસે કચેરીમા ન્યાયાધીશ શ્રી સુધાલકરે છ એ આરોપીને નિર્દોષ ઠરાવી છોડી મૂક્યા! ધન્ય છે મનુભાઈની ભક્તિને!*

× × ×

* સત્સંગની પારાયણ પ્રસંગે ડીંગુચાના મુકરાજ મણીલાલ ભટના પુત્ર ચંદ્રકાંતને જોઈ સ્વામીશ્રીએ પૂછ્યુ 'આ કોના સેવક?' ત્યારે મનુભાઈએ હાથ જોડી કહ્યુ 'મણીભાઈના એક જ છે' એટલે સ્વામીશ્રીએ હસીને કહ્યુ, 'બેક જોઈએ' સ્વામીશ્રીના આશીર્વાદથી મણીભાઈને ત્યાં બીજે વર્ષે પુત્ર જન્મ થયો.

કરાંચીમાં ધંધાર્થે રહેતા શ્રી ચંદ્રકાંત મોહનલાલ અઢિયા સ્વામીશ્રીના અનન્ય ભક્ત હતા. નાની ઉંમરમાંથી સ્વામીશ્રી સાથે પ્રેમ ભક્તિથી જોડાએલ ચંદ્રકાંતભાઈએ સ્વામીશ્રી કરાંચી પધાર્યા ત્યારે પ્રાર્થના કરી 'દયાળુ ! આ ભાઈલાલભાઈને સમાધિ થાય છે તો મને પણ સમાધિ કરાવો.' એટલે સ્વામીશ્રીએ તેમને હસતા હસતા કહ્યું 'તમને પણ દર્શન થશે.' આ આશીર્વાદ પછી તેમને કરાંચી છોડી રાજકોટ આવવું પડ્યું. અહીં આવ્યા પછી તેઓ ગોંડળમાં અક્ષર મંદિરે દર્શને આવ્યા. યોગીજી મહારાજ મહાપૂજામાં બિરાજ્યા હતા. તે વખતે ચંદ્રકાંતભાઈએ તેમને જે સમાધિની ઈચ્છા રહી હતી તે, યોગીજી મહારાજને કહી અને પ્રાર્થના કરી 'મને મહારાજના દર્શન કરાવો.' દયાળુ યોગીજી મહારાજે તેમના વાંસામાં આશીર્વાદનો ધપ્પો માર્યો અને કહ્યું 'જાઓ ઘનશ્યામ મહારાજ દર્શન દેશે.'

સાંજે સંધ્યા આરતી સમયે ચંદ્રકાંતભાઈ મંદિરમાં દર્શન કરવા ગયા. યોગીજી મહારાજ પણ ત્યાં દર્શન કરતા હતા. ઘનશ્યામ મહારાજની મૂર્તિના દર્શન કરતાં, ચંદ્રકાંતભાઈએ યોગીજી મહારાજ સામું જોયું એટલે યોગીજી મહારાજે હસતા હસતા વાંસામાં આશીર્વાદનો ધપ્પો માર્યો. ચંદ્રકાતભાઈને તુરત જ અમાયિક દિવ્ય અક્ષરધામના દર્શન થયા ! ઘનશ્યામ મહારાજની મૂર્તિમાંથી અતિશય તેજ નીકળ્યું. તેજ તેજના અદ્‌ભુત પ્રવાહમાં દિવ્ય સિંહાસન ઉપર તેમણે શ્રીજી મહારાજ તથા અસંખ્ય મુક્તો, સ્વામીશ્રી, યોગીજી મહારાજ, નિર્ગુણદાસ સ્વામી વગેરેનાં દર્શન થયા. તેમને તો આનંદ આનંદ થઈ ગયો. મહારાજે તેમને હસતા હસતા ઠપકો આપતા કહ્યું, 'ભગવાનના ભક્તે ઐશ્વર્ય ન ઈચ્છવા એમ વચનામૃતમાં નથી કહ્યું ?' ત્યારે તેમણે હાથ જોડી ક્ષમા માગતા કહ્યું, 'દયાળુ ! મારામાં એટલી કાચપ છે. એટલો

હું સકામ ભક્ત છું ' આથી મહારાજ રાજી થયા અને તેમને કહ્યું, ' ગઢડામાં જે નવું મંદિર થાય છે ત્યાં તન, મન અને ધનથી સેવા કરજે અમો ત્યાં પ્રગટ બિરાજમાન છીએ માટે સૌને આ વાત કરજે અને સૌ પાસે સેવા કરાવજે ' એટલું કહીને તેમને જવાની આજ્ઞા આપી તુરત જ તેઓ સ્થૂળ દેહમાં આવ્યા અને સૌને તેમને સમાધિમાં થએલા દિવ્ય દર્શનની વાત કરી "

× × ×

શ્રીમતિ જરબાનુ સોરાબજી મિસ્ત્રી પારસી કુટુંબના ખૂબજ સંસ્કારી બહેન છે પરમાત્માની શોધ માટે તેઓ ઘણુંજ ફર્યા હતા ઘણાનો સમાગમ કર્યો હતો અંતરમાં શુદ્ધ મુમુક્ષુતા હતી, તેથી પોતાના આત્મસ્વરૂપને જાગ્રત કરી, તેમાં પરમાત્મ સ્વરૂપને પ્રગટ કરે તેવા પુરુષ માટેની તેમની ખોળ હતી એટલે તેમને કોઈપણ સ્થળે આવા પુરુષ મળ્યા નહિ અને સંતોષ પણ પણ થયો નહિ સને ૧૯૪૭ની સાલના એક ધન્ય દિવસે મુંબઈમાં અમદાવાદવાળા સમાધિસ્થ શ્રી મણીબહેન જેઓ ' માતાજી ' ના સૂચક નામે ઓળખાય છે, તેમનો તેમને પ્રસંગ થયો માતાજીએ તેમને સ્વામિનારાયણ ભગવાનના સ્વરૂપની વાત કરી, તેમની મૂર્તિ આપી અને કહ્યું ' અનંત બ્રહ્માંડોના આધાર, કારણ અને અંતર્યામીસ્વરૂપે સર્વ બ્રહ્માંડોમાં વ્યાપક શ્રી સ્વામિનારાયણ ભગવાન છે તેમના સાક્ષાત્ સંબંધવાળા સ્વામીશ્રી છે આ સ્વામીશ્રી દ્વારા, સ્વામિનારાયણ ભગવાન ઓળખાય છે, સેવાય છે અને પમાય છે માટે એ નિષ્ઠા દૃઢ કરશો તો તમારો સંકલ્પ પૂરો થશે ' જરબાનુ બહેનને માતાજીની સ્વરૂપનિષ્ઠાની વાતથી શાંતિ થઈ તેમને થયું માતાજીની વાતો સાંભળ્યા જ કરીએ માતાજીએ તેમને સ્વામિનારાયણ ભગવાનની અને સ્વામીશ્રીની મૂર્તિઓ આપી અતિ દુર્લભ વસ્તુ, આજે ઘણા વર્ષોની ખોજ પછી પ્રાપ્ત કરી જરબાનુ બહેન ઘેર ગયા

* નામિ પ્રકાશ વર્ષ ૧૩ અંક ૧ લો લે ચમત અઢિયા

તેજ રાત્રે ઘેર ગયા પછી તેમને વિચાર થયો 'શું સ્વામિનારાયણ ખરેખર ભગવાન હશે ? માતાજીની વાત સાચી હશે ?' પરંતુ એ વિચાર તેમના મનમાં સ્થિર થાય તે પહેલાં તો અતિ દિવ્ય શીતળ પ્રકાશમાં સર્વોપરી શ્રી સ્વામિનારાયણ ભગવાને તેમને દર્શન દીધાં. મંદ મંદ હાસ્ય કરતી આ દિવ્ય મૂર્તિ તેમના તરફ અનિમીષ દૃષ્ટિએ રહી. અભયવચનના આશીર્વાદ આપતો અભય કર કર્યો અને પછી અદૃશ્ય થઈ ગઈ. જરબાનુ બહેનની સંશય ગ્રંથી નિર્મૂળ થઇ ગઈ. તેમને શ્રદ્ધા દૃઢ થઈ અને રોજ માતાજીનો સમાગમ કરવા જવા લાગ્યા.

સાધન દશામાં ઝડપથી આગળ વધતાં જરબાનુ બહેનને એક દિવસ એમ સંકલ્પ થયો કે 'વિચાર અને વર્તનમાં હું શુદ્ધ છું અને જો તેમજ હોય તો જેમ માતાજીને સમાધિ થાય છે અને પ્રસાદી મળે છે તેમ મને પણ મળે !, આ સંકલ્પને દૃઢ કરી તેમણે સ્વામીશ્રીને પ્રાર્થના કરી. શુદ્ધ મુમુક્ષુને કેવળ કલ્યાણના માર્ગે આગળ લઈ જવા, સ્વામીશ્રીએ તેમની પ્રાર્થના સ્વીકારી અને તેમને પણ સમાધિદ્વારા દર્શન અને પ્રસાદીનું સુખ મળવા લાગ્યું.

આત્યંતિક કલ્યાણના આ સનાતન શુદ્ધ માર્ગની વિશિષ્ટતા તેમને સમજાવા લાગી ધીરે ધીરે તેમને પ્રતીતિ થતી ગઈ કે આત્યંતિક કલ્યાણ અથવા તો જીવને માયાના આવરણથી શુદ્ધ કરી, બ્રહ્મરૂપ કરી પરમાત્માના અખંડ સંબંધને પમાડવા માટે, આજે આજ એક માર્ગ વિદ્યમાન છે. ઘણા મંદિરો છે, ધર્માચાર્યો છે, ગુરુઓ છે, ધર્મ છે પરંતુ સર્વોપરી ભગવાનના સાક્ષાત્ સંબંધવાળા સ્વામીશ્રી જેવા સંતપુરુષ કયાંઈ નથી. તેમનો સંબંધ નથી તો, આત્યંતિક કલ્યાણની શકયતા નથી. આવા અદ્વિતીય માર્ગની પ્રાપ્તિ તેમને થઈ, તેથી બીજા બધા માર્ગોનું આલંબન છોડી તેમના સ્વજનો પણ આ માર્ગે આવે તેવો તેમને સંકલ્પ થયો. સ્વામીશ્રીની મૂર્તિ પાસે આવી તેમણે પ્રાર્થના કરી

'હે ભગવાન ! છાપરા તળે એક સાથે રહીને ધણીનું ધાન ખાઈને આ દેહ ટકાવું છું. તે જ ધણી તો મારા કાર્યથી નારાજ થાય તો હે મહારાજ ! એ ભક્તિમાં શું મઝા ? મારી ઈચ્છા છે કે હું મારા ધણીનો હાથ ઝાલીને તેની સાથે જ તારા દરબારમાં આવું, બચ્ચાંઓ તો આપો આપ આવશે.' શુદ્ધ ભાવથી અને કેવળ કલ્યાણ માટે જ કરેલી આ પ્રાર્થના, મહારાજે સાંભળી અને લગભગ છ મહિનામાં તો તેમનું આખું કુટુંબ માળા જપતું થઈ ગયું, આજે તો સત્સંગમાં ડોશિયું કલ્યાણ કરશે, અનાદિ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીનું વચન સત્ય થવા લાગ્યું.

માતાજીને ઘેર આ કુટુંબ સમાગમનો લાભ લેવા જવા લાગ્યું. એક દિવસ તેના પુત્રવધૂ શ્રીમતિ હિલ્લાં બહેનને માતાજીને ઘેર ધ્યાનમાં બેસતા ગુણાતીતાનંદ સ્વામીની મૂર્તિમાંથી સાક્ષાત્ સ્વામીનાં દર્શન થયા. તેમના આનંદનો પાર ન રહ્યો.

જરબાનુ બહેન તેમની સ્વામીશ્રીજી પ્રત્યેની ભક્તિનિષ્ઠામાં ખૂબ જ પ્રગતિ કરી રહ્યા હતા. મહારાજ પણ તેમના સંકલ્પો સિદ્ધ કરવા લાગ્યા. એક દિવસ તેમને ઘેર માતાજી પધાર્યા હતા અને ઠાકોરજીના મંદિર આગળ ધૂન્ય ભજન ચાલતા હતા. જરબાનુ બહેને આ અગાઉ સંકલ્પ કર્યો હતો કે, 'જો ચોખ્ખું માખણ મળે તો ભગવાનને ધરાવીએ.' તેમનો સંકલ્પ મહારાજ પાસે પહોંચી ગયો હતો. મહારાજે તેમની ભક્તિથી વશ થઈ માખણ જમી લીધું અને આ પ્રસંગે તે પ્રસાદીનું માખણ માતાજીને સમાધિદ્વારા પ્રસાદમાં આપ્યું. લગભગ અર્ધો શેર જેટલું શુદ્ધ માખણ મહારાજે પ્રસાદીમાં, તેમને સંકલ્પ જાણી આપ્યું. તેથી જરબાનુ બહેના આનંદનો પાર ન રહ્યો.

ધીરે ધીરે આપણા મંદિરોમાં સમૈયા ઉત્સવમાં જરબાનુ બહેન માતાજી સાથે જવા લાગ્યા. આ પ્રમાણે જેમ દૂધમાં સાકર ભળે, તેમ સત્સંગ મહોદધિમાં તે ભળી ગયા. શરદ્ પૂર્ણિમાના

સમૈયે ગોંડળ તેઓ આવ્યા ત્યારે અક્ષર દેરીમાં તેમણે પ્રાર્થના કરી ' દયાળુ ! આપ દરેકને પોત પોતાના ઇષ્ટદેવનાં દર્શન કરાવો છો. જો કે મારા ઈષ્ટદેવ તો આપ જ છો, છતાં મારા પૂર્વાશ્રમના ઈષ્ટદેવ, અમારા પયગંબર સાહેબનાં, દર્શનની મને ઈચ્છા છે. ' તે જ ક્ષણે તેમને સમાધિ થઈ અને જરથુસ્ત પયગંબરના તેમને બે વખત દર્શન થયાં. હર્ષપુલકિત થઇ તેમણે પ્રાર્થના કરી ' ઓ સર્વાવતારી ભગવાન ! તારી દયાનો પાર નથી. મારા ઉપર તો તેં અનહદ કૃપા કરી છે. પણ આજના આ દર્શનની મારે બીજાને શી રીતે પ્રતીતિ કરાવવી ? ' તુરતજ તેમના ખોળામાં કંઠી તથા સાકરનો પ્રસાદ આવ્યો. ભક્તવત્સલ ભગવાન આજે ભક્તોના શુભ મનોરથો પૂર્ણ કરવા તત્પર બન્યા હતા. ગોંડળથી તેઓ જેતપુર મંદિરમાં દર્શન કરવા ગયા. અહીં પણ સમાધિમાં જરબાનુ બહેનને જરથુસ્ત સાહેબનાં ફરી દર્શન થયાં અને પ્રસાદીમાં ફુલનો હાર આપ્યો. આ હાર તેમણે મહારાજની દિવ્ય પ્રસાદી જાણી સાચવી રાખ્યો છે.

હિલ્લાંને એક વખત સંકલ્પ થયો કે ' મહારાજ પ્રજા માટે ભગવાનનું બાળસ્વરૂપ જો આપે તો કેવું સારુ ? ' આ વાત તેમણે કોઈને કરી ન હતી. દીવાળીના શુભ દિવસે તેઓ જરબાનુ બહેન સાથે માતાજીને ઘેર ગયા. ત્યાં સત્સંગની થોડી વાતો થયા પછી માતાજીએ હિલ્લાંને કહ્યું ' તારા સંકલ્પ પ્રમાણે મહારાજે બાળસ્વરૂપ ભગવાનની આ ચાંદીની મૂર્તિ પ્રસાદીમાં આપી છે. ' એમ કહી તે મૂર્તિ હિલ્લાંને આપી. મહારાજનો આવો દિવ્ય ચમત્કાર જોઈ હિલ્લાંના આનંદનો પાર ન રહ્યો. આ રીતે પરમકૃપાળુ પરમાત્માએ આ શુભ દિવસે તેમના કુટુંબ ઉપર અપાર દયા વર્ષાવી !

એક દિવસ માતાજી સમાધિ અવસ્થામાં મહારાજની મૂર્તિના દર્શનનો આનંદ લેતા હતા, ત્યારે જરણાનુ બહેને હાથ જોડી મહારાજને પ્રાર્થના કરી, ' હે મહારાજ ! મને આશીર્વાદ આપજો જેથી મારો સત્સંગ પાર પડે. ' તુરતજ સમાધિમાં માતાજી દ્વારા મહારાજે તેમને કહ્યુ ' આશીર્વાદ કી ક્યા જરૂર હૈ, મૈં ચૌવીસ ઘંટા તેરી પાસ હું !, અહો ! અવિનાશીની આવી કૃપા ! જરણાનુ બહેનની આંખમાંથી હર્ષાશ્રુ નીકળવા માંડ્યા.

મૈં ચોવીસ ઘંટા તેરી પાસ હું

તેજ રાત્રે તેઓ નિત્યનિયમથી પરવારી, સૂતા પહેલાં વચનામૃત વાંચવાની તૈયારી કરતા પલંગમાં બેઠા હતા, અને મહારાજના આશીર્વાદના દિવ્ય વચનો ' મૈં ચૌવીસ ઘંટા તેરી પાસ હું ' તેનું સ્મરણ કરતા હતા, તેવામાં તેમના હૃદયમાંથી દિવ્ય પ્રકાશ નીકળ્યો અને તે પ્રકાશ ચારે બાજુ પ્રસરી રહ્યો. આ પ્રકાશના પૂંજમાં, તેમણે એક પરમ પુરુષને દિવ્ય સફેદ વસ્ત્રો પરિધાન કરીને ઊભેલા જોયા. તેમણે બે હાથ જોડી પૂછ્યું, ' અહો ! આ તેજના અંબાર ! આપ કોણ છો ? ' તુરત જ તેમણે જવાબ આપ્યો. ' ભગવાન કિસકુ કહતે હૈ ! ' અહો ! સર્વોપરી શ્રી સ્વામિનારાયણ ભગવાન ' ચૌવીસ ઘંટા મેરી પાસ હૈ ' તે દિવ્ય આશીર્વચનની આટલી સદ્ય પ્રતીતિ કરાવી ! ભગવાનના આવા અખંડ પ્રગટપણાની પળે પળે પ્રતીતિ થયા પછી ભગવાનને પરોક્ષ કોણ કહે ? કાં તો નાસ્તિક અને કાં તો અજ્ઞાની ! જરણાનુ બહેને એ જ અવસ્થામાં મહારાજને પ્રાર્થના કરી, ' મારી સાથે ઈશ્વરી લગ્ન કરો, મારો હાથ હવે ના છોડતા. જેમ અત્યાર સુધી મને સાચવી છે, તેમ મને સાચવજો. મારા મનતો તમે એક જ ભગવાન છો. '

શ્રીજી મહારાજ સમાધિ દ્વારા હજારો દુઃખિયાના સંકટ નિવારણ કરી, પોતાના પ્રગટપણાની સૌને પ્રતીતિ કરાવે છે. તેથી તે સર્વોપરી ભગવાનને શરણ, જો મુમુક્ષુ જીવ જાય તો તેનું

કલ્યાણ થાય. એ હેતુથી જરબાનુ બહેન, સમાધિ દ્વારા મહારાજ સૌના કષ્ટ નિવારણ કરે છે, તે વાત પોતાના સગાં સંબંધિઓમાં કહેવા લાગ્યા. શ્રદ્ધાળુ પારસી ભાઈ બહેનો આ રીતે સત્સંગમાં જોડાવા લાગ્યા.

એક પારસી દુઃખી માતાનો એકનો એક પુત્ર પંદર વર્ષથી વિલાયત ચાલ્યો ગયો હતો. ત્યાર પછી તેના કોઇ સમાચાર જ ન હતા. એટલે અકાળે વૃદ્ધત્વ પામેલી માતા નિરાશ થઈ, રહ્યું સહ્યું જીવન કોઈ પણ પ્રકારના રસ વિના વીતાવવા લાગી. તે વૃદ્ધાને, માતાજીને સમાધિ થાય છે અને ભગવાન પ્રશ્નોના ઉત્તર સ્વયં આપે છે, તે ખબર મળી. એટલે શોધતી શોધતી તે માતાજીને ઘેર આવી. માતાજી તેમનું દુઃખ જાણીને ધ્યાનમાં બેઠા અને તુરત જ મહારાજે તેમને દર્શન દીધાં. પછી તે વૃદ્ધાએ મહારાજને હાથ જોડી પ્રાર્થના કરી, 'ઓ ખોદાયજી ! આજે ચૌદ વરસથી મારો દીકરો વેલાત ગયો છે. ગયો ત્યારથી જ તેના કાંઈ ખબર નથી. તે જીવે છે કે નહિ તે પણ હું જાણતી નથી, હું તેના વિના દુઃખી પરેશાન થઈ ગઈ છું. તો હવે તે કયાં છે અને કેમ છે તે જણાવવા મહેરબાની કરશો.' મહારાજ તેની કાલી ઘેલી નિર્દોષ ભાષા સાંભળી હસ્યા અને કહ્યું, 'તમારો છોકરો વિલાયતમાં જ છે અને મોટા હોદ્દા ઉપર છે અને સુખી છે. તમારે તેને મળવું હોય તો રોજ 'સ્વામિનારાયણ ભગવાન' ની સો માળા ફેરવજો.' વૃદ્ધાને આ સમાચાર સાંભળી અતિ હર્ષ થયો. તુરત જ તે ઘેર ગઈ.

બીજે દિવસથી જ તેણે માળાનો નિયમ શરુ કર્યો. એટલે હાથે બહારના માણસો માટે રસોઈ બનાવવી, તેમના ભાણાં તૈયાર કરી પહોંચાડવા, બજારમાંથી વસ્તુઓ લાવવી વગેરે કામમાંથી મોડી રાત્રે પરવારી, બે કલાક આરામ કરી, વહેલી સવારે ત્રણ વાગે ઊઠી, માથાબોળ નાહી, એક આસને બેસી તે માળા ફેરવવા

લાગી. સ્વામિનારાયણ ભગવાનના વચનમાં અતૂટ શ્રદ્ધા અને ભક્તિથી, મહારાજે તેની સહાય કરી અને ચૌદ વર્ષમાં એક પણ પત્ર ન લખનાર પુત્રે, આ માળાનો ક્રમ શરૂ થયો તેના ચૌદમે દિવસે જ પોતાની માતાને પત્ર લખ્યો. પોતે વિલાયતમાં સુખી છે, સ્ત્રી પરણ્યો છે, સંતાન પણ થયા છે, તે તમામ વિગત લખી, ફોટાઓ પણ મોકલ્યા અને આટલા વર્ષ સુધી પત્ર ન લખવા માટે માફી માગી. થોડા દિવસોમાં દેશમાં આવશે તે પણ લખ્યું. હર્ષઘેલી માતા પુત્રના સમાચારથી આનંદમાં આવી ગઈ. માતાજી પાસે ગઈ અને ત્યાં મહારાજ પાસે પોતાનો ભક્તિભાવ વ્યક્ત કરી, સદાને માટે આશીર્વાદ માગ્યા. માતાજીએ પણ તેમને ભારપૂર્વક કહ્યું, 'ભગવાનમાં વિશ્વાસ રાખીને જે કામ કરીએ તે ભગવાન પાર પાડે છે. તમો માળા ફેરવાનું ચાલુ જ રાખજો.'

× × ×

**શાસ્ત્રીજી મહારાજ ભગવાન છે, ઓળખી લેજો**

કેટલાય વર્ષોના સમાગમ પછી પણ સ્વામીશ્રી સમ્યક્ પ્રકારે ન ઓળખાય તેવા એ પરમ દિવ્ય અગાધ પુરુષ છે. છતાં જેમ છે તેમ જો તે સ્વરૂપ ન ઓળખાય તો પ્રાપ્તિમાં પણ ખામી રહે છે. આ ખામી ન રહે તેટલા માટે માતાજીએ એક વખત જરણાનુને કહ્યું, 'જરણાનુ! શાસ્ત્રીજી મહારાજ ભગવાન છે, ઓળખી લેજો.' ખૂબજ દૃઢતાપૂર્વક કહેવાએલા આ શબ્દોથી જરણાનુ વિમાસણમાં પડયા. 'સ્વામી ભગવાન કે ભગવાનના સંત?' તેમને મનમાં કોયડો ઊભો થયો.

ત્યારબાદ થોડા દિવસે તેમને માતાજી સાથે અમદાવાદ જવાનું થયું. તેમણે વિચાર કર્યો કે 'સ્વામી ભગવાન છે તે વાતનું નિરાકરણ આ વખતે કરી જ લેવું'. હું જો શુદ્ધ મુમુક્ષુ

હોઇશ તો મને સ્વામી પ્રતીતિ કરાવશેજ.' અમદાવાદમાં એક ગૃહસ્થને ત્યાં સ્વામીશ્રી તથા સંતો અને મહેમાનોને જમવાનું હતું. માતાજી તથા જરબાનુ બહેન ત્યાં ગયા. થોડીવારે સ્વામીશ્રી સંત મંડળ સાથે પધાર્યા અને શ્રી અક્ષર પુરુષોત્તમ મહારાજની જય ઘોષણા થઈ. સૌ ઊભા થઈ ગયા. જરબાનુ બહેનને 'સ્વામી ભગવાન છે' તે મંત્ર અંતરમાં રમી રહ્યો હતો. સ્વામીશ્રી પધાર્યા. જુદા ઓરડામાં આસન કર્યું. હરિભક્તો સૌ પોતપોતાની જગ્યાએ બેસી ગયા અને સ્ત્રીઓ પણ દૂરથી સ્વામીશ્રીના દર્શન કરવા લાગી. જરબાનુ બહેન માતાજી સાથે આગલી હરોળમાં બેઠા હતા. જરબાનુ તો અંતરમાં ભજન કરતા હતા કે 'સ્વામી ભગવાન છે.' અને એક ચિત્તે સ્વામીશ્રીની ઢોલિયા ઉપર બિરાજેલ દિવ્ય મૂર્તિનાં દર્શન કરી રહ્યા હતા. થોડી જ પળોમાં સ્વામીશ્રીની એ દિવ્ય મૂર્તિમાં તેજનો ઝળહળતો પ્રકાશ તેમણે જોયો. મુખારવિંદ ઉપર દિવ્ય કાંતિ અને પાછળ તેજનું ચક્ર ફરતાં જોયા. એજ સંલગ્ન સ્થિતિમાં દર્શન કરતાં કરતાં ધીરે ધીરે સ્વામીશ્રીનું સ્વરૂપ અદૃશ્ય થઈ ગયું અને તે જ સ્થાને શ્રીજી મહારાજના અતિ અલૌકિક દિવ્ય સ્વરૂપના તેમને દર્શન થયા. 'મને ઓળખી લેજે.' એ દિવ્ય મૂર્તિના દિવ્ય શબ્દો તેમના અંતરમાં ગુંજવા લાગ્યા. ભગવાનને ઓળખવા માટે અંતરના અનુભવની આંખ જોઈએ. તે સત્ય તેમને સમજાયું. થોડી પળોના આ દિવ્ય દર્શન પછી ફરી પાછી સ્વામીશ્રીની મૂર્તિના તેમને દર્શન થયા. એજ મનુષ્યભાવ, વૃદ્ધાવસ્થા, મંદહાસ્ય કરતું મુખારવિંદ અને ખોળામાં તકિયો લઈ હરિભક્તોની સભામાં જ્ઞાનગોષ્ઠિ કરતા, સ્વામીશ્રી તેમને દેખાયા. તેમના હર્ષનો પાર ન રહ્યો. સ્વામીશ્રીએ સ્વરૂપ તો ઓળખાવ્યું પરંતુ દ્વિધામાં તેમને મૂકી દીધાં. પહેલાં સંત સ્વરૂપ અને પછી મહારાજ, એમ કેમ? તેમણે માતાજીને પ્રશ્ન પૂછ્યો. માતાજીએ તુરત જ હસતા હસતા ઉત્તર કર્યો:

આપ ટળી મળ્યા ભગવાનમાં જેના આપમાં હરિનો વ્યાપ
સંત તે સ્વયં હરિ.

અહો ! કેવી દિવ્યતા ! કેવું અદ્‌ભુત સ્વરુપ ! જાણે એ દિવ્યતાના સમુદ્રમાં સ્નાન કર્યા જ કરીએ. જરબાનુને આ દિવસ ધન્ય મનાયો!

તેજ સાંજે આમલી પોળના હરિમંદિરમાં સ્વામીશ્રી ઢોલિયામાં પલાંઠીવાળી બે ગોઠણ ઉપર હાથના પંજા ટેકવી બિરાજ્યા હતા, અને હરિભક્તોને વાતો કરતા હતા. બહાર સ્ત્રીઓ દૂરથી તે દિવ્ય સ્વરૂપના દર્શન કરતી હતી. જરબાનુ તથા માતાજી પણ હતા. ફરી સ્વામીશ્રીની મૂર્તિના દર્શન કરતા જ જરબાનુના અંતરમાં 'સ્વામિનારાયણ' 'સ્વામિનારાયણ' ધૂન્ય થવા લાગી. એકાએક સ્વામીશ્રીની મૂર્તિમાંથી તેજનો ફૂવારો છૂટયો અને આખો ઓરડો તેજથી ભરાઈ ગયો. સ્વામીશ્રી જાણે ઢોલિયા ઉપરથી અદ્ધર તે દિવ્ય તેજમાં બિરાજતા હોય, તેવા દર્શન તેમને થયા. ફરી એ દિવ્ય શબ્દો સાંભળ્યા 'હું કોણ છું ? મને ઓળખી લેજે'. 'સ્વામિનારાયણ' 'શાસ્ત્રીજી મહારાજ' એમ ઉચ્ચ સ્વરે ધૂન્ય કરતા, જરબાનુને આ દર્શનથી પ્રતીતિ થઈ 'જરુર સ્વામી ભગવાન છે. માતાજીના શબ્દોમાં તેમને અટલ શ્રદ્ધા ઉત્પન્ન થઈ"

× × ×

કંથારિયાના પરમ ભગવદીય રાણાશ્રી દાજીભાઈ બનેસિંહના પુત્ર રાણાશ્રી ભગતસિંહજી જામનગરની મિલિટરીમાં નોકરીમાં હતા. તેઓ સ્વામીશ્રી પ્રત્યેની અસાધારણ ભક્તિથી, જ્યારે ,જ્યારે તેઓ સ્વામીશ્રીના દર્શને આવતા, ત્યારે યોગીજી મહારાજ 'આવો મેજર સાહેબ' એમ કહી તેમને બોલાવતા. તે વખતે ખૂબજ

**આવો, મેજર સાહેબ!**

* સ્વામિનારાયણ પ્રકાશ વર્ષ ૧૩ અંક ૭-૮-૯-૧૦
લે. જરબાનુ સોરાબજી મિસ્રી.

વિનયપૂર્વક ભગવતસિંહજી હાથ જોડી કહેતા ' સ્વામીજી ! હું તો સાધારણ સીપાઈ છું અને મેજરનો હોદ્દો તો બહુજ ઊંચો ગણાય. ' ત્યારે યોગીજી મહારાજ હસતા હસતા તેમને કહેતા કે ' તમો સ્વામીશ્રી વિષે અનન્ય નિષ્ઠા ધરાવો છો એટલે સ્વામીશ્રી તમને જરૂર મેજર બનાવશે અને સારો પગાર અપાવશે. ' સ્વામીશ્રીના આશીર્વાદથી થોડા જ સમયમાં ભગવતસિંહજી મેજરના હોદ્દા ઉપર નીમાયા.

બીજા વિશ્વયુદ્ધનો આ સમય હતો. મેજર ભગવતસિંહજીને જામનગરની ઈનિફન્ટ્રીની ટ્રુપ લઈને લડાઈના ' ફ્રન્ટ ' ઉપર જવા માટે તૈયાર રહેવા હુકમ મળ્યો એટલે ગોંડળ સ્વામીશ્રીના દર્શન માટે તેઓ આવ્યા. યોગીજી મહારાજ પણ સ્વામીશ્રીની સાથે જ હતા. ભગવતસિંહજીએ હાથ જોડી સ્વામીશ્રીને પ્રાર્થના કરી, ' દયાળુ ! ' ફ્રન્ટ ' ઉપર જવા માટે તૈયાર રહેવા હુકમ આવી ગયો છે, તો આશીર્વાદ આપશો અને જતાં પહેલાં દર્શન દેજો. ' સ્વામીશ્રી તેમના ભક્તિભાવથી પ્રસન્ન થયા અને આશીર્વાદ આપતાં કહ્યું ' લડાઈ જલ્દી પૂરી થશે, સરકારની જીત થશે અને તમો જામસાહેબની પ્રતિષ્ઠા વધારી ઘણો યશ મેળવશો. ' સ્વામીશ્રીના આવા રુડા આશીર્વાદ લઈ તેઓ પાછા જામનગર ગયા.

જામનગર પહોંચ્યા પછી થોડા જ દિવસે તેમને 'ફ્રન્ટ' ઉપર જવા હુકમ મળ્યો. તેઓ તેમની ટ્રુપ સાથે ' સ્પેશ્યલ ' ગાડીમાં નીકળ્યા. પરંતુ અંતરમાં સ્વામીશ્રીના દર્શનની તીવ્ર જિજ્ઞાસા હતી. મિલિટરીનું કામ એટલે બધી વાત ખાનગી રાખવાની. એટલે સ્વામીશ્રીના દર્શન માટે કાંઈ પત્ર વ્યવહાર કે તાર થઈ શકે નહિ. એવી મુઝવણમાં બપોરે બાર વાગે રાજકોટ તેમની સ્પેશ્યલ આવી. અચાનક રાજકોટ સ્ટેશને યોગીજી મહારાજ હારતોરા લઈ ખાસ ગોંડળથી તેમને દર્શન દેવા પધાર્યા. યોગીજી મહારાજને જોઈ તેમને આશ્ચર્ય થયું કે, ' તેમને ક્યાંથી ખબર

પડ્યા ?' પરંતુ યોગીજી મહારાજે તો તેમના સંકલ્પના જવાબમાં મૌન રહી સૂચક હાસ્ય જ કર્યું. તેમને હાર પહેરાવ્યો અને આશીર્વાદ આપ્યા. 'સ્વામીશ્રી ક્યાં બિરાજે છે ?' ભગવતસિંહજીના તે પ્રશ્નના ઉત્તરમાં યોગીજી મહારાજે કહ્યું, 'હાલમાં કાંઈ કાગળ નથી. એટલે ખબર નથી. પણ તમને દર્શન થઈ જશે.' એમ આશીર્વાદ આપ્યો. સ્પેશ્યલ ત્યાંથી રવાના થઈ.

સ્પેશ્યલ રાજકોટથી ઊપડી. વઢવાણ, વિરમગામ થઈ ગાડી અમદાવાદ આવી. પણ કોઈ ઠેકાણે સ્વામીશ્રીના દર્શન થયા નહિ. ભગવતસિંહજી નિરાશ થયા. અમદાવાદ સ્ટેશન મૂક્યા પછી ફક્ત વડોદરા સ્ટેશનેજ સ્વામીશ્રીના દર્શનની આશા હતી. વડોદરા રાત્રે બાર વાગે આવ્યું. રાત્રે બાર વાગે અહીં સ્વામીશ્રી ક્યાંથી હોય ? છતાં દર્શનની આશામાં ભગવતસિંહજીએ આખા સ્ટેશનમાં તપાસ કરી. છેવટે નિરાશ થઇ લગભગ એક વાગે પોતાના ડબ્બામાં જઈ બેઠા. હવે તો ગોધરાથી દિલ્હી તરફ જતાં દર્શનની કોઈ આશા રહીજ નહિ. મનમાં તેમને ખૂબજ ઉદ્વેગ અને અશાંતિ થઈ ગયા. પરંતુ હવે કાંઈ ઉપાય નથી, એમ સમજી સૂઈ ગયા. થોડીવાર થઈ ત્યાં સ્વામીશ્રી પધાર્યા અને સ્ટેશન ઉપર સ્પેશ્યલ ટ્રેઈનનો પહેરો ભરતા પહેરેગીરોને પૂછ્યું, 'ભગવતસિંહજી ક્યાં છે ?' સ્વામીશ્રીની જ અંખના કરતા પોતાના મેજરને, પહેરેગીરોએ આ સમાચાર તુરત જ આપ્યા અને કહ્યું 'તમારા સ્વામીજી તમને બોલાવે છે.' ભગવતસિંહજી હર્ષ પુલકિત થઈ ગયા. એકદમ ઊઠયા અને સ્વામીશ્રીના દર્શન માટે દોડ્યા. સ્વામીશ્રીની દિવ્ય મૂર્તિને દંડવત્ કર્યા, દર્શન કર્યા અને હર્ષાશ્રુ સાથે ગદ્‌ગદ કંઠે ખૂબજ સ્તુતિ કરી. સ્વામીશ્રીએ તેમને આશીર્વાદ આપ્યા અને કહ્યું 'તમારે દર્શનની બહુજ ઇચ્છા હતી એટલે અમારે આવવું પડ્યું.' પછી તેમના સાથીઓને પણ સ્વામીશ્રીએ આશીર્વાદ આપ્યા અને થોડીવાર બેસી રજા લીધી. ભગવતસિંહજીએ રજા આપી અને સ્વામીશ્રી

સ્ટેશન બહાર નીકળી ગયા પછી તેમને ખ્યાલ આવ્યો અત્યારે બે વાગે સ્વામીશ્રી અહીં ક્યાથી આવ્યા ? વળી જોડ વગર એકલા જ કેમ ? આ પ્રશ્નોની પરંપરાથી તેમને સમજાયુ કે 'સ્વામીશ્રીએ તો તેમને દિવ્ય સ્વરૂપે દર્શન દીધા અને આશીર્વાદ આપ્યા' તેમના હર્ષનો પાર ન રહ્યો જીતના જહાંગીરી ઢોલ તેમને વાગતા સંભળાયા *

× × ×

રાજુલાના નરસિંહભાઈ ભાણુજી ધંધાર્થે કરાચી રહેતા હતા પરંતુ કરાચીની રાજકીય હકુમત બદલાતા, તેમને કરાચી છોડવુ પડયુ રાજુલા આવ્યા ત્યારે તેમની પાસે કાંઈ પણ મૂડી ન હતી

આજ અરસામા તેમના કુટુંબમા લગ્નના પ્રસંગો આવ્યા અને ખર્ચની વિમાસણમા તેઓ પડયા તેજ રાત્રે સ્વામીશ્રીએ તેમને દર્શન દીધા તેમની આખી મેડી તેજ તેજથી ભરાઈ ગઈ સ્વામીશ્રી મુક્તમંડળે સહિત તે દિવ્ય તેજમા ઊભા હતા અને હસતા હતા પછી તેમણે નરસિંહભાઈને કહ્યુ, 'નરસિંહ ! મુઝાઈશ નહિ તારી જવાબદારી મહારાજ સંભાળશે' બીજે દિવસે સવારે તેમને અચાનક મિત્રો અને સંબંધીઓ તરફથી મદદ આવવા લાગી, ત્યારે તેમને આશ્ચર્ય થયું અને સ્વામીશ્રીની કૃપાથી જ આ ચમત્કાર થયો છે તેની ખાત્રી થઈ

× × ×

રમણીકલાલ હીરાચંદ મોદી, સૌરાષ્ટ્રમા ચિત્તળના વતની, પિતૃકુળે સ્થાનકવાસી જૈન અને માતૃકુળે સ્વામિનારાયણના આશ્રિત,

**મહાત્માની શોધમાં** મુંબઈ શહેરમા, રંગરાગ અને વિલાસી જીવનના મોહથી, જુગારના ફંદામા ફસાયા

* સ્વામિનારાયણ પ્રકાશ વર્ષ ૧૩ અંક -૧૦
તે રાણા ભગવતસિંહ દાદભાઈ

હતા. બુગારમાં જીત માટે 'મહાત્મા' ની શોધમાં ફરતા આ આ મોજીલા જુવાને, હિંદુસ્તાનના ઘણા ભાગોમાં ફરી કહેવાતા મહાત્માઓ પાસેથી 'આંકડા'ઓ મેળવ્યા હતા. પરંતુ પ્રારબ્ધે યારી આપી નહિ. છેવટે પોતાના કુળદેવ નારીયાણા હનુમાનજી પ્રસન્ન થઈ જાય તો ભાગ્ય ફરી જાય એવી માન્યતાથી, કુળદેવને પ્રસન્ન કરવા માટે હોમ, હવન, કરાવવા માંડયા.

ચિત્તળમાં તેમના મામી દીવાળીબા પાસેથી તેમને "યોગીજી મહારાજ 'મહાત્મા' પુરુષ છે" એવું જાણવા મળ્યું. 'મહાત્મા' અને 'આંકડો' બંને વસ્તુ ગુમેળ શોધતા આ યુવાને, આ નવા મહાત્માને ચકાસી જોવા ગોંડળ જવાનું નક્કી કર્યું. શુભ સંસ્કાર ઉદય થવાનો સમય પરિપક્વ થાય છે, ત્યારે ભગવાન ગમે તે પ્રકારે કોઈમાં પ્રવેશ કરીને પણ પોતાનો યોગ કરાવી દે છે. રમણિકભાઈ ગોંડળ પહોંચી ગયા.

અક્ષરદેરીના અવધૂત–સાક્ષાત્ અવધૂત–દશાવાળા શ્રી યોગીજી મહારાજના તેમને અહીં દર્શન થયા. પોતે અત્યાર સુધીમાં જોએલા અને માનેલા 'મહાત્માઓ'નું સ્વરૂપ, જટાધારી, લોલંગરા, શરીરે ભસ્મ ચોળેલા, આંખો ભાંગ અને ચરસના આસ્વાદથી રતુંબડી, વિસ્ફારિત અને 'સારા ઉઠવાડા જલાદુંગા' એવા ક્રોધાવેશના સદા ભાવમાં ભવા ચડેલા, ધૂણી ધખાવીને ચિપીયા ખખડાવતા અને કયારેક પોતાનું ધાર્યું ન થાય તો બે ચાર અપશબ્દો પણ સંભળાવતા, ઝુકતી દુનિયાને ઝુકાવવાળા, આવા 'મહાત્મા'નું દર્શન રમણિકભાઈને યોગીજી મહારાજમાં ન થયું. એટલે તેઓ નિરાશ થઈ ગયા.

સાધુતાના તમામ લક્ષણોને પોતામાં સમાવી, 'સ્વામિનારાયણ,' 'શાસ્ત્રીજી મહારાજ,' એવું અખંડ ભજન કરનાર, તપ અને બ્રહ્મચર્યની આભાથી સદા શોભાયમાન, આંખોમાંથી અમીના ધોધ વર્ષાવનાર, ભવ્ય કપોળમાં ઉર્ધ્વપુંડ્ તિલક અને મધ્યે

કુંકુંમના ચાંદલામાંથી શોભાયમાન, કાષાય અંબરધારી, કાઠિયાવાડની મીઠી ગ્રામીણ ભાષામાં સૌને ઉદ્‌બોધતા, આ સંતવર્યમાં રમણિકભાઇને 'કાંઈ' દેખાયું નહિ.

યોગીજી મહારાજે રમણિકભાઇને પ્રેમથી બોલાવ્યા, રમણિકભાઈને આ પ્રેમમાં જાદુ જણાયું. તેઓ ખેંચાયા. પરંતુ 'આંકડા' ની ધૂન તો ચાલુ જ હતી. યોગીજી મહારાજ સભામંડપમાં બિરાજ્યા હતા. થોડા હરિભક્તો તેમની પાસે હતા. રમણિકભાઈ એકાંત શોધતા હતા. યોગીજી મહારાજ તેમનો સંકલ્પ જાણી ઊઠયા અને તેમનો હાથ પકડી, અક્ષરદેરીમાં પધાર્યા. રમણિકભાઇએ આ તક ઝડપી લીધી અને પૂછયું 'સ્વામીજી ! અમેરીકન ફીચરનો બે ત્રણ દિવસનો આંકડો આપો તો કામ થઈ જાય.' યોગીજી મહારાજ તેમની આ બાલીશતાથી હસ્યા. તેમણે ધીરેથી કહ્યું, 'અમારી પાસે તો સ્વામિનારાયણ મંત્ર સિવાય બીજું કાંઈ ન મળે. તમે મહારાજનું નામ લ્યો, મહારાજ બધું સારું કરી દેશે, આંકડો મળે તો જ સારું થયું ગણાય, એવું માનતા આ યુવાનને લાગ્યું 'આમાં કાંઈ નથી. ફેરો ફોગટ ગયો.' પછી યોગીજી મહારાજે આગ્રહ કર્યો પણ રોકાયા નહિ. સાંજે જેતપુર ચાલ્યા ગયા.

જેતપુરમાં પોતાના સંબંધીને ઘેર જઈ વહેલી રાત્રે નિરાશાથી ઉત્પન્ન થએલી અશાંતિ ટાળવા, તેઓ સૂઈ ગયા. અર્ધ જાગ્રત અવસ્થામાં-તંદ્રામાં-તેઓ હતા અને એક આશ્ચર્ય થયું ! એક નાનીશી દિવ્ય આકૃતિ-કેવળ પ્રકાશમય પરંતુ અતિ આનંદકારી, તેમની સામે આવી. આ દિવ્ય સ્વરૂપને જોતાંજ તેમને શાંતિ થઈ અને અવર્ણનીય આનંદમાં પોતાનું ભાન ભૂલી ગયા. તેમણે હાથ જોડી પૂછયું 'તમે કોણ છો ?' તે દિવ્ય સ્વરૂપે કહ્યું 'તારા કુળદેવ-નારીચાણા હનુમાન.' રમણિકભાઇને આશ્ચર્ય થયું !

આટલા હોમ, હવન અને ઉપવાસ કર્યા છતાં જેની ઝાંખી હજુ સુધી થઈ નથી, તે અત્યારે આમ એકાએક પ્રગટ થયા ! તેમણે વિચાર કર્યો, ' આ સ્વપ્ન છે કે તંદ્રા છે. ' ખરેખર મનને કસી જોયું. ' નહિ, હું જાગું છું, જેતપુરમાં છું. તો પછી આ દર્શન થાય છે તે સાચા છે કે કલ્પના છે ? ' પરંતુ તેમના વિચારોની પરંપરા તૂટી. હનુમાનજીએ તેમને કહ્યું ' મને જોગી મહારાજે તમારી પાસે મોકલ્યો છે. તમને મહાપ્રભુ શ્રી સ્વામિનારાયણ ભગવાનના દર્શન કરાવવા. તમારુ દશ હજાર વર્ષનું પુણ્ય આજે જાગ્રત થયું છે, માટે ઊઠો. ' પણ વાણિયા એમ ફસાય તેવા ન હતા. અર્ધ જાગ્રત અવસ્થામાં પણ તેમણે પૂછયું, ' જોગી મહારાજે મોકલ્યા છે ? તમે તો દેવ અને એ તો સાધારણ સાધુ. ' હનુમાનજીને સમય ન હતો. તેથી તેમણે ટૂંકમાં કહ્યું, ' આજે અનંત દેવતાઓ તેમની આજ્ઞામાં એક પગે તત્પર ઊભા રહ્યા છે, એવા એ મહાન છે, માટે ચાલો. '

રમણિકભાઈ તેમની સાથે કેવી રીતે ચાલ્યા તે તો તેમને પણ સમજાયું નહિ. તેમનો સ્થૂળ દેહ ત્યાંજ સૂતેલો તેમને દેખાયો અને સૂક્ષ્મ દેહ હનુમાનજીની પાછળ પાછળ ચાલ્યો. દેવભૂમિ આદિક અનંત લોક પસાર કર્યા. પછી ચૈતન્ય ભૂમિ–અક્ષરધામ–આવ્યું. અહીં યોગીજી મહારાજને તેમણે સાક્ષાત્ જોયા. અત્યંત આનંદ થયો. દોડીને તેમના પગ પકડી લેવાનું તેમને મન થયું. પરંતુ ગુણના ભાવ અહીં ગુણાતીત સ્થાનમાં શમી ગયા. શ્રીજી મહારાજ, અનંત કોટિ મુક્તો વગેરેના દર્શન થયા. અંતરમાં અલૌકિક આનંદ થઈ ગયો. જીવનનું પાસું આજ ક્ષણથી પરિવર્તન પામી ગયું. તેમણે જ્યારે તેમના સ્થૂળદેહમાં પ્રવેશ કર્યો ત્યારે તેઓ અર્ધ જાગ્રત અવસ્થામાં–જાણપણામાં હતા. ઊઠીને જોયું તો સવારના સાડા નવ વાગ્યા હતા !

યોગીજી મહારાજના દર્શનની રઢ

હવે તેમને રઢ લાગી. યોગીજી મહારાજના દર્શનની ! સ્થૂળ દૃષ્ટિ ફરી ગઈ, ચૈતન્યની–જ્ઞાનની–દિવ્ય ઓળખાણની, દૃષ્ટિ પ્રાપ્ત થઈ ગઈ. હવે તો ગોંડળ જવું અને યોગીજી મહારાજના પગ પકડી લેવા. બપોરે ગોંડળ તેઓ પહોંચી ગયા. પરંતુ એ સૂક્ષ્મ દૃષ્ટિના દર્શન હવે દુર્લભ હતા. યોગીજી મહારાજે પ્રકાશ પાથરી દીધો હતો. હવે તો તીવ્ર મુમુક્ષુતા હોય તો પાછળ આવો. રમણિકભાઈને ખબર મળી કે યોગીજી મહારાજ ગુજરાતમાં ગયા છે, નિરાશ વદને તેઓ ચિત્તળ ગયા. બીજે જ દિવસે મુંબઈ ગયા.

તેમના આશ્ચર્ય વચ્ચે અહીં તેમના ઉપર યોગીજી મહારાજનો પત્ર આવ્યો હતો. 'ચિત્તળવાળા શેઠ ! અમો સારીંગ પારાયણ છે ત્યાં જઈએ છીએ તો શાસ્ત્રીજી મહારાજના દર્શન કરવા ત્યાં પધારશો. પાલેજ ઉતરી અવાશે.' બસ આ સંદેશો તેમને માટે પૂરતો હતો. તેઓ ઊપડયા, પાલેજ ઉતરી સારીંગ પહોંચી ગયા. યોગીજી મહારાજને દંડવત્ કર્યા પણ તેમણે કહ્યું, 'શાસ્ત્રીજી મહારાજને દંડવત કરો, આપણા ગુરુ છે.' રમણિકભાઈએ તેમને કહ્યું, 'મારા ગુરુ તમે.' ત્યારે તેમણે કહ્યું, 'આપણા સૌના ગુરુ સ્વામી છે, બહુ જ મોટા, સાક્ષાત્ ભગવાન રાખેલા, અમે તો તેમના દાસ છીએ.' રમણિકભાઈને આ શબ્દોથી સ્વામીશ્રીની મહત્તા સમજાઈ. તેઓ સ્વામીશ્રી પાસે ગયા. મૂક વદને તેમના ચરણકમળમાં નમી પડયા. તેમની પાસે સ્તુતિ કરવા માટે કોઈ ભાષા ન હતી. સ્વામીશ્રીના આશીર્વાદનો અભય કર તેમના શિરે પડ્યો. આ આશીર્વાદમાં એ સૂચન હતું, 'તમે અમારા છો, ભૂલા પડી ગયા હતા, તેથી હનુમાનજીને મોકલી અમે પાછા બોલાવી

લીધા છે. માટે નિર્ભય રહો અને આ ભક્તિમાર્ગને અનુસરો.' રમણિકભાઈ કૃતકૃત્ય થઈ ગયા. આ સમાધિ અવસ્થામાંથી તેઓ ક્યારે જાગ્રત્ થયા તેની તેમને ખબર ન પડી.

× × ×

સુરતમાં રહેતા શ્રી જયંતિલાલ ટાંકને વ્યાવહારિક ઉપાધિ આવી. આ ઉપાધિથી રાત દિવસ તેઓ ચિંતા મગ્ન રહેવા લાગ્યા અને શરીર દિવસે દિવસે નબળું પડતું ગયુ. પરંતુ ઉપાધિમાં 'સ્વામીશ્રીજી'ના ભજનનો દોર ચાલુ રાખ્યો. અચાનક એક રાત્રે તેઓ અર્ધ નિદ્રામાં હતા ત્યાં એકાએક સ્વામીશ્રીના દિવ્ય સ્વરૂપના તેમને દર્શન થયા. એક ક્ષણભર આ દિવ્ય સ્વરૂપે દર્શન દીધા, જયંતિભાઈની ઉપાધિ હરી લીધી અને શાંતિ કરી દીધી. છતાં જાણે જાગ્રતમાં આવ્યા પછી, તે ઉપાધિ તેમને ફરી વળગે અને તેઓ ભય પામે, તે માટે સ્વામીશ્રીનો અભય કર તેમના શિર ઉપર તેમને દેખાવા લાગ્યો. તેમાંથી પ્રકાશના પુંજ ઝળહળવા લાગ્યા. એ તેજના પુંજરૂપી હસ્તકમલ તેની સાંકેતિક ભાષામાં અતિ સ્પષ્ટ રીતે તેમને અભયદાનનો કોલ આપી રહ્યો હતો. નિમીષમાત્રમાં આ પ્રસંગ બની ગયો. જયંતિભાઈ જાગી ગયા અને જાણે અંતરમાં અપાર સુખનો આનંદ રેલાયો હોય, તેવા દિવ્ય આનંદમાં તેમના ઉપાધિના ભાવો સ્વામી અને મહારાજની કૃપાથી અદશ્ય થઈ ગયા.

સ્વામીશ્રીના દર્શને તેઓ સારંગપુર ગયા. અહીં સ્વામીશ્રીના દર્શન, નિર્ગુણદાસ સ્વામીની વાતો અને ઠાકોરજીના સમય સમયના દર્શનથી, તેમને શાંતિ થઈ ગઈ. રાત્રે સ્વામીશ્રીના ઓરડામાં સભા થઈ હતી. નિર્ગુણદાસ સ્વામી વાતો કરતા હતા અને સ્વામીશ્રી પોઢી ગયા હતા. બે ભક્તો સ્વામીશ્રીના ચરણકમળની

આ તો સાક્ષાત્ બ્રહ્મ !

સેવા કરતા હતા. જયંતિભાઇને સંકલ્પ થયો 'સ્વામીશ્રીના ચરણકમળની સેવા મળે તો કેવું સારું ?' સ્વામીશ્રી તો ગાઢ નિદ્રામાં હતા. પરંતુ તેમાં પણ જાણે તેમનો આ સંકલ્પ તેઓ જાણી ગયા હોય, તેમ બેમાંથી એક ભક્તને તેમણે પ્રેરણા કરી અને તેઓ સ્વામીશ્રીના પગ દબાવવાનું છોડી, નિર્ગુણદાસ સ્વામીની વાતો સાંભળવા નીચે બેસી ગયા. જયંતિભાઇએ જાણ્યું કે અંતર્યામીએ, સુષુપ્તિમાં હોવા છતાં પણ મારો સંકલ્પ પૂરો કર્યો. તો પછી તેમને સુષુપ્તિ અવસ્થા છે તેમ કેમ કહી શકાય ? તેમને પ્રતીતિ થઈ કે આ તો देहत्रय विलक्षणम् સાક્ષાત્ બ્રહ્મ !

× × ×

**સૃષ્ટિક્રમ આજે સ્વામીશ્રીની ઈચ્છા પ્રમાણે ચાલે છે**

સારંગપુર મંદિરના દરવાજાના 'સીમેંટ કોન્ક્રીટ' ના કામ માટે સ્વામીશ્રીએ જયંતિલાલભાઇને ઉતાવળ કરવા કહ્યું, જયંતિલાલભાઇએ તુરત જ કહ્યું 'દયાળુ, ઉનાળાનો સખત તાપ છે. તો આ કામ માટે ખાસ ઠંડી હવા અને એક વર્ષાદની જરૂર છે. માટે થોડો વખત થોભીએ તો કામ સારું થશે.' પરંતુ સ્વામીશ્રીને તો તે કામની ઉતાવળ હતી અને જયંતિભાઈને પણ પોતાના વ્યવહારનું થોડું કામ પતાવવા થોડો સમય જોઇતો હતો. સ્વામીશ્રીના સૂચનથી તેઓ તેમનું પોરબંદરનું કામ ઉતાવળથી પતાવી, સારંગપુર ગયા. અહીં તેમણે જોયું તો વાદળા ઘેરાયા હતા અને ઠંડો પવન ફૂંકાતો હતો. વર્ષાદના થોડા ઝાપટા પણ થોડે થોડે પડતા હતા. જયંતિભાઈ સમજ્યા કે સ્વામીશ્રી જ્યારે ધારે ત્યારે તે કામ થવું જ જોઈએ. કારણ મેઘ તો તેમના વર્ષાવ્યા વર્ષે છે. સૃષ્ટિક્રમ આજે સ્વામીશ્રીની ઈચ્છા પ્રમાણે ચાલે છે.

× × ×

વાંકિયાના નારણદાસ ગોપાળજી શાહને દહાણુની પારાયણમાં સ્વામીશ્રીના દર્શનનો યોગ થઈ ગયો. પીઠવા સાહેબે તેમને સ્વામીશ્રીને સોંપ્યા. સ્વામીશ્રીએ પણ તેમની મુમુક્ષુતા પીછાણી લીધી, અને પોતાની સાથે ગામડામાં ફેરવવા લાગ્યા. આ સમાગમથી તેમને સ્વામીશ્રીનો મહિમા સમજાયો અને ત્યારથી જ્યારે જ્યારે સ્વામીશ્રી પાસે આવતા ત્યારે સ્વામીશ્રીની અંગત સેવામાં જોડાઈ જતા.

સ્વામીશ્રીની સુવર્ણ જયંતિના મહોત્સવ પ્રસંગે જ્યારે સ્વામીશ્રી હસ્તિ ઉપર બિરાજ્યા, ત્યારે સ્વામીશ્રીની મોજડી સાચવવાની સેવા નારણદાસને મળી હતી. આ પ્રસંગે તેમણે ખૂબ જ સેવા કરી. પછી ઉત્સવની સમાપ્તિ બાદ તેઓ વાંકિયા જવા માટે સ્વામીશ્રીની રજા લેવા આવ્યા. એટલે સ્વામીશ્રી એકદમ ઉતાવળા થઈને બોલ્યા, ' વાંકિયા જવું છે, વાંકયા જવું છે ? એમ ગર્ભિત શબ્દો કહ્યા, પણ નારણદાસ કાંઈ સમજ્યા નહિ. તેઓ રજા લઈને વાંકિયા ગયા.

ઘેર ગયા પછી રાત્રે લગભગ ૧૧ વાગે તેઓ પલંગમાં બેઠા બેઠા માળા ફેરવતા હતા. એટલામાં સ્વામીશ્રી બે સેવકો સાથે પધાર્યા અને ફળિયામાં જ બેઠા. નારણદાસે આ જોયું અને તેમને આશ્ચર્ય થયું ! આ શું ? હું સ્વામીશ્રીની રજા લઈને આજે અહીં આવ્યો, સ્વામીશ્રી તો હજુ અટલાદરામાં જ છે અને અહીં કેવી રીતે આવ્યા ! તેમને થયું કે જરૂર સ્વામીશ્રી તેમની સાથે જ છે. પછી સ્વામીશ્રીએ કહ્યું, 'સ્નાન કરવું છે, તૈયારી કરો.' પછી ગરમ પાણી પિત્તળની બાલદીમાં લાવ્યા અને સ્વામીશ્રીને સ્નાન કરાવ્યું. બાદ સ્વામીશ્રી બે સેવકો સાથે ઘરમાં ગયા. નારણદાસને થયું સ્વામીશ્રી ઘરમાં મંદિર છે ત્યાં દર્શન કરવા પધાર્યા છે. તે બહાર આવે એટલે આ રહસ્ય શું છે, તે તેમને પૂછું. પરંતુ સ્વામીશ્રી તો બહાર આવ્યા જ નહિ. આવી રીતે નારણદાસને સ્વામીશ્રીએ દિવ્ય

સ્વરૂપે દર્શન કરાવી, પ્રતીતિ કરાવી કે, 'જો માનો તો અમો તમારી ભેગા છીએ અને નહિ તો સ્થૂળ સ્વરૂપે લાખો ગાઉ દૂર છીએ.'

× × ×

રમણિકભાઈ મોદીએ યોગીજી મહારાજની કૃપાથી, સ્વામીશ્રીને ઓળખી લીધા હતા. તેમને થયું કે અહીં તો કલ્યાણનું સદાવ્રત મંડાયું છે, માટે બીજા તો ઠીક પણ મારા ભાઈઓ જ જો રહી જશે તો મોટી ખોટ જશે. તેમણે તેમના વડિલભાઈ વ્રજલાલભાઈ, કેશુભાઈ અને જયંતિભાઈને વાત કરી. બરાબર તે જ અરસામાં સ્વામીશ્રી મુંબઈ પધાર્યા હતા અને માનનીય મજુર પ્રધાન શ્રી ગુલઝારીલાલ નંદાજીને બંગલે તેમનો મુકામ હતો.

શ્રી વ્રજલાલ હીરાચંદ મોદીને તેમના માતુશ્રીના સત્સંગના સંસ્કાર હોવાથી, તેઓ શ્રીજી મહારાજે સ્થાપેલ પરમહંસ દશાના સાધુઓના લક્ષણ યથાર્થ સમજતા હતા. તેમણે રમણિકભાઈની વાત સાંભળી, સ્વામીશ્રીના દર્શને જવાનું નક્કી કર્યું. પ્રથમ દર્શને જ તેમનું અંતર ખેંચાયું. સ્વામીશ્રીએ તેમને ઓળખી લીધા, તેમણે સ્વામીશ્રીને ઓળખી લીધા. સાચા મુમુક્ષુને મોક્ષનો રાહ મળી ગયો, તેમના પુત્ર કનુભાઈ* પણ મુક્ત સ્થિતિના હોવાથી તેમને યોગીજી મહારાજના આશીર્વાદથી સમાધિ થવા લાગી. પરંતુ વજુભાઈ બુદ્ધિશાળી એટલે કનુભાઈની વાતમાં વિશ્વાસ ન લાવે. એક દિવસ એક મદ્રાસી જ્યોતીષને કનુભાઈની જન્મકુંડલિ બતાવી ત્યારે તેણે કહ્યું, 'આ પુત્રને ૧૧ વર્ષથી સાક્ષાત્ ભગવાનના દર્શનનો યોગ છે.' વજુભાઈને આશ્ચર્ય થયું! બુદ્ધિની માત્રા થોડી ઘટી અને કનુભાઈની બુદ્ધિ પરની વાતમાં સહેજ વિશ્વાસ આવ્યો.

* પ્ર. બ્ર. સ્વ. શ્રી યોગીજી મહારાજના વચનથી કનુભાઈને સમાધિની શરૂઆત થઈ હતી.

તેજ રાત્રે કનુભાઈ સૂતા હતા ત્યારે લગભગ બે વાગે તેમની બાજુમાં સૂતેલા તેમના પિતાશ્રી વજુભાઈ જાગી ગયા. તેમને ચારે તરફ અત્તરની મધુર ખુશબો આવવા લાગી. લગભગ બે કલાક સુધી આ ખુશબો આખા ઓરડામાં પ્રસરી રહી. આનું કારણ શોધવા તેમણે બુદ્ધિને ખૂબ જ કસી – ઉંઘ વેચીને આ ધંધો કર્યો – પણ બુદ્ધિના પ્રદેશની બહારનો આ પ્રયોગ તેમને છેવટે અગમ્ય લાગ્યો, અને નિદ્રાનો આશરો લીધો. સવારે જાગીને તેમણે પહેલાં જ કનુભાઈને પૂછ્યું 'આજે રાત્રે આપણી રૂમમાં અત્તરની સુગંધી આવતી હતી તેનું શું કારણ?' ત્યારે કનુભાઈએ કહ્યું "શ્રીજી મહારાજ અને ગોપાળાનંદ સ્વામી પધાર્યા હતા. મહારાજે પીળું પીતાંબર અને રેશમી વસ્ત્રો પહેર્યા હતા અને શરીરે કેવડાનું અત્તર છાંટયું હતું. મારા માથા પાસે જ બેસી મારે માથે હાથ ફેરવતા હતા. ગોપાળાનંદ સ્વામી ગાદલા ઉપર બિરાજ્યા હતા. લગભગ ૪ વાગે વિમાનમાં બેસી અક્ષરધામમાં પધાર્યા! કનુભાઈની આ હકીકતથી વજુભાઈને આશ્ચર્ય થયું. પરંતુ હવે બુદ્ધિના પ્રદેશમાં ડૂબકી મારવાનું મન ન થયું. શ્રદ્ધાનો આ વિષય હતો. તેમને થયું આવા મહાન પુરુષના કાર્યમાં કેવળ શ્રદ્ધા રાખવાથી મેળવવાનું ઘણું છે અને ગુમાવવાનું કાંઈ જ નથી. ત્યારથી તેમની કનુભાઈ પ્રત્યેની દૃષ્ટિ ફરી ગઈ.

× × ×

સ્વામીશ્રી ધામમાં પધાર્યા, અસંખ્ય મુમુક્ષુઓને રડતા મૂકીને. છતાં પોતાનું પ્રગટપણું સૂક્ષ્મ દૃષ્ટિએ આ પૃથ્વી ઉપર છે જ, જેમને તેમનું સ્થૂળ દેહ જ લક્ષ્યમાં હતું, તેમને પોતાના પ્રગટપણાની પ્રતીતિ સ્વામીશ્રીએ પોતાના મૂળ સ્વરૂપે દર્શન દઈ કરાવી. જેમને જ્ઞાનદૃષ્ટિ હતી, તેમને યોગીજી મહારાજમાં પોતાનું પ્રગટપણું સમજાવ્યું, મનાવ્યું અને બતાવ્યું.

**તમારો મનોરથ પૂરો કરીશું**

આશીના હરમાનભાઈ નાથાભાઈએ સ્વામીશ્રીને અટલાદરામાં વિનતિ કરી કે, "દયાળુ ! મારે ઘેર પધારો. મારે આપને જમાડવાનો સંકલ્પ છે." સ્વામીશ્રીએ તેમને કહ્યું. 'અમે જરૂર આવીશું તમારો મનોરથ પૂરો કરીશું.' પરંતુ આ સંકલ્પ તો અધૂરો રહ્યો અને સ્વામીશ્રી ધામમાં પધારી ગયા. હરમાનભાઈને અત્યંત દુઃખ થયું. 'સ્વામીશ્રી છેવટે ન જ પધાર્યા અને મારી મનની મનમાં રહી, સ્વામીશ્રી તો ગયા. વૈશાખના ઉના વાયરાથી સૌના તપ્ત બનેલા હૃદય વધુ સંતપ્ત થયા. હરમાનભાઈને અંતરમાં વિરહની અકથ્ય વેદના થવા લાગી.

જેઠ ગયો, અષાઢ આવ્યો. પણ અંતરના અગ્નિ કંઈ એથી ઓલાય ? આષાઢ પણ ગયો. પોતાની અતૂટ મેઘધારાથી પણ હરમાનભાઈના હૃદયને શાંત ન કરી શકવાની નિરાશાથી તેની ધારા તૂટી. પરંતુ તે ફરી હિંમત લઈને આવ્યો, શ્રાવણના સરવડા બનીને. શ્રાવણના સરવડા જોઈ તેમનું અંતર પોકારવા લાગ્યુંઃ

શ્રાવણ વરસે સરવડે, નદીયે નીર ન માય;
આવો હવે અલબેલડા, મળવા મન લલચાય.

આ એકજ આશાથી મારું અંતર શાંત થશે. હરમાનભાઈને એજ ઝંખના રાત દિવસ રહેતી હતી.

શ્રાવણ વદી ૧૩ની બપોરે લગભગ સાડા ત્રણ વાગે પોતાની મેડીમાં બારીના તમામ બારણા, બંધ કરી, તેઓ સૂતા હતા. સૂર્યનો પ્રકાશ કે શ્રાવણના સરવડા તેમને સ્વામીશ્રીના ચિંતવનમાં વિક્ષેપ ન કરે તે માટે અર્ધ નિદ્રા, અર્ધ જાગ્રત અવસ્થામાં તેઓ હતા. ત્યાં એકદમ આખા ઓરડામાં પ્રકાશ પથરાઈ ગયો. તેઓ જાગી ગયા અને જોયું, 'આ પ્રકાશ શાનો છે ?' સૂર્યનો પ્રકાશ તો ન હોય, કારણ બારીઓ બંધ હતી. ત્યાં તો તેમની

સન્મુખ બિછાવેલી ગાદી ઉપર સ્વામીશ્રી, યોગીજી મહારાજ, અક્ષરપુરુષોત્તમદાસજી, નારાયણસ્વરૂપદાસજી અને અક્ષરપુરુષદાસજી, બિરાજેલા તેમણે જોયા. સ્વામીશ્રી હસતા હતા. તેમણે હરમાનભાઈને બોલાવ્યા 'આવો હરમાનભાઈ! બેસો.' એટલે તેમણે દંડવત્ કર્યા. પછી પૂછ્યું 'દયાળુ! આમ અચાનક ક્યાંથી પધાર્યા?' એટલે સ્વામીશ્રીએ કહ્યું 'અમો અટલાદરાથી આવીએ છીએ અને બોચાસણ જવું છે. એમ થયું ચાલો આશી થઈને, તમને મળીને જઈએ. તમારે ત્યાં જમવાનો અમે કોલ આપ્યો હતો ને?' એમ કહી પછી બે હાથ બે પગના ગોઠણ ઉપર મૂકયા અને કહ્યું 'મૂર્ખા લોકો કહે છે કે સ્વામી ધામમાં ગયા, પણ હું શું ગયો છું?' હરમાનભાઈના આનંદનો પાર ન રહ્યો. ખરેખર, સ્વામીશ્રી ગયા જ નથી. અહીંજ છે, પ્રગટ જ છે, પણ મૂર્ખાઓની સમજણ એવી હોય છે કે સ્વામી ગયા. પછી સ્વામીશ્રીએ તેમને કહ્યું 'લાવો મગસ, તમારે ત્યાં જ જમીએ.'

તુરત જ હરમાનભાઈ મગસનો ડબ્બો લાવ્યા. સ્વામીશ્રીએ તે ઉઘાડયો અને અંદરથી પાંચ લાડુ લીધા. બધા સંતોને એક એક આપ્યો અને પોતે પણ જમ્યા. પછી બીજી વખત પાંચ લાડુ લીધા અને સૌ સંતોને આપ્યા અને પોતે પણ જમ્યા.

એટલામાં હરમાનભાઈને સંકલ્પ થયો કે પાણી લઈ આવું. એકાએક અંદરના ઓરડાનો પટારો ખખડયો. એ તરફ તેમણે જોયું ત્યાં સ્વામીશ્રી અદશ્ય થઈ ગયા! ગાદી ઉપર દષ્ટિ કરી ત્યાં કોઈ નહિ, ફક્ત મગસના લાડુની વેરાએલી કણકો અને ઉઘાડેલો ડબ્બો પડેલો હતો! તે એકદમ ઊઠ્યા, દોડયા, દાદરો ઉતરી નીચે દોટ મૂકી. પણ ત્યાં કોણ હોય? પછી ભાનમાં આવ્યા. ઘરમાં આવી સૌને વાત કરી. સ્વામીશ્રી દિવ્ય સ્વરૂપે સંતોને લઈને પધાર્યા અને મગસ જમી ગયા. આમ તેમની રસોઈ જમવાનો

કોલ સ્વામીશ્રીએ આ રીતે પૂરો કર્યો. હરમાનભાઈને પ્રતીતિ થઈ, સ્વામીશ્રી અખંડ પ્રગટ જ છે, આપણે રંડાયા નથી, સનાથ જ છીએ.

× × ×

વ્રજલાલભાઈ મોદીના પુત્ર કનુભાઇની પણ મુંબઈમાં આવી જ સ્થિતિ હતી. નાની ઉંમર, સ્વામીશ્રીનો પ્રસંગ થોડો, છતાં પૂર્વના સંબંધને લઇને તેમને સ્વામીશ્રી પ્રત્યે અત્યંત હેત થઈ ગયું હતું. સ્વામીશ્રીના ધામમાં ગયા પછી, તેમની આંખમાંથી પણ આંસૂ સૂકાતા ન હતા.

એક દિવસ બપોરે ઘેર એકલાજ હતા. ખુરશી ઉપર બેસી સ્વામીશ્રીની મૂર્તિમાં ચિત્ત પરોવી, વિરહના પદ ગાતા ગાતા રડતા હતા. એકાએક તે મૂર્તિમાંથી સ્વામીશ્રી પ્રગટ થયા અને કનુભાઈની બાજુમાં પડેલી બીજી ખુરશી ઉપર સ્વામીશ્રી બિરાજ્યા. કનુભાઇને માથે હાથ ફેરવી, સ્વામીશ્રીએ તેને કહ્યું ‘કનુ! કેમ રડે છે?’ કનુભાઈ સ્વામીશ્રીને જોઈ આશ્ચર્ય પામ્યા. આ શું? સ્વામીશ્રી ક્યાંથી? તેણે પૂછ્યું, ‘સ્વામી! તમો કેમ ધામમાં ચાલ્યા ગયા?’ એટલે સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, ‘હું ક્યાં ગયો છું? હું તો આ રહ્યો. બીજે સ્વરૂપે જોગી મહારાજમાં રહ્યો છું. માટે રોઇશ નહિ. દેહના ધર્મ છે, એટલે દેહ વૃદ્ધ થાય, કૃશ થાય એટલે તે છોડી દેવું પડે, શ્રીજી મહારાજ, ગુણાતીતાનંદ સ્વામી અને મોટા મોટાઓ પણ આ લોકમાં ન રહ્યા. પણ દિવ્ય સ્વરૂપે આજે જોગી મહારાજમાં’ મહારાજ, સ્વામી અને અમો બધા છીએ. માટે જોગી મહારાજને ઓળખી ભજન કરી લેવું.’ એટલું કહીને કનુભાઈની આંખો સ્વામીશ્રીએ લૂછી. પછી સ્વામીશ્રીએ કહ્યુ, ‘હવે અમો જઈએ. અમારે

ઘણું કામ છે.' એમ કહી ખુરશી ઉપરથી ઊઠીને બહાર કઠેરા પાસે ગયા અને પછી આકાશમાર્ગે ચાલી નીકળ્યા. આશ્ચર્ય, આનંદ અને દુઃખની મિશ્રીત લાગણીમાં, કનુભાઈના મુખમાંથી શબ્દો નીકળી પડયા. 'સ્વામી મને સાંભરશો જન્મારો.'

× × ×

આ પ્રમાણે સ્વામીશ્રીએ પોતાના દિવ્ય સ્વરૂપના દર્શન ઘણાને આપ્યા. ઘણાના મનોરથો પૂરા કર્યા અને ઘણાને શાંતિ પમાડી. પોતે તો સાક્ષાત્ દિવ્ય સ્વરૂપ હતા. શ્રીજીના સંકલ્પો મૂર્તિમાન કરી, હજારોને મહારાજના પ્રગટપણાની પ્રતીતિ કરાવી હતી. મહારાજના સમયમાં શરુ થએલા સમાધિ પ્રકરણનું પુનરાવર્તન કર્યું. તે દ્વારે હજારોને પોતાના ઇષ્ટદેવના અને તે તે ધામના દર્શન કરાવ્યા, શુદ્ધ ઉપાસના પ્રવર્તાવી, શ્રીજી મહારાજનો હૃદગત અભિપ્રાય, અક્ષરરૂપ થઈને પુરુષોત્તમને ભજવાનો, અક્ષરપુરુષોત્તમની ઉપાસનાનો, પ્રવર્તાવી દીધો. પોતાના સંબંધમાં આવ્યા તે સંતો તથા હરિભક્તોને એકાંતિક ધર્મ સિદ્ધ કરાવી, છતી દેહે અક્ષરધામનાં અવિચળ સુખનો અનુભવ કરાવ્યો.

**ઉપસંહાર**

સ્વામીશ્રીના કાર્યનું વિહંગાવલોકન કરતા, શ્રીજીના એ દિવ્ય સ્વરૂપનું સાચું રહસ્ય સમજાય છે. મહારાજના સમયમાં પ્રથમ ધાર્મિક અવ્યવસ્થા અને અંધાધૂંધી હતી. તેનો સમૂળ નાશ કરી શ્રીજી મહારાજે એકાંતિક ધર્મની સ્થાપના કરી. સ્વામીશ્રીના સમયમાં ધાર્મિક વ્યવસ્થા હતી. પરંતુ ઉપાસનામાં અંધાધૂંધી હતી. સ્વામીશ્રીએ એકાંતિક ધર્મની સ્થિરતા, બ્રહ્મસ્વરૂપ સત્પુરુષના પ્રગટપણા ઉપર છે, તે શ્રીજી મહારાજનું અંતર્ગત રહસ્ય સમજાવી, તે ધર્મને સ્થિર કર્યો. વળી અક્ષરપુરુષોત્તમની ઉપાસના જ સનાતન અને શુદ્ધ ઉપાસના છે, તે સમજાવી निजात्मानं ब्रह्मरूपं ને મૂર્તિમાન કરવા એ અક્ષર-પુરુષોત્તમના દિવ્ય સ્વરૂપોનું સ્થાપન કરી, અને એ ઉપાસનાની

સિદ્ધિ માટે પરમ ભાગવત્ સંતની અનિવાર્યતા દર્શાવી.[૧] ઉપાસનાની અંધાધૂંધી ટાળી, શ્રીજી મહારાજે હઠીલા અને જડ જેવા ગણાતા જીવોને ખેંચવા સમાધિ પ્રકરણ ચલાવ્યુ. સ્વામીશ્રીના સમયમાં પણ શ્રીજી મહારાજે, પોતાનું આ સંત દ્વારા પ્રાગટ્ય પોતાની સર્વોપરી ઉપાસના અને અનાદિ મૂળ અક્ષરનું સ્વરૂપ સમજાવવા, સમાધિ પ્રકરણ શરુ કર્યું અને હજારો મુમુક્ષુ જીવોને આત્યંતિક કલ્યાણના માર્ગ ઉપર મૂકી દીધા. શ્રીજી મહારાજે પાંચ મંદિરો કરી, ભક્તિ માર્ગમાં ઉપાસનાનું મહત્વ સમજાવ્યું. સ્વામીશ્રીએ પણ મંદિરો કરી, એકાંતિક ધર્મ સિદ્ધ કરવામાં સર્વોપરી પુરુષોત્તમનારાયણની એકાંતિક ભાવે, અક્ષરરૂપ થઈ ઉપાસના કરવી, તે રહસ્ય સમજાવ્યું.

આ રીતે શ્રીજી મહારાજના પરમ તુલ્યભાવને પામેલું સ્વામીશ્રીનું સ્વરૂપ, ' એ શ્રીજી મહારાજને પોતાના સ્થાપેલા એકાંતિક ધર્મ વિસ્તાર કરવાનું અને તેને દઢીભૂત કરવાનું, એક દ્વાર હતું. તેથી જ શ્રીજી સ્વયં સ્વામીશ્રી દ્વારા પ્રગટ હતા, એ રહસ્ય જેને જેને સમજાયું અને જે જે સ્વામીશ્રીને અનુસર્યા, તેને શ્રીજી મહારાજ સાક્ષાત્ મળ્યાનો આનંદ થયો અને અક્ષરધામનું અદ્વિતીય સુખ છતી દેહે અનુભવ્યું. સ્વામીશ્રીના આ ચરિતામૃતમાંથી શ્રીજીમહારાજના એ દિવ્ય સ્વરૂપને ઓળખવાની દષ્ટિ સાચા મુમુક્ષુઓને પ્રાપ્ત થાઓ, એ જ પરમકૃપાળુ પરમાત્માના પુનિત પાદોમાં પ્રાર્થના ! ! !

---

૧ 'ત્રીશ લક્ષણે યુક્ત એવા જે સંત તેનો જે સંગ તે મન, કર્મ, વચને કરીને રાખે તો જેટલાં કલ્યાણને અર્થે સાધન છે તેટલા સર્વ તેના સંગમા આવી જાય છે' —વર–૯.

૨ સા. ૧૧.

# સમાધિ કાંડ સમાપ્ત.

# ખંડ ૬ ઠ્ઠો

## આફ્રિકા વિભાગ

સત્સંગનું વ્યાપક સ્વરૂપ દેશકાળથી અબાધિત છે. સનાતન સત્ય સદા વ્યાપકજ હોય છે. જેમ પૃથ્વીમાં બીજ અવ્યક્ત સ્વરૂપે હોય છે જ અને વર્ષાદનો યોગ થતા ઉદય થઈ આવે છે, તેજ પ્રમાણે ભગવાન કે તત્સ્વરૂપ સત્પુરુષના સંકલ્પ કે આશીર્વાદથી કે શુદ્ધ સત્સંગના સંસ્કારોવાળા મુક્તોના વિચરણથી, સનાતન સત્ય, સત્સંગના સ્વરૂપમાં પ્રગટ થાય છે, ત્યારે દેશ કે કાળનો બાધ તેને નડતો નથી. શ્રીજી મહારાજે તેથી જ કહ્યું છે 'અતિશય જે મોટા સમર્થ પુરુષ હોય તે જે દેશમાં રહેતા હોય તેને પ્રતાપે કરીને ભૂંડો દેશ હોય, ભૂંડો કાળ હોય, ભૂંડી ક્રિયા હોય, તે સર્વે સારાં થઈ જાય છે.' આફ્રિકા અનાર્ય દેશ ગણાય છે. પરંતુ સત્સંગના અવ્યક્ત સંસ્કાર વાળા મુમુક્ષુઓ ત્યાં જઈને વસ્યા, તેમની એ સંસ્કાર ભાવના ઉદય થઈ, તેમાં સ્વામીશ્રીના આશીર્વાદ ભળ્યા, તેમનો સંકલ્પ ભળ્યો, અને આફ્રિકામાં સત્સંગ ફાલ્યો ફૂલ્યો. અક્ષર પુરુષોત્તમની શુદ્ધ ઉપાસના પ્રવર્તિ અને તે સનાતન સ્વરૂપોની સ્થાપના પણ ત્યાંના મુખ્ય શહેરોમાં, ભવ્ય મંદિરો બનાવી, ત્યાંના વાસીઓએ કરી. આ ઇતિહાસ અદ્ભુત છે, તેમાં ભારતીય સંસ્કૃતિના વિકાસની, વ્યાપકતાની અને સર્વતોભદ્ર ભાવની છાયા છે.

'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત' મહાકવિ શ્રી ન્હાનાલાલની આ પંક્તિઓ, ગુજરાતીઓની ગુજરાત પ્રત્યેની અસ્મિતા, એ સુજલામ્ સુફલામ્ પ્રદેશ પ્રત્યેની ભાવુકતા અને ભક્તિભાવના સંસ્કારોની તીવ્રતાનું દર્શન કરાવે છે. ભારતમાંથી થોડાક કચ્છી ભાઈઓ આફ્રિકા વેપાર અર્થે ગયા. ત્યાં તેમણે

તેમના આ સંસ્કારની જ્યોત જગાવી કચ્છી જનતાનું સંગઠન કર્યું અને સને ૧૯૨૮ માં કચ્છના મહામુક્ત શ્રી અબજી બાપા ધામમાં પધાર્યા, તે પ્રસંગે નાઈરોબીમાં સત્સંગિજીવનનું પારાયણ કરાવ્યું. આ પારાયણની પૂર્ણાહુતિ પ્રસંગે શ્રીજી મહારાજની મૂર્તિને પાલખીમાં પધરાવી શહેરમાં નગરયાત્રા નીકળી, ત્યારે આ ઉત્સવમાં ૧૨૦૦ હરિભક્તોએ ભાગ લીધો હતો।

भगवन्मदिर सर्वै सायमन्तव्यमन्वहम् । શિક્ષાપત્રીમાં શ્રીજી મહારાજે આ આજ્ઞા આપી છે તેથી આ કચ્છી સત્સંગીઓ નેરોબીમાં મે. કરસન મૂળજીની કુંમાં એક ઓરડો રાખી, મહારાજની મૂર્તિ ત્યાં પધરાવી, ત્યાં રોજ સાયંકાળે દર્શને જતા. ધીરે ધીરે આ પ્રવૃત્તિમાં ભાદરણના મણીભાઈ ઉમેદભાઈ પટેલ, ત્રિભોવનદાસ મૂળજીભાઈ પટેલ, તારાપુરના મણીભાઈ પુરુષોત્તમ અમીન તથા મણીભાઈ આશાભાઈ પટેલ પણ ભળ્યા. જ્યારે પૂર્વ આફ્રિકા સત્સંગ મંડળની સ્થાપના થઈ, ત્યારે મણીભાઈ આશાભાઈ પટેલની પ્રમુખ તરીકેની વરણી થઈ.

× × ×

સને ૧૯૩૭ માં શ્રી હરમાનભાઈ* દેશમાં આવ્યા અને સત્સંગમાં અધિક ફરી, સત્સંગનો લાભ લીધો. આફ્રિકા પાછા જતા મોટા પુરુષોત્તમદાસ સ્વામીના દર્શન તેમણે કર્યા અને આશીર્વાદ

* મૂળ ગાનાના વતની આ મુમ્બરાજના પૂર્વજ મહારાજને મળેલા હતા. શ્રીજી મહારાજ ગાના પધાર્યા ત્યારે રાત્રે ગાનાની સત્સંગી જનતાએ મહારાજનું અદ્ભુત સામૈયું કરી શ્રીજી મહારાજ તથા આખા સંઘને ગામમાં ધામધૂમથી ફરવ્યા. પરંતુ તે દરમ્યાન મશાલો માટે વપરાતું તેલ ખૂટી ગયું. મોડી રાત્રે તેલ ક્યાં મળે? રણછોડદાસની પાસે આ વાત ગઈ. તેમણે કહ્યું, ઘરમાં શી ખૂટી ગયું છે? તેઓ તારે ઘેરથી ઘી લઈ આવ્યા. આ પ્રમાણે શ્રીજી મહારાજનું ઘીની મશાલોથી ગાનાની સત્સંગી જનતાએ સ્વાગત કર્યું. સત્સંગમાં આ ઘરના પ્રસિદ્ધ છ. હરમાનભાઈ મકનદાસ—નાથાભાઈ—મગનભાઈ—રણછોડદાસ. હરમાનભાઈને

લીધા. પુરુષોત્તમદાસ સ્વામીએ તેમને પૂજા માટે પાંચ મૂર્તિઓ આપી ત્યારે હરમાનભાઈએ કહ્યું, 'મારે તો મારા માટે એક જ મૂર્તિ જોઈએ. પાંચને શું કરવી છે ?' આશીર્વાદ આપતા પુરુષોત્તમ સ્વામીએ કહ્યું, 'પાંચે કામમાં આવી જશે.' પુરુષોત્તમદાસ સ્વામીના વચન પ્રમાણે આફ્રિકામાં સત્સંગના વહેણ વધ્યા.

× × ×

સં. ૧૯૮૮માં કીબ્વેઝીમાં સાંજના વોલીબોલની રમત રમીને, હરમાનભાઈ, મગનભાઈ મોતીભાઈ પટેલ,[×] આત્માસિંહ, હજારીસિંહ વગેરે બેઠા હતા. ત્યારે મગનભાઈએ સૂચન કર્યું. 'આ બધા તેમના ઇષ્ટદેવની પ્રાર્થના કરે છે, તો આપણે પણ આપણા ઇષ્ટદેવને સંભારવા જોઈએ.' અગાઉ આ પ્રમાણેનો પ્રાર્થનાક્રમ સાંજના ગોઠવવા હરમાનભાઈએ સૂચન કર્યું હતું, તે આજે અમલમાં મૂકાયુ. પુરુષોત્તમદાસ સ્વામીની આપેલી મૂર્તિ સમક્ષ પ્રાર્થનાક્રમની શરૂઆત આ રીતે થઈ. પછી તો આ નિત્યક્રમ થઈ ગયો.

---

પુરુષોત્તમદાસ સ્વામીના પ્રસંગથી સત્સંગ થયો હતો. નિર્ગુણદાસ સ્વામીની વાતોથી તે પાંગર્યો હતો અને સ્વામીશ્રીની દૃષ્ટિથી અંતરમાં તેના ઝાડ થતા હતા. જ્યારે તેઓ પ્રથમ આફ્રિકા જવા તૈયાર થયા, ત્યારે સ્વામીશ્રીએ તેમને આશ્ચર્ય પમાડે એ રીતે આણંદ સ્ટેશને દર્શન દીધા. અદ્‌ભુત દિવ્ય વાતોથી પરદેશનું ભાથુ બંધાવ્યું અને આશીર્વાદ આપ્યા. ત્યારથી તેમનો સત્સંગ દિનપ્રતિદિન વધતો ગયો.

---

× મુક્તરાજ મગનભાઈ મૂળ વસોના વતની ધંધાર્થે આફ્રિકા ગયા હતા. ત્યાં કિબ્વેઝીમાં હરમાનભાઈના પ્રસંગથી, તેમને સત્સંગનું હાર્દ સમજાયું. ગ. મ. ૮ વાંચ્યું અને એકાદશીનું રહસ્ય સમજાયું. શૂરવીર પ્રકૃતિના હોવાથી ત્યારથીજ એકાદશીવ્રત તાત્વિક દૃષ્ટિથી શરૂ કર્યું. પત્રોથી શ્રી નિર્ગુણદાસ સ્વામીનો પરિચય સધાયો. સ્વામીશ્રીનો મહિમા પણ સમજાયો. ત્યાર પછી તો સ્વામીશ્રીમયજ જીવન તેમણે કરી દીધું અને સ્વામીશ્રીનું જીવંત પ્રતીક બની, આફ્રિકામાં આ મહામુક્તરાજે સત્સંગનો અતિ અદ્‌ભુત વિકાસ કર્યો. સૌ તેમનું અદ્‌ભુત પરિવર્તન જોઈ વિસ્મય પામતા.

સં. ૧૯૮૯ માં રાજપુરમાં પારાયણ હતી. હરમાનભાઈ તે અરસામાં જ દેશમાં આવ્યા હતા. નિર્ગુણદાસ સ્વામી તેમને લેવા ઠેઠ મુંબઈ ગયા. વાતોનો વરસાદ વર્ષાવ્યો અને ત્યાંથી સીધાજ નગાસરમાં પારાયણ હતી ત્યાં તેમને તેડી ગયા. અહીં સ્વામીશ્રીની દિવ્ય મૂર્તિના દર્શન કર્યા. અત્યંત ભક્તિભાવવાળા સંતો હરિભક્તોના દર્શન કર્યા અને હરમાનભાઈનું હૈયું હાથ ન રહ્યું. આવો દેશનો સત્સંગ મૂકી, પરદેશ ફક્ત લૌકિક કમાણી કરવા જવું તેમને ઠીક ન લાગ્યું. તેમના મનમાં હજારો સંકલ્પ ઊઠયા. અહીંથી રાજપુર પારાયણ હોવાથી તે આવ્યા. અહીં સ્વામીશ્રીને તેમણે આફ્રિકાના સત્સંગની વાત કરી. આપણી સત્સંગ પ્રવૃત્તિની અપેક્ષાએ ઈતર ધર્મિઓની અનેકગણી ત્યાં પ્રવૃત્તિ છે, તે પણ જણાવ્યું. સ્વામીશ્રીએ તેમને આશીર્વાદ આપ્યા 'કોશીશ કરજો. સત્સંગ વધશે. મહારાજનો વર છે.' આ આશીર્વાદથી તેમનો ઉત્સાહ વધ્યો. આફ્રિકામાં સત્સંગ પ્રચારના કાર્યને વેગ આપવા તેમની ધગશ અનેકગણી વધી ગઈ. નિર્ગુણદાસ સ્વામીએ થોકબદ્ધ પત્રોથી તેમને પોષણ આપ્યું. તેમના પત્રોની જ્ઞાનગંગાના અમૃતનું પાન કરી, આફ્રિકામાં શુદ્ધ અને સર્વોપરી શ્રી અક્ષર પુરુષોત્તમની ઉપાસનાનું સ્થાપન થયું. નૈરોબીમાં દર રવિવારે સત્સંગ મંડળની સભા થવા લાગી. બીજા ગામોમાં પણ આનું અનુકરણ થયું અને સમૈયા ઉત્સવ ઉજવવાની શરૂઆત થઈ. ધીરે ધીરે વ્યવસ્થિત મંડળ દ્વારા વાર્ષિક અધિવેશનનો પણ શરુ થયા.

× × ×

નવા થતા આ સત્સંગીઓને શુદ્ધ ઉપાસનાની યથાર્થ સમજણ કરાવવી, મોક્ષનું દ્વાર સત્પુરુષ છે તે સમજાવવું અને સ્વામીશ્રીનો અપરિમીત મહિમા સમજાવી, સૌને પાકા, નિષ્કામ સત્સંગી કરવા, શ્રી નિર્ગુણદાસ સ્વામીએ જ્ઞાનગંગાનો પ્રવાહ પત્રો દ્વારા વહેતો મૂકયો. તેમના પત્રો પાંચ પચ્ચીસ પાનાના નહિ

પરંતુ સેંકડો પાનાના હારમાળારૂપે આફ્રિકામાં થોકબંધ જતા. તેમના સરળ, મુદ્દાસર અને કોઈની પણ ટીકા કે નિંદા સિવાય લખાયેલા પત્રો, સૌ સત્સંગીઓ અપૂર્વ ઉત્સાહથી વાંચતા અને નિર્ગુણદાસ સ્વામી પ્રત્યે પૂજ્યભાવની બુદ્ધિ દૃઢ કરતા. રાત દિવસ અવિરતપણે પત્રો લખતા નિર્ગુણદાસ સ્વામીને કોઈ કહેતું 'સ્વામી, તમે આ શું લઈ મંડયા છો?' ' ત્યારે તેઓ સ્મિત કરી કહેતા 'મારા ધન્ય ભાગ્ય કે આફ્રિકાના સત્સંગીઓ મારા પત્રો વાંચી રાજી થાય છે તો મારે જેવા આવડે તેવા જવાબ લખવા જ જોઈએ.' આ પ્રમાણે નિર્ગુણદાસ સ્વામીની પત્રમાલા અને મુક્તરાજ મગનભાઈનું વક્તવ્ય, આફ્રિકાના સત્સંગ ઘડતરમાં મુખ્યપણે જણાઈ આવે છે

ભાદરણના શ્રી મણીભાઈ ઉમેદભાઈ પટેલ દેશમાં આવવાના હોવાથી મકીન્ડુમા સમૈયો ગોઠવ્યો. આ સમૈયામાં નૈરોબીથી મણીભાઈ, ચતુરભાઈ, કેશવલાલ, ઈશ્વરભાઈ, ચીમ્બાથી વિઠ્ઠલભાઈ મોમ્બાસાથી ત્રિભોવનદાસભાઈ+ તથા મુક્તરાજ મગનભાઈ તથા

+ વડોદરા કોલેજમાં અભ્યાસ કરીને ત્રિભોવનદાસભાઈ ધંધાર્થે આફ્રિકા ગયા હતા. તેમનું આખું કુટુંબ સત્સંગી અને સ્વામીશ્રી પ્રત્યે પરમ નિષ્ઠાવાન હતું. તેમના મોટાભાઈ કાશીભાઈ સં. ૧૯૬૦ માં બોચાસણ મૂર્તિ પ્રતિષ્ઠા સમયે સેવામાં હતા. અક્ષરપુરુષોત્તમની મૂર્તિઓ ચરુમાંથી મંદિરમાં ચઢાવવાની સેવામાં પૂ. યજ્ઞપુરુષદાસ સ્વામી, પૂ. મોતીભાઈ ભગવાનદાસ, પૂ. મણીભાઈ તથા એક મારવાડી સલાટ સાથે તેઓ પણ હતા. ત્રિભોવનદાસભાઈ મોમ્બાસામાં સબ ઈન્સ્પેક્ટર તરીકે કામ કરતા હતા. આવા અનાર્ય દેશમાં કોઈ પ્રકારના સત્સંગનો યોગ નહિ અને સત્સંગ સંબંધી પ્રવૃત્તિ પણ નહિ, એટલે તેમણે એક દિવસ સંકલ્પ કર્યો કે અહીં કોઈ સેવા પૂજા કરતું નથી એટલે આપણે પણ કાલથી સેવા પૂજા કરવાનું બંધ કરવું. પછી થોડીવારે આરામ કરવા સહેજ સૂતા ત્યાં સ્વામીશ્રીના તેમને દર્શન થયા. સ્વામીશ્રીએ તેમને ઠપકો આપતા કહ્યું, 'કાલથી સેવા પૂજા કેમ કરવી નથી?' ત્રિભોવનદાસ તુરત જ જાગી ગયા અને પોતાને જે સંકલ્પ થયો તેથી ખૂબ જ શરમીંદા બની વિચાર કરવા લાગ્યા કે 'સ્વામીજી! આપ આવા અનાર્ય દેશમાં પણ અમને સતત જાગૃત રાખી અમારો કલ્યાણનો માર્ગ નિર્વિઘ્ન રાખો છો, એ આપની કેવી દયા!' તેમને અંતરમાં ઘણું જ દુઃખ થયું અને ફરી એવા નમાલા વિચારને અંતરમાં પેસવા જ ન દેવો, તેવો બળવાન નિર્ણય તેમણે કરી લીધો

ધર્મજવાળા અંબાલાલભાઇ પણ આવ્યા હતા. આ સમૈયામાં કથા વાર્તા, ધૂન્ય અને ભજનના પ્રતાપે મુક્તરાજ મગનભાઇની વૃત્તિઓ સ્થિર થઇ ગઈ. જગતના તમામ માયિક આવરણોમાંથી અંતર્વૃત્તિ છૂટી થઇને ધૂન્ય અને ભજનના પ્રતાપે હૃદયાકાશમાં લીન થઈ ગઈ અને તે સ્થિતિમાં તેમને સર્વત્ર દિવ્ય પ્રકાશ દેખાયો. સર્વ હરિભક્તો પણ શ્રીજીના સંબંધે યુક્ત દિવ્ય પ્રકાશમય જણાયા. શ્રીજીના સંબંધથીજ હરિભક્તોને પ્રાપ્ત થએલી દિવ્યતા તથા શ્રીજીના સંબંધથી સર્વત્ર અક્ષરધામમય બનેલું વાતાવરણ જોઇ, મગનભાઈ તેજ સ્થિતિમાં સૌને દંડવત્ કરવા લાગ્યા. શ્રીજી મહારાજ, અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી, શાસ્ત્રીજી મહારાજ તથા અનંત મુક્તોના તેમને દર્શન થયા. તેમના આનંદનો પાર ન રહ્યો. સમાધિમાંથી જાગ્રત અવસ્થામાં આવતા, આ દિવ્ય અનુભવથી તેમનું અંતઃકરણ શુદ્ધ થઈ ગયું. સત્સંગમય જીવન જીવવાનો તેમણે ત્યારથી જ સંકલ્પ કરી લીધો.

આજ અરસામાં ત્રિભોવનદાસ દેશમાંથી પાછા આફ્રિકા આવવાના હતા. તેઓ બોચાસણ સ્વામીશ્રીના દર્શન કરવા ગયા. અહીં કોઠારી શ્રીજી સ્વરૂપદાસજીએ તેમને કહ્યુ 'સ્વામીશ્રી તો જયપુર પધારવાના છે.' આ સમાચારથી તેઓ અત્યંત નિરાશ થયા. તેઓ ભાદરણ ગયા અને બીજે દિવસે મુંબઈથી આફ્રિકા જવા આણંદ સ્ટેશને આવ્યા. સ્ટેશને ગાડીની પ્રતીક્ષા કરતા તેઓ બેઠા હતા, એટલામાં અમદાવાદથી લોકલ આવી અને તેમાંથી સ્વામીશ્રી એક સાધુ સાથે ઉતર્યા. ત્રિભોવનદાસને તો સ્વામીશ્રીને જોઇ અત્યંત આશ્ચર્ય થયું. તેમના આનંદનો પાર ન રહ્યો. સ્વામીશ્રીને તેમણે દંડવત્ કર્યા અને પોતાનું 'બેડીંગ' બીછાવી તે ઉપર પધરાવ્યા. પછી હાથ જોડી તેમણે પૃછ્યું, 'સ્વામી બાપા! આપ તો જયપુર જવાના હતા એમ કોઠારી શ્રીજીસ્વરૂપદાસજીએ મને ખબર આપ્યા હતા અને અચાનક અહીં કયાંથી?'

'સ્વામીશ્રીએ હસતા હસતા કહ્યું, 'અમે જયપુર જવા અમદાવાદ જઈ આમલીપોળમાં ઉતારો કર્યો પણ કોઈક એંચે છે એમ લાગ્યું એટલે તેજ ઘોડાગાડીમાં પાછા સ્ટેશને આવી અહીં આવ્યા.' સ્વામીશ્રીના આ કરુણા ભરપુર ભાવથી ત્રિભોવનદાસ તો ગદ્દગદ થઈ ગયા. આફ્રિકાનો પ્રવાસ ખેડી પાછા દેશમાં કયારે અવાય, તેમાં પણ સ્વામીશ્રીના દર્શન વિના જવાય, એટલે તેમના અંતરમાં અશાંતિ જરૂર હતી જ. સ્વામીશ્રીએ તેમને દર્શન દઈ શાંતિ કરી દીધી. સ્વામીશ્રીએ તેમને ખૂબ વાતો કરી જ્ઞાન વાતોનું ભાથુ બંધાવ્યું અને મગજ પૂરીનો પ્રસાદ પણ આપ્યો. ત્રિભોવનદાસે સ્વામીશ્રીનું પૂજન કર્યું અને ધોતિયા ઓઢાડયા. સંકલ્પમાત્રે પોતાના આશ્રિતના મનોરથ પૂરા કરી, તેને લાડ લડાવવા અર્થેજ ભગવાન અથવા તેમના સાક્ષાત્‌ભાવને પામેલા સંતનું અવતરણ હોવાથી,* સ્વામીશ્રીના મૂર્તિમાન થકા સર્વવ્યાપક સ્વરૂપનો મહિમા, ત્રિભોવનદાસને આ પ્રસંગથી સમજાયો.

મકીન્‌ડુનો આ સમૈયો એ આફ્રિકામાં શ્રી અક્ષર પુરુષોત્તમ સત્સંગ મંડળ માટેની શુભ શરૂઆત હતી. ત્યારબાદ સીમ્બા, આથીરીવર, કીજાબી, નકૂરૂ, મચાકોસ, મોંબાસા, નાઈરોબી વગેરે સ્થળોએ સમૈયા થયા અને શ્રીજી સ્વામીની શુદ્ધ અને સર્વોપરી ઉપાસનાના, પ્રથમ ગણેશ આફ્રિકામાં મંડાયા. અહીંના સત્સંગની વિશિષ્ટતા એ દેખાય છે કે વ્યવસ્થિત મંડળો દ્વારા સત્સંગ પ્રચારનું કાર્ય ત્યાંના કાર્યકરો કરે છે.

અહીંના મુખ્ય કાર્યકરોમાંના નૈરોબીમાં વસતા ભાદરણના શ્રી મણીભાઈ ઉમેદભાઈ પટેલ, ખૂબજ ઉત્સાહી હોવાથી, આફ્રિકાની સત્સંગ પ્રવૃત્તિને ઘણો વેગ મળતો. સ્વામીશ્રીના તેઓ પરમ કૃપાપાત્ર હોવાથી અને તેમના દ્વારા પણ સ્વામીશ્રીને સત્સંગ પ્રચારનું કાર્ય કરવાનું હોવાથી, સ્વામીશ્રીએ તેમને આશીર્વાદ આપ્યા હતા કે 'તમારા દેહમાં રોગ રહેશે જ નહિ.'

* કા. ૫

પરંતુ આફ્રિકામાં તેમને ભયંકર બિમારી આવી. હોસ્પીટલમાં જવું પડયું. ડોકટરોએ ઓપરેશન કરવાની સૂચના કરી, સગા સંબંધીઓએ અને મિત્રોએ આશા છોડી દીધી. આ પરિસ્થિતિમાં એક સ્વામિનારાયણ અને સ્વામીશ્રીના નામસ્મરણ વિના બીજો કોઈ ઉપાય તેમની પાસે ન રહ્યો. તેમણે ભજનનો એ પ્રયોગ શરુ કર્યો અને તેમના આશ્ચર્ય વચ્ચે બીજેજ દિવસે ડોકટરોએ તેમને તપાસીને કહ્યું, 'ઓપરેશનની જરૂર નથી અને ઇન્જેકશનથી મટી જશે.' એમ કહી ઘેર જવા રજા આપી. ધીરે ધીરે તેમની બિમારી દૂર થઈ અને થોડા જ દિવસોમાં સ્વામીશ્રીના પ્રતાપે હરતા ફરતા થઈ ગયા. સિમ્બાના સમૈયામાં જવાની તેમને ઉત્સુકતા હતી, તે મનોરથ તેમનો પૂરો થયો. સ્વામિનારાયણ મહામંત્રે જેમ દર્દ નાસે છે, તેમ તે મહામંત્રના પ્રતાપે ભયંકર સિંહ પણ શાંત બની જાય છે, અને પોતાનો શિકાર જોવા છતાં પણ શાંતિથી ચાલ્યા જાય છે. એ અનુભવ મહારાજે તેમને સિમ્બાના સમૈયે જતી વખતે કરાવ્યો.

× × ×

કરમસદના શિવાભાઈ તથા તેમના ભાઈ રામભાઈ બંને આફ્રિકામાં રહેતા. કૂળનો ધર્મ સ્વામિનારાયણનો, તેમના પિતા નારણભાઈ સ્વામીશ્રીના અનન્ય શિષ્ય હતા, આ બંને ભાઈઓને સત્સંગ સાચા સ્વરૂપમાં ઓળખાયો ન હતો. બાલપણના સંસ્કાર હતા પણ એ સંસ્કારને આફ્રિકા જેવા અનાર્ય દેશમાં શી રીતે પોષણ મળે ? પરંતુ મહારાજ તો અલ્પ સંસ્કારને પણ મહત્ સ્વરૂપ આપી, જીવના માયાના રંગને પલટાવી નાંખે છે. હરમાનભાઇને સ્વામીશ્રીએ આશીર્વાદ આપ્યો હતો કે 'આફ્રિકામાં સત્સંગ વધશે.' હરમાનભાઈ આ આશીર્વાદના બળે આફ્રિકા આવી, ત્યાં વસતા ગુજરાતીઓ અને સત્સંગીઓની નામાવલિ તૈયાર કરવા લાગ્યા. તેમાં શિવાભાઈ અને રામભાઈ ઝડપાઈ ગયા ! તેમના સત્સંગ પોષણનું કાર્ય શરુ થયું.

મુક્તરાજ મગનભાઈની વાતોથી શિવાભાઈને તો રંગ લાગ્યો. પરંતુ રામભાઈને તો ભજનથી 'ભગતડુ' થઈ જવાની બીક લાગી. ધીરે ધીરે તેમને પણ રંગ લાગ્યો. તેમના પત્ની તથા 'બેબી'ને સમાધિ થવા લાગી અને સ્વામીશ્રીના દિવ્ય પ્રતાપની ઝાંખી અંતરમાં તેઓ અનુભવવા લાગ્યા. નિર્ગુણદાસ સ્વામીશ્રીના જ્ઞાન પત્રો અને આશીર્વાદ પત્રોએ તેમને ઘણુ બળ આપ્યુ. સ્વામીનો મહિમા અધિક અને અધિક તેઓ સમજતા થયા આફ્રિકામા હરમાનભાઈ તથા મુક્તરાજ મગનભાઈના પ્રયાસથી વધતા જતા સત્સંગમા આ બને ભાઈઓ ભળી ગયા અને સત્સંગના અંતરંગ રંગથી રંગાઈ ગયા. એ વધતા જતા સત્સંગના વમળમા ધીરે ધીરે ગાનાવાળા પુરુષોત્તમદાસ મકનદાસ (હરમાનભાઈના ભાઈ), ડી. જી. પટેલ, ગસના ઈશ્વરભાઈ, કરમસદના જીવાભાઈ નાથાભાઈ[૧] તથા ડાહ્યાભાઈ, ભાદરણના ચુનીભાઈ તથા ચતુરભાઈ, સોજીત્રાના હીમાભાઈ ઉમેદભાઈ, ગજેરાના મીઠાભાઈ, તારાપોરના મણીધર[૨] તથા અમુલખ બ્રહ્મભટ.

---

૧ પ્રથમ રાધાસ્વામી સંપ્રદાયમા હતા પરંતુ નૈરોબીમા શિવાભાઈ તથા રામભાઈના પ્રસંગથી સ્વામિનારાયણ સંપ્રદાય સ્વીકાર્યો અને સારા સત્સંગી બની ગયા

૨ આફ્રિકામા સં. ૧૯૨૮મા કચ્છી હરિભક્તોએ ખાનગી મકાનમા મંદિર કર્યું હતુ તેમા હરમાનભાઈ, મણીભાઈ ઉમેદભાઈની સાથે તેઓ પણ જતા ત્યારથી જ સ્વામીશ્રીના અપૂર્વ મહિમાને તેઓ યથાર્થ સમજ્યા હતા એટલે તારાપુરમા તેમના સાથે તેઓ પણ જતા ત્યારથી જ તેમના નવા થતા મકાનમા તળવટ મુકવાનુ મુહૂર્ત ખાસ સ્વામીશ્રીને તેડાવીને કર્યું અને મકાન પ્રસાદીના કરાવ્યા નિર્ગુણદાસ સ્વામી પણ આ પ્રસંગે અચાનક આવી તેથી ગયા તેમના આનંદનો પાર ન રહ્યો

સં ૧૯૮૩ની ભયંકર રેલમા મણીધરભાઈના આ પ્રસાદીના મકાનનો ખેડકનો ભાગ પાણીના ભયંકર ઝપાટાથી એક બાજુ ઝુકી ગયો પરંતુ આશ્ચર્ય સાથે વરસાદના બીજા ઝપાટાથી તે સરખો પણ થઈ ગયો ચોમાસુ ગયા પછી મણીધરે વરસાદમા નુકશાન થયુ છે સમજી, બે માળ ઉતાર્યા પરંતુ સ્વામીશ્રીએ તેમને કહ્યુ 'જેમણે આવા કાળમા મકાન બાંધ્યુ તે સાચવત નાહ?' પરંતુ જીવની ઉવદશામા પરમકૃપાળુ પરમાત્મસ્વરૂપ વિભૂતિનો આવો મહિમા ક્યાથી સમજાય? હતા જે રીતે તેમના મકાનની રક્ષા થઈ તેથી સોજીત્રાના રામદાસે કહ્યુ, 'મણીધર! તારા સ્વામિનારાયણ સાચા, કારણ કે ગામમા ઘણાના ઘર પડી ગયા અને તારુ ઘર સચવાયુ'

ઉમરેઠના રણછોડભાઈ, મોતીભાઈ તથા કેશવલાલભાઈ, ઓડના અંબાલાલ, કચ્છી હરિભક્ત મૂળજી કરસન વગેરે જોડાતા ગયા અને સત્સંગ અભિવૃદ્ધિને પામતો ગયો. આ નવા થતા સત્સંગીઓમાં ખાસ કરીને ધર્મજના અંબાલાલ પુરુષોત્તમદાસની મુક્ત સ્થિતિની પ્રતીતિ સૌને થઈ. દેશમાં સ્વામીશ્રીના પ્રસંગમાં તેઓ ફક્ત અર્ધો કલાક જ આવ્યા અને પૂર્વ જન્મનું જ્ઞાન તેમને ઉદય થઈ ગયું હોય તેમ, નિશ્ચય થઈ ગયો, સત્સંગ તેના શુદ્ધ સ્વરૂપમાં ઓળખાઈ ગયો. તેમના પ્રસંગથી આફ્રિકામાં ધીરે ધીરે નવા સત્સંગીઓ પણ થવા લાગ્યા. પછી સત્સંગમાં તેઓ અગ્રગણ્ય ભાગ લેવા લાગ્યા.

પૂર્વ આફ્રિકા સત્સંગ મંડળની સ્થાપના થઈ ગઈ અને તે સંસ્થાના ઉપક્રમે વાર્ષિક સંમેલનો, અન્નકૂટ ઉત્સવ વગેરે થવા લાગ્યા. આ મંડળના પ્રમુખ તરીકે શેઠ લાલજી મકનજીની વરણી થઈ. આ મંડળે અન્નકૂટ ઉત્સવ તથા સ્વામીશ્રીનો જન્મ જયંતિ ઉત્સવ ઉત્સાહપૂર્વક યોજ્યો. જન્મ જયંતિ ઉત્સવ અંબાલાલભાઈએ પોતાને ઘેરજ યોજ્યો. સિંહાસનની શોભા ખૂબજ આકર્ષક અને સુંદર બનાવી. હરિભક્તો પણ સારી સંખ્યામાં આવ્યા અને સ્ત્રી પુરુષો માટે અલાયદા ઓરડા ચિકાર ભરાઈ ગયા. એટલે ઘણા હરિભક્તોને બહાર ચોગાનમાં ઊભા રહેવું પડયું. ત્રિભોવનદાસે તથા અંબાલાલભાઈએ વચનામૃત વંચાવી સુંદર નિરૂપણ કર્યું અને શ્રોતાવર્ગને કથામૃતનું પાન કરાવ્યું. કચ્છી હરિભક્તોએ સારા પ્રમાણમાં આ ઉત્સવમાં ભાગ લીધો હતો.

આ પ્રમાણે ઉત્સવ પછી ઉત્સવ શરુ થયા. સત્સંગ મંડળ વધતું ગયું અને નૈરોબીમાં મંદિરની જરૂર જણાઈ. આ માટે સરકાર પાસે જમીનની માગણી કરી અને તે મળી ગઈ. કચ્છી હરિભક્તોમાં શેઠ લાલજી મકનજીએ આગેવાન સત્સંગી તરીકે આ શુભ કાર્યમાં સારી મહેનત કરી. મોતીભાઇ ઝવેરભાઇએ પણ આ કાર્યમાં સારો સાથ આપ્યો.

સત્સંગની વિશેષ વૃદ્ધિ થાય તે માટે મુક્તરાજ મગનભાઈ તથા હરમાનભાઈ અને ત્રિભોવનદાસે રજાના દિવસોમાં ગામે ગામ પર્યટનો યોજવા માંડયા. સદ્‌ગુરુ નિર્ગુણદાસ સ્વામી તથા સદ્‌ગુરુ શ્રી જ્ઞાનજી સ્વામી ( યોગીજી મહારાજ ) ના પત્રોથી આ પ્રવૃત્તિને વિશેષ વેગ મળતો ગયો. નાઇરોબી સત્સંગની પ્રવૃત્તિથી ધમધમી ઊઠયું. સંમેલનો, સમૈયાઓ અને છેવટે પારાયણો પણ યોજાવા માંડી. લાલજી શેઠને બંગલે આવી ભવ્ય પારાયણ યોજાઈ અને ઘણા કચ્છી તથા ગુજરાતી હરિભક્તોએ આ પ્રસંગે અલભ્ય લાભ લીધો. કચ્છી ભક્તોમાં મુખ્યત્વે વેલજીભાઇ, જાદવ મૂળજી, મૂળજીભાઈ કેસરભાઈ વગેરે તેમની સેવા ભાવનાથી અને સત્સંગના ઉત્સાહથી, સૌનું ધ્યાન ખેંચતા હતા. લાલજી શેઠે આ પ્રસંગે શિ. ૧૦૦૦] ની સેવા કરી. બીજા હરિભક્તોના મળી શિ. ૨૫૦૦] સેવામાં થયા. સત્સંગના વધતા વહેણથી સૌનો ઉત્સાહ પણ વધવા લાગ્યો.

× × ×

સને ૧૯૪૫ના ઓગસ્ટ અને સપ્ટેંબર માસમાં જીન્જામાં અને કંપાલામાં મોટા ઉત્સવો થયા. જીન્જામાં મુક્તરાજ મગનભાઇએ સમૈયો કર્યો. કમ્પાલાથી ત્રિભોવનદાસ, પ્રભુદાસ લાલાજી (ગાનાવાળા) *ડાહ્યાભાઈ વગેરે આવ્યા હતા. એ ઉપરાંત આત્મા-

* પ્રભુદાસના પિતા લાલાજી કલ્યાણજી સ્વામીશ્રીના અનન્ય અને અગ્રગણ્ય શિષ્ય હતા. સં. ૧૯૭૮ માં તેઓ માંદા પડ્યા અને દરદ બહુ જ અસાધ્ય થઈ ગયું. શરીરે પુષ્કળ ગરમી નીકળી અને દેહ રહેશે નહિ તેવું સૌને લાગ્યું. લાલાજીએ તેમના પુત્ર શનાભાઈ ને કહ્યું, ‘ સ્વામીબાપાને કાગળ લખો. મને છેલ્લા દર્શન દેવા પધારે.’ શનાભાઈ એ સ્વામીશ્રીને બોચાસણ કાગળ લખ્યો અને ટપાલમા નાંખવા ગયા એટલામાં સ્વામીશ્રી તેમને ઘેર પધાર્યા અને કહ્યુ, ‘ લાલાજી કાકા ! તમારો કાગળ અમને પહોંચી ગયો અને અમે તમારા દર્શને આવ્યા છીએ.’ સૌને આશ્ચર્ય થયું કે કાગળ તો હજુ આજે લખ્યો છે અને શનાભાઈ ટપાલમાં નાંખવા ગયા છે, તો સ્વામીશ્રીને કાગળ મળ્યો શી રીતે ? પરંતુ અંતર્યામીને કાંઈ કાગળના કહેણ હોય જ નહિ. સૌ ઘણાજ રાજી થયા. એટલામાં શનાભાઈ આવ્યા. તેમણે સ્વામીશ્રીને જોયા

રામભાઈ, મણીભાઈ, નરસિંહભાઈ તથા ઈશ્વરભાઈ માસ્તર વગેરે હરિભક્તો પોતાના કુટુંબ સાથે આવ્યા હતા. સાંજના કથા શરુ થઈ અને મુક્તરાજ મગનભાઈએ ગ. મ. ૫૯ તથા ૫૪ વંચાવી સવારના ૪–૩૦ સુધી વાતો કરી. સૌનો આવો અપૂર્વ ઉત્સાહ કથા વાર્તામાં જોઈ, આફ્રિકાના સત્સંગની સુંદર અભિવૃદ્ધિનો ખ્યાલ આવતો ગયો. કંપાલાના સમૈયામાં પણ એવો જ ઉત્સાહ હતો. ત્રિભોવનદાસે ૨૫ દીવાની આરતી કરી. ૨૫૦ થી ૩૦૦ હરિભક્તોની આ સભામાં કથાવાર્તાના અપૂર્વ આનંદથી વાતાવરણ અત્યંત દિવ્ય બની ગયું. ત્રણથી ચાર હરિભક્તોને સમાધિ થઈ અને સ્વામીશ્રીના દર્શન થયા. મહારાજના સત્સંગમાં પ્રગટપણાની પ્રતીતિ સૌને હતી અને તેથી જ સત્સંગ એજ જીવનનો એક માત્ર આનંદ સૌને મનાઈ ગયો હતો.

## આફ્રિકામાં શ્રી અક્ષર પુરુષોત્તમનું પ્રથમ મંદિર

આફ્રિકામાં વધતા જતા સત્સંગને મૂર્તિમાન સ્વરૂપ આપતું પ્રથમ મંદિર નૈરોબીમાં તૈયાર થઈ ગયું. સુંદર શીલ્પ કળાથી સુશોભીત બનેલું આ મંદિર, હિંદની સંસ્કૃતિનો સુંદર ખ્યાલ ત્યાંના વાસીઓને આપવા લાગ્યું. એવું જ સુંદર ઠાકોરજીનું સિંહાસન બનાવ્યું હતું. આફ્રિકામાં રહેતા હિંદના હરિભક્તોની કલા અને ભકિતનો ખ્યાલ, આ મંદિર, તેનો દરવાજો, વિશાળ ખંડો તથા સિંહાસન વગેરે જોઇને, સૌને આવવા લાગ્યો. આ મંદિરમાં મધ્ય

---

એટલે તેમને પણ આનંદ અને આશ્ચર્યનો પાર ન રહ્યો. સ્વામીશ્રીને તેમણે દંડવત્ કર્યા. પછી સ્વામીશ્રીએ લાલાજીને કહ્યું "કાકા ! તમને તો હજુ પાંચ વરસ રાખવા છે. શરીરે ગરમી મટી જશે. તમોએ અમારા કાર્યમાં અમારો ઘણોજ પક્ષ રાખ્યો છે. તેમજ રામજીભાઈ, શંકરભાઈ, જીવાભાઈ, પકોર કાકા વગેરે આ ગામના હરિભક્તોએ અમારા કામમાં ઘણી મદદ કરી છે. એટલે મહારાજ ઘણાજ રાજી થયા છે. આ તો મહારાજે તમોને તપ કરાવ્યું છે. પણ હવે મહારાજ સારું કરી દેશે. માટે ફિકર રાખશો નહિ.' સ્વામીશ્રી એ પ્રમાણે આશીર્વાદ આપી સાંજે ત્યાંથી નીકળી ગયા.

ખંડમાં, શ્રીજી મહારાજ, અનાદિ મૂળ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામી તથા અનાદિ મહામુક્ત શ્રી ગોપાળાનંદ સ્વામીની સુંદર તૈલ-ચિત્ર પ્રતિમાઓ પધરાવી. આ મૂર્તિઓને દેશમાંથી લાવતા તેની પૂજા તથા આરતી સ્વામીશ્રીએ કરી હતી. પાળજવાળા મોતીભાઇ આ પ્રાસાદિક મૂર્તિને પોતાની સાથે સંભાળપૂર્વક આફ્રિકા લાવ્યા હતા. મંદિરના એક ખંડમાં નરનારાયણ અને બીજા ખંડમાં લક્ષ્મી-નારાયણની મૂર્તિઓ પધરાવી. આ પ્રમાણે સ. ૧૯૪૫ ના ડીસેમ્બરની નાતાલની રજાઓમાં આ સુંદર મંદિરમાં અપૂર્વ ઉત્સવ યોજાયો.

મુક્તરાજ મગનભાઇના હસ્તે પ્રતિષ્ઠા વિધિ થયો. પ્રતિષ્ઠા વિધિ પછીની ૧૬૫ દીવાની આરતી મુક્તરાજ મગનભાઇ, હરમાન-ભાઈ, મણીભાઈ, લાલજીભાઈ, ઈશ્વરભાઈ કોઠારી, મૂળજીભાઈ અને જાદવાભાઈએ, સૌને અપૂર્વ ઉત્સાહ વચ્ચે કરી. ત્યારબાદ પ્રાસંગિક પ્રવચનો થયાં. મગનભાઇએ પોતાની ઉપદેશક શૈલીમાં ઉપાસનાનું રહસ્ય સમજાવ્યું. લાલજી શેઠે આ પ્રસંગે સારું દાન કર્યું. આ રીતે શ્રી અક્ષર પુરુષોત્તમની સર્વોપરી અને શુદ્ધ ઉપાસનાનું પ્રથમ મંદિર આફ્રિકામાં સ્થપાયું, અને સ્વામીશ્રીના કાર્યના દિગ્વિજયના ડંકા દરિયાપારના દેશમાં વાગવા લાગ્યા.

× × ×

આફ્રિકામાં સત્સંગ પ્રવૃત્તિ ખૂબજ પ્રગતિશીલ જણાતી હતી. તેનું મુખ્ય કારણ, મુક્તરાજ મગનભાઇનો અવિરત પરિશ્રમ, કથાવાર્તાની અપૂર્વ જમાવટ, તેમની સ્વામિનારાયણ મહાપ્રભુ પ્રત્યેની અનન્ય ભક્તિનિષ્ઠા અને સ્વામીશ્રીના દિવ્ય સ્વરૂપમાં અત્યંત ગુરુબુદ્ધિ, આટલા હતા. ટરોરોમાં તેમણે પોતાને આંગણે સંમેલન યોજ્યું. આ સમયમાં તેઓ ટરોરોમાં 'સ્ટેશન માસ્તર' તરીકે કામ કરતા હતા. આ સંમેલનમાં કેન્યા, યુગાન્ડા અને ટાંગાનિકામાંથી સારી સંખ્યામાં હરિભક્તો આવ્યા હતા. મુક્તરાજ મગનભાઈના કાર્યથી આફ્રિકાના વાતાવરણમાં કેવું પરિવર્તન થઈ

ગયું હતું તેનો ખ્યાલ આપના દારેસલામથી આવેલા આશાભાઈ બ્રહ્મભટ્ટે આ પ્રસંગે જણાવ્યું કે 'યુગાન્ડા જેવા લક્ષ્મીનંદન દેશમાં આજે સંમેલનો ભરી જે આનંદ જોવામાં આવે છે તે આશ્ચર્યકારક છે. કારણ થોડા વરસો પહેલા અહીંનું વાતા- વરણ જુદું હતું અને આજે મુકતરાજ મગનભાઈના પરિશ્રમે અહીં ધાર્મિક વાતાવરણ જોવામાં આવે છે.'

× × ×

મુકતરાજ મગનભાઈ આફ્રિકાના સત્સંગનો જીવન પ્રાણ બની ગયા હતા. સ્વામીશ્રીના સ્વરૂપમાં અનન્ય ભાવે જોડાએલ આ પરમ ભગવદી મુકત પુરુષની સ્થિતિ, ખરેખર જ અલૌકિક હતી. સત્સંગ કરવો એટલે સત્પુરુષના ગુણ અંતરમાં ઉતારવા. એ સૂત્રને તેમણે પોતાના જીવનમાં સંપૂર્ણત : ઉતાર્યું હતું. પ્રેમલક્ષણા ભક્તિ સાથે શૂરવીરતાનું તેમનું અંગ હોવાથી, જીવનની પળે પળ કેવળ સત્સંગમાં જ વ્યતીત કરવી, એ ધ્યેયને અનુસરવા તેઓ જ્યારે પણ અવકાશ મળે ત્યારે સમૈયા ઉત્સવો યોજવા આફ્રિકાના સત્સંગ મંડળને પ્રેરણા આપતા. અત્યંત નિર્માની અને કોમળ પ્રકૃતિના આ ભક્તરાજની આજ્ઞા શિરોમાન્ય કરવા આફ્રિકાની સત્સંગ જનતા સદા તત્પર રહેતી. નિઃસ્વાર્થ સેવાભાવથી તેમણે સૌના મન જીતી, એ સેવાભાવના જાણપણાનો પણ ત્યાગ કરી, સૌની સાથે મિત્રભાવે હળીમળી જતા. તેમની એ રીત સૌને ગમતી અને તેથી જ તેમના પ્રત્યે સૌને પૂજ્યભાવ વધતો જતો.

મબાલેના મૂળજીભાઈ ઇશ્વરભાઈ પટેલ તથા જગજીવન મિસ્ત્રીનો અતિ આગ્રહ હતો એટલે મબાલેમાં સમૈયો ગોઠવ્યો. આ ઉત્સાહી સત્સંગી બંધુઓએ મુરબ્બી મગનભાઈની સૂચનાથી ગામેગામ કંકોત્રીઓ લખી સૌને આમંત્રણ આપી દીધું. કંપાલાથી

ત્રિભોવનદાસ તથા પ્રભુદાસ લાલાજી અગાઉથી આવી ગયા હતા. મૂળજીભાઇની આટાની મીલના કંપાઉંડમાં જગજીવન મિસ્ત્રીએ અતિશય પરિશ્રમ લઈ સુંદર મંડપ બાંધ્યો. ઠાકોરજીનું સિંહાસન સુંદર રીતે શણગાર્યું અને વીજળીની બત્તિઓ તથા તોરણોથી મંડપની શોભા વધારી. સ્ત્રી પુરુષોની બેઠક પણ અલાયદી ગોઠવી.

મુક્તરાજ મગનભાઈએ વચનામૃત ગ. અં. ૩૮–૩૯ તથા વરતાલ ૧૯ વંચાવી રાત્રે કથા શરુ કરી અને વહેલી સવારે ૪–૩૦ વાગે શ્રીપતિમ્ કર્યું. આમ કથાવાર્તામાં રાત્રી દિવસ વિતાવતા અને તેમાંજ આનંદ માનતા, આ ભક્તવરોને ભગવાનની સાક્ષાત્ પ્રાપ્તિ થઈ હોય તેમ તો બુદ્ધિશાળીને જરૂર પ્રતીતિ થતીજ. બ્રહ્મભાવની દશામાંજ આવી અવિરત પ્રવૃત્તિ સંભવે અને સચ્ચિદાનંદના અખંડ અનુભવનો આસ્વાદ લેવાય. જયારે દેહાભિમાનીને તો કેવળ દેહને પોષનારા પંચવિષયના આનંદમાં જ રાચવું ગમે. આ પ્રમાણે ત્રણ દિવસનો આ સમૈયો ભવ્ય રીતે ઉજવાયો. હરિભક્તોના આનંદનો પાર ન રહ્યો. છતાં એ આનંદમાં બ્રહ્મના સુખની અતૃપ્તિનો ભાવ હોવાથી, ફરી એવું સુખ ક્યારે લઈશું તેવી ઈચ્છાથી, સ્વામીશ્રીની જયંતિના ઉત્સવ ઉપર સૌ ફરી જલ્દી મળવાના સંકલ્પો કરી, જૂદા પડયા.

× × ×

આજ અરસામાં શ્રી છોટાભાઈ ટી. પટેલ સત્સંગમાં નવા દાખલ થયા. તેઓ થીઓસોફીકલ સોસાયટીના સભ્ય હતા. પરંતુ સ્વામીશ્રીના મહિમાની વાતોનો આફ્રિકામાં થતો ઉદ્‌ઘોષ સાંભળી, તેમને પણ થયું કે ખરેખર જો આવી દિવ્ય મૂર્તિ સ્વામીશ્રી હોય તો તેમના દર્શન કરી, સનાતન સત્યની શોધમાં ખરેખર મંડી પડવું જોઇએ. તેઓ ત્યારબાદ બીજે વર્ષે દેશમાં આવ્યા અને સ્વામીશ્રીના દર્શન અને સમાગમથી સંપૂર્ણતઃ પ્રભાવિત થઈ ગયા.* ત્યાર પછી આફ્રિકા ગયા અને મુક્તરાજ મગનભાઇના

* વિગત માટે જુઓ ભાગ ૨ જો ઉત્તર કાંડ.

પ્રસંગથી સત્સંગનો અલૌકિક રંગ લાગ્યો. અટલાદરામાં સ્વામીશ્રીની ૮૪ મી જયંતિ ઉજવવા આફ્રિકાનું સત્સંગ મંડળ મુક્તરાજ મગનભાઈ, ત્રિભોવનદાસ, હરમાનભાઈ, અંબાલાલભાઈ, ઈશ્વરભાઈ, ચુનીલાલ ભાઈ વગેરે કુટુંબ સાથે દેશમાં આવ્યું હતું. એટલે આ મહાનુભાવોની જગ્યા સાચવી શ્રી છોટાભાઈ આફ્રિકાના સત્સંગ પ્રદેશમાં વિચરણ કરવા લાગ્યા અને સમૈયા, ઉત્સવો એવી જ ભવ્યતાપૂર્વક ઉજવવાનું સૌને બળ આપવા લાગ્યા. સ્વામીશ્રીની ૮૪ મી જન્મ જયંતિ મહોત્સવ આફ્રિકાના સત્સંગ મંડળે પણ અપૂર્વ ભાવથી ઉજવ્યો અને એ રીતે સ્વામીશ્રી પ્રત્યે પોતાના પ્રેમ અને ભક્તિભાવનું સૌને દર્શન કરાવ્યું.

× × ×

આફ્રિકાનું સત્સંગ મંડળ દેશમાં રહી સ્વામીશ્રીનો સમાગમ કરી, ફરી પાછું મુંબઈના સત્સંગ મંડળ તરફથી યોજાએલા ભવ્ય વિદાય સમારંભમાં, સુહૃદભાવના દર્શન કરી, આફ્રિકા ગયું. નવીન ઉત્સાહ, નવીન વેગ, બ્રહ્મભાવની અદ્‌ભુત મસ્તિ અને નવીન વાતોના રંગમાં, આ મંડળના મુક્ત પુરુષોએ આફ્રિકાના સત્સંગ મંડળને અવનવા રંગોથી રંગી દીધું. તેમના આવ્યા પછી વધતા ઉત્સાહમાં સમૈયા ઉત્સવો યોજાવા લાગ્યા.

એલ્ડોરેટનો સમૈયો આવાજ અપૂર્વ ઉત્સાહનું પ્રતીક હતો. આ સમૈયામાં લગભગ ૫૦૦ હરિભક્તો આવ્યા હતા. આ સમૈયા માટે ઉત્સાહના પૂર એટલા જબ્બર હતા કે હરિભક્તો એક અઠવાડિયા અગાઉ એલ્ડોરેટ આવવા લાગ્યા. મુક્તરાજ મગનભાઈ, હરમાનભાઈ, ત્રિભોવનદાસ, સી. ટી. પટેલ વગેરે પણ આવી ગયા અને સમૈયામાં પ્રાણ પૂરાઈ ગયો. મગનભાઈ એટલે વાતોનો ભંડાર ! તેમની 'વાતુ' ખૂટેજ નહિ, એટલી બધી વાતો કરે છતાં વાતોનો દોર જળવાઈજ રહે. તાલબધ્ધ સુરાવલિનો પ્રવાહ જેમ સુરમ્ય લાગે, તેમ તેમની વાતોનો પ્રવાહ, પ્રસંગોનું વર્ણન,

શ્રીજી સ્વામી અને પ્રગટ ગુરુ હરિ સ્વામીશ્રીના અતિ અપાર મહિમાના વર્ણનની ગાથા, તેઓ પ્રસંગ તોડયા સિવાય, જોરદાર શૈલીમાં અદ્દભુત રીતે કહેતા. તેથીજ સૌને તેમને સાંભળવા ગમતા. અહીં પણ તેમણે રાત્રીના ત્રણ સુધી કરી અને સૌને તરબોળ કરી દીધા. ત્યાંના હરિભકતોની શ્રધ્ધા પણ અખૂટ. મુસાફરીમાં લાગેલા થાક, ભૂખ કે તૃષાને ન ગણકારતાં તેઓ બેસી જ રહેતા–મગનભાઈને સાંભળવા–અને જાણે તેમના દ્વારા સ્વામીશ્રીજ બોલતા હોય, એવા દિવ્ય ભાવના દર્શન કરી, આનંદ માણતા, મુક્તરાજ મગનભાઈની વાતોનો છેવટનો અહીં સૂર એ હતો કે 'સ્વામીશ્રીની કૃપા અને નિર્ગુણદાસ સ્વામીના રાત દિવસ સત્સંગ પ્રચારાર્થેના પ્રયાસોના ફળરૂપેજ આફ્રિકાનો સત્સંગ ફૂલ્યોફાલ્યો છે. એટલેજ આટલે દૂર સંતોનો પ્રગટ સમાગમ નહિ હોવા છતાં પણ સમૈયાઓ ભરાય છે. અને સર્વોપરી જ્ઞાનનું પાન થાય છે, તે સર્વે નિર્ગુણદાસ સ્વામીને આભારી છે. એમની સત્સંગ પ્રચારની ધગશ અપૂર્વ અને અનુકરણીય છે.' આફ્રિકાના સત્સંગની અભિવૃધ્ધિ સ્વામીશ્રીની દૃષ્ટિ અને નિર્ગુણદાસ સ્વામીના પ્રેરણાપત્રોને જેટલી અભારી હતી, તેટલીજ મુક્તરાજ મગનભાઈના અવિરત પરિશ્રમને પણ આભારી હતી. છતાં એ ભાવનું જાણપણું તેમને કદી આવ્યું નથી, એજ તેમની સ્વામીશ્રીના અનન્ય ભકત તરીકેની વિશિષ્ટતા હતી.

આ સમૈયામાં સી. ટી. પટેલે પણ પોતાની લાક્ષણિક શૈલીમાં સ્વામિનારાયણ સંપ્રદાયનું વિશ્વમાં સ્થાન, સ્વામીશ્રીના કાર્યની મહત્તા અને સત્સંગીઓનું કર્તવ્ય વગેરે પ્રશ્નો સુંદર રીતે સમજાવ્યા હતા. છેવટે દેશમાં 'સ્વામીશ્રીની સુવર્ણ જયંતિના ભવ્ય મહોત્સવ' ની તૈયારી થતી હોવાથી, સૌ હરિભક્તોને તેમાં શ્રદ્ધાપૂર્વક સેવા કરવાની મુક્તરાજ મગનભાઈએ હાકલ કરી એટલે સારી એવી રકમ તુરત જ નોંધાઈ ગઈ. ત્યારબાદ જમીને સૌ જૂદા પડયા.

× × ×

સ્વામીશ્રીનો સુવર્ણ જયંતિ મહોત્સવ આવ્યો. દેશમાં અપૂર્વ રીતે સમૈયો ઉજવવાની તૈયારી થઈ રહી હશે, તેની સ્મૃતિપટ પર કલ્પના કરતા, આફ્રિકાના હરિભક્તોએ, આ સુવર્ણ જયંતિ મહોત્સવ કંપાલામાં ભવ્ય રીતે ઉજવવાનું નક્કી કર્યું. આફ્રિકાથી શેઠ પ્રભુદાસ, મંગળભાઈ, મણીભાઈ, સી. ટી. પટેલ વગેરે આ જયંતિ મહોત્સવ ઉજવવા દેશમાં આવ્યા. પરંતુ તેમની સર્વની એવી ઇચ્છા હતી કે કંપાલામાં આ મહોત્સવ અપૂર્વ રીતે ઉજવવો. તેમની ઇચ્છા મુજબ કંપાલા ઉત્સવ ઉજવવાનું નક્કી કર્યું. નરસિંહભાઈ, મણીભાઇ ( ગેરેજવાળા ) મણીલાલ ( ચિત્રાલવાલા ), બાબરભાઇ, જસવંતભાઈ વગેરેનો ઉત્સાહ ખૂબજ હતો. સ્ત્રીઓમાં અ. સૌ. જડાવબેન, ચંચળબેન, સવિતાબેન, શાંતાબેન, ઇન્દિરાબેન વગેરેએ પણ આ પ્રસંગે સેવાની અપૂર્વ તૈયારીઓ કરી દીધી.

મુક્તરાજ મગનભાઈએ સમૈયાની શરૂઆત કરતા પહેલાં સિંહાસનમાં બિરાજેલ સ્વામીશ્રીજી, ગોપાળાનંદ સ્વામી તથા પ્રગટ ગુરુહરિ સ્વામીશ્રીની મૂર્તિઓનું સ્તવન કરી, આરતી કરી ત્યારબાદ કથાની શરૂઆત થઈ. મગનભાઈનો એકધારો વાર્તા પ્રવાહ ચાલ્યો તે રાત્રીના ત્રણ સુધી. ત્યારપછી ત્રિભોવનદાસે સ્વામીશ્રીના જીવનપ્રસંગો કહ્યા. ભાદરોડમાં રોટલા અને શાકોત્સવની લીલા તથા ભગતજી મહારાજને ચંદનની અર્ચા કરીને સ્વામીશ્રી ભેટ્યા હતા, એ અલૌકિક સુખની લહાણ, તેનું ત્રિભોવનદાસે સુંદર વર્ણન કર્યું. તેવી જ રીતે મુક્તરાજ મગનભાઈ આફ્રિકાના સત્સંગ મંડળ સાથે દેશમાં પધાર્યા ત્યારે સારંગપુરમાં સ્વામીશ્રીએ આ મુક્તમંડળના અપૂર્વ ભાવથી ચંદનની અર્ચા સ્વીકારી, સૌને ભેટયા અને અલૌકિક સુખ આપ્યું. એ બધું વર્ણન તેમણે ખૂબ જ સુંદર રીતે કર્યું અને સવારના પાંચ વગાડી દીધા. આવી રીતે અપૂર્વ બ્રહ્માનંદમાં આ સમૈયો કંપાલામાં ઉજવાયો. સૌનો ઉત્સાહ અનેરો હતો. સ્ત્રીઓમાં કાશીબેન, સરલાબેન તથા અન્ય બેનોએ પણ બીજી સ્ત્રીઓને સુંદર સહકાર આપી સેવા કરી. ધન્ય છે આ ભક્તોને–જેમણે આટલા

દૂર દેશમાં પણ સત્સંગમય જીવન જીવી, સ્વામીશ્રીની રુચિ સમજી, અનુવૃત્તિ સાચવી, સ્વામીશ્રીની સેવામાંજ પોતાનું સર્વસ્વ જીવન અર્પણ કરી દીધું હતું.

× × ×

અડાસના વતની અને ધંધાર્થે કંપાલામાં રહેતા શ્રી ચુનીભાઈ લલ્લુભાઈ પટેલ પણ સ્વામીશ્રીના દિવ્ય વ્યક્તિત્વથી આકર્ષાયા હતા. શ્રી અરવિંદના તત્વજ્ઞાનના ઊંડા અભ્યાસી, આ ભક્તરાજે સ્વામિનારાયણ ભગવાનના તત્વજ્ઞાનના નિચોડરૂપ એવા ઉત્તમોઉત્તમ ગ્રંથ, 'વચનામૃત' વાંચ્યો. તેમને એ તત્વજ્ઞાન અનુભવગમ્ય લાગ્યું. એટલું જ નહિ પણ તે તત્વજ્ઞાનના બીજરૂપે સર્વત્ર અક્ષરધામ સ્વરૂપ ચિદાકાશની વ્યાપ્તિનું વર્ણન વાંચી.* તેમને લાગ્યું કે પરમ ચેતનાનું સ્વરૂપ તો સર્વત્ર છે જ, પણ તેને નીહાળવાની અલૌકિક દિવ્ય દૃષ્ટિ જોઈએ. ચુનીભાઈને આ દૃષ્ટિ સ્વામીશ્રીની કૃપાથી અને પ્રભુદાસ લાલાજીના પ્રસંગથી પ્રાપ્ત થઈ ગઈ અને મુક્તરાજ મગનભાઈ પાસે વર્તમાન ધરાવી સત્સંગી થઈ ગયા.

ત્યાર પછી તેઓ દેશમાં પધાર્યા ત્યારે સ્વામીશ્રીના દર્શન માત્રથી તેમને થયું કે પરમ ચેતનાનું મૂર્તિમાન સ્વરૂપ તો અહીં બિરાજે છે. તેમના આનંદનો પાર ન રહ્યો. સ્વામીશ્રી સાથે અમદાવાદ રહ્યા. કથા વાર્તા, સેવા અને સમાગમનું સુખ લીધું. ત્યારબાદ તેમના આમંત્રણથી સ્વામીશ્રી અડાસ પધાર્યા. આ વખતે સ્વામીશ્રીએ તેમને કહ્યું, 'તમારો જે સંકલ્પ છે તે શ્રીજી મહારાજ પૂરો કરશે.' તેમને આશ્ચર્ય થયું કારણ કે તેમનો જે સંકલ્પ હતો તે તેમના સિવાય બીજું કોઈ જાણતું જ ન હતું. આમ સ્વામીશ્રીની શક્તિનો સંપૂર્ણ પરિચય પામી, તેમણે સત્સંગને જ પોતાનું જીવન બનાવી દીધું. તેમનું સત્સંગમય જ જીવન જીવવાની અભીપ્સા અને ત્યાગની ભાવના તો ભવિષ્યમાં

* ગ. પ્ર. ૪૬

આ સત્સંગનો વિશેષ ઈતિહાસ જ્યારે લખાશે, ત્યારે જ સૌને સમજાશે. આ રીતે આફ્રિકાના સત્સંગ મંડળની માળામાં એક અપૂર્વ મણકો ઉમેરાયો.

× × ×

સને ૧૯૫૦ના જાન્યુઆરી માસમાં નૈરોબીમાં મોટો ઉત્સવ ઉજવવાની ત્યાંના સત્સંગીઓએ તૈયારી કરી. આ ઉત્સવમાં ભાગ લેવા દૂર દૂરથી પણ ઘણા હરિભક્તો આવ્યા. સમૈયાની સર્વ તૈયારીઓ અભૂતપૂર્વ થઈ. સૌ કથાવાર્તાથી તરબોળ થવા અધીરા બની ગયા. મુક્તરાજ હરમાનભાઈએ આ ઉત્સવમાં 'સ્વામીશ્રીએ ગ્રહણ કરેલા મંદવાડ'ની વાત કરતાં કહ્યું 'મેં જ્યારે બે વર્ષ પહેલાં સ્વામીશ્રીને સારંગપુરમાં પ્રાર્થના કરી કે 'દયાળુ! હજુ વધારે વર્ષો દેહ રાખો.' ત્યારે તેમણે કહ્યું હતું કે 'શ્રીજી મહારાજ, ભગતજી મહારાજ આદિ સંતો કરતા અમે વધારે વરસ દેહ રાખ્યો છે. હવે જવું જોઈએ, દેહ રાખવો કે ન રાખવો તે તો મહારાજના હાથમાં છે, સ્વામીશ્રીના આ શબ્દોમાં હવે ધામમાં જવાની ઉતાવળ દેખાય છે. માટે આપણે હવે સૌ સાવચેત બની જઇએ. આ પ્રસંગથી સૌના અંતઃકરણમાં કારી ઘા લાગ્યો. છતાં સૌને લાગ્યું કે ગઢપુરમાં મંદિર થાય છે એટલે સ્વામીશ્રી જરૂર દેહ રાખશેજ. ગઢપુરની સેવા માટે આ સમૈયે સી. ટી. પટેલે ખરડો શરુ કર્યો અને સૌએ ઉત્સાહપૂર્વક સારી સેવા કરી.

× × ×

તા. ૪થી જાન્યુઆરી, ૧૯૫૦ ના દિવસે શ્રીહરિ જયંતિ હોવાથી શ્રી. ભટ્ટેસાના આગ્રહને લઈને તેમને ઘેર નૈરોબીમાં આ ઉત્સવ ઉજવ્યો. આ પ્રસંગે પીપળાવવાળા યોગાનન્દ સ્વામીએ સ્વામીશ્રીના સંબંધમાં આવતા, તેમને જે દિવ્ય પ્રેરણા

અનુભવનું વર્ણન કર્યું, અને જણાવ્યું 'સ્વામીશ્રી જેવા સત્પુરુષનો સમાગમ કરી, આત્માનું કલ્યાણ કરી લેવું.'

× × ×

સને. ૧૯૫૧ ના મેની ૩૦ મી તારીખ સમગ્ર સંપ્રદાય માટે વિષમ બની ગઈ. સ્વામીશ્રીના અંગભૂત અને સમગ્ર સત્સંગના પ્રાણપ્રિય સ્વામી નિર્ગુણદાસજી આ દિવસે આણંદમાં ધામમાં પધાર્યા. આફ્રિકાના સત્સંગ મંડળને આ ન વિદારી શકાય એવો આકરો જખમ હતો. આફ્રિકાના સત્સંગને જ્ઞાન પત્રોના પ્રવાહ દ્વારા સદા નવપલ્લવિત રાખનાર સ્વામી નિર્ગુણદાસજીએ, આફ્રિકામાં સત્સંગનો વિકાસ કર્યો એટલું જ નહિ, પરંતુ સત્સંગ તેના સાચા સ્વરૂપમાં ઓળખાવ્યો. સ્વામીશ્રી જેવા પરમ ભાગવત્ સંત, શ્રીજી સ્વામીનું પ્રત્યક્ષ સ્વરૂપ અને મોક્ષનું દ્વાર, તેમને ઓળખાવી સૌને સાચા સત્સંગની દિશા તેમણે બતાવી. આફ્રિકાના સત્સંગ મંડળ ઉપર સ્વામી નિર્ગુણદાસજી પ્રત્યે સૌને કેવો ભાવ હતો. તે મુક્તરાજ મગનભાઈના શબ્દોમાં સચોટ જણાય છે: 'તેઓશ્રીએ પત્રો લખી આડો આંક વાળી દીધો છે. આફ્રિકાને સત્સંગ કરાવ્યો' સ્વામિનારાયણનો ઝંડો ફરકાવ્યો તે સર્વે તેઓશ્રીને આભારી છે....આવા અવિરત અખંડ કામ કરનારા સ્વામી મળવાના નથી તે ચોક્કસ. બીજા ઘણા થશે પણ તેમની ખોટ ભાંગે તેવા નહિ થાય, નિર્ગુણદાસ સ્વામીનો સ્વામીશ્રી પ્રત્યેનો પ્રેમ તેમના આ શબ્દોમાં વ્યક્ત થાય છે: 'સ્વામીશ્રીનું શરીર સાચવતાં મને ઘણું આવડે છે. અમારે તો સ્વામીજીની બહુ જ જરૂર છે.' આ નિમિત્તે આફ્રિકા સત્સંગ મંડળે મુક્તરાજ મગનભાઈના સૂચનથી 'સ્વામીની વાતુ'નું પારાયણ સૌની શાંતિ માટે શરુ કરી દીધું.

× × ×

આજ વર્ષના ઓગસ્ટની ૫-૬-૭ તારીખોએ કંપાલામાં ભવ્ય સંમેલન યોજાયું. આ સંમેલનની વિશિષ્ટતા એ હતી કે ૫૦૦-૬૦૦ માઇલથી પણ સત્સંગીઓ અતિશય ઉત્સાહભેર આ સંમેલનમાં ભાગ લેવા આવ્યા હતા. મોટરની મુસાફરી, વચ્ચે આવતા વિઘ્નો, ચાલુ વર્ષાદ, કોઈને ન ગણીને સત્સંગનું અપૂર્વ મહાત્મ્ય સમજનાર આફ્રિકાના શુદ્ધ હૃદયી સત્સંગીઓએ ખરેખર સત્સંગમયજ જીવન કરી રાખ્યું હતું. તેમ એક પછી એક આવા ભવ્ય સંમેલનોની હાજરીથી સૌને જણાતું.

જાણે આ સંમેલનને આફ્રિકાના સત્સંગ ઇતિહાસમાં ઐતિહાસિક બનાવવું હોય તેવી ભવ્યતાથી મંડપ શણગાર્યો હતો. સાત દિવસ રાત્રિ દિવસ અવિરત શ્રમ કરીને સૌએ આ મંડપને અજોડ બનાવવામાં મહેનત કરી હતી. સર્વ પ્રકારે કલાત્મક બનેલા આ મંડપની શોભા જોવા કંપાલાના સંભવિત ગૃહસ્થો પણ આવી ગયા હતા. આ મંડપમાં ઠાકોરજીના સિંહાસનની પણ એવી અપૂર્વ શોભા કરી હતી.

સ્વામી, મહારાજ તથા સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજે આ સમૈયાના કાર્યક્રમમાં તથા તેમાં ભાગ લેવા આવનાર હરિભક્તોના વિઘ્નોને આશ્ચર્યકારી રીતે દૂર કરી, આ સમૈયા અંગે પોતાની અપાર કૃપા, સૌને દષ્ટિગોચર થાય તેમ બતાવી હતી.

કંપાલાના શ્રી મંગળભાઈ તા. ૬-૭-૫૦ થી 'બ્લેક વૉટર' (કાળા જ્વર) ની ભયાનક બિમારીમાં પટકાયા. ધીરે ધીરે શારીરિક પરિસ્થિતિ ભયંકર બની ગઈ અને ડૉક્ટરોએ બધી આશા છોડી દીધી અને કહ્યું 'કદાચ પાંચ છ કલાક દેહ ટકશે.' કાંઈ પણ અનિષ્ટ બને તો કંપાલાના સમૈયામાં વિઘ્ન આવે, એટલે તમામ હરિભક્તોએ મુક્તરાજ મગનભાઈના સૂચનથી માળા ફેરવવાની તથા આ અંગે પ્રાર્થના અને ધૂન્ય કરવાની

શરૂઆત કરી દીધી સ્વામીશ્રીએ અચાનક તેમને એક દિવસ જાગ્રત અવસ્થામાં દર્શન દીધાં અને કહ્યું, 'હું આઠમી તારીખે આવીશ અને તમને મહારાજ સારું કરી દેશે.' સ્વામીશ્રીના આ આશીર્વાદથી તેમને બીજેજ દિવસથી આરામ થવા લાગ્યો અને નિરાશાવાદી ડૉક્ટરો આશાવાદી બન્યા. ધીરે ધીરે તેમની તબિયત સારી થવા લાગી અને સંમેલન નિર્વિઘ્ને ભરાયું.'

નાન્મુકીથી કંપાલા આવતા રસ્તામાં ઘણાને વર્ષાદ નડયો. એક મોટરે તો 'સ્લીપ' થઈ એવો ચકાવો લીધો કે આખી મોટરજ ઊંધી પડી જાત. પરંતુ મહારાજના પ્રતાપે મોટર આશ્ચર્યકારી રીતે સ્થિર થઈ ગઈ. સમૈયામાંથી પાછા ફરતા પણ તેવોજ અકસ્માત થયો. આ સમયે ડ્રાઈવરને તેજનો મહાન પ્રકાશ દેખાયો.

આવા આવા ઘણા ચમત્કારો થયા અને શ્રીજી સ્વામીના પ્રતાપે સમૈયો અદ્ભુત ઉજવાયો. શુભ કાર્યમાં સદા વિઘ્નો હોય પરંતુ ભગવાન પણ પ્રગટજ હોય એટલે તે વિઘ્નોને વિદારી, પોતાની મરજી પ્રમાણે શુભકાર્યોનું સંચાલન કરે છે. કંપાલાનો સમૈયો આવા ચમત્કારી પ્રસંગોથી અને જ્ઞાનભરપૂર પ્રવચનોથી અભૂતપૂર્વ બની ગયો.

પ્રથમ શહેરમાં સત્સંગીઓનું ભવ્ય સરઘસ સાંજે છ વાગે નીકળ્યું, આખા શહેરમાં ફરી સરઘસ મંડપમાં આવ્યું અને સભા મંડપ ચિકાર ભરાઈ ગયો. કાર્યક્રમની શરૂઆત સ્વામીશ્રીના આશીર્વાદ પત્રના વાંચનથી થઈ. ત્યારબાદ હરમાનભાઈએ પ્રેરક પ્રવચન કર્યું. ત્યારબાદ મુક્તરાજ મગનભાઈએ ઠાકોરજીની આરતી ઉતારી. આરતી પછી ધૂન્ય, અને કીર્તનના કાર્યક્રમ બાદ મુક્તરાજ મગનભાઈએ વચનામૃત ઉપર કથા શરુ કરી. સ્વામીશ્રીનો અપાર મહિમા કહ્યો અને આજે સ્વામીશ્રી સાક્ષાત્ નૈમિષારણ્ય ક્ષેત્ર છે. તો તેમની આજ્ઞા પાળી, સત્સંગ કરી લેવો, તે મુદ્દા ઉપર તેમણે ખૂબજ ભાર મૂક્યો. કંપાલાની હાઈસ્કૂલના એકટીંગ

પ્રિન્સિપાલ શ્રી જશભાઈએ પણ સત્સંગનો અને સ્વામીશ્રીનો અદ્ભુત મહિમા વર્ણવ્યો. અંતમાં ત્રિભોવનદાસે તથા પ્રભુદાસે આ સમૈયામાં સૌ હરિભક્તોએ પધારી, તેમને કૃતકૃત્ય કરી દીધા, તે માટે સૌનો આભાર માન્યો. ત્યારબાદ ભોજન કરી સૌ પોત પોતાના સ્થળે જવા નીકળ્યા અને ટરેરોમાં મુક્તરાજ મગનભાઈ સાથે એક દિવસ રહી, તેમના જ્ઞાનામૃતનું પાન કરી, પોત પોતાના ઘેર ગયા.

× × ×

નૈરોબીમાં શ્રી જશભાઈના ઉત્સાહથી તેમને ઘેર માગશર સુદ ૧૦ મે ભવ્ય ઉત્સવ યોજાયો. આ પ્રસંગે પણ ઘણા હરિભક્તો પધાર્યા અને શ્રી. સી. ટી. પટેલ ભાગવત્ ધર્મનું પોષણ શી રીતે થાય તે ઉપર મનનીય પ્રવચન કર્યું વળી આ પ્રસંગે પ. પૂ. શ્રી યોગીજી મહારાજનો પણ અત્યંત મહિમા તેમણે કહ્યો અને આવા પરમ ભાગવત સંતની પ્રાપ્તિ અતિ દુર્લભ છે. તે સત્ય સૌને સમજાવ્યું. સત્સંગ પ્રસારણ માટે અખંડ વિચરણ, કથાવર્તાનું મુખ્યપણું તેમજ શિક્ષાપાત્રીનું અભંગ પાલન, જીવનમાં ઉતારી, આ મહામુક્તો સ્વામીશ્રીની પ્રેરણા મુજબ કાર્ય કર્યે જ જતા હતા અને શ્રીજી સ્વામી તેમના કાર્યમાં દષ્ટિદ્વારે ભળી તેનો વિશેષ અને વિશેષ વિકાસ કરી રહ્યા હતા.

× × ×

ફરી એવો ગૌરવપૂર્ણ પ્રસંગ સ્વામીશ્રીની ૮૭ મી જયંતિનો નૈરોબીમાં ઉજવવાની ત્યાંના મુક્ત મંડળે તૈયારી કરી. પોતાના ગુરુ હરિ, પ્રાણાધાર સ્વામીશ્રીની જયંતિ ઉત્સવ ઉજવવામાં કોને આનંદ ન થાય ? કોને ઉત્સાહ ન આવે ? સૌ ખૂબજ આનંદ અને ઉત્સાહમાં હતા. પણ આ આનંદ અને ઉત્સાહ પાછળ ભાવિના ગર્ભમાં રહેલી ભયંકર વિષાદની ખીણ કોણે જોઈ હતી ? કોણ જાણતું હતું કે સ્વામીશ્રીની આ છેલ્લીજ જયંતિ આપણે ઉજવી રહ્યા છીએ ?

આ ઉત્સવ પણ શ્રી જગભાઈ ગાર્ડને ત્યાંજ ઉજવવાનું નક્કી કર્યું હતું ઉત્સવને ગાંગોપાંગ દીપાવવા માટે જગભાઈએ તથા મુક્તરાજ અંબાલાલભાઈએ ખૂબજ મહેનત કરી હતી વસંત પંચમીના શુભ દિવસે દૂર દૂરથી હરિભક્તો આવવા લાગ્યા અને સૌના હર્ષનો પાર ન રહ્યો

ઉત્સવની શરૂઆત મુક્તરાજ અંબાલાલભાઈએ એક ભાવવાહી કીર્તનથી કરી પછી આ પ્રસંગ માટેજ નાન્યુકીથી આવેલા મુક્તરાજ હરમાનભાઈએ રહસ્યપૂર્ણ પ્રવચન કરતા કહ્યુ, ‘આજે શિક્ષાપત્રીનો પ્રાદુર્ભાવ થયો શ્રીજી મહારાજે લખેલ આ શાસ્ત્રમા સર્વ શાસ્ત્રોનો નિચોડ આવી જાય છે વળી આજ શુભ દિવસે સ્વામીશ્રીએ પણ આ ભૂમિ ઉપર અવતરણ કર્યું અને શ્રી અક્ષર પુરુષોત્તમની શુદ્ધ ઉપાસના પ્રવર્તાવી આ ઉપાસનાને યથાર્થ સમજી તેને અનુસરવામા આપણે આજે પ્રાદુર્ભાવ પામેલી શિક્ષાપત્રીના સિદ્ધાંતોને સંપૂર્ણત અમલમા મુકવાનો નિર્ણય કરી, સ્વામિનારાયણના સાચા સત્સંગી બનીએ ’ આ પ્રસંગે સત્સંગની અપૂર્વ સેવા કરતા શ્રી સી ટી પટેલની સેવાની નોંધ શ્રી હરમાનભાઈએ તેમના પ્રવચનમા લીધી હતી ત્યારબાદ આરતી કરી, પ્રસાદ વહેંચી સૌ પોતાના સ્થળે ગયા શ્રી ભટ્ટસાએ પોતાની ગાડી હરિભક્તોની સેવા માટે આ પ્રસંગે રાખી હતી, તે તેમનુ અતિશય મહિમાનુ અંગ સૂચવે છે કંપાલામા પણ આ પ્રસંગે ભ ય સંમેલન યોજાયુ હતુ

ત્યારપછીના વૈશાખના ઊના વાયરાએ અંતર તપી જાય તેવા સમાચાર આવ્યા ‘સ્વામીશ્રી અક્ષરધામમા પધાર્યા ’ સમસ્ત સત્સંગ માટે આ સમાચાર વિઘાતક હતા આફ્રિકાના સત્સંગને, દૂર દૂર રહી દૃષ્ટિ માત્રે સેવીને સ્વામીશ્રીએ સંપૂર્ણ રીતે પોષણ આપી, વિકસાવ્યો હતો સ્વામીશ્રીની અમૃત દૃષ્ટિ, તેમની અમૃત વાણી, તેમના અમીમય દર્શન હવે નહિ મળે, સદાને માટે નહિ મળે, તેવા અભાવાત્મક ભાવથી સૌના હૃદય

ભાંગી ગયા. આ સમાચાર અસહ્ય હતા, પણ તે સહન કર્યે જ છૂટકો હતો. આફ્રિકા સત્સંગ મંડળના પ્રાણ સમાન મુક્તરાજ મગનભાઈ, હરમાનભાઈ, ત્રિભોવનદાસ, સી. ટી. પટેલ વગેરે આજ અરસામાં ગઢપુર મંદિરના મૂર્તિપ્રતિષ્ઠા ઉત્સવમાં ભાગ લેવા આવી ગયા હતા. એટલે તેમને સર્વને સ્વામીશ્રીના દર્શન, સેવા અને સમાગમનો યત્કિચિંત લાભ મળ્યો. છતાં આ પ્રસંગ તો સૌને માટે પણ વિષમ હતો. સ્વામીશ્રી ગયા, પોતાનું અંતિમ કાર્ય ગઢપુરનું કરીને, ઉપાસનાનો દિગંતમાં દિગ્વિજય કરીને અને જ્ઞાન દૃષ્ટિએ સૌને પોતાનું સ્વરૂપ પ્ર. બ્ર. સ્વ. શ્રી યોગીજી મહારાજમાં અખંડ પ્રગટ છે, તે પ્રતીતિ કરાવીને. આફ્રિકાના સત્સંગીઓએ ખૂબજ શાંતિપૂર્વક આ આઘાત સહન કર્યો. અંતર નીચોવીને ધીરજ પ્રગટ કરી. અત્યાર સુધી જે જ્ઞાનમૃતનું પાન તેમણે કર્યું હતું, તે ખરે ટાણે પ્રગટ કર્યું.

મુક્તરાજ મગનભાઈ આફ્રિકા પધાર્યા. ત્યાંના તમામ મંડળોને તેમણે સ્વામીશ્રીની તિરોધાન લીલાની સર્વ હકીકત કહી. સ્વામીશ્રીના કાર્યનું રહસ્ય પણ સમજાવ્યું અને સાથે સાથે કહ્યું, 'સ્વામીશ્રી ગયાજ નથી, અખંડ પ્રગટ છે. જોગી મહારાજમાં સ્વામીશ્રીને નિહાળવાની દૃષ્ટિ કેળવો,. તો સ્વામીશ્રીના અખંડ પ્રગટપણાના સુખનો આનંદ આવશે. મોટા પુરુષો તે, वासांसि जीर्णानि એમ જીર્ણ દેહનો ત્યાગ કરી, નવા સ્વાંગમાં પ્રગટ જ રહે છે.' મગનભાઈના આ ઉપદેશથી સૌને ધીરજ મળી, શાંતિ થઈ અને સૌ ધીરે ધીરે સ્વસ્થ થઈ ગયા. પ્ર. બ્ર. સ્વ. શ્રી યોગીજી મહારાજે આ સમયથીજ પોતાનો પ્રબળ પ્રતાપ શરુ કર્યો અને સ્વામીશ્રીની અંતર્ધાન લીલાના દુઃખને વિદારી દીધું.

## ઉપસંહાર

આફ્રિકાનો સત્સંગ ફાલ્યો ફૂલ્યો અને શુદ્ધ ઉપાસના તેના સાચા સ્વરૂપમાં સૌ સમજતા થઈ ગયા. પરંતુ આ સમજણને

વિશેષ પુષ્ટિ મળે, તેના પાયા પતાળે નંખાય, તે માટે જેમ સ્વામીશ્રીએ દેશમાં એ ઉપાસના પ્રવર્તાવવા માટે મંદિરો કર્યાં, તેજ પ્રમાણે આફ્રિકામાં પણ શ્રી અક્ષર પુરુષોત્તમ ઉપાસનાનાં સર્વોપરી મંદિરો થાય, ત્યારેજ અક્ષર અને પુરુષોત્તમનું મૂર્તિમાન જ્ઞાન સૌના અંતરમાં દૃઢ થાય. સ્વામીશ્રીનો એ સંકલ્પ હતો. હરમાનભાઈને તે માટે આશીર્વાદ પણ તેમણે આપ્યા હતા. તે કાર્ય થવાનું હતું.

આફ્રિકાના પ્રવેશદ્વાર મોમ્બાસામાં શ્રી સ્વામિનારાયણ સત્સંગ મંડળ, આફ્રિકા, તરફથી ભવ્ય મંદિર, સમગ્ર મંડળના કાર્યકરોના સહકારથી ઊભું થઈ ગયું. વેદોક્ત વિધિથી આ મંદિરમાં શ્રી અક્ષર પુરુષોત્તમની પ્રતિષ્ઠા થાય અને સ્વામીશ્રીના સ્વરૂપ રૂપ પ્ર. બ્ર. સ્વ. શ્રી યોગીજી મહારાજના વરદ હસ્તે તે મંગળ કાર્ય થાય, એવી સૌની ઈચ્છા હતી. ઉપાસનાના પરમ સત્ય સિદ્ધાંતને મૂર્તિમાન કરવાનો સ્વામીશ્રીનો જે ધ્યેય હતો, તે ધ્યેય આફ્રિકા દેશમાં, સ્વામીશ્રીના સંકલ્પથી પોતાના દ્વારા પૂરો કરવા, પ્ર. બ્ર. સ્વ. શ્રી યોગીજી મહારાજે આફ્રિકા જવાનું કબૂલ કર્યું. પોતાના સંત મંડળ સાથે શ્રી યોગીજી મહારાજ સં. ૨૦૧૧ ના ચૈત્ર વદી ૬ ની સાંજે વિમાનદ્વારા આફ્રિકા જવા પધાર્યા. આફ્રિકાના સત્સંગ મંડળે પોતાને આંગણે આવતા આ પરમ ભાગવત સંતવર્યનું અદ્‌ભુત સ્વાગત નૈરોબીમાં કર્યું. આફ્રિકાનાં સત્સંગના ઈતિહાસમાં કદાચ આવું અદ્‌ભુત ભાવભીનું સ્વાગત પ્રથમજ થયું હશે!

## મોમ્બાસા મંદિરમાં મૂર્તિપ્રતિષ્ઠોત્સવ

સ્વામીશ્રીના આશીર્વાદને આકાર આપતું, શ્રી અક્ષર પુરુષોત્તમ મંદિર, મોમ્બાસામાં જોતજોતામાં તૈયાર થઈ ગયું. આ મંદિરમાં મૂર્તિપ્રતિષ્ઠા ઉત્સવ પ્રસંગ, ખૂબ જ ભવ્યતાથી ઉજવવાનો ત્યાંના ભક્તોનો ઉત્સાહ હતો.

ચિત્ર પ્રતિમાની ગ્રામ પ્રદક્ષિણામાં હજારો હરિભક્તોએ લાભ લીધો. પોલીસે આ પ્રસંગે સુંદર વ્યવસ્થા જાળવી. સૌને પ્ર. બ્ર. સ્વરૂપ શ્રી યોગીજી મહારાજ અને સંતોના દર્શન થાય, તેવી સ્વયંસેવકોએ પણ સુંદર વ્યવસ્થા કરી હતી. પ્રતિમાની ગ્રામ પ્રદક્ષિણા લગભગ ૩ કલાક ચાલી અને સાંજના ૬-૪૦ એ મંદિરે પહોંચી.

મંદિરના ઉદ્‌ઘાટન વિધિ પ્રસંગે સ્વામિનારાયણ સત્સંગ મંડળના પ્રમુખ શ્રી એ. બી. પટેલે ટૂંકુ પ્રવચન કરતાં કહ્યું, 'આજે મોમ્બાસાના આંગણે સુવર્ણનો દિવસ ઉજવાય છે.' ત્યારબાદ શ્રી માધવાણીએ મંદિરનું ઉદ્‌ઘાટન કર્યું અને આ પ્રસંગે સારી રકમનું દાન દર્યું.

બીજા દિવસે સત્સંગિઓની આપાર મેદિની વચ્ચે મૂર્તિઓની પ્રાણ પ્રતિષ્ઠા વિધિ થઈ. શ્રી યોગીજી મહારાજે પ્રતિષ્ઠા વિધિની આરતી ઉતારી અને સર્વત્ર જય જયકાર થઇ ગયો. સ્વામીશ્રીનો આશીર્વાદ, 'મોંબાસામાં મંદિર કરજો,'* તે પૂરો થયો. આ વિધિ પ્રસંગે મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓમાં ખાસ કરીને શ્રી એ. બી. પટેલ લક્ષ્મીદાસ માધવણી, આર. બી. પંડયા, રણછોડભાઈ ઉમેદભાઇ પટેલ, સી. ટી. પટેલ, ત્રિભોવનદાસ મૂળજીભાઈ, મણીભાઈ એમ પટેલ, પ્રેમજીભાઈ, હરમાનભાઈ, પુરુષોત્તમદાસ, છગનભાઈ નારણભાઇ પટેલ તથા બહેચરભાઈ જી. પટેલ વગેરેએ ખૂબજ શ્રમ વેઠી, આ શુભ કાર્યમાં રાત દિવસ સેવા કરી, મદદ કરી હતી.

આ શુભ કાર્યનું શુભ પરિણામ એ આવ્યું કે શ્રી બહેચરભાઇ પટેલની આ વિધિમાં સ્વલ્પ સેવાના પરિણામે, પ્ર. બ્ર. સ્વરૂપ શ્રી યોગીજી મહારાજની તેમના ઉપર દ્રષ્ટિ પડી ગઈ. મૂળ ચાંગાના વતની, શ્રી બહેચરભાઈ ધંધાર્થે મોંબાસામાં રહેતા અને પશ્ચિમી રીત રસમ જીવનમાં અપનાવી, એ હબેજ રહેવા ટેવાએલા હતા. તેમના પત્નિ શ્રીમતિ હંસા બહેન ચૂસ્ત સત્સંગી હોવાથી, તે

* કંપાલામાં પણ મંદિર કરવાનો સ્વામીશ્રીએ આશીર્વાદ આપ્યો હતો તે પણ આ પ્રસંગ બાદ લગભગ ચાર વર્ષે તૈયાર થઈ ગયું.

શુભ સંસ્કારના બળે, બહેચરભાઈના પણ સંસ્કાર મૂળો જાગૃત થવા લાગ્યા, તેમાં શ્રી યોગીજી મહારાજે જળ સીંચ્યું અને તે સંસ્કારના ઝાડ થઈ ગયા. આ પ્રસંગથી શ્રી યોગીજી મહારાજનો અદ્‌ભુત પ્રતાપ નીહાળી, આ અદ્વિતીય ઉત્સવ ફક્ત તેમની દૃષ્ટિથીજ ભવ્ય રીતે ઉજવી શકાયો, તેની તેમને પ્રતીતિ થઈ ગઈ. કલબનું જીવન જીવનાર, બહેચરભાઈ મંદિરના પ્રાંગણમાં દેખાવા લાગ્યા અને અંતે મંદિર જ શેષ જીવન વીતાવવાનું સ્થાન તેમને માટે બની ગયું. આજે શ્રી સ્વામિનારાયણ સત્સંગ મંડળના તેઓ પ્રમુખ નીમાયા છે અને પોતાની કાર્યદક્ષતાથી આફ્રિકાના સત્સંગ મંડળને પ્રગતિના પંથે તેઓ દોરી રહ્યા છે.

આ રીતે પૂર્વ આફ્રિકાના સત્સંગની અભિવૃદ્ધિ સ્વામીશ્રીના આશીર્વાદથી થઈ. તે પ્રવૃત્તિ પ્ર. બ્ર. સ્વરૂપ શ્રી યોગીજી મહારાજના પ્રસંગથી ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી ગઈ. સ્વામીશ્રીજીના પ્રતાપે ગુણાતીત જ્ઞાનનો બ્રહ્મરૂપ થવાનો દિવ્ય સંદેશ, સત્સંગના આ અદ્‌ભુત વિકાસથી આબાલવૃદ્ધ સત્સંગીઓ તરફથી, સૌને મળવા લાગ્યો. સૌ તે સંદેશ ઝિલે, ગુણાતીત જ્ઞાન સમજે અને તે જ્ઞાનથીજ ગુણાતીત સ્વરૂપ શ્રી યોગીજી મહારાજને ઓળખે, તેવી પરમ દયાળુ શ્રી પૂર્ણ પુરુષોત્તમ નારાયણને પ્રાર્થના ! ! ! *

---

* આ વિભાગમાં પ્રગટ થયેલો હેવાલ પૂર્વ આફ્રિકા સત્સંગ મંડળના હેવાલો અને સ્વામિનારાયણ પ્રકાશમાં આવેલા શ્રી મણીભાઈ ઉમેદભાઈ પટેલ, હરમાનભાઈ મકનભાઈ, અંબાલાલ પુરુષોત્તમદાસ, શિવાભાઈ નારણભાઈ પટેલ વગેરેના લેખો ઉપરથી લેવામાં આવ્યો છે જો કે આફ્રિકાની સત્સંગ પ્રવૃત્તિની વિશાળતા જોતાં, આ હકીકત ટૂંકી ગણાય, છતાં જેટલું મળી શક્યું, તેટલું સંપૂર્ણતઃ લેવા પ્રયત્ન કર્યો છે. કોઈ હરિભક્તોના પ્રસંગો કદાચ રહી ગયા હોય તો તેઓ મુગ્ધ હૃદયે મને ક્ષમા કરશે. સ્વામીશ્રીના જીવન પ્રસંગનો આ સમગ્ર ગ્રંથ આફ્રિકાના સત્સંગ મંડળના ઉત્સાહથી જ પ્રગટ થઈ શક્યો છે. તે માટે તેમનો સૌનો આ પ્રસંગે હું આભાર માનું છું અને દિવસે દિવસે આ પ્રકારના સંસ્કાર સાહિત્યની પ્રવૃત્તિ તેમના દ્વારા વૃદ્ધિ પામે, એવી પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરું છું.